they, no doubt, are heroic in their natire and obtain a certain measure of happiness in spite of themselves. It is, then, clear that health is in itself a cause of happiness. All are not gifted with courage and determination of this kind. He, who, is desirous of getting pleasure which is obtainable from the mere possession of strong limbs *and sound digestion, should*, as a rule, give his body the exercise and training that it needs, keep it clean and inflexibly hold it back from the vices and excesses that sap its powers. Constant care of this kind ought to be the motto of every life-blood or individual who aims at a life of contentment.

The second source of happiness is sound education and a healthy and a well-trained mind must be the guidance of a healthy and well-trained body. The deprivation of the pleasures and consolations of literature is the missing of one of the great sources of happiness. Success in professional or commercial life is due to one's knowledge and a trained mind because he is well-up in that profession of his only through the reading of the great authors.

A sympathetic occupation is the third source of happiness in the selection of which the greatest care should be taken in order to quit distaste which holds the selector back from prospects of success. If he finds it tedious and discomfortable, it will not contribute to the joy of existence because it begins in boyhood and continues to old age but if it is a contrarious one, it will occupy a very appreciable position of his day.

*The earning of one's livelihood* along with scucess in his work is the fourth securing of happiness because it not only comes with joy rooting from work well-done and duty performed, but also brings with it an ease from monetary. agitations and the respect of others. It is, therefore, clear that the earning is equally desirable in order to mone tarily place one self comfortably but it is not meant for his habituation or practice to vices and spendings of money unnecessarily for mere outward pomp and show which he does not deserve.

It is now concluded that thinking to possess wealth for the aforesaid points of happiness is unworthy and undesirable and hence its possessor is, by all means, worthy of a blame.

The most real source of happiness is in one's own power. Pure consciousness, refinement of an animated propensity or

nature which objects to fail when mishap announces threats and the behaviour of his family members towards himself are also considered to be the real sources of happiness. True love, true friendship, true position and such other outward things are also worth adding to his aforesaid points of happiness.

Ambalal Motilal Thaker
Managing Proprietor,
Native Institution;
BARODA.

---

*AMBALAL M. THAKER Esqr*
MANAGING PROPRIETOR,
NATIVE INSTITUTION, BAROJA.



**Mr. Nizam-ud-Din Quraishi.**

Born on 1301 A. H.



મી૦ નિઝામુદ્દીન કુરેશીઃ

જન્મ સને ૧૩૦૧ હીજરી.

# " વિવિધ વાકય રંગ. "

( જુઓ પહેલાં વાકયો માટે દીવાળીનો ખાસ અંક )

૨૧ સંપ એ સ્નેહનો ઝરો છે.

૨૨ યુવા અવસ્થા એ હંમેશાં આશાનો કાળ અને કીર્તિવંત સમય છે.

૨૩ એવું ચોક્કસ સમજજો કે કોઇ પણ વખતે કાળ અકાળ નથી.

૨૪ વિકાર જીવન કરતાં નિર્માલ્ય જીવન ઘણું શ્રેષ્ટ છે.

૨૫ અનુકંપા અને સદ્ભાવ વિનાનું વાંચન નિર્થક છે.

૨૬ દરેક મનુષ્યે, આગળ મૃત્યુ છે એમ સમજી કૃત્યમય થવું જોઇએ.

૨૭ ભવિતવ્યતા દરેક મનુષ્યના ભવિષ્યને ગુપ્ત રાખી બેઠી હોવાથીજ હર્ષ—શોકના રંગીન ધ્વજા—પતાકા દુનિઆમાં ક્ષણે—ક્ષણે ફરકયા કરે છે.

૨૮ સૌ કોઇ ભાગ્યને વશ છે. ભાગ્ય પણ કંઇ સ્વતંત્ર નથી. તે પણ કરેલા શુભા શુભ કર્મોને આધીન છે.

૨૯ અણીનો સમય ચુકયા પછીનું ડહાપણ નકામું છે.

૩૦ મેળવેલું જ્ઞાન જો અંતરમાં ને અંતરમાંજ દગ્ધ થઇ જતું હોય તો પછી તે જ્ઞાન મેળવ્યું પણ શા કામનું ?

૩૧ બંધનો તો ઘણાએ છે પણ પ્રેમના બંધન જેવું એક પણ બંધન નથી! કહ્યું છે કેઃ— "બાણતો કામનું અને બંધન તો પ્રેમનું"

૩૨ જન સમાજ હમેશા કુતૂહલ પ્રિય હોય છે, માટે સાવધ રહેવું યોગ્ય છે.

૩૩ કજીઆ થવાનાં કારણો નજીવા હોય છે, પણ તે વધી જતાં ઘણોજ દુઃખ દાયક નીવડવાની સાથે તેને પતાવવાના કારણો બહોળાં જોઇએ છે.

૩૪ બોલી બગાડવા કરતાં મુગું રહેવું વધારે સારૂં છે.

૩૫ સુખને શોધતો મા—તેના કારણોને પહેલાં શોધ—પછી પરિણામની રાહ જોવી નહી પડે.

૩૬ ઉત્તમ પ્રકારની પ્રજા કે રાજ્યનિતિ શીખવી હોય તો મનને કાબુમાં રાખતાં શીખ.

૩૭ આ દુનિયામાં જન્મી આપણને કયી કયી ફરજો અદા કરવાની છે. એ ના સમજાય તો જીવન નિર્થક છે

૩૮ તું ઉદયનો માર્ગ ઇચ્છતો હોયે તો તારા આત્માનો વિચાર કર.

૩૯ તારી ગમે તેવી સ્થિતી હોય તેની હરકત નહીં, પણ પ્રમાણીકપણું, સત્ય શીલ અને કૃત્ય પરાયણતાને વિસાર તો મા.

૪૦ એક સુકૃત્યમાંથી બીજા સુકૃત્યો જન્મ પામે છે, તેમ પછી તેનો નાશ પણ થતો નથી તે ધ્યાનમાં રાખજો.

રતનલાલ નાગરદાસ વકતા
બોરસદ

## ૭૮૬

# ઇમાનદાર માણસ સંબંધી
# હઝરત મોહમદ સલ૦ના ઉદ્ગારો !

લેખકઃ—એન. એ. કુરેશી.—અમદાવાદ.

ઇમાનદાર માણસમાં આ વિવેક હોય છે. દીનદારીની વાતોમાં તે સખ્ત હોય છે, જ્યારે લોકોની સાથે મામલામાં નરમીનો વર્તાવ કરે છે; ત્યારે નરમીની સાથે હુશીયાર પણ રહે છે. ખુદાની વેહદાનીયત (એકત્વતા) ઉપર ઇમાન લાવે છે અને તેના ઉપર યકીન રાખે છે. ઇલમ પ્રાપ્ત કરવામાં લાલચુ હોય છે. અગર તે કોઇની સાથે દુશમની કરે તો મહેરબાન દુશમન હોય છે. અગર તે વિદ્વાન હોય તો વિદ્વતાની સાથે તેનામાં નમ્રતા પણ હોય છે. અગર તે પૈસાદાર હોય તો ખરચ કરવામાં વચલા દરજ્જાનો હોયછે, અગર તે ભુખ્યો હોય તો સબર કરે છે. લાલચથી વેગળો રહે છે. હલાલ રોજીની તલાશ કરે છે. ભલાઇનું કામ દ્રઢતાથી કરે છે. બોધની વાતો પ્રાપ્ત કરવામાં ચાલાક અને ચપળ હોયછે. મનોવિકારથી કદી ઠગતો નથી સંકટમાં સપડાએલાઓ ઉપર મેહેરબાન હોય છે. જો કોઇ માણસ તેના તરફથી કીનો રાખતો હોય,તો તેના ઉપર જુલમ ગુજારતો નથી અગર તે કોઇની સાથે દોસ્તી રાખતો હોયતો તે દોસ્તના માટે પાપમાં પડતો નથી. અગર કોઇ માણસ તેના પાસે અમાનત મુકે, તો તેમાં ખ્યાનત કરતો નથી. તે અદેખાઇ કરતો નથી, કોઇને મેણા મારતો નથી. તેમજ લઅનત પણ કરતો નથી, તે સાચી વાતનો તરતજ એકરાર કરે છે. જોકે કોઇ માણસે તે સંબંધે સાક્ષી ન પુરે. તે લોકોના ખોટા નામો રાખી તેઓને બોલાવતો નથી. નમાઝ આજેજીની સાથે ભણે છે. જ્યારે તેના ઉપર સંકટ પડે છે, ત્યારે તેમાંથી મુક્ત થવા સારૂ જલદી કરે છે. જ્યારે આસુદગી અને સુખના દિવસો આવે છે ત્યારે ગંભીર અને ભારવાળો માણસ બને છે. ખુદા તેને જે કાંઇ આપે છે તેના ઉપર સંતોષ કરે છે અને ખુદાનો આભાર માને છે જે વસ્તુ તેની નથી તેનો દાવો કરતો નથી, ગુસ્સામાં અકળાતો નથી. ભલાઇના કામોમાં ઉદારતાથી કામ લે છે અને કંજુસાઇ કદીએ કરતો નથી. લોકોથી એટલા માટે મળે છે કે તે જે વાત જાણતો નથી. તે જાણી જાય, તે લોકોથી વાત ચીત એટલા માટે કરે છે કે જે વાત વાજબી હોય તે તેની સમજમાં આવે. અગર કોઇ તેને પજવે છે તો તે સબર કરે છે એટલે સુધિ કે ખુદા તેની વ્હારે ચઢે.

જે ભલાઇ પોતાને માટે ચાહે તેજ લોકોના માટે જ્યાં સુધી ન ચાહે ત્યાં સુધી કોઇ પણ માણસ ઇમાનદાર બની શકતો નથી.

જ્યાંસુધી તેનું દિલ અને જીભ એક ન હોય અને જ્યાં સુધી તેનું વચન તેના કામના બરાબર ન હોય ત્યાં સુધિ કોઇ માણસ ઇમાનદારનથી.

ચોખ્ખું ઇમાન તેજ માણસનું છે કે જે ખુદાના માટેજ દોસ્તી કરે છે અને ખુદાના માટેજ દુશમની કરેછે. અને જ્યારે કોઇ માણસ એવું કરે છે ત્યારે તે ખુદાની દોસ્તીનો હકદાર બની જાય છે. કેમકે ખુદા ફરમાવે છે કે, " મારા બંદાઓમાંથી તે લોકો મારા દોસ્ત છે. કે જેમનું વર્ણન મારા વર્ણનની સાથે થાય છે અને તેમના વર્ણનની સાથે મારૂં વર્ણન થાય છે."




ખરે ખર! સત્યનો નીતિનોજ માર્ગ નિષ્કંટકછે, નથી ત્યાં પ્રપંચનો ભય કે દગાનો ડર. નથી ત્યાં અતઃકરણમાં ડંખતો ઝેરી સાપ, કે નથી ત્યાં વૈરના સળવળતા કીડા. પ્રપંચના વાંકા ચુકા માર્ગની ભુલભુલામણીમાં પગલે પગલે ચમકતા વિચારતા કરતાં સત્યની સરિયામ સડકપર નીડર ચાલ્યા જવું કેટલું સુખકર છે, કેટલું સરળ છે. માત્ર ક્ષણિક દેખાતાજ લાભમાં ફસાઈ તેને વશ થઇ સત્યનો માર્ગ છોડતાં કેટલી મુસીબતો આવી નડે છે. એક ઉંધી મુકાયેલ ઈંટ અનેક ઉંધી ઈંટ મુકાવે છે. અસ્થિર ચણાયેલ પાયા વાળી ડોકળી ઇમારતને અનેક અસ્થિર ટેકાની જરૂર પડે છે, સત્ય, સત્યજ આખરે કાળના પ્રવાહમાં ટકી શકે છે, અન્ય સર્વ તેમાં તણાઇ ઘસડાઇ જાય છે. જેની નિશાની પણ મળતી નથી. છતાં મનુષ્ય સ્વભાવજ છે કે તાત્કાલિક લાભને લક્ષમાં લઇ શેતાનના લલચાવતા મધુર અવાજને વંશ થવું. ફિરસ્તાનો સત્ય પણ કડવો અવાજ કાનને રૂચતો નથી. અડગ નિશ્ચય અને ધૈર્યથી સત્યનાજ માર્ગપર વહન થાય તો તે અંતે વધારે સરળ અને નિષ્કંટકજ નીવડેછે. સત્યને ચાહતાં દુનિયાની પરવા દુર થાયછે. માત્ર સત્યનેજ વળગતાં અનેક સર્વ સંજોગ, બારિકાઇઓ તરફ લક્ષ આપવા જેવું કાંઇજ રહેતું નથી. એક૪ લક્ષ્ય સાધતાં સર્વ સંધાય છે, અનેક ચિંતાઓ, અનેક વિચારવંત રાત્રીઓ અનેક પ્રપંચ જાળો નષ્ટ થાય છે. પ્રભો, એ અડગ નિશ્ચય અને ધૈર્ય હૃદયમાં ઉત્પન્ન થાય એજ યાચના છે. એજ ઇચ્છા છે, મારી ઇચ્છા કરતાં ત્હારી ઇચ્છા વધારે બળવાન છે, પ્રભો એ ઈચ્છાને પોષ અને પાર ઉતાર.

રતનલાલ ગોવર્ધનદાસ ઠારવાળા

બી. એ. એલ. એલ. બી.

---

# "લગ્ન" નો ઉપસંહાર.

લેખકઃ—ચંદ્ર—શાંતિસદન.

જીંદગીનું સાફલ્ય, ત્હેનાં ઉત્તમ પ્રતિનાં દ્હાણું—અને ત્હેનાં શ્રેયસ્કર તંત્રોમાં જો કોઇ પણ પ્રણાલી ઘણીજ અગત્યની હોયતો—તે ફક્ત ઘણાજ ગુઢ વિચાર પછી જોડવામાં આવેલાં ભવિષ્યની પ્રજાનાં ઉત્પાદક વર કન્યાનાં યુગ્મજ છે. તેઓનાં એકમેકમાં રહેલાં સ્નેહનાં આવરણો અંતમાં એવાં ફળને જન્મ આપશે કે ત્હેમનાં નામ ' રત્ન પ્રચારક " ના ચિરસ્થાયી ચોપડામાં પ્રથમ સ્થાન પામશે—

× × × × × ×

દેશની ઉન્નતિ અને ત્હેનો પ્રચાર એ સારી રીતે થયેલાં લગનનાં પરિણામજ છે ×

વરવધૂનો યોગ્ય વિચાર પછી—સાંકળાયલો—સંબંધ એજ આપણા ઉદયનું—પ્રભાત છે—

× × × × × ×

પુત્ર ! તું સંસારમાં જા. યોગ સાધનાનું દ્વારૂ વય પુરૂ થયું છે. ત્યાં જતાં વાર સુશિક્ષીત ગૃહીણીને મેળવ. સંસારનાં કામમાં આવા પ્રકારે લગ્નથી જોડાઇ, એ હાથે તાળી પડતાં શીખી ગૃહસ્થના ધર્મને ગ્રહણ કર. સારા લગ્નથી જોડાયલાને સુખછે. શાંતિછે; સર્વસ્વછે, પ્રભુ માન પણ ત્યાંજ છે.

× × × × × ×

આ અર્થ એટલી તો સાબીતી પુરેછે કે પહેલાં લગ્નનો પ્રચાર ઘણાજ અનિવાર્ય કારણોને લીધેજ આપણામાં જન સમાજમાં દાખલ થવા પામેલો. લગ્નનો સામાન્ય અર્થ 'જોડવું" થાયછે. પછી જેમ જેમ સમય આગળ વધતો-બદલાતો ગયો, અને માણસો પ્રેમનાં બીજનો અનુભવ કરવા લગ્યાં, તેમ તેમ તે હાલના દષ્ટિગોચર થતા રૂપમાં જણાના લાગ્યું. પુરાણા સમયમાં પ્રજાને એકજ સ્થાન નહિ હોવાના અભાવે સ્વરક્ષણને માટે પુત્રની સંતતી પ્રાપ્તઃ કરવાની અગત્યતા જણાઇ. અને તે શંકાના નિવારણને અર્થે તે બાબતને લગના પૃથક પૃથક કાયદાઓ પણ ઘડાવા લાગ્યા, આર્યના અસલ ઇતિહાસો અને ધર્મ શાસ્ત્રોમાં જો સહેજ દ્રષ્ટિ રાખીયે તો સ્પષ્ટ થાયછે કે તે જમાનામાં લગનના અંગે કંઇ અન્ય વિટંબનાઓ હતી નહિ, તે દિવસોમાં મનુષ્યના રૂપ લાવણ્ય કરતાં "યોગ્તા" વધુ ધ્યાનમાં લેવાતી અને કેટલેક સ્થળેતો પરણવું અને કોને એ સવાલોના જવાબ કન્યાઓ પોતેજ અગણીત રાજ પુરૂષોથી ઉન્નકજનોથી વિભૂષિત થયેલા મંડપમાં આપતી.

ઇન્દુમતીનો અજ સાથેનો સંબંધ ઉપલા વિચારને પુરતી આપવા સમર્થછે, કેટલેક ઠેકાણે જો પુત્રીને છુટ આપવામાં ન આવતી તો તે તરફની દરકાર માબાપ કરતાં. અને તેમ કરવામા તેઓ ઘણુજ સાવધાન રહેતાં.

સ્વયંવરોમાંયે ઘણે ભાગે ફેર પડતો. " અમુક માણુસ અમુક અશક્ય જેવું કામ કરે અને તેજ મ્હારી પુત્રીને વરે " એ પણ કન્યા ગ્રહણ કરનારની યોગ્તા તપાસવાની, યુક્તિ નહિતો અન્ય શું ? પરંતુ સમયની ગતી બળવાનછે काला वली આર્ય લોકોનું પ્રાબલ્ય ઘટી ગયું. મુસલમાન લોકોનાં ટોળે ટોળે સિંધુ નદી ઓળંગી તેમને—આપણા ઋષિને સંતાપવા લાગ્યા. પોતાના ધર્મનુ રક્ષણ, કુમારીકાઓનો બચાવ અને કુલ વધુઓનું શત્રુનાં

હાથમાં જતાં બચાવવું એ સર્વ બાબતો એ હેમનાં- ભોળાં મગજને ઘેરી લીધાં. આવી સ્થિતીમાં-પોતાના પ્રાબલ્યના અસ્ત થતાં-નમતા સુર્યમાં ( in the evil star of their glory ) હેમને બાળ લગ્ન અને પડદાનશીન-અગર લાજે રહેવાની રૂઢીઓ દાખલ કરવાની જરૂર જણાઇ. પરિણામે રૂષી મુનીઓના લગ્નને માટે કરેલા ઉપદેશો ભુંસી દેવાયા. પ્રથમ યોગ્ય વયે પહોચતા પરણાવવાની રીત બંધ પડી. પાંચ પાંચ વર્ષનાં ઢીંગલા ઢીંગલીનાં જોડલાં દેખાવા લાગ્યાં. હેમના મંગળ ફેરા ફરવાની તસ્દી પણ હેમનાં માબાપેજ લીધેલી. કમ નસીબે, જો એમાંથી એકને અને હેમાં વિશેષ કરીને છોકરાને બચપણના રોગથી સપડાવાનું થયું-અને કદાચ અનિષ્ટ પરિણામ ઉદભવ્યું તો પછી બીચારી બાલીકા કે જેનામાં ફેરા ફરવા જેટલું પણ સામર્થ નહિ હતું. તે હમ્મેશને માટે-નિરાધાર, પતિ સુખને નહિ ભોગવવાની સ્થિતીમાં આખો જન્મ વ્યર્થ કરતી પોતાની જાતને વ્યર્થ કરતી-યોગ્ય વયે પ્હોચતાં-સખીયોને સ્વામિ સુખમાં મ્હાલતી નીહાળી-પોતાની- જીંદગીને બરબાદ કરવાં જેવાં આચરણ-આચરવાં શરૂ કરેછે. વિષય બળવાનછે તે નથી છોડતો દેવને કે દાનવને, માણસને કે ચોપગા પ્રાણિને, તેના સ્વાધિનમાં સઘળાય.

આથી અને સારા શિક્ષણની ખોટને લીધે નીરપરાધી બચ્ચાંઓનાં-મરણ અને વિધવાઓનો પરિતાપ આવી રહેછે. મનુષ્ય જન્મ આ સ્થળે. ખરેખર ઘોરમાઘોર નર્ક છે. જો પ્રથમથીજ જ્ઞાનનાં પવિત્ર સ્મરણમાં હેમને ડુબાડવામાં આવી હોત તો આવાં ઘોરપાત અસ્તિત્વ હોત કે નહિ તે શંકા સ્પદ છે. બાળ લગ્નથી હદ નહિ આવતાં યોગ્ય વિચારને ( Delibration ) સમય અને સ્થાન નહિ મળવાથી કે પછી અન્ય કંઇ લાલસાથી કજોડાંના કનિષ્ટ રિવાજે પણ પગ પેસારો કરવો શરૂ કીધો. આના સબબે પતિ પત્નિનો પ્રે ( Celestial love ) સચવાવા લાગ નહિ. પતિ, પત્નિના જોઇએ તેવા સુખ અજ્ઞાત, અને પત્નિ, પતિ પ્રેમથી વિમુખ. એ યોગે જો સંતતી થઇ તો હેના ઉપર પિતા વાત્સલ્ય ભાવ હતો નહિ, તે હંમેશાં હે ઉત્પત્તિ વિશે શંકા લાવતો, અને આ પ્રકારે ગ કલેશની શરૂઆત થવા લાગી. વળી યતી પ્રજ નાં બંધારણ ( Constitution ) ઘણાં તકલેદી નીકળવા લાગ્યાં. આવા પ્રકાર બંધારણ વાળા બાળકો, ઘણી વખત મર શરણ પણ થવા લાગ્યાં, અને તે પણ પોતા વૃધ્ધ જનોની પહેલાં. પુરાણા કાવ્ય, સંગ અને અનેક રસાયણીક પ્રયોગો—કે જે દરેક પળે સચવાવાંજ જોઇએ, તે લાંબા કાળથી બંધ પડવાને લીધે કટાઇ ગયાં અને કટાતાંની સાથે ઉછરતી, પ્રજાને માટે એક અજ્ઞાનનું ચિરંજીવી અંધારૂ, વારસામાં મૂકતાં ગયાં.

આવી રીતની સ્થિતી અને હેમાં શારી રીક સંપત્તીનો અભાવ—એ બન્નેએ તેમને બાળકોને કંઇ પણ ગ્રહણ કરવાને નાલાયક બનાવી દીધાં. જેના પૂર્વજો વેદ જેવાં મ્હાન ગૂઢ તત્વ જ્ઞાનમાં રચ્યા પચ્યા રહેતા, જેઓને સઘળું જીવ્હાને અગ્ર ભાગે હતું, જેઓ દરેક શાસ્ત્રમાં પારંગત હતા હેમનાં સંતાનો અત્યારે એક વખત કહેલી વાતને સ્મરણમાં લાવી શકતાં નથી એ શું ઓછું શરમદાયક છે ? ધિક છે એ સંતાનોને-કુળ લાજને લોપ કરતા અંગારાઓને ! આ વસ્તુ સ્થિતી એ અધોગતી નહિ તો બીજુ શું ? આજ આપણા અ.થ. મતા દિવાકરની અવધી, આટલેથીજ આપણા જીવન ગૃહની અવદશા, અહિંથીજ આપણી આશાઓનુ ખંડન—અને અહિંજ "એક ભવિષ્યની ઉત્તમ પ્રજાનુ સ્વપ્નનુ અદ્રશ્ય થયું.

૨

અસ્તોદય સ્વભાવિક છે. એક વખતે પુર્ણ સત્તા ભોગવતા મુસલમાનો પાયમાલ થયા: હેમની જાહો જલાલીનો દિપક બુઝાઇ ગયો. ધીમે

ધીમે દેશ, શાંત રાજ કર્તાના હાથમાં આવ્યો. શરૂઆતમાં તો પ્રથમથી ઉતરી આવેલી રૂઢીઓ ( Chain of routine ) દાખલજ હતી. ધર્મના કાંટાઓ વધ્યા હતા. ઘણાંજ અધર્મનાં આચરણો ધર્મના પવીત્ર નામે આચરવામાં આવતાં. આની અસર લગ્નની પવીત્ર પણ ઘણા વખતથી સંકડામણમાં આવેલી ગ્રંથીપર થઇ હતી. બાળ લગ્ન તો જોર પર હતાંજ અને ત્હેમાં અજ્ઞાનનું સર્વોપરિ પણું, કુલીનતાનું નવિન સ્વરૂપે ઘુસી જવું, એ હતાં ને ત્રણ થયાં, જંગ મચ્યો; માઠાં પરિણામ ઉદભવ્યાં. પ્રેમ શબ્દને તો દેશનીકાલજ મળ્યો, માત્ર પશુવૃત્તિ સામાન્ય હતી.

બાલવધ (infanticide) વધવા લાગ્યો અને તે કુળની મ્હોટાઇથીજ. છોકરીને ખેંચીને પરણાવતાં. ખીસ્સા ખાલી થવાના ભયથી તેને દુધ પીતી કરવી એજ વધારે રૂચવા લાગ્યું. અત્યાચાર ફેલાયો. મા બાપે પુત્રી રત્નને ગળે નખ દેવાની હિંમત ચલાવી. પિતાનુ વાત્સલ્ય અને માતાનો સંનતી પ્રેમ અદ્રશ્ય થયાં. દિનબંધુનું દયાલુત્વ ત્હેનાંજ પ્રાણીઓથી રૂઢીના જોરે કરી નષ્ટ થયું. ત્હેનાં કરૂણા જનક વચનો ની તેમણે લેશ પણ દરકાર ન કરી પ્રભુ શું બક્ષિસ અર્પશે એ ધ્યાનમાં ન લીધું. માત્ર રૂઢી દેવીના ઉપાસક બની. ત્હેની ઊપાસના કરવા લાગ્યા. પૂર્વમાં પતિ પ્રેમ'ની સતી થવાના રીવાજને જુદું રૂપ મળ્યું.

,સતી થવાનો રીવાજ પડયો. પતિને પતી તરફ સ્નેહ હોય કે ન હોય ત્હોયે તેને બળાત્કારે ચિતામાં નાખી અગ્નિ શરણ કરવા માંડી આ પ્રકારના આચરણમાં આખો દેશ જનુમતો હતો. કેટલેક સ્થળે સ્નેહ યતો પુર્ણતાને પામતો તેથી એમ ન કહેવાય કે સર્વત્ર પ્રેમ વધ પામતોજ. જો કોઇ પણ ભુલ પરા પૂર્વથી ચાલતી આવી હોય અને આપણને તે જણાતી હોય તો તે આપણે જણાવવી જોઇએજ. " સાચાને સાચ કહેવામાંજ મ્હોટાઇ છે." લાંગ ફેલોના શબ્દોને માન આપીશું તો સત્યને જાહેર કરતાં " Be not a dumb driven cattel,

Be a hero in the strive.

અને ત્હેનાજ શબ્દોમાં તે કર્તવ્ય પરાયણતાને આપણી ઉત્તમ જીંદગીના પારિતોષક તરીકે જણાવે છે ને કહે છે કે

" Lives of great men all
remind us,
We can make our lives
sublime;
And departing leave behind
us,
Foot-prints on the sands of
time. "

વળી મહામુનીઓના શબ્દોચ્ચાર અને ત્હેમનાં અર્થ લુસાઇ ગયેલાં ગુઢ તત્વોમાં શું ભાસ પડેછે. सत्य प्रतिपाद्य આપીજ લગ્નની બાબતમાં જણાતા ઘોળમેળને દર્શાવવી એમાંજ ઉન્નતી છે. તે સુધરે સઘળુ સુધર્યું છે. હવે તો કર્તવ્ય પરાયણતા, ને સંતોષથી બિપદનું સહન કરવુ એજ જીવન સુત્ર તરીકે રહેવું જોઇએ.

Be not man of words

Be a man of practice.

કેમ કે वकु सुक रामिदं अध्य वसितुं दुस्करम्

૩

પૂર્વકાળમાં લગ્નનો ઉદ્દેશ જે હાલના રૂપમાં દેખાય છે તવો નહી હતો. નહિં કે ઢીંગલા ઢીંગલીને જોડવાં, નહિ સુવાનનું વૃધ્ધા સાથે સંમેલન. નહિ કે પ્રૌઢાનું બાળક સાથે સંબંધમાં આવવુ તે તો કંઇ ઓરજ હતું. અને ખરૂ કહીયે તો અધાપિ પણ છે.

તે (લગ્ન) દેવી છે, તેના આશયો ઉચ્ચ છે, તેનો અર્થ સામાન્ય પણ સર્વમાન્ય છે, તે એક ઉચી ટોચ પર મુકનાર છે. દુનીઆમાં વિચરતાં પ્રાણીઓના સંમેલનમાં ત્હેને માટે ઉચ્ચસ્થાન છે, માન છે. ઉચી લાગણીઓવાળાના હ્રદયના ઉમળકાનો ઝરણુ છે. તેને માટે પ્રભુના ધમમાં અલૌકીક આનંદ છે. ટુંકામાં તે સર્વ જીવોનું કલ્યાણ કારી મંગલમય પૃથ્વી પરનું ચિન્હ છે.

Marrage is a divine connection between two sexes, viz the male and the female. From a watched fuegian, who sleeps in the darkness of ignorance, to that individual, who has all the resources of happiness and of real enjoyment, left to his own disposal it-is of equal consequence and magnanimity. 1t links those who are bonnd by it, to the throne of that father, whom we all solisite and bewrate there is bliss in store for such a pair and that bliss × × × × × × ×
' is of a type that is of no unequal imporotance and that is second to none.

આવા ઉતમ ભાવો ક્યાં છે ? ક્યાં ગયાં આપણાં પુર્વજો ? ક્યાં છે તે સ્નેહ લગ્નથી સ્વયંવરથી જોડાયલાં યુગલો ? ત્હેમના પ્રેમથી તેજમાં તેજ પુરતાં ક્યાં છે ત્હેમનાં આત્મપુંજવાળાં હ્રદયો ? શુ તે સદાને માટે ચાલ્યા ગયાં ? શું વ્હાલા ? દેવલોકનાં અગ્નિથી અમોને આમ અંધકારમાં ઉંડેચાં મારવા દેશો ? ત્હમને દયા નથી ? ઓ દયા વહોણાં પ્રાણીઓ અમે કરગરી વીનંતી કરીએ છીએ કે અમિદૃષ્ટિ કરી અમૃત સીંચન કરો ! અમારા ડાઘને સમૂળા ધુવો ? અમોને સન્માર્ગ મોકળો કરી આપો ? અમારી ગુઢ અને ગહન એવી રીતીઓનાં–રહસ્ય સ્હમજાવો ? ક્યાં છે હસ્ત મેળાપ સમયે યોજવામાં આવતી શરતોના યોજક મુનીવરો ! ત્હમારા લેખમાં ભાવ સેવાની અમારામાં શક્તી પ્રેરો ?

"અમારા અન્યો અન્ય મનને ઈશ્વર અનુકુળ રાખે" એવાં ભાવને અમે ક્યારે ધારણ કરતાં શીખીશું ? એ અમારો કરાર ક્યારે પુર્ણતાને પામશે ! અમે અજ્ઞાન છીએ. અમારા વેદીયા ભાઈઓ પણ અમારા જેટલુંજ જાણે છે.

અમને અર્થ નહી સ્હમજાવતાં કેટલીક વખત અમારે બોલવાના શબ્દો પણ પોતે બોલી ચલાવી લે છે, પણ ખુબી છે, દક્ષણા મુકવાનું અમારૂં કામ તે કરી લેતા નથી.
' અમે સુંદર અને વિરપુત્ર ઉત્પન્ન કરીશું"

એ કબુલાત ક્યાં ધુળમાં મળી ગઇ ! અમે નિર્માલ્ય સંતતી ઉત્પન્ન કરીયે ત્હેમાં ગોર મહારાજને ઉપલા સુત્રના અર્થ સ્હમજાવવાની શી અગત્યતા. ત્હેમને અમારા જેવા યજમાન અને અમને ત્હેમના જેવાજ ગોર દેવતાઓ મળે છે. અસ્તુ.

"લગ્ન વિધિમાં હું ત્હમારો હાથ પતિ થઇ ત્હમારી વૃદ્ધિ તથા મ્હારા સંરક્ષણને માટે ગ્રહણ કરૂં છું." એ આપણે ક્યાં જાળવીએ છીએ ? પતિ કહે 'હું ત્હારૂં રક્ષણ કરીશ તુ મ્હારા કમ કાંડમાં અધિકારીણી ર્‌હેજે" એ શબ્દોને આપણે ક્યાં માન આપીએ છીએ.

" ત્હમે મ્હારી સાથે આડુ ન વર્તો અને હુ ત્હમારી સાથે ન વર્તું એવો આજથી આપણો આશય હોવો જોઇએ." એ પત્નિના શબ્દો આપણે ક્યાં પીછાનીએ છીએ.

આ સઘળી કબુલતોની શી મતલબ હતી ત્હેની હમને ખબર ન હતી, હવે યાદ છે. પ્રથમ નો પ્રભાવ અમારા ગોર મહારાજોનો. ત્હેમનુ ભલુ થજો"અમને અર્થતો ના બતાવ્યા પણ–અચરે અચરે રાગતો કરાવ્યા.

"તું મને ગ્રહણકર અને હુ ત્હને ગ્રહણ કરૂં"

એ પત્નિના શબ્દો ક્યાં સ્પષ્ટ રૂપમાં જણાશે! એ કરારો અમારા હતા છે–પણ–વપરાશ નહિ હોવાથી જુના થઇ ગયાછે. ! એમ ધારતાં શીખવું પડશે.

તે બેશક પ્રશંસનીયછે. આપણે ત્હેને ખરી ખુબીથી જોતા નથી–ઉપયોગ કરતા નથી. પણ હાલના શુષ્ક, અપ્રમાણમાં અપાતા જ્ઞાનને લીધે–આપણા પુજ્ય આગામીનીયોના વિચારો તે આપણે ક્ષુલ્લક ગણી કાઢીયે છીએ.

ઉજળું એટલુ દુધ દેખતાં શીખ્યા છીએ લગ્નની બાબતમાં Marriage is love and love is celestial કહેતાંજ આવડયું છે.

પૂછવું પડશે કે ઉપરના જીવન સુત્રવાળા મનુષ્યના ઘરમાં કેટલી શાંતિછે. શું તે સુખી છે ? હશે તો ઘણાજ થોડા પ્રમાણમાં–આપણે અનુકરણ કરવા માંડયુંછે. સારા સારા વિચાર કરનારાજ પોતાની પુત્રીને કાગડાની કોટે માણેક બાંધ્યા જેવું કરેછે. પરંતુ આ સારા વરોના અભાવે છે. આપણને ગમ પડતી નથી કે "સારા જોડાં અને ત્હેમનાં કર્મમાંજ ભારતનુ ભવિષ્ય રહેલું છે." અને આપણી ઉન્નતિનો આધાર હાલની પ્રજાજછે. સારૂ કરવા સારૂ પહેલું સારૂં થવું જરૂરનુંછે. આપણામાં સુધારાને અંગે libertes and love પેસી ગયાં છે. પણ તે અનિષ્ટ પરિણામ લાવતા જણાય છે. Love and bear ના સુત્ર કરતાં સોહર અને સાહ નાં પતિ પત્નિનાં અન્યો અન્યનાં હૃદયના ઉમળકાને વચનો વધારે ભાર મુકવા યોગ્ય છે. આપણું અજ્ઞાત છેક નકામુ નથી. એક સુશિક્ષીત યુરોપીય સ્ત્રી કરતાં આમણી અભણ પણ ઉંચા ભાવવાળી યુવતી વધારે સારી છે. પેલી સ્ત્રિ પતિને પૈસાના ખર્ચમાં દાટીદે છે ત્યારે આપણી યુવતી એ પૈસા એકઠા કરતાં શીખે છે.

આપણી સ્ત્રિ યોગ્યા યોગ્ય શિક્ષા થતાં પણ પતિ પર જેવોને તેવો ભાવ રાખે છે જ્યારે Free liberty–વાળી સ્વામિને છુટા છેડાની ધમકી આપે છે. આ બીજા પ્રકારની સ્થિતી આપણી આવે તે અને બીજા કેટલાક ઉંચા વિચારોથીજ કહ્યું હશે કે

पिता रक्षति कौमारे भर्ति रक्षति यौवने
घार्धके रक्षति पुत्र नास्त्रि स्वातंत्र्य मर्हति॥

આ ઉપરથી એમ માનવાનું નથી કે કુટુંબ કલેશને માર્ગ આપવો. દેવતા કલેશથી નષ્ટ નથી.

## ૪

જમાનો બદલાય છે, આપણે પણ–સારા વીચાર ઉમેરવા અને ખોટા લાગતાને ખુબ ધ્યાન પૂર્વ ઉરાડી નાખવા. હવે રૂઢીના બંધને બંધાઇ રહેવામાં માલ નથી. દરેક વ્યક્તિ અને દરેક જાતનું શું સત્ય છે તે શોધીશું. આપણામાં અસત્ય છે તે જોવું એમાંજ શ્રેય રહેલું છે. મા બાપે, છોકરાં પછીથી ઠપકો આપે તેમ ન કરવું નાનપણથી–જેવા લાડમાં તેમને ઉછેરેલાં, તેવીજ ખંતથી ત્હેમને માટે યોગ્ય જોડુ ખોળી કાઢવા પ્રયત્નો આદરવા જોઇએ.

ખોટી આબરૂની ખાતર સંતતીનુ સુખ ગુમાવવાનો જમાનો હવે નથી. લ્હાવોની લાલસાએ તેમનુ કલ્યાણ કરતાં અટકશો નહી, "ત્હમે હવે નકામાંછો " દેશહીત અને પરહીત પણ ત્હેમને હાથે થવાનાં છે. ત્હેમનેજ સારાં થતાં જોશો. ત્યારે ત્હમે એક ડગલું આગળ વધ્યા ગણાશો. ઉતાવળે આંબા પાકતા નથી. કન્યાને માટે વર અને વરને માટે કન્યા યોગ્ય તપાસ કરીને પસંદ કરવામાં સુખ છે. તે કાંઇ બજારની ચીજ નથી કે ફેંકી દેશું. તે તો જીવત ભરનાં છે.

ઉત્તમ નીરીક્ષણ અને વીચારથી જોડાયલાં સ્ત્રીપુરૂષો દુઃખ શું તે જાણશે નહી. ત્હેમનો સંસારનો રસ્તો મોકળો થશે. અડચણો અને વીપદનાં આભ આપોઆપ વીખરાઇ જશે ત્હેમને પ્રભુ પોતાની આશીષ આપશે. સંતતી ઉચ્ચ પ્રકારની થશે સદભાવના પ્રવર્તશે, પ્રણય રસના ખીલશે–ત્યારેજ " સ્વર્ગ સમ હિંદ થશે " અને ત્યારેજ અનેરી આશા ઓના વૃક્ષને લચી પડતાં ફળ આવશે અને તેજ વખતે ઉંચા હીંદના પવીત્ર હીમાલયના શીખરવાસી મુની જનોનાં બ્રહ્મ ગાન સુણીશું અને ત્યાંજ જીવનની સાર્થકતા.

# શાહજહાં ને ઔરંગઝેબ

## અથવા

## કેદખાનાની વાત ચીત

**શાહજહાં**—બેટા! બેટા! આ કારાગૃહથી મને મુક્ત કર આ બંધનથી મને છોડાવ. મારી જઇફીમાં આ દુઃખ મારાથી સહન નથી થતું.

**ઔરંગઝેબ**—પિતાજી! આપ અહીંજ છો એ ઠીક છે. મને એક ભય ઓછો છે. મારા ભાઇઓ હજુ જ્યાં સ્વતંત્ર અને છુટા છે, ત્યાં સુધી મને આરામ મળવાનો નથી. મોટાં લશ્કરની સરદારી લઇ દીલ્હીની ગાદી લેવા તેઓ આ તરફ ધસ્યા આવે છે. એવે અણીને સમયે તમને છુટા રહેવા દેવા એ ઘણું જોખમ ભરેલું છે. હાથે કરી દુસ્મન પેદા કરી ડરથી તડફતા રહેવું તેના કરતાં કાંટો મૂળથી કહાડી નાખવો શું બહેતર નથી?

**શાહજહાં**—બેટા! બચપણથી પાળી પોષી મેં તને મોટો કર્યો, ત્યારથી ઉછેરી પાક મહોબતથી ચાહનાત રાખી, મારા જીગરથી પણ પ્યારો રખ્યો, તે શું મારી જઇફીમાં મારી આવી બરદાસ્ત ઉઠાવશે? મારે હાથે ઉછેરેલ, મારાજ ખુનથી પેદા થયેલ મારી ઓલાદ મારા આ હાલ કરશે? આ જીગરથી પેદા થયેલ નર મનેજ સળગાવશે? નાફરમાન થઇ મનેજ દુઃખ દેશે? મારી જઇફીમાં ધૂળ નાંખશે? બેટા! હું ત્હારા સઘળા ગુન્હા માફ કરીશ, મારી પછી ગાદીનો વારસ તને ઠરાવીશ, તારા ભાઇ પણ તેથી શાંત થશે, લશ્કર લઇ આ તરફ આવતા માર્ગમાં અટકશે. અને તારો સઘળો ભય દૂર થશે.

**ઔરંગઝેબ**—આપે મને મોટો કર્યો તે આપની મહોબત અને પ્યારનો હું ઘણોજ આભારી છું. આપની એ ફરજ હતી. એક કંગાળ ભિખારી પણ પોતાના બાળકને તેજ પ્રમાણે ઉછેરત. તમને છુટા કરૂં! ભવિષ્યમાં રાજ્ય મળવાની આશાએ હાલ લગભગ હાથમાં આવેલ ગાદી તમને સુપરત કરૂં! શું તમે મને મુર્ખ ધારો છો? કે હાથમાં આવેલ બાજી બગાડી નાંખી ફરી પાછી ગોઠવવાની તકલીફ ઉઠાવવા હું તૈયાર થાઉં. હાલ એ પ્રસંગ ન આવે તો ભવિષ્યમાં પણ મારે શાહેનશાહત માટે મારા બિરાદરોથી લડત કરવી પડશે. ખુદાએ હમણાંજ મોકો આપ્યો છે તો બહેતર છે કે અગમચેતીથી તેનો ઉપયોગ કરી લેવો. હું મારૂં સંભાળીશ તો તકદીર મને સંભળશે. માટે એ વ્યર્થ ઉમેદ છોડી દો. કેદખાનામાં તમારી દરેક સંભાળ રહેશે, જરૂરીયાતો પુરી પાડવામાં આવશે.

**શાહજહાં**—બેટા! મારા ઘરડા ગાલપર પડતાં આંસુનીએ દયા તને નથી આવતી? ગુસ્સાથી રાતી થયેલ તારી આંખ જોઇ મારૂં બદન કંપે છે. પથ્થર જેવા સખ્ત દીલના બેટા! મ્હારા ખુનમાંથી તું કેવી રીતે પેદા થયો. મારા જેવા જઇફ આદમીનો ડર રાખવાનું તને શું કારણ છે? ખુદાનો ડર રાખ! પાક પરવરદીગાર આ જુલમ કેમ સહન કરશે? ખુદાના ગુસ્સાની રાતી આંખ તને જોઇ રહી છે. એ આંખની આતશ તને બાળી ખાખ કરશે. મારી આંખનું તેજ હરાઇ ગયું છે. બદનમાં તાકાત નથી. વૈભવમાં ડુબી ગયેલ દીલ્હીના શહેનશાહ, તારા, પેદરની આ કંગાલ અવસ્થા જોઇ તને રહમ નથી આવતો? ખુદાથી ડર, ખુદાને ખાતર મને છુટો કર અને આ ત્હારા જઇફ બાપ પર એહસાન કરી દુવા મેળવીલે.

**ઔરંગઝેબ** -પિતાજી ! આપના કરતાં દિલ્હીની શાહેનશાહત મને વધારે પ્યારી છે, તે લેતાં સેંકડો બાપ કેદખાનાને ખુણે સડયા કરે તેની મને થોડીજ પરવા છે. આપનોજ દાખલો મોજુદ છે, સગાં સબંધીએ નું ખુન રેડી મેળવેલ ગાદી એજ ખુન માંથી મને મળશે. એ આપનો રાહ છે. દુનિયાનો રાહ છે, તે અખત્યાર કરતાં મને શી શરમછે. રાજ્ય લેતાં પથ્થરનું જીગર કરવુંજ જોઇએ. તકલીફ સિવાય મીઠાશ કયાં છે. ? ખુદા ! ખુદાનો ડર ! ખુદા કયાં છે. ? એ ખાલી અવાજનો મને ડર નથી

**શાહજહાં** - નાપાક ! બેઇમાન ! કાફર ! તને બેટા કહેતાંએ મારી જીભ ઉપડતી નથી. ખુમારી અને અભિમાનથી છકેલ તારી આંખ પરથી આપ ખુદીનો પડદો દૂર કર સ્વાર્થ અને લોભનું અંજન દૂર કર. દુનિયાના મેલથી તારા જીગરને ધોઇ સાફ કર. પછી જોઇશ આલમમાં બધે ખુદાજ ખુદા છે.

**ઔરંગજેબ**—પિતાજી! જુની મુસલમાન બિરાદરોને ઉતરી મારા પક્ષમાં લેવા, કાફર હીંદુઓ સામે તેમને ઉશ્કેરવા, મારા બેઇમાન ભાઇઓ સામે તેમને ઉશ્કેરવા ખુદાઇનો ખેલ ઘણોજ ઉપયોગી છે. ખુદાના ડરને અને ગાદીને ઘણુંજ અંતર છે. ખુદા ઉપયોગી વસ્તુ છે પણ તેથી તેનો ડર રાખવાનું કાંઇજ કારણ નથી !

**શાહજહાં**—બેટા ! આ કેદખાનાની દિવાલો મને ખાવા ધાય છે આ ભયંકર ઘોરમાં દટાવા કરતાં સ્વતંત્રતા મને વ્હાલી છે. આ એકાંત વાસ ! જીંદગીનો ભય ! દગાનો ભય ! તેના કરતાં વધારે કંગાલ જીવન કયું હોય ! બેટા ! મારે ગાદી નથી જોઇતી, રાજ્ય વૈભવની મને ઉમેદ નથી. સત્તા મને પ્યારી નથી. હું ફકીર થઇ કફની પહેરી ફરીશ, ઘેર ઘેર માગી ખેરાતથી પેટ ભરીશ, મહેનત મજુરી, વેઠ કરીશ પણ આ કેદખાનામાં સડયા કરવું મારાથી સહન નહિ થાય. હું પાક પયગંબરના કસમ લઇ કહું છું, કે ગાદી ભલે તું ભોગવ, હું મક્કે હજ કરીશ અને ખુદાની બંદગીમાં બાકીના દિવસો પુરા કરીશ એ વૈભવમાં આગ મુંક. એજ વૈભવ એજ ગાદી એજ સત્તા હાલ મને દુઃખ રૂપ થઇ પડી છે. એજ મારો ગુનાહ છે. એજ અપરાધની આ સજા છે. શાહેનશાહની ઓલાદ થવા કરતાં કંગાલ ભિખારીની ઓલાદ જન્મતાં મને વધારે મજા મળત. બેટા ! બેટા ! હું ભિખારી હતો આરામથી અનંદમાં ભિક માગી મળેલો ટુકડો ઝાડ હેઠળ બેસી નિરાંતે ખાત, ન હોત ત્યાં કેદની સજા, કે ન હોત ત્યાં જીંદગીનો ભય ત્યાં આ ગજબ ન હોત ત્યાં આવા કમજાત ના ફરમાન, બાપનું લોહી ચુસી લેનાર ખુની બેટા !

**ઔરંગજેબ**—પિતાજી ! આ નાહકની જીદ્દને હુજ્જતથી કાંઇજ હાંસલ નથી. મારા હીત અને સ્વર્થ ખાતર મારે તમને કેદ કરવાજ જોઇએ કોઇપણ લાગણી યા દલીલ મારા માર્ગની આડે આવી શકશે નહિ. મારો એ નિશ્ચય કે તેમાંથી મને કોઇપણ ફેરવી શકશે નહિ.

**શાહજહાં**—બેટા ! ભલે તો તારા સ્વાર્થ ખાતર આ જીંદગીનો ભોગ આપ ! મને હવે તેનો ઉપયોગ નથી. હું તેને રાખવા માગતો નથી. મને સ્વતંત્રતા ન આપે તો મોત આપ. લાવ, ઝહરનું પ્યાલું લાવ. આ જીંદગી ખતમ કર કેદ કરતાં મોત મને વાધારે વ્હાલુછે.

**ઔરંગજેબ**—પિતાજી ! મેં તેમજ કર્યું હોત. પરંતુ તેમ થતાં રૈયત અને લશ્કરની જે દીલી થપ બગવો ઉઠવાનો સંભવછે બાદશાહના અકાળ મોતથી ઉઠેલ રૈયતનો પોકાર શાંત થવો મુશ્કેલછે. તેમ થતાં મારા પર શક ખસુસ આવે. પિતાના ખુની તરીકે હું જગતમાં જાહેર થવા ચહાતો નથી. કીર્તિમાં મને મોહ કે લોભ નથી. પણ દીલ્હીના તખ્તના માલિક થવાને માટે કીર્તિની જરૂરછે. અને તેથીજ તેને કાળા ડાઘથી બચાવવી જોઇએ.

**શાહજહાં**—બેટા ! તો શું કેદખાનાને ખુણે સડયા કરવું એજ મારા તકદીરમાં મુકરર થયેલછે. મરણ, મરણ પણ મને તેમાંથી

લેખન વૃતિમાં પ્રવૃત્ત છે એ સ્હેજ જોઇશું. આ આપણા કેશવલાલ હરગોવિંદદાસ શેઠ ચાલુ યુગમાંના લેખકોમાંના એક. તેઓ સાહિત્યની સેવા બજાવવા કેવા તત્પરછે, તે તેમના "બંધુ સમાજ" નામના ઉપાડેલા કામ ઉપરથી ચોખ્ખું થશે. ત્યાં તેઓ પતિએ પત્નિને કેવા ભાવથી જોવી, ત્હેની શુશ્રુષા કેવા પ્રકારની કરવી, એ બધું શીખવાડવું શરૂ કર્યું હતું. ઉમરેઠના ઉછરતા બાલકોને જનરલ નોલેજ ( બહારનું જ્ઞાન ) ની ઓળખાણ આપનાર એ પોતે પહેલા છે અત્યારે ત્હેમના અનુયાયીઓ પોતાના અભ્યાસનાં પુસ્તક કરતાં એકસ્ટ્રા—બહારનાં—પુસ્તકોને વધારે પ્રિય ગણતાં શિખ્યાં છે. એ એમના પ્રયાસનો પ્રતાપ છે. આ એમનો સાહિત્ય સેવા બજાવવાનો આડકતરો માર્ગ બેશક પ્રશંસનીય છે.

પ્રત્યેક વર્ષે જનરલ નોલેજ વાળા બે ચાર યુવકો પેદા થશે એ આનંદની વાત છે. ધન્ય છે ઉમરેઠ! બીજા કોઇયે ત્હને ન અજવાળ્યું એટલું આ લેખક હીરોમણીયે ત્હને અજવાળ્યું. ત્હને ઉમાશિવનું અભિધાન આપનાર પણ તેઓ પોતેજ છે, તું ઉપકાર માનજે એમનો—આ સાક્ષર વર્યનો.

હું ધારૂં છું કે ઉમરેઠ નામથી એમનું આખું પડી જતું હશે. અગર તો ઉમરેઠ નામ ત્હેમના લેખોને શોભાવતું નહિ હોય! ગમે તેમ હોય. "ઉમાશિવ" લાગે છે તો વધારે કર્ણપ્રિય ખોળ આની, ત્હેમના લેખ વાંચતાં પહેલાં, ત્હેમનુ ઠેકાણું વાંચનારના મનપર આ લેખ ઉત્તમ ભાષા જ્ઞાન વાળાનો છે એવી પ્રતિત્ય તો થઇજને? અલબત, ભાષાની બાબતમાં તો તે એક્કા છે, તે એટલે સુધી કે કેટલીક વખત તો તેમનું લખાણ સાધારણ ભણેલો સ્હમજી શકતો નથી. ખરા લેખકની ખુબી ત્યાંજ છે ને! દેત હોય તો વાંચનારનોજ! લેખકનો કદીરે નહિ! લેખકને તો સાહિત્યને નવું રૂપ આપવું છે, તે ગમે તેમ લખે; વાંચકને જરૂર હોય તો આપે નવું રૂપ ત્હેના વાંચનને! કદાચ સ્હમજે એવું લખે ત્યારે સારો લેખક શાનો. એમનું "સ્નેહ લગ્નની સંજ્ઞા વાળું કાવ્ય" એમના અનુભવનું હોય તેમ લાગે છે, અને જો આમ હોય તો તે કાવ્યજ નથી. પોતાના અનુભવ ટાંગનારને એક સારા લેખકના શબ્દોમાં કહીયે તો "કવિની પદ્દીજ યોગ્ય નથી અને ત્હેની કૃતિને કાવ્યયે ન કહેવું!"

અનુવાદના વાયુ પે ત્હેમને પણ સ્વાધિનમાં લીધા છે. ત્હેમની "સરયૂ" નામની ચોપડી ઉત્તમ છે. પણ ખેદ થાય છે કે તે તેમના વિચારની કૃતિ નથી! માત્ર અનુવાદજ છે. અનુસંધાન શું, એતો ત્હેમાં જણાતું નથી. પ્રુફ સુધારવાની તસ્દિ તો લીધીજ નથી. પ્રસ્તાવના તો જાણે, તે મહાન પુસ્તક હોય અને લોકોમાં ઘણી આવૃત્તિઓ પામી જામી ગયું હોય, ત્હેમ ઘણીજ ન્હાની. ત્હેમણે તે પુસ્તક જો ધ્યાન દઇ કર્યું હોત તો આથી સારી રીતે બહાર પડયું હોતે, ઉચ્ચ ભાવને માટે વલખાં મારતા તે ભાષને ક્યાંથી શરૂ કરી ક્યાં વાળવું વાળવું ને તો આવડતુંજ નથી. કાવ્યોમાં પ્રાસનું ઠેકાણુંજ નથી. રાગ સારા છે. પણ જાણે મહામહેનતે શીખાયલા હોય તેવા ભાસે છે, ત્હેમનાં કાવ્યોમાંનાં કેટલાક ઉચ્ચ પ્રતિનાં છે, પણ ઘણાંક તો નિરસ હોઇ માનની લાલસાથી લખાયલાં હોય તેમ લાગેછે, Nationality and nobleness નેશનાલીટી એન્ડ નોબલનેસ ( ઐક્ય અને ઉદારતા ) નાં સુત્રો તેમને સાધી લીધા છે. પણ તે સુત્રો આડંબરના પાણીથી પવાયલાં હોય તેવાં છે. લેખકના જરૂરીયાત ગુણો એ ત્હેમનામાંથી દેશવટો લીધે હોય તેમ છે. પોતાની કલમને નહિ વેચવાનો મુદ્દો ત્હેમણે ઉપાડ્યો છે કે નહિ, તે શંકા સ્પદ છે, આ અધર્મ જણાય ત્હેમનાં લખાણો ધ્યાનથી અમલ સાથે વંચાય તો કાંઇક ઉપયોગના થઇ પડશે, ખીલતાં ફુલને ચુંટી નાંખવું એ અમારૂં કામ નથી. અમારૂં કર્તવ્ય સાચું શું છે તે જણાવવાનું છે.

વળી કુન્દન નામના ત્હેમનાજ સાથના

એક બીજા લેખક છે. હેમનો કવિતા પરત્વે શોખ એવો છે કે, બી. એ. ની ડિગ્રીને પણ તેમણે તુચ્છ ગણી, ધન્ય છે એમની સાહિત્ય સેવા બજાવવાની ઉમપતિજ્ઞાને, હેમનાં લખાણ સારાં હોઇ કંઇક અર્થ ગાંભીર્યવાળાં છે, પણ કંઇક લ્હેરી લાલાની કલમથી લખાયલાં છે. પણ–તે વાંચકના મગજને બુરી અસર કરશે નહિ. "સાગર" નામના એક કસાયલા લેખકે ફારસી સાહિત્યની મઝા આપણામાં રેડી છે. તથાપિ હેમનાં કાવ્ય અતિ રસમય ન હોઇ, બિભત્સ છે. તોપણ વાંચવા લાયક છે. ફક્ત વાંચકે ચેતતા રહેવું કે લેખકના બેવફા વિચારો હેના મગજમાં પેસે નહિ "પ્રેમી"નામ જણાયલા લેખક માત્ર પ્રેમના રાગ તાણવામાંજ મશગુલ છે. હેમનો પ્રયત્ન જુદો છે, પણ કાંક સારો છે. દિનબંધુ નામના લેખક કંઇ ઓરજ પ્રયત્ન કરી રહ્યા છે. સવાલ થાય છે કે દિનબંધુ કેટલા દિનજનની વહારે ધાયા. અમારા ગામમાં ઘણાય દિનજનો છે પણ થોડાકને પણ દિનબંધુ તરફથી મદદ મળી હોય, તેમ લાગતું નથી. પણ હા–હલા–તે તો દિનસાહિત્યની વ્હારે ધાયા હશે. ધન્ય છે એમના આવા ઉત્કૃષ્ટ પગલાને, પણ કામનું શું? હું તો તેમનાં લખાણ આજ વાંચું છું, ને કાલે વિસારે પડું છું. નથી રહેતી એને હૈયાંની ગાંઠ સૂઝી. તે ધારે છે હું સાહિત્ય વધારૂં છું. હું ધારૂં છું તે સાહિત્ય બગાડે છે. પણ તેમાં શું ?

શ્રીયુત "પાદરાકર" કંઇ જુદીજ જાતનો વિચાર કરે છે. "પોતે માગે છે, હું ક્યારે એક સાક્ષરમાં ખપું." બીચારાએ ભાષાપર અંકુશ પણ મેળવ્યો, બીચારા ગહન વિષયો ચર્ચતાંયે શીખ્યા. સાણું–કારણ–શું કે તે નથી વખણાતા. કોઇ ના વખાણે તો આપણે છીએજ ને, વગર પઇસાના ફકો એમના નામનું બિંગલ ? મિ. પાદરાકર લેખક છે—એ—લેખક છે. વાંચો હેમના કાવ્ય અને મહન કરો કંઇ ભાવ, પણ ભાવ બોલા શું કરે રસ જ્ઞાન જોઇએ અને તેની તો તંગી છે. અધવચ રગશીયું ગાડું અચકે છે. અને ભલા મિ. પાદરાકર તેને ખેળે ખેળે આગળ લાવે છે. તે બીજાઓ કરતાં સારૂ લખે છે—એ વાત સત્ય છે, પણ એમના લખાણ અસરકારક નીવડશે કે કેમ તે કળી શકાતું નથી. તરજુમા—ભાષાંતર અનુવાદ ઇત્યાદિમાં તે હોંશીઆર છે. અને તે બનવું શક્ય છે. પોતાનુંજ લખવામાં જેટલો વખત જોઇએ તેટલા વખતમાં તો તેઓ ભાષાંતરના કામમાં બમણું ત્રમણું કરી શકે છે. અને પોતાનું વાપરવા કરતાં પારકું ઉછીનું લેવું એમને રૂચતુ હોવાથી તે એમજ કરે છે.

બેશક મિ. પાદરાકર ઘણુ જાણે છે. અને હેમનનો એકડો કાઢી નાખવા જેવો નથી ! છતાંયે આટલું તો તેમણે ધ્યાનમાં લેવું જોઇયે કે " કરણ શબ્દો કાંઇ ઉકાળનાર નથી. મી. સદાચારી નામથી બહાર પડેલા લેખકને મારે પૂછવું પડશે કે સાહિત્ય શું છે તે આપ જાણો છો. આપનો અભ્યાસ સાહિત્યાના અંગમાં બારાસુધાનોયે છે ? સાહિત્યમાં ઉમેરવા આપના નામને છાજે તેવા લેખ યા કાવ્ય લખ્યા છે? વળી આપ કોણ છો. ગૃહસ્થ કે ત્યાગી. આપ કાવ્યા રસ રગ –પ્રાસ, અલંકાર આદિ શીખીને શરૂ કરશો તો ઠીક જામશે. આ ભાઇની શીખામણ માનજો, નહિતો ખતા ખાશો. ભલા—મિત્ર જેમને તેમ લખવાથી સમાજને કોઇ ફાયદો થનાર નથી.

મિ. સહન જેવાને ગુજરાતી પેપરમાં જગા ન મળી અને એમણે અપમાન સહન પણ કર્યું પણ–ભાઇ એ અપમાન ન હતું, શીખામણ હતી. શું ત્હમારૂં એ કાવ્ય આલોકને માટે નહિ હતું ત્યારે તો તે સુરવાડીના સુરને માટે હશે—ઠીક મિ. સમર્થ એ એમની વાતજ જુદી. ત્હમે પણ સાહિત્ય સુધારો કરો ! અમારે ના નથી, પ્રેમી યોગી નામના નહાનકડા લેખકને પૂછીશ કે ભાઇ ? ત્હમારે ત્હમારી બઇપરથી વિયોગ થયો હતો ? કે ત્હમે પ્રેમયોગી બન્યા ! ત્હમારો પ્રેમ ત્યાં હતો દેવી હોવો જોઇએ રામસીતાના જેવો કે શું. ?

ભલા ભગવાન ? પ્રેમ શું તેતો જાણીયે નહિ ને મ્હારૂ નામ 'પ્રેમ-યોગી. એ કોના જેવું વારૂ. દિલમાં જરા દયા નહિને મારૂ નામ 'દયારામ'ના જેવું.

ભલા લેખક ભાઇઓ ? ત્હમે શું કરવા ધારો છો. ત્હમે સાહિત્ય સુધારો કરવા માગો છો. હું કહીશ કે ત્હમે ભુલો છો. ભાન કરો ત્હમારી કૃતીઓનું અને ભાન કરો જન સમાજની જરૂરતુ. ભાઇ, નોવેલો અને ત્હેમાં વળી અનુવાદની, અને રાગડા વાળી કાવ્ય માલાઓની કિંમતનુ બજાર ઘટી ગયું છે. એક બાજુએ સમર્થ લેખક વરો જેવા કે રા. રા. રણછોડભાઇ ઉદયરામ, રા. રા. હરગોવિંદદાસ કાંટાવાળા, રા. રા. નરસિંહરાવ.રા. મકરન્દ, સુમંત, મણીશંકર રતનજી ભટ્ટ, રા. રા. ન્હાનાલાલ જેવાઓ, સાહિત્ય ને સુધારો શું, તે દર્શાવવા સતત પ્રયત્નો આદરી રહયા છે, ત્યારે ત્હમારા જેવાઓ પકવાનમાં ખીચડીનો સ્વાદ કરવા મંડી રહયા છે. હશે. તોપણ-તેઓ કાંક કરશે. ત્હમે યે કરશો-પણ-ત્હેમનો રસ્તો ઝાલશો ત્યારે ! નહિતો નહિ. ઉપરના પુરૂષોમાંના એકના એક દશાંશ જેટલું ઝવેરાત ત્હમારા સઘળામાં નથી.

રા. લલિતનું અનુકરણ કરવા જતાં કેશવલાલભાઇ ત્હમે ત્હમારૂંયે ગુમાવશો ! કેમ કે " કયાં રાજાભોજને કયાં ગાંગો તેલી ! "

મિ. પાદરાકર સંસ્કૃત શબ્દો મુકીને ભોળાં વાંચકોને ભમાવવા માગતા હશો તો ત્હમારા કાવ્યાદિ લખાણો ગાંધીને ત્યાં પડીકા વાળવા જેટલા ઉપયોગનાં થઇ પડશે. મિ. સમર્થ સદન. વિમલ અને બીજાં ! ત્હમે સૌ ચુપજ રહેજો. અને જો કંઇ કરો તો સોગણું ગળીનેજ કરજો ! ત્હેમ બીજા " નામ મોટાં ને દર્શન ખોટાં" વાળા લેખકો સાહિત્યના નામને ત્હમારા લખાણથી વગોવશો નહિં. ત્હમારા જેવા લેખકો નહિ લખે અને રા. રા. નરસિંહરાવ જેવા એક લખશે-તોયે અમે સાહિત્યને સુધરેલું માનશું. ખોટું આણુશોમા-જો સાચું તે સૌને ખુંચે"

લી

એક અવલોકનકાર

સાહિત્યના ઉપાસકોની લીલા જાણનાર

" ચંદ્ર "

---




દરેક મનુષ્યની એક ઇચ્છા ચોક્કસ પ્રમાણોથી વિભુષિત હોય છે. ભલે આસ પાસના સંજોગોને લેઇને તે સમયે તેનાથી સંપૂર્ણ રીતે ના-સમજાતું હોય. છતા અજ્ઞાન રૂપી અંધકારનો પડદો દુર થતાં તેની જરૂરીઆત તેના જાણવામાં આવવાનીજ.

હાલ જ્યાં ત્યાં માનવ-જીવનમાં અસંતોષનો વધારો થતો જોવામાં આવે છે. કે આશા ધરાવતા હોઇએ ને ખોટાં પડે તેથી આપણને જે નિરાશ ગ્લાનિ કે દુખ થાય તે. તેથી અસંતોષ દુર કરવાનો એક સજજડ ને આબાદ ઇલાજ એ કે આપણે અભિપ્રાય અને આશાઓ એવી બાંધવી કે તે ખોટી પડવાનો સંભવ રહે નહીં અથવા રહે તો પણ ઘણો થોડોજ.

આપણુ સમગ્ર જીવનજ આપણને અસંતોષના કારણ રૂપ લાગતું હોયતો સારી વાત તો એ છે કે આપણે આપણા જીવન સંબંધી જ ભાવના-આશા ધરાવતા હોઇએ તે તપાસી જોવી, અને ખાત્રી કરવી કે તેમાં ખોટુ શું છે ? ખોટું હોય તે પૂર્ણ વિચાર કરી બદલવું અને ખરૂં હોય તેને આનંદ પૂર્વક વળગી રહેવું.

આ પછી આપણું જીવન આવકાર દાયક બનશે ઉત્તમ આશાઓ અને ઇચ્છાઓ રાખતાં શીખશે ? પ્રયત્ન તરફ દ્રષ્ટિ કરે તો તે જીવન સુખ મય બને અને ભવિષ્યના હજારો જીવન આનંદ દાયક બનવાની કબુલાત લેતો જાય. જીવનને સુખ મય બનાવવાના પ્રયત્નો કયા કારણે નિયત છે ? શું મોજ શોખ ઉડાવાને માટે. !—જો ઉંડો વિચાર કરીએ તો અપણને સમજાયા વગર રહેશે નહી કે જીવન ખાન પાન ને ભોગ વિલાસની પ્રાપ્તિ કરવા માટે છે. તે ભોગવવા માટે સર્જી નથી, તે જીવનનો પરમ અંતિમ હેતુ નથી, તે જીવનનો ઉદ્દેશજ નથી, પણ તે તો ફક્ત એક મહા ઉદ્દેશ સિદ્ધ કરવાના સાધન રૂપેજ છે. અને તેજ જીવનની મહાન પરમ અંતિમ ઇચ્છા છે. અને તે માટેજ જીવનની સાર્થકતા છે. જીવનના ઉદેશનો નિર્ણય યોગ્ય રીતે કરવા માટે સૃષ્ટિનાં બીજા અંગો સાથે આપણને કેવા પ્રકારનો સબંધ છે. તે ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે મનુષ્ય વર્ગને એ કહેવાની જરૂર રહેતી નથી. કે દેહ અને આત્મા જુદા છે. દેહ નાશવંત છે, આત્મા અજરામર છે. દેહ વિકાર પામે છે, આત્મા અવિકારી છે. દેહ પંચ મહાભુતનો બનેલો છે અને તેથી ઇશ્વરના ચિત અને સદ અંશ રૂપ છે.

આત્મા તે પરમાત્માના અંશ રૂપ છે, એટલે તે સચ્ચિદાનંદ પુર્ણ ભગવાન-રામ-રહેમાન-ખુદા કે તિર્થંકરનું પ્રતિબિંબ છે. તેથી દેહમાં અનુક્રમે તેનો વિકાસ થાય તો સદ અને ચિત અંશનો યોગ્ય આવિર્ભાવ થાય પણ ત્રણેની પૂર્ણતાતો આત્મામાંજ આવી શકે તેથી આત્માને મૂળ જીવનમાં પ્રગટ કરાવવો તેને તેનું ખરૂ સ્વરૂપ ઓળખાવવું અને પોતા-પણાનું ગએલું ભાન તેને સમજવાની જે મહેચ્છા તેજ જીવનનો મુખ્ય હેતુ અને પ્રથમ ઉદ્દેશ.

એટલે આત્મામાંથી જેઆનંદત્વ તિરોભુત થયું છે. તેને પ્રાપ્ત કરવું તેજ જીવનની પરમ મહાન અને અતિમ ઇચ્છા. તેનાથીજ સર્વ દુઃખની પરાનિવૃત્તિ છે.

આ ઉદેશ શી રીતે સિદ્ધ થાય તે પાર પાડવાના અભ્યાસનો મહાવરો શી રીતે કરવો!

અભ્યાસ બે રીતે થાય છે, એકતો આત્મ શક્તિઓ આત્મામાં રહેલા બળથી વિકાશને પમાડવી બીજુ એકે પરમાત્માના બળથી જીવનો ઉદ્ધાર કરવો, પહેલી રીતને કર્મ સ્વરક્ષ અને જ્ઞાન માર્ગ કહે છે. બીજી રીતને ભક્તિ માર્ગ કહે છે, ભક્તિ માર્ગમાં ભગવાન કે જે સહેજાત્મ સ્વરૂપ પરમાત્મા છે તેમની કૃપાનું અવલંબન કરી, સતત તેની ભક્તિ કરવાથી કૃપાપાત્ર-દયા પાત્ર થવાય છે. ઇતર માર્ગોમાં આત્માની શક્તિઓના વિકાસને લીધે આત્માની ઉપાધિઓ છુટી જતાં જીવ પરમાત્મ સ્વરૂપ બને છે.

આથી દેખીતું છે કે પહેલો માર્ગ સુગમ અને બીજા બે માર્ગ મુશ્કેલ!

× × × × ×

ભક્તિ એટલે શું? ભક્તિ એટલે ભગવાન સંબંધી જ્ઞાન મેળવી સર્વ વસ્તુઓ અને વીષયોમાં જે પ્રિતિ કે આસક્તિ હોય તેના કરતાં ઘણીજ વધારે અને ઘણીજ સ્થિર પ્રિતિ તે પ્રભુમાં થવી તે.

પ્રભુનું જ્ઞાન એટલે શું? તેને સાચા રૂપે ઓળખવો તે.

પણ સ્વરૂપ ઓળખ્યા સિવાય પરમાત્મ ની પીછાન થાય નહી. છતાં તેને જાણવાના ઘણા છે, શાસ્ત્રો સત્સંગ અને સદ્‌વચન પર સંપૂર્ણ શ્રદ્ધા.

આ ત્રણ મુખ્ય અંગ છે. આ વિનાના રસ્તા નકામાં છે. નિરર્થક છે? તેવાં માર્ગમાં ફાફાં મારવા તેજ દુર્ભાગ્ય.

માટે પ્રભુના પ્રેમ મય માર્ગમાં પ્રવેશ કરવા, ઉપર બતાવ્યા પ્રમાણે આપણું જીવન પ્રથમ સાદું-સરલ અને સદાચારી બનાવવાની આવશ્યકતા છે. પછી સદગુરૂને શોધવાની જરૂર છે. તો પણ એટલું યાદ રાખવું જોઇએ કે સદ્‌ગુરૂ ઘેર ઘેર અથડાતા નથી અને જેઓ આથડતા જણાય છે. તેઓ ગુરૂ થવાને લાયક નથી! ક્યાંથી હોય? તેમનુંજ વિચારાધીનું ઠેકાણું નથી તો પછી તમારી તો વાત એક બાજુએજ મુકો. માટે ખરી પરિક્ષા કર્યા સિવાય એવા રંજી પંજીને સદ્‌ગુરૂ તરીકે ઠોકી બેસાડવાથી આ જીવન તો ઠીક પણ આવા હજારો જીવન એરે ગુમાવાય છે માટે આવી અગત્યની બાબત તરફ ખાસ લક્ષ આપવાની જરૂર છે.

પછી પરમાત્મ શ્રેણીના અગમ નિગમ જ્ઞાનની સરલતા સહેજમાં સમજાય છે અને ત્યાર પછી જ્ઞાન મંદીરમાંના ભક્તિ રસના ઘંટનો રણકારો (અવાજ) આત્મમાં કોઇ દૈવી અજબ મહા જ્યોત પ્રદિપ્ત કરે છે. તેજ પ્રમાણે મહેતો અને મીરાંના ચમત્કારિક આત્મામાં દૈવિ જ્યોત પ્રદિપ્ત થઇ હતી.

તેમના દેહને લાગેલા અનહદ સંકટો છતાં જ્ઞાન ભક્તિના રણકારાથીજ તેમનાં જીવન તેમને અતિ પ્રિય કર હતાં! તેમાંથી તેઓને બહુજ ઊત્તમ અને પ્રભુ ભક્તિનો મહા મીઠો સ્વાદ તેમને અનુભવવા મળતો! આવા જીવન કંઇ ઓછાં સુખકર ગણાય નહીં. હે પ્રભો! સર્વ આત્માઓની અંતર્ભાવના એવી થાઓ આ જીવનની પણ એજ આકાંક્ષા ભાવના અને અંતિમ મહેચ્છા છે.

લેખક

રતનલાલ નાગરદાસ વકતા;

બોરસદ



શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડનો [illegible]



ઇગ્લંડનો મહાન લેખક

## મી. ડબ્લ્યુ. ટી. સ્ટેડ.



અધિપતિ

## ભાઇબંધ.

પંખી આ ચોપાનિયું
    ઝટપટ ચાંચે ઘાલ,
મળે ગ્રાહક માસિકના
    કહે મુબારક સાલ.

વાધો સ્નેહ સુખો વળી
    ભાઈબંધ પર વ્હાલ
બધા દીનો આ વર્ષમાં
    રહે જો ખુશ ખુશાલ.

રા૰ વકતા.

The Bombay Art Printing Works, Fort.

# " જાપાનનો બાદશાહ "

## " મહાન્ મુત્સુહિતો "

જાપાનના હાલના બાદશાહનું જીવન ચરિત્ર જાણવા જેવું છે. જેમ જેમ વખત, જમાનો, કે કાળ ચક્ર ફરે છે, તેમ તેમ રાજ્ય ઘટનાઓમાં ના સુધારામાં, અને નિયમ મુજબ થતાં કામોમાં, અચૂક કયાંક અમૂક ફેરફાર તો થાય છેજ.

અને આવા, જમાનાને લગતા થતા ફેરફારો, રાજા પ્રજા ઉભયે ધ્યાન દઇ જાણવા જેવા હોય છે.

આ વિષય પરત્વે કોઇ મહાન શકિતને પણ મુશ્કેલ એવાં ખ્યાતિ ભર્યાં કામો કરી જે વ્યક્તિએ જાપાનને ફક્ત થોડાજ દશકામાં આગળ ધરી દીધું છે ,તેવા એક " રાજ્ય-રત્ન " ના જીવન પરત્વે કાંઇક જાણવાની ખાસ જરૂર છે.

હાલનો, બાદશાહી કુંટબનો, એકસો વીસમો બાદશાહ તેના પિતા **કોમીના** ના અવસાન પછી ૧૮૬૭ ના ફેબ્રુઆરીની ત્રીજીએ ગાદી નશીન થયો. આ ફક્ત એક પંદર વર્ષનો ખીલતો યુવાન રાજા, રાજ્ય કાર્ય દક્ષતા બતાવામાં અને તેના પિતાના જેવી રાજ્ય નિતિ ગ્રહણ કરવામાં યોગ્ય નિવડશે કે કેમ ? તે દર કોઇને શંકા યુકત હતું. છતાં તેના વખતમાં રાજ્યમાં સંસારિક અને સાંપતિક—સુધારા વધારા જાણવા જેવા થયા છે.

યુવાન રાજા **મુત્સુહિતોએ** પોતાના રાજ્યભિષેક પછી તરતજ નીચે પ્રમાણે જાહેર નામા ફેરવ્યાં × × ×

અમારા પૂર્વજોની ગાદીએ બેસતાં અમે એવું નક્કી કર્યું છે કે—" અમારા રસ્તામાં ફાવે તેટલી મુશ્કેલીઓ આવે છતાં, અમારા દેશ ઉપર અમે સ્વહસ્તે રાજ્ય કાર્ય-ભાર ચલાવીશું અમારી સમગ્ર પ્રજાની સુલેહ જાળવી શું, બીજા દેશો સાથે મિત્રાચારી ભર્યા સંબંધ બાંધીશું, અમારા દેશને કીર્તિવાન બનાવવા યોગ્ય ઇલાજો લેઇશું; સુખ, સુલેહ અને આબાદાનીના પાયા ઉપર હંમેશને માટે પ્રજાને મુકીશું?"

ઉપલા ભાષણને અનુસરીનેજ તેણે આજ સુધી વર્તન કર્યું છે. રાજ્ય ઉપર જાતેજ સત્તા ચલાવે છે; તેજ ખરેખરો અને મુખ્ય આગેવાન છે. સેંકડો કાયદા કરતાં તેના વચનની કીંમત અને અસર વધારે થાય છે. તે ચમત્કારિક છે.

જો તે હાસ્ય કરે છે તો આખી પ્રજા હસે છે! જો તે ગુસ્સે થાય છે તો સમગ્ર પ્રજાને શોક ઉત્પન્ન થાય છે. જો કે તે ઘણો વખત પોતાના મહેલમાંજ ગાળે છે એટલે એકાંતમાં રહેવું તેને વધુ પસંદ છે. તો પણ તે પ્રજાનો સર્વ સત્તા વાળો બાદશાહ છે.

જે સુધારો વધારો હજારો વરસમાં બીજા દેશોમાં થઇ શકે નહીં, તેટલો સુધારો વધારો આ હાલના—બાદશાહે છેલ્લા ૩૦–૩૫–વર્ષમાં કર્યો છે. જાપાની પ્રજા આવા કારણોથી પોતાના બાદશાહ માટે ઘણું અભિમાન ધરાવે છે.

× × × × × ×

બાદશાહનો દેખાવ

બાદશાહ દેખાવમાં એટલો બધો ગંભીર છે, કે તેથી તે ઘણો કડક જણાય છે, જે વિદેશી લોકો તેની મુલાકાતે આવે છે, તેમના પ્રત્યે તે ઘણો

સભ્ય અને માયાળુ છે તે યુરોપીઅન પોષાકમાં રહે છે, ગ્રીષ્મ ઋતુના દીવસોમાં તે સ્વદેશી એટલે જાપાની પહેરવેશ પહેરે છે, તે સિવાયના સમયમાં તે દરિઆઇ અથવા લશ્કરી અમલદારનો પોષાક પહેરે છે, આ પહેરવેશ તેની આકૃતિની શોભામાં સંપૂર્ણ વધારો કરે છે. તે જાપાની લોકોના પ્રમાણમાં ઘણોજ ઉંચો છે. તેનો અવયવો સરખા પ્રમાણસર છે, તેની એક સરખી ઉંચાઇ પાંચ ફીટ અને આઠ ઇંચની છે.

તેનો ચહેરો આનંદી છતાં ગંભીર છે, તેની નાની કાળી આંખો ચકોર છે તેના ચહેરા ઉપરથી હરકોઇ ને સહેજમાં સમજાય છે કે તે મહા બુદ્ધિશાળી છે. તે નાની સરખી દાઢી રાખે છે ખાવા-પીવાની બાબતમાં ઘણો મોજીલો અને શોખીન છે, તેમ તે હમેશા નિયમીત રહે છે.

દર કોઇ કામ નિયમસરજ કરવાનો તેને મહાવરો પડી ગયો છે.

× × × × ×

**મુત્સુહિતો** બાદશાહ અમુક વ્યવસ્થા શીર હોવા છતાં ઘણીજ સાદાઇમાં રહે છે, વળી ઘણો વિદ્યા વિલાસી છે, અભ્યાસ કરવામાં

બાદશાહનો સમય ગાળવા નો ક્રમ.

ઘણો સમય ગાળે છે દરરોજ જતા પહેલા દરરોજ સવારે પૂર્વ દેશોના સાહિત્ય વિષયમાં કાંઇક શીખે છે પાછલા પહોરે તે કવિતા અને કલાનો ઘણા ઉત્સાહથી અભ્યાસ કરે છે, ઘણાજ વખાણવા લાયક એવા એક અથવા બે કાવ્યો તેણે રચ્યા છે. ઘણા વિષયોની સારી માહિતી તે ધરાવે છે,, મુખ્યત્વે કરી દેશ પર દેશના અરસ પરસના કાયદાના વિષયમાં તે એક્કો ગણાય છે.

અને જરૂરી પ્રસગે એક કરતાં વધારે વખત પોતાના સલાહકારોને આ વિષયમાં સારી રીતનો ઉપયોગી થઇ પડે છે.

× × × × × ×

• જુવાનીના સમયમાં બાદશાહ ઘોડા ઉપર ઘણો ચડતો, પણ થોડા વરસ ઉપર ઘોડાની પીઠ પરથી પડી જવાથી હવે તે ઘણીવાર ઘોડા

તેની રમત ગમત

ઉપર સ્વારી કરતો નથી, છતાં તે હાલના હીસાબમાં પહેલા વર્ગનો સ્વાર ગણાય છે. દર કોઇ રમતનો અને કુસ્તીનો તેને ઘણોજ સારો શોખ છે છતાં કાઉન્ટ "તેત્સુ"ની સાથે કુસ્તી કરવામાં તે હારી ગયો ત્યારથી કુસ્તી કરવાના અખાડામાં 'પગ મૂકવાનું' ભૂલી ગયો છે તે ગોળી ઉડાવાના કામમાં એક અચ્છો ઉસ્તાદ છે તેમજ જમીનપરના અથવા દરિઆ ઉપરના લશ્કરનો ઉપરી થઇ તે જાતે લડાઇમાં જવા ઘણી હોંસ ધરાવે છે.

× × × × ×

જમીન ઉપરના અને દરીઆ ઉપરના

લશ્કરના સિપાઈઓ પ્રત્યે બાદશાહનો પ્રેમ.

લશ્કરી સિપાઇઓ તેને હદ પાર પૂજે છે. લડાઇના મેદાનમાં, મરણ પામતો સીપાઇ છેલ્લવની વખતે "બાદશાહ લાંબી મુદત જીવો" એવા ઉદગાર કાઢે છે. સિપાઇઓ પ્રત્યે બાદશાહનો પણ એવોજ પ્યાર છે, તેણે પોતાના ખાનગી દીવાનખાનામાં લડાઇમાં મૈયત થએલા સિપાઇઓની છબીઓ હારબંધ ટંગાવી છે. અને તેમના મોતથી બાદશાહને જેટલો શોક થાય છે તેટલો શોક બીજા કોઇ થી ભાગ્યેજ થતો હશે. હિરોશીમા આગળ બાદશાહે સાધારણ સિપાઇઓની ખાનગી મુલાકાત લીધી હતી અને તેમને ખોરાકી પોષાકી કેવી મળે છે અને લડાઇ વિષે તેમનો શું હેવાલ, છે તે વગેરે તેમની સ્થીતિ માટે તેણે સારો તપાસ કર્યો હતો. તપાસ કરતા એકજ પ્રકારનો પ્રતિ ઉત્તર "આસુ" આપવામાં આવ્યો હતો લશ્કર અને બાદશાહ વચ્ચે કેવા પ્રકાર નો સંબંધ હોવો જોઇએ, ને, જમીન ઉપર અને દરિઆ પરના લશ્કર પ્રત્યે બાદશાહે ભાષણ કર્યું હતું; તેમાં તેણે જે કહી બતાવ્યું હતું તે નીચે પ્રમાણે છે.

"અમે તમારા સેનાપતિ છીએ, આ હોદ્દાની રૂએ જેવી રીતે અમે અમારા બાહુ

ઉપર આધાર રાખીએ છીએ, તેવીજ રીતે અમો તમારા ઉપર આધાર રાખીએ છીએ; અને તમો તમારા નેતા તરીકે અમોને ગણો એવી ઇચ્છા રાખીએ છીએ; આથી કરીને આપણી વચ્ચે નિકટનો ખરો દૃઢ અને ભરંસાનો સંબંધ રહેશે. તમો જે રીતે તમારી ફરજ બજાવશો તે ઉપર અમો અમારી ફરજ ખરી ફતેહમંદીથી બજાવી શકીશું કે નહી? તેનો બધો આધાર રહેછે! જો અન્ય પ્રજા આપણા દેશ માટે ઉંચો અભિપ્રાય નહિ બાંધે તો, અમારી સાથે તમારે પણ દીલગીર થવું પડશે. જો તે સારો અભિપ્રાય બાંધશે તો તેના ફળ અમો તમારી સાથે ભોગવીશું! તમારી ફરજ બજાવવામાં તમો દૃઢ રહો! દેશનું સરક્ષણ કરવામાં અમને મદદ કરો અને આના પરિણામે પ્રજાની આબાદાની થશે અને આપણા દેશની ઉજ્વળ કીર્તિ ચોમેર ઝગમગશે.

\+ × × × × +

જેવી રીતે જાપાનના વતનદારો એટલે જાગીરદારોએ પોતાની જાગીરો બાદશાહને પાછી સોંપી દઇ મોટા સ્વાર્થ ત્યાગની પરમા વિધી કરી બતાવી છે તેવીજ રીતે બાદશાહે પોતાની

**જગતના અન્ય રાજ્ય કર્તા સાથે મુત્સુહિતોની સરખામણી**

નિરંકુશ સત્તાનો ભોગ આપી પ્રજાના મતથી રાજ્ય ચલાવવાનો વહીવટ દેશમાં દાખલ કર્યો એ પણ નાનો સુનો સ્વાર્થ ત્યાગ નથી, એવી રીતે દુનિઆના કોઇ પણ રાજ્ય કર્તાએ સવસંતેષથી પોતાની નિરંકુશ સત્તા છોડી દીધાનો દાખલો મળી આવવો અશક્ય છે! દર સાલ પોતાની નિરંકુશ સત્તા છોડી દઇ, સ્વતંત્ર વિચાર પાળી પ્રજાની મદદથી રાજ્ય કારભાર ચલાવવામાં નમુનાદાર એક છત્રી રાજ્ય બંધારણની તેણે સ્થાપના કરી છે.

ચીન અને જાપાનની લડાઇ થઇ ગયા પછી, મુત્સુહિતો માટે દુનિઆના બીજા રાજ્ય કર્તા સાથે મુકાબલો કરતાં એક અમેરીકને નીચે પ્રમાણે લખ્યું છે— × × × ×

" દુનિઆના હયાત રાજાઓમાં એવો કયો રાજા છે કે જેની સાથે તેની સરખામણી થઇ શકે? ચીનના કવાંગ સુધી માંડીને તે ઇરાનના શાહ અને તુર્કીના સુલતાન સુધીમાં એશીઆ ખંડના કોઇ રાજ્ય કર્તા સાથે ખરેખર તે સરખાવી શકાય તેમ નથી. યુરોપીઅન રાજ્ય કર્તાની યાદી જુઓ! રશીઆનો ઝાર યુવાન રાજ્ય કર્તા છે. તે હાલજ ગાદી ઉપર આવ્યો છે અને તેની શકિતના સંબંધમાં હજુ સુધી કાંઇ જાણવામાં આવ્યું નથી, ઓસ્ટ્રીયાનો બાદશાહ એ વૃધ્ધ રાજ્ય કર્તા છે. અને તે પોતાની વિવિધ ભાષા બોલનારી પ્રજા સાથે જેમ તેમ કરી ચલાવે છે. બીજા રાજ્ય કર્તા તરફ જોવા જેવું નથી ફ્રાન્સના તથા ઉત્તર અને દક્ષિણ અમેરિકાના કોટીબંધ પ્રજા સાતક રાજ્યના પ્રમુખોને રાજાઓની ગણનામાં ગણવા બરોબર નથી. જાપાનના હાલના રાજ્ય કર્તા માફક બીજા કોઇએ મોટા કામ તેમજ સુધારા વધારા કર્યાં નથી. તેમજ જય મેળવ્યો નથી, રોમના ઓગષ્ટસના રાજ્ય કરતાં, સ્વીડનના ગસ્ટાવસ એડોલ્ફસના રાજ્ય કરતાં અને 'અમેરીકાના પ્રમુખ લિન્કનની કારકીર્દી કરતાં જાપાનના મીકાડોનું રાજ્ય વધારે પરાક્રમી છે. મીકાડો ભર જુવાનીમાં છે. તેની ઉમર ફકત ૪૨ વરસની છે. સુર્યોદયના રાજ્યના રાજ કર્તા તરીકે હજુ તેની કરકીર્દી લાંબી ચાલવાની છે. હાલ હયાત રાજ્ય કર્તામાંથી તે સર્વથી મોટો નથી? તો બીજો કયો રાજ્ય કર્તા તેનાથી મોટો છે? દુનિઆનાં મોટા ફેરફાર કરનારાઓ માં તે અગ્રેસર નથી તો પછી અગ્રેસર કોને કહેવો ? "

ઉપર પ્રમાણે હાલના મીકાડો માટે ૧૮-૨૦ વર્ષ ઉપર કહેવામાં આવ્યું હતું તે હાલ પણ કાયમજ છે.

× × × × ×

બાદશાહની રાણીઓમાં હેરાઉ-કો પટરાણી છે તે ઇ. સ. ૧૮૫૭ માં જન્મી હતી તે

બાદશાહની પટરાણી અને અન્ય રાણીઓ વિષે

બાદશાહ કરતાં તે બે વર્ષ મોટી છે! ૧૯ ઓગણીશ વર્ષની ઉમરે બાદશાહ સાથે તેના લગ્ન થયાં હતાં, તે જોકે ખુબ સુરત નથી તો પણ તેનો ચહેરો ચિત્તાકર્ષક હોય, માયાળુ અને બુદ્ધિ વાળી દેખાય છે.

તે પોતાના દેશ અને પ્રજા માટે ગમે તેવો ભોગ આપવા તૈયાર થાય છે, તેથી લોકો તેના પ્રત્યે બાદશાહ જેટલોજ પ્યાર ધરાવે છે. પ્રથમ રમત ગમતમાં તે મોટો ખર્ચ કરતી હતી પણ હાલ તે પોતાનો સઘળો વખત ઘાયલ થયેલા સિપાઇઓની સારવાર કરવામાં કાઢે છે.

તેને ચીન સાથે લડાઇ થતા પહેલાં "રેડ ક્રોસ" સોસાયટીની એટલે લડાઇમાં ઘાયલ થયલા સિપાઇઓની સારવાર કરનારી મંડળી સ્થાપી હતી અને તેના પ્રમુખ પદનું માન પણ પોતેજ લીધું હતું.

તેણે એવો વિચાર જાહેર કર્યો હતો કે જ્યા સુધી લડાઇ ચાલતી રહેશે ત્યાં સુધી મોજ-શોખ તથા રમત ગમતમાં પોતે કાંઇ ખરચશે નહી. પણ તેથી જે બચત થશે તે પ્રજાના સિપાઇઓના દુઃખ નિવારણ અર્થે વાપરવામાં આવશે. બાદશાહનો તેના ઉપર ઘણો પ્રેમ છે તો પણ હેરાઉ-કો સંપૂર્ણ રીતે સુખી નથી. તેને પુત્ર નથી, તે પટરાણી છતાં બાદશાહ બીજી અગીયાર ઉપરાણીઓ પરણ્યો છે આ ઉપરાણીઓને બાદશાહની મુખ્ય રાણી જેટલો માન મર્તબો હોતો નથી, તો પણ તેમની સંતતી કાયદેસર ગણાય છે. અને પટરાણીના પુરૂષ સંતતિના અભાવે તેમના દીકરા ગાદી વારસ થાયછે. બાદશાહને ઉપરાણીથી પુત્ર થએલો છે, તેને યુવરાજ પદ આપવામાં આવેલું છે. આ દીકરાને પટરાણી પોતાના પેટના દીકરા પ્રમાણે ગણી તેને ભવિષ્યના મોટા હોદ્દા માટે લાયક બનાવવામાં, તન મનથી મહેનત કરે છે.

× × × × ×

આ માન મરતબા, કીર્તિ, પૈસો, મોટાઇ અને પતિના પ્રેમ ને અતિ પ્રિય થઇ પડેલી

પટરાણી હેરાઉ-કો વિષે

મહારાણીનો કાંઇ ન્હાનો સુનો સ્વાર્થ ત્યાગ ગણાય નહીં આ કંઇ તેની સાધારણ ઉદારતા કહેવાય નહી. પોતાની પ્રજા તરફ અનહદ પ્રેમ. પોતાના લશ્કરી સિપાઇઓ તરફ વિશુધ્ધ પ્યાર, તેમને અણધારી તંગીમાં જોઇતી મદદ આપવી. આવી એક કૃત્ય પરાયણ સ્ત્રીને માટે જેટલું કહીએ તેટલું ઓછું. એતો રાણી કે દેવી? પોતાને પુત્ર હોય તોય શું અને નાહોય તોયે શું-એમ ભાવિ સત્ય માની શોકયનો દીકરો તે મારોજ અને તે પણ મારા પતિનુંજ લોહી આમ સમજી જે પોતાના પેટના દીકરા કરતાં એ વધારે વ્હાલથી લાલન, પાલન, કરે અને યોગ્ય કેળવણી આપવા હંમેશાં તૈયાર રહે! વાહ ધન્ય છે રાણી તારી માતાની કુખને કે એક આવા ઉદાર દીલ અને મન વાળી દેવી ને જન્મ આપ્યો

× × × × ×

જાપાનમાં શીટો ધર્મ રાજ-ધર્મ છે; તેમાં રાજા તથા મોટા મોટા લોકો છે, બૌધ્ધ

જાપાની લોકનો સાધારણ ધર્મ

ધર્મને વચલો એટલે મધ્યમ વર્ગ માને છે. કુગના મતો આ બેઉ વર્ગમાં પ્રચલિત છે અને હાલ બાલ્યા અવસ્થામાં છે

ખ્રિસ્તિ ધર્મ હાલ નહિ જેવો છે! પહેલા ત્રણ ધર્મ ઘણા જુના વખતથી એક બીજા સાથે ચાલતા આવ્યા છે અને ત્રણે ધર્મના તત્વો એક બીજા સાથે એટલા બધા ભેળ શેળ થઇ ગયાછે, કે શુધ્ધ મત શોધી કાઢવાનું અશકય થઇ પડયુ છે,

એક ધર્મ ઉપર પૂર્ણ શ્રધ્ધા રાખી, બીજા ધર્મના તત્વ અંગીકાર કરવા તેઓને હરકત નથી; એક ધર્મના કાંઇક તત્વો બીજા ધર્મના તત્વો વિરૂધ્ધ છતાં એક ધર્મનો માણસ ત્રણે ધર્મના દેવાલયોમાં પ્રાથના કરવા જાય છે, ઘણા

લોકો ઇશ્વર સંબંધી વિચાર શીંટો ધર્મ પ્રમાણે કરે છે. મોક્ષ સંબંધી તથા પરલોક સંબંધી વિચાર બૌધ્ધ ધર્મ પ્રમાણે કરે છે અને નિતિ સંબંધી વિચાર કુંગ શાસ્ત્રને અનુસરી કરે છે. જાપાની લોકની ધાર્મીક મનોવૃત્તિ સ્વભાવિક પણે ઘણી પ્રબળ હોવાથી તત્વ જ્ઞાન અને અધ્યાત્મ વિદ્યાનો અભ્યાસ કરવાનો તેમને ઘણો શોખ હોય છે; તો પણ વ્યવહારિક બાબતમાં તેઓ દુર્લક્ષ રહેતા નથી, પણ તેમાં તેઓ ઘણા દક્ષ હોય છે.

જાપાનના બળ અને સંપતિ આ પ્રમાણે છે

જાપાનનો બળ અને સંપતિ — જાપાનનીવસ્તી ૪૭૦,૦૦,૦૦૦ ની છે તેનો ચોરસ માઇલ વિસ્તાર ૧,૬૨,૦૦૦ નો છે ત્યાંની મહેસુલ આવક ૨,૮૮,૩૦,૦૦૦ પાઉન્ડ ની છે. ત્યાંનો લશ્કરી ખર્ચ ૩૭,૦૦,૦૦૦ પાઉન્ડનો છે, જાપાનનો નૌકા ખર્ચ ૨૮,૮૫,૦૦૦ પાઉન્ડનોછે,ત્યાંના જમીન પરના લશ્કરની સંખ્યા ૪,૩૦,૦૦૦ ની છે નૌકા સૈન્યની સંખ્યા ૩૯,૫૦૦ માણસોની છે, લશ્કરમાં તોપોની સંખ્યા ૨૬૦૦ ની છે અને ૧૨૦૦ નૌકા સૈન્ય માં તોપો છે, તેના લશ્કરની નાની સંખ્યા અને સરંજામ, તેના રાજ્યના રક્ષણ અને બચાવ માટે પુરતો છે. તેના લશ્કરી સિપાઇ ઓ ઘણા સંપીલા છે. અને તેથીજ ત્યાંનો રાજા ગૌરવ યુક્ત છે. થોડા વર્ષો અગાઉજ તેણે પોતાના નાનકડા સૈન્યથી ભારે—ભારે કામો કર્યાં હતા, એ વાત જાણીતી છે. અસ્તુ

લેખક *

**રતનલાલ નાગરદાસ વકતા.**

* "જાપાનનું" વૃત્તાંત વિગેરે પુસ્તકોની મદદથી કેટલાક ફેર ફાર સાથે.



# સૌન્દર્ય પ્રતિ સ્નેહ.




આખા ભૂગોળ પર સર્વ સ્થળે કાઇ પણ સુન્દર વસ્તુ જોતાં સ્વભાવિક રીતેજ સ્નેહ ઉત્પન્ન થાય છે. થોડી બુદ્ધિ વાળી મનુષ્ય જાતોમાં પોતાના શરીરને અધિક સુન્દર બનાવવાને શરીર ઉપર રંગવું, છુંદણાં પાડવાં, ફુલ, કોડી વગેરેના હાર કરીને પહેરવા એવા રિવાજો માલુમ પડશે; સુધરેલી પ્રજાઓમાં પણ સૌન્દર્યમાં વૃદ્ધિ કરવા નાના પ્રકારની ફેશનોનો આદર સત્કાર થાય છે; હિન્દુઓ, બૌધ્ધો, ખ્રિસ્તીઓ, મુસલમાનો વિગેરે લોકોનાં પવિત્ર સ્થાનોનું નિરીક્ષણ કરીશું તો ત્હાં પણ શિલ્પ શાસ્ત્રીઓની ઊંચી કારીગરીના નમૂનાઓ ત્હેમની સૌન્દર્ય પ્રતિ સ્નેહની પ્રતીતિ કરાવશે; અર્થાત Love of the Beautiful is Universal કેટલીક વખત એવું બને છે કે અમુક વસ્તુમાં અમુક પ્રકારની ખુબી રહેલી છે, માટે તે વસ્તુ સુન્દર છે, એમ આપણે કહીએ છીએ. પણ "સૌન્દર્ય" એમાં શો ભાવ રહયો છે. ત્હેની વ્યાખ્યા આપણે આપી શકતા નથી.

Beauty is Uniqe it can be felf, it can be deseribet but it can not be defined. સૌન્દર્ય અપૂર્વ અનન્ય છે અને ત્હેને પારણીમે સુન્દર વસ્તુનું આપણે વર્ણન આપી શકીએ, પરન્તુ સુન્દર વસ્તુમાં મળેલી સુન્દરતા એ શું તે આપણે કહી શકતા નથી.

સૌ ઇ શકે :

अ. મનુષ્ય-કૃતિનું

ब. કુદરત જન્ય.

ઉપરના બે પ્રકારમાં પાછળ કહ્યો હેતા કરતાં પ્રથમને ઉતરતી પંકતીનો છે, કારણ મનુષ્ય કૃતિની તમામ રચનાઓ થોડે વા ઘણે અંશે કુદરતને આભારી છેઃ—

કોઇ ચીતારો એક સુન્દર રહસ્યમય ચિત્ર આલેખી રહયો છે; ચિત્રો જોતાં આપણા હૃદય માં પ્રસંસા કરવાની સ્વયંભુ વૃતિ ચિત્રકારને માટે માન ઉત્પન્ન કરે એ સ્વભાવિક છે; પરન્તુ ચિત્રમાં આણેલા સર્વ ભાવનું પ્રથમ ઉદ્દભવ સ્થાન તો ચિત્રકારે જોએલા કોઇ કુદરતી દેખાવજ છે.

મનુષ્ય કૃતિનું સૌન્દર્ય

૧. ચિત્ર કળા
૨. નકશી કામ ( Sculpture )
૩. શિલ્પ કામ ( Aachitecture )
૪ નૃત્ય કળા
૫ સંગીત અને

क. સાહિત્ય, હેમાં મૂખ્યત્વે કરીને કાવ્યરચના પ્રથમ ત્રણમાં દૃષ્ટિ સૌન્દર્ય છે અને ત્રણે કુદરત; ઉપર આધાર રાખે છે. વળી પ્રથમ બે કરતાં ત્રીજુ ઉંચા પ્રકારનું છે કારણ કે હેમાં પ્હેલાં બનેનો સમાવેશ થઇ જાયછે. શિલ્પ કળામાં આપણે પૂર્વાંતો સૌથી આગળ વધેલા છીએ. Eastern art of Arehitecture represents and nines at great and grand elaboration. નૃત્ય કળા રૂશીયામાં સારી ખીલવણીને પામી છે. સંગીતનો સંબંધ આત્મા સાથે છે. સંગીતમાં સાહિત્યનો જરા પણ અંશ નથી. સંગીતમાં માત્ર રાગની ધુન Melody છે. આપણી પંચેન્દ્રિયોને હેમાં રસ પડે છે ઉપર ના સર્વ કરતાં કાવ્ય રચના સર્વોત્તમ પ્રકારની છે. Poetry must be emotional and not artif icial or michanically manufectured.

, મનુષ્યના જોવામાં આવતું સૌન્દર્ય, ૭ કુદરતી દેખાવ અને ૮. માનુષી સૌન્દર્ય

આઠમાં પ્રકારમાં પુરૂષો કરતાં સ્ત્રી સૌન્દર્ય વધુ આકર્ષક હોવાથી સ્ત્રી સૌન્દર્ય, પ્રસંસા અને ઇતિહાસ એ ત્રણનો સમાવેશ થાય છે.

પહેલા સાત પ્રકારના સૌન્દર્યને વખત સાથે કશો સંબંધ નથી, પરન્તુ આઠમા પ્રકારના સૌન્દર્યમાં વખત પ્રમાણે ફેરફાર થાય છે. શરીર સૌન્દર્યમાં વખત પ્રમાણે અને આસપાસની પરિસ્થિતિ પ્રમાણે ફેરફાર થાય છે; એટલે તે ચલ છે,નાશવંત છે, માટે એની અસર ઘણી સખત છે. ઇતિહાસ પણ એજ અસરના પ્રતાપે ફર્યો જાય છે.

સોક્રેટિસ શરીર અને કુદરતી દેખાવ એ બેમાંજ ઉંચા પ્રકારનું સૌન્દર્ય જુએ છે. શરીર સૌન્દર્ય સાથે મનુષ્યમાં સદ્ગુણ હોય તોજ તે સન્માનને પાત્ર છે.

Beauty should be mingled with Morelity.

લી. નમ્ર
દીનબન્ધુ

## રમુજી ટુચકું

( લખનાર જહાંગીર ર માઇસોરવાલા; બરોડા )

### જરા થોભ ! —

એક વખત એક બાઇ પોતાના સુવા પાસે બેઠી બેઠી ભજીયાં કરતી હતી. તેવામાં તેને હાથે તેલની કડાઇમાં પાણીનું ટીપું પડયું ને ગરમ થયેલા તેલમાં એકદમ ભડકો થઇ પેલી સ્ત્રીની સાડી સળગી ઉઠી । આથી તે સ્ત્રી એકદમ બુમ પાડી ઉઠી " મને બચાવો મને બચાવો હું બળી મરૂંછ."

આ બુમ સાંભળી તેનો ધણી જે પાસેના ઓરડામાં હતો ત્યાંથી એકદમ દોડી આવ્યો અને કહેવા લાગ્યો " જરા થોભ, જરા થોભ, હું બંબા વાળાને જઇને જરા બોલાવી લાઉં "

પરિણામ—મીયાં સાહેબ બંબે
બીબી સાહેબ લંબે

## લેખક ત્રીપુટી

. રતનલાલ વક્તા.  રા. જન્મશંકર, લલિત.  કે. એમ. ઝીયાઅલી.

ક્તા:-સર્વ હૃદયની ઐકયતા અને ઉન્ચ ભાવોની સ્ફુરણા એ દેશોન્નતિનુ પ્રથમ પગથિયુ છે.

લિત:-સૌ કાઇ પ્રભુના બાળક છે માટે તેમના તરફ આપણા નિર્મળ પ્રેમના ઝરણા વહેવા જોઇએ.

એમ. ઝીયાઅલી:-ઐકયતા અને પ્રેમ એજ આબાદીનુ મુળ છે!

ie Bombay Art Printing Works Fort



લેખક ત્રીપુટી



રા. રતનલાલ વકતા. રા. જન્મશંકર, લલિત. કે. એમ. ઝીયાઅ"

**વકતા:**-સર્વ હૃદયની ઐકયતા અને ઉચ્ચ ભાવોની સ્ફુરણા એ દેશોન્નતિનું પ્રથમ પગથિયું

**લલિત:**-સૌ કોઇ પ્રભુના બાળક છે માટે તેમના તરફ આપણા નિર્મળ પ્રેમના ઝ વહેવા જોઇએ.

**કે. એમ. ઝીયાઅલી:**-ઐકયતા અને પ્રેમ એજ આબાદીનુ મુળ છે!

The Bombay Art Printing Works Fort

# કાવ્ય પ્રદર્શન!

## દાના દિલ.

( મીરાંને પૂર્વ જન્મની પ્રીતરે-
એ ભજનની ધુન )

એતો દિલડાં, અહોહો! દીન દાનારે!
હાલો એને નમિએ!
જેનાં કલ્યાણી કામણ છાનાં માનાંરે
એનાં થઇને રહિએ!
છાનાં છપનાં છાયએ છાની લે સંભાળ
અજાણ્યાં બધી વાતમાં
જેનાં કર્યાં ન જાય જોયાં જાણ્યાંરે!
હાલો, એને નમિએ!
હસતે મ્હોંએ ઓછાં ઓછાં થવાનાંરે!
એનાં થઇને રહિએ!
વિભુ વન્દે સચરાચરે, પૂજે પ્રાણી વિશેષ!
આત્મ વિભૂતિ શું-લડાતાં
એનાં ગાયાં ગાતાં જે મન માન્યાંરે!
હાલો એને નમિએ!
સાચે ભાવે તો સેવે સ્નેહી શાણાંરે
એના થઇને રહિયે.

લલિત.

## अमे तो प्रभुना चेला

ગઝલ

અમે યોગી અને ભોગી
પ્રભુની પ્રેમ દાનીના
અમે સાધુ અને સંતો
ખુદાની મહેરબાનીના
અમે યાચક ને આશક
વિભુની વાહ વાણીના
અમે ચેલા સદાનાતો
નિરંજન એજ જ્ઞાનિના
અમે ઇચ્છક કાં બનીએ
દુનઆ એ દીવાનીના
અમે પ્રેમી અમે સ્નેહી
નિકટ એ નાથ જાનીના

વક્તા—

# दुखीआने दुखनी शी परवा.

## ગઝલ

ધરી છે જીંદગી ખોળે, ન આપો તો નથી પરવા
મળી છે આફતો ટોળે, ન કાપો તો નથી પરવા
ગણ્યા આધાર આશાના, મળ્યા ભાલા નિરાશાના
ભલે આડાં ધરી બ્હાનાં, ઉથાપો તો નથી પરવા
કરે જે સત્યનો દાવો, મરી તે પાળતા કોલો
દીધેલા બાપના બોલો, ન પાળો તો નથી પરવા
સહી મુશ્કિલ મુસીબતને, હઠાવી દીલ હીંમતને
કદી મહોબતની કીંમતને, ન પામો તો નથી પરવા
ગ્રહીને આપની છાયા, વિસાર્યા સ્નેહ સંબંધો
જડેલા લોહના બંધો; ન કાપો તો નથી પરવા
ઉખેડી મૂળથી પાયા, ડગાવી મ્હેલની કાયા
કૃપાની શીર ઉપર છાયા, ન સ્થાપો તો નથી પરવા
કરેલી સાધના ખૂટી, ગજબ છે ગર્જના છુટી
હૃદય સર્વસ્વ લુંટી આજ, સંતાપો નથી. પરવા
પડી તે છો પડે પુરી, ગતિ એથી અધિક બુરી
બળી બેઠા પછી ઓછા, ન તાપો તો નથી પરવા
સહુ તેના સ્મરણથી શું ? મરેલાને મરણથી શું !
વહેલા વિસ્મરણ મિત્રો, ન છાપો તો નથી પરવા

વસંત

# પોતા તણું પોતે હણે.

ગઝલ ( ભૈરવી )

દુનિઆ મહીં છે ના છુરી, જે કાચને કાપે નહી.
પણ કાચની હીરાકણી, પોતા તણું પોતે હણે.
નહી અન્ય ધાતુ કાષ્ટ જે, પાષાણ કાપે લોહને.
જુઓ છીણી લોખંડની, પોતા તણું પોતે હણે
વિષ જે ચઢ્યું વછ નાગરે, સોમલ તણું ના ઉતરે
ગુણ છે દવા ઝેરી મહીં, પોતા તણું પોતે હણે
ગર્મી તણું જે દર્દ તે, ઉપચાર શીતળથી વધે
પણ ઉષ્ણ ઉપચારો જુઓ, પોતા તણું પોતે હણે
ચીરી જનેતા પેટ વીછુ, બાળ લેતા જન્મને
પાળ્યા તણો બદલો દીએ, પોતા તણું પોતે હણે
કંઈ ના પડી પરના જનોને, પર તણી દરકાર શી ?
ધન મદ મહીં અંધા બન્યા, પોતા તણું પોતે હણે.

સજ્જન.

સારત ૭૫ન




ગઝલ

અહોહો ! તેજ ઝળ હળતુ,
અહિંઆ આવતું કયાંથી ?
અહોહો ! બે સુલુ ઝરણું,
વહે આ જ્ઞાનનું કયાંથી ?

અમિનાં બિંદુડાં મોઘાં
ટપકતાં જાય આ કયાંથી ?
દિસે ના કો છતાં ગેબી,
અવાજો આવતા કયાંથી

અહો ? દૈવિ સુ. વાસોની,
ઉછળતી લહરિઓ કયાંથી ?
અનિલ અધ્યાત્મ વિદ્યાનો
શિતળ સુખદા વહે કયાંથી ?

હૃદયને ઠારતું મીઠું,
મધુર ગાન આ કયાંથી ?
અહા હા સદ્‌ગુરૂ એતો !
સહુ વર્ષાવતા જ્યાંથી !

પાદરાકર




ગઝલ

ઉદય અમ દેશનો કરવા,
લઇશું હર્ષથી વિદ્યા;
પુરણ સૌ ઇપ્સિતો કરવા,
લઇશું હર્ષથી વિદ્યા

ઉપસ્થિત વિઘ્ન કાપીને,
સરળ માર્ગો બનાવીશું;
બનીને ભોગી વિદ્યાના,
કરીશું કૃત્ય ખ્યાતિના ૨

બની વિદ્યામહીં તદ્રુપ
અમે કર્તવ્ય સહમજીને—
કરીશું દેશની સેવા,
સફળતાના દુઃખો સહીને ૩

દીનબન્ધુ




અહો ! શું આદર્યું દિલબર જીગરમાં ખોસવું ખંજર
ઝુકેલું એકદમમાં સર કતલ કરવા શું ધારો છો ૧
હસાવ્યા તો હસી લીધું રડાવ્યા તો રડયા કીધું
જીગર આ આપને દીધું ખફા થવા વિચારો છો ૨
તમારા પ્રેમમાં મશગુલ કરી આ જીંદગાની ધુલ
દિવાનાની થઇ એ ભુલ સજા શું આજ મારો છો ૩
હજારો દિલ ઉમ્મેદો બધીયે મુળથી છેદો
ન સમજુ હાય એ ભેદો ગજબ શાને ગુજારો છો ૪
હજો આરામમાં હરદમ દુવા દિલથી સદા દેતાં
છતાં શમશેર લઇ ઊભાં વિના વાંકે વિતાડો છો ૫
અરેરે ! હિજ્ર ! જ્વાળોમાં બળેલું ખાક છે દિલ આ
હજુ અંગારમાં ફુંકી બળેલાને શું બાળો છો ૬
વફાઈ વિશ્વમાં કયાં છે વફા થાવું જફા એ છે
અધુરાએ અનુભવને ઉંડો દીલે ઉતારો છો ૭
જીગર આ સોપ્યું છે શરણે ન પરવા શું થશે તેને
પરંતુ ક્રુર થાતાં એ પ્રભુનું શું વિચારો છો ૮
દીધાં જે કોલ પ્રીતિના સદા સારી નિભાવાના
બધા પર ફેરવી પાણી હવે શાને વિસારો છો ૯
દાના થઈ દિવાના પર દયાળુ ઓ ભલા દિલબર !
કહોને ખોફના ખાંજર થકી કયારે ઉગારો છો ૧૦

રતનલાલ ગોવરધનદાસ ઠારવાળા
બી. એ. એલ. એલ. બી.




ઉર એ તો પ્રભુ દ્વાર, પ્રથમ પગથી છે,
ઉર એમાં સ્નેહ ભર્યા માનવની ગતી છે,
ઉરનાં ઉજમણાં એતો સ્નેહનો વિકાસ છે,
સ્નેહનો વિકાસ એતો પ્રભુનો પ્રસાદ છે.

વળી

" ઊર એતો કંઇ કંઇ આશાનું સંકેત સ્થાન,
ઉરનો ઉધ્ધાર એતો વિશ્વનો આધાર છે."

" ચંદ્ર "

## સૌન્દર્ય

સૌન્દર્ય એતો પ્રભુની કૃતી છે,
સૌન્દર્યનાં લ્હાણ નવલા દિસે છે.
" માનુષી " એ ભાવ પ્રજા જનોનો,
" દેવાંશી " એ છે દુર દર્શીઓને.

## કોયલને.

બ્હેરા તણી આ નિવાસ ભુમી, તેમાં મધુરો રવ કેમ કાઢે
દૈવે પીડેલાં જુદી જાતનાં એ, તુ કોકીલાને કંઇ કાગડો કહે.

## પુત્રની વાખ્યા

પુત્ર એ માતા પિતાના પ્રેમનું પુતળું ખરે
( ત્હેમાં ) નિખાલસ સ્નેહ પિતાનો, માતાનું વાત્સલ્ય છે.

લેખક

" ચંદ્ર "

# ગોદાવરીને તીરે

( આંસુડાંના મેહ તો બતાવો હો બતાવો કોઇ.—કવિ ન્હાંનાલાલના એ ગીતની ધુન )

આવ્યાં સખિ ! આપણે ગોદાવરી ગંગાને તીરે !
ગોદાવરી ગંગાને તીરે !
હો પવીત્ર જીવન નીરે !
નાહ્યાં સીતારામને સ્મરણે પવિત્ર જીવનનીરે !
હો પવિત્ર જીવન નીરે !
પ્રભુ યોગ પ્રાણુ ! ધીરે ધીરે !
દંડક વનને વાસને ઇગતપુરીને ઘાટ–
સ્નેહ અર્પો સંસારની દેવ લીલાની વાત !
એની એ સૃષ્ટિને સૌન્દર્ય આરસની તરતાં હો !
સખી ! સીતા રામને આદર્શ જીવન જગવતાં હો !
સ્નેહ યજ્ઞના વ્રત તપ્યાં, પંચવટીની છાયઃ—
ભકત દંમ્પતી ; એમને પગલે પુણ્ય પ્રવાહ !
ઉછળતિ ચેતનાના પુરે હેત જોસ પૂરે !
ધુમે ગાજે ને પોધ ધસમસે હો દૂર દૂરે !
નાસિક તીર્થે વાંછિએ, નમી સજોડ પરિવારઃ-
"સીતારામ સમ વિચરિએ ગૃહે સમાજે રાજ્યા!"

" લલિત "

# સદ્‌ગુણનું શીખર.

શીખર સદ્‌ગુણનું જોવા, અમારૂં ચિત્ત ચ્હોંટયું છે
ત્રીલોકી નાથને મળવા, અમારૂં દીલ લોટયું છે
ભરી કોઠારમાં નિતિ, જરાએ ત્યાં નથી ભિતિ
સુખે જાણે અને જાણે, ભલાએ રહેમની રીતિ
થયાં જેજે ગુણી વીરો, છપાયા ઈતિહાસોમાં
ખરા સદ્‌ગુણના નેત્તા ગવાયા જ્ઞાન રાસોમાં ·

સદ્‌ગુણી

# सागरवत् संसारमां सारवत् शुं ?

[ ગઝલ. ]

સંસાર સાગરની મહીં, માયા રૂપી જળ છે ભર્યું
મોહાઇ તેમાં મોહથી, ડુબી અરે ! મરશો નહીં.
અતિ ચીકણો કાદવ રૂપી, પ્રસર્યો છે લોભ જ જગતમાં;
લોભાઇ તેની લાલચે, લંપટ કદી બનશો નહીં.
આ, ખરૂં કે તે, ખરૂં, સંદિગ્ધતા—શેવાળમાં;
સપડાઇ શાણા સજ્જનો, લપસી પળે પડશો નહીં.
મોટાઇના મહ માનનો, ગીરિ ભયંકર છે ભવે;
મલકાઇ તે ઉપર ચઢી, જીવ હાથથી હણશો નહીં.
ખાલી તરંગો મગજનાં, કોડો અને શંખો દીસે;
દોરાઇ એનાં દોરમાં, વમળે વીરા ! ચડશો નહીં.
આવે ઉછાળા પળપળે, વૈભવ રૂપી જ્યા ફીણનાં;
પલટાય, પ્યારા! પૃથ્વીમાં, એ વાટમાં વળશો નહીં.
વિકાળ–મુખ વિકામીને, કંદર્પ-ક્રોધ-મગરમચ્છો;
ઝડપી લીએ છે સર્વને, એને તમે અડશો નહીં.
ભક્તિ રૂપીજ ભવાબ્ધિનો, ટાપુ ગ્રહીને ભાવથી;
સંકટ પડે કોટી છતાં, હીંમત ધરી હઠશો નહીં.
હીરા નિલમ-માણેક સમ, મૌતિક-મુક્તિ મણિ;
એ મેળવ્યા વિણ અન્ય કો, પ્રેમી પથે પળશો નહીં.

પ્રેમી

૧—હરિગીતમાં પણ ગાઇ શકાશે.

---

## અભ્યર્થના

હે પ્રભો પ્રણતને પ્રબોધજે
પાપ પુંજને પ્રહાર કર, ની સાર, વિશ્વધાર
સકળ સફળ કર વીહાર અકળારંભ ઓંકાર.
પ્રણયની પ્રતીતી, ભાગશેજ ભીતી.
હે. પ્રભો
તુજ પ્રેમ પારાવારમાં નવરાવજે
તુજ સ્નેહ શણગારથી સોભાવજે
તુજ દીવ્ય રૂપ દ્રગમાં દેખાડજે
તુજ ભકિતમાં આશકિત જગાડજે
અલખમાં લખાવજે તુજ વીભુ વીભુતી
સમુલ્લાસ રહાવજે શાસ્વત શ્રુતીને સતત્ જ્યોતી.
સમાવજે અઘો, અધ, ઓઘ જેહ—હે પ્રભો

( રમુજી )

## શ્રી નવીન વર્ષ ૧૯૧૫ ની ગ્રાહકોને

# મુબારકબાદી!

### શાર્દુલ વિક્રીડીત.

દીપે નુતન વર્ષ પંનદર તણું આનંદ વ્યાપે અતી;
મિત્રના સહુ કષ્ટ નષ્ટ કરીને દે સુખ શાંતિ અતી.
રીધ્ધી સીધ્ધી કુટંબ વૃધ્ધી કરજો પરમેશ તું હીતથી;
ભાસ્કર રાવ વદે સદા સ્વમુખથી આશીષ તે પ્રીતથી. ૧

### ભુજંગી છંદ.

નવું વર્ષ તે ઓગણી પંદરામા,
ઊદે જે થયું આજ સારા સમામા;
પ્રભૂને કરૂ અર્જ હું હસ્ત જોડી,
કૃપા નાથ દ્યો શાંતિ ને કષ્ટ તોડી. કૃપા નાથ ૧
થજો ગ્રાહકો સૈ સુખી સર્વદાએ
અતી હર્ષમાં તે લીલા લ્હેર થાએ
અખંડીત હોજો સદા સર્વ જોડી. કૃપા નાથ-૨
હજો સ્નેહ કુટંબ માંહે સદાએ
વધો કીર્તી સ્વદેશ વીદેશ માંહે
સહૂ દુઃખ તે ભાગજો સ્થાન છોડી. કૃપા નાથ ૩

લેખક
ભાસ્કર ગણેશ કરણીક
તારાપુરકર.

# "પ્રેમની પેટી"
## અને
# "સ્નેહની સોટી"

## પ્રકરણ—૧

પ્રેમલત્તાના પિતા કોર્ટના વડા મેજીસ્ટ્રેટ છે. તેની માતા વિદ્વાન ગૃહસ્થના પુત્રી હોઇ યોગ્ય કેળવણી પામેલી અને સદ્દગુણ સંપન્ન છે; પ્રેમલત્તાને એક નાનો ભાઇ અને નાની બહેન છે.

પ્રેમલત્તાનુ લગ્ન ગયા ડીસેમ્બરમાં મધુકુમાર સાથે થઇ ગયું છે. તેણીની ઉમર સોળ વરસની અને મધુકુમારની વય એકવીશની છે. મધુકુમારના પિતા પહેલા વર્ગના દેશી રાજ્યના દિવાન છે, આ દિવાનગીરીને હોદ્દો આવ્યાને તેમને ત્રણ વર્ષજ થયાં છે. તે પહેલાં બંગાળાની વડી કોર્ટના જડજ હતા ઘણાજ કાર્ય દક્ષ હોવાથી અને નિઃપક્ષપાતિ તેમની ન્યાય વ્હેંચણીની ખ્યાતિ દેશ પરદેશ પહોંચી વળેલી હોવાથી સ્ટેટના મહારાજાએ ગવરમેન્ટ પાસે દીવાન તરીકે બોલાવાને તેમની છુટીની સર્વીસ માગેલી અને તે મંજુર થયાથી અત્યારે મોટા—રાજ્યના દીવાનનો માનવંતો અને જોખમ ભર્યો હોદ્દો ભોગવે છે. તેમને ઉપર જણાવ્યા મુજબ બે પુત્રો છે. મોટો મધુકુમાર તે, એમ. એ. નો અભ્યાસ કરે છે અને નાનો સનત કુમાર પ્રીવીયસમાં છે, બન્ને ભાઇઓ સાથે કલકત્તા કૉલેજમાં રહે છે, અને અત્યારે પણ ત્યાંજ છે.

પ્રેમલત્તા પીએરમાં છતાં એપ્રીલ માસ ચાલતો હોવાથી અને મે મહીનાની વેકેશનમાં મધુકુમાર ઘેર આવનાર હોવાથી થોડા દીવસમાં પ્રેમલત્તાને સાસરેથી તેડુ આવવાનો પત્ર આવી ગયો છે. તે ખબર સાંભળી ત્યારથી પ્રેમલત્તાનો હર્ષ માતો નથી.

પ્રેમલત્તા હવે થોડા દિવસમાં સાસરે જનાર હોવાથી તેની માતા દરરોજ તેને નિતિ શીક્ષણ આપે છે.

"પુત્રી હવે તારે થોડા દીવસમાં અમારાથી જુદા પડી તારૂં કાયમનું ગણાતું નિવાસ સ્થાન સાસરૂં ત્યાં જવાનું છે, તારા સાસુ સસરાને તારા અમારા કરતાં અધિક ગણવાના છે હવે એજ માતા પિતાની શીતળ છાયા તળે તારે વિશ્રાન્તિ લેતાં શીખવાનું છે.

તારા સસરા સાક્ષર શીરોમણી અને પહેલા વર્ગના વિધ્વાનોમાંના એક છે.

નિઃપક્ષપાતપણાના ટેવ તેજને લીધે "ન્યાયમૂર્તિ" નો પ્રશંસનિય ખેતાબ તેમને મળયો છે, તેમની કીર્તિની સુવાસ દુરના દેશો સુધી પણ પહોંચી વળી છે. તારા સાસુ પણ એક કેળવાએલા કુટંબના પુત્રી હોવાનું અભિમાન ધરાવે છે

તારા દીએર નણંદ વીગેરે બહુજ ભલા વિવેકી અને સદ્દગુણી છે.

પુત્રી પ્રેમલત્તા ! આવા એક ઉત્તમ વિચારના સુખી કુટંબના સહવાસમાં હવે તારે જવાનું છે.

ત્યાં અમારી આબરૂને ઝળકાવવી એ તારા હાથમાં છે, ઉત્તમવિચારના વિચારકોની ખ્યાતિમાં આપણાં કુટંબની ગણત્રી થાય છે એ ત્યાં જઇ તારે સીધ્ધ કરી આપવાનું છે. બેન ? સ્ત્રીઓને પતિ એજ પરમેશ્વર એજ ગુરૂદેવ ? સ્ત્રીઓના ઉત્તમ પ્રકારના આભૂષણ શણગાર અને કીર્તિ તે પતિજ છે,

સ્ત્રીઓનું કીંમતી ઘરાણું, ધન સર્વસ્વ

જે કાંઇ તે તેના વડેજ છે; આપણી આબરૂ અને શોભા તેમનાથીજ છે.

મારી લાડકી! તને વધુ શું કહેવું? તું ભણેલી, અને ડાહી છે, તું બધું સમજે છે છતાં તારી માતા તરીકેની ફરજ અદા કરવા હું બે બોલ કહું છું!

અહીંની માફક ત્યાં પણ તું દિવસના વિભાગ પાડજે. અમુક વખતે કામકાજ, અમુક વખતે આહાર, નિંદ્રા અમુક વખત સુવી વિદ્યા અભ્યાસ કે નિતિ શીક્ષણ અને પતિની પ્રેમ પૂજા, ઉપરાંત સાસુસસરાની સેવા—ચાકરીમાં નિરંતર હાજર રહેજે

જો બહેન! આપણે અહીં નોકર ચ કર અને પૈસા ટકાની ખોટ નથી, તેવીજ રીતે ત્યાં પણ છે. કોણ! કહેતાં સંખ્યાબંધ નોકર ચાકરો હાજર થશે!

છતાં બહેન, બની શકે તેટલું કામ હાથેજ કરવું અને એતો આપણા કુળનો અનાદિનો નિયમ પણછે. આથી તંદુરસ્ત રહેવાય, શરીરમાં કોઇ પ્રકારનો વ્યાધિ પ્રવેશ કરી શકે નહી અને એક જાતની કસરત મળે.

મારી લાડકી પ્રેમલતા? કેહવાનું ઘણું છે છતાં તારા જેવી કેળવાએલી સુરીક્ષીત પુત્રીને વધુ શું કહેવું તે સમજાતું નથી; બહેન નોકર ચાકર પ્રત્યે દયા ભાવ રાખીએ; હું સારી રીતે જાણું છું કે તારૂં હૃદય કોમળ છે તો પણ કહું છું! તેમને યોગ્યા યોગ્ય કામ સોપીએ; આપણી માફક તેમનામાં પણ આત્મા છે. નાની નણદીને વ્હાલથી બોલાવીએ, તેને હંમેશા સમયોચીત નિતિ શીક્ષણ આપવું એ તારૂં કૃત્ય છે!

તેને હવે સ્નેહલતાની પેઠે તારે નાની બહેને સમજવાની છે, છેવટમાં સર્વની સાથે હળી મળીને ચાલવું અને પતિદેવની આજ્ઞામાં રહેવું એજ શ્રેયસકર છે. તને ભણાવી ગણાવી સુસંસ્કારિક બનાવી છે, એટલે મને ખાતરીતો છે કે તને કાંઇ કહેવાની જરૂર પડે તેમ નથી

જા પુત્રી શીક્ષાગૃહમાં નાની બહેન સ્નેહલતાને શીખવવાનો સમય થયો છે. તે રાહ જોઇ બેસી રહી હશે."

પ્રેમલતા માતાને વંદન કરી હરખાતી હરખાતી અભ્યાસ રૂમ તરફ ચાલી ગઈ.—

## પ્રકરણ ૨ જું

પ્રેમલતાને સાસરે આવ્યાને આજે એક અઠવાડીઉ થઇ ગયું છે! પુત્ર વધુ, આટલી બધી હુંશીઆર, ડાહી અને નિતિ શીક્ષણ પામી વિવેકી બનેલી છે, એમ જાણી સાસુ—સસરાના આનંદનો પાર રહ્યો નહી.

પ્રેમલતાની નણંદ આખો દીવસ તેની પાછળ ને પાછળ ફર્યા કરે. કુટંબીઓ બહુ માનથી બોલાવે, નોકરો પ્રત્યેની ઉંચા પ્રકારની રહેમીઅતથી દાસ—દાસીઓના હૃદય પ્રેમથી ઉભરાઇ જાય! આ પ્રમાણે પ્રેમલતાના આગમનની શરૂઆતમાંજ થવા માંડયુ. આજે શુક્રવાર છે કલકત્તાથી તાર આવ્યો છે. મધુકુમાર અને સનતકુમાર આજરે મેલ ટ્રેનથી આવનાર છે, સર્વત્ર ઘરમાં આનંદ પ્રસરી રહયો છે; પ્રેમલતાતો અતિ હર્ષ ઘેલીજ બની ગઇ છે.

બપોરના કામકાજથી પરવારી શાંતિગૃહમાં પ્રેમલતા કેટલાક વિચાર કરવા બેઠી છે. આ વખતે પતિ પત્નિનો બીજીવારનો ભેટો થનાર છે, લગ્ન પછી એકજ રાત્રી અને એકજ દીવસ પતિ પત્નિ ભેગા રહેલા છે. પતિ તરફથી મેળવેલા વચનની યાદી પ્રેમલતાના મગજમાં અત્યારે આવી ગઇ છે. પ્રેમની યાદગીરી તરીકે એક ઉમદા ભેટ લાવવાનું વચન તેણે પતિ પાસેથી લીધું હતું.

૫-૨૫ ના વખતે મેલ ટ્રેન આવતો હોવાથી કોચમેને ૪—૪૫ ટાઇમે બે ઘોડાની વિકટોરીઆ ગાડી તૈયાર કરી, રજા મેળવી સ્ટેશન તરફ છોડી મૂકી.

મેલટ્રેન આવવાનો સમય થયો, સુસવાટ કરતો આવ્યો પણ ખરો, તરતજ ફર્સ્ટ કલાસમાંથી ભવ્ય અને સુંદર આકૃતિ વાન બે નવ યુવકો બહાર આવ્યા. નોકર ચાકરોએ સરસામાન ઉઠાવી લીધો, સ્ટેશન ઉપર મળવા આવેલા કેટલાક અમીર પુત્રો અને મિત્રોની મુલાકાતથી છુટા પડી બન્ને ભાઇઓ

એ વિકટોરીઆમાં બેસી ઘર તરફ પર્યાણ કર્યું; બન્ને ભાઇઓએ માતા પિતાને દંડવત કર્યો પુત્રોને કુશળક્ષેમ આવેલા જોઇ માતા પિતાના હર્ષાનંદનો પાર રહયો નહીં, કેટલીક વાતચીત કરી સર્વ જન ભોજન માટે ઉઠયા.

ભોજન વીગેરેથી પરવારી રાત્રે પતિ પત્નિ ભેગા મળયા હર્ષથી ભેટયા, અન્યો અન્ય ના ચક્ષુમાંથી આનંદ અશ્રુ વહયા. કેટલીક વિનોદ વાર્તા થયા પછી મધુકુમાર બોલ્યો. " પ્રીયા ! પહેલો મેળાપ સાભરે છે, કે ભુલી ગયાં ? "

પ્રેમલતાં કહે " પતિ દેવે આપેલું વચન ભુલાવા માટે, પહેલો મેળાપ ભુલાવા માગો છો, કે શું ? "

મધુકુમાર કહે " સુંદરી ! બહુ ચાલાક જણાવછો હો ! આપેલું વચન પાળવામાં મને જેટલો આનંદ મળે છે તેટલો આનંદ બીજા કશામાં મળતો નથી; પ્રીયા ધ્યાન આપ !

જેના વડે તારૂ અને મારૂં જીવન સુખકર બનવાનુંછે, જેનાથી આપણા ભવિષ્યની ઉચ્ચતમ આશાઓ સફળ થવાની છે; મારી વ્હાલી પ્રિયતમા ? એવી જે અનહદ આનદ આપનારી " **પ્રેમની પેટી** " હુ લાવ્યો છું ! છતા અમુક વખત સુધી તેની ચાવી હુ તને આપનાર નથી તેમાં શી શી વસ્તુઓ છે ? તે જોવાને અને એક મહાત્મા તરફથી મળેલો અનુપમ ગુરૂમંત્ર કે આ લોક અને પરલોકનો જીવન મ ત્ર કેવી રીતે ગોઠવાયો છે અને તેમા કયી કયી ખુબીઓ સમાએલી છે, તે વિષે જાણવાને તારે કેટલોક વખત અધીરા બની રાહ જોવી પડશે ! બાકી; મારી વ્હાલી મનોરમા આ રહી તારી પ્રેમની પેટી "—

આ દૈવિ પ્રેમની પેટી જોતાં અને તેનું મનોહર દેવતાઇ તેજ નિહાળતાં પ્રેમલતાનો આનદ કેવા રૂપમા ઉભરાવા લાગ્યો તે લખવું અશક્યં છે; ઘડીમાં પતિ સામુ અને ઘડીમાં તે પેટી સામુ દ્રષ્ટ સ્થીર રાખે આવી પ્રેમલતાની સ્થીતિ થઇ.

અપુર્ણ*

લેખક

રતનલાલ એન. વકતા.

બોરસદ

તા–ક *

વ્હાલા વાંચકો:—

" પ્રેમની પેટીમા શુ શું હતું ? આ દેવતાઇ ચીજ મધુકુમારને કયાંથી મળી હતી ? વીગેરે વીગેરે બાબત આગળ ઉપર જાણવામાં આવશે. સ્નેહની સોટીને અને પ્રેમની પેટીને સબંધ છે પણ ખરો અને નથી પણ"—

તે વાર્તાની શરૂઆતમાંથી ઉદ્દભવશે પણ કેટલાક માસ રાહ જોવાને અ તે લેખીનિ શુષ્ક હોય તોને આધાર લેખકના આસપાસના સજોગો ઉપર અવલમી રહયો છે, એમ ચોકકસ સમજવુ ! છતાં, લખાણ, શબ્દો અને બોધ સમયોચીત છે; તે પણ ઓછા આનંદની વાત નથી ! તેમાં વાંચકની બુદ્ધિ–પરિક્ષાની પણ એક ઉમદા તક સમાઇ છે.

અધિપતિ–ભાઇબંધ.

## સ્વજાતિય અભિમાન! નબંર વન.

નવાબ સાહેબ સહવારના પહરે ચોગાનમાં બેસી હુકકો ગગડાવતા હતા, તેવામાં મેહેતર બગીચામાં ઝાડુ કરવા આવ્યો ! તેની સાથે કાંઇ મજાક કરવાને નવાબ સાહેબનુ મન થવાથી તેઓ ફરમાવે છે:—

" અજી મિયાં મહેતર ! હમ તુમ્હારી જમાઅત મેં આના ચાહતે હૈં, દાખિલ કરોગે યા નહિં ?"

**મહેતર**—" જી હુજુર ! કીઉં નહિં ! બડી ખુશીસે ! "

**નવાબ**—" હાં, લેકિન તુમ જાનતે હો, કેહ યહાં તો હમ બડે માન મરતબેવાલે હયેં, કયા તુમ્હારે વહાંભી ઐસી ઇજ્જત મિલેગી ?

" **મહેતર**—" બજા ફરમાયા હુજુર, મગર આખિર આપકે બેટેકી બરાબરી કયું કર હો સકતી હય ? "

## દુનિયાની

# કેટલીક જાણવા જોગ બાબતો !

૧ આપણા ગામડામાં એક બે વખત, મુંબાઇ જેવા મોટા શહેરમાં દીવસમાં સાત આઠ વખત અને અમેરિકાના ન્યુયોર્ક જેવા શહેરમાં દીવસમાં પચીસ કરતાં વધારે વખત ટપાલના કાગળો વહેંચાય છે !

× × ×

૨ રૂશીઆની રાજ્યધાની સેંટપીટર્સબર્ગમાં એક અમીરે કાગલનો મહેલ બનાવ્યો છે જેમાં કાગળ સિવાયની કોઇ પણ ચીજ વાપરવામાં આવી નથી. મહેલના સર્વ ભાગો, દીવાલો, કબાટો, બારણા, સાંકળ નકુચા, દાદર, દરેક કાગળથીજ બનેલા છે; તેની પાછળ ૧॥ દોઢ લાખ રૂ૦ ખર્ચ થયોછે મોટા મોટા ઇજનેરો જણાવે છે કે આ મહેલમાં અમીરને વાપરવાનું સઘળું ફરનીચર પણ કાગળનુંજ બનાવવામાં આવ્યું છે, ફક્ત તેમાં વસનારા માણસો કાગળના બનાવ્યા નથી એટલુંજ બાકી છે !

× × ×

૩ ચીનાઓ જ્યારે મરણ પામે છે ત્યારે તેનું મુડદુ પહેલા એક જગ્યા ઉપર થોડો વખત દાટે છે, પછી તેના મીત્રો કે સગા વ્હાલાઓને સ્વપ્નામાં જ્યારે મરનાર આવીને જે જગ્યા ઉપર તેને દાટવાની ખુશી હોય છે તે જગ્યા કહેછે ત્યારે તેનું મુડદુ પહેલાની જગ્યા એથી પાછું કાઢી લાવીને તે જગ્યાએ દાટે છે.

× × ×

૪ બંગાળાના એક ગામડામાં એક ગવૈયાની સ્ત્રીએ એરી વખતે પાંચ બાળકોને જન્મ આપ્યાતું. કહેવાય છે, પહેલું બાળક તીર કામઠાના આકારનું હતું, આ સઘળા બાળકો જન્મતા વારજ મરણ પામ્યાં હતાં! જેનો જન્મ અકુદરતી રીતે થાય છે તેનું મરણ પણ તેવીજ રીતે થવું જોઇએ. મનુષ્ય માતાને એકી વખતે એક બાળક થવું એ નિયમ છે અને વધારે બાળક જન્મવા એ અપવાદ છે અને ઘણું ખરૂ તેઓની જીંદગી ટુંકીજ હોય છે.

× × ×

૫ હેદ્રાબાદ ખાતે એક સ્ત્રીએ પક્ષીના આકારના વિચીત્રા બાળકનો જન્મ આપ્યો હતો પણ તે મુએલુંજ જન્મ્યું હતું.

× × ×

૬ મીરજાપુર જીલ્લામાં એક કુંભારને ત્યાં ત્રણ માથા અને ત્રણ આંખો વાળો છોકરો જન્મ્યો હતો તે એક દીવસ જીવીને મરણ પામ્યો હતો.

× × ×

૭ તોફીઆના અખાતમાં કોઇ પણ જગ્યા કરતા વધારે મગર મચ્છો વસવાટ કરી રહયા છે.

× × ×

૯ અમેરિકા જેવા દુરના મુલકે વસતા ચીનાઓ અમેરીકાના ચોખા અને અનાજ લેતા નથી પણ ખાસ ચીનથી મંગાવેલા ચોખા ખાય છે.

\+ + +

૧૦ આખી દુનીઆમાં જેટલા પુસ્તકાલય છે તેમાં સર્વથી મોટું પુસ્તકાલય લંડનમાં બ્રિટીશ મ્યુઝીઅમ છે. તેમાં આસરે ૪૦ થી ૫૦ લાખ પુસ્તકો છે જેના કબાટની લંબાઇ ૪૩ માઇલ જેટલી છે. આવું જંગી પુસ્તકાલય બીજે

ક્યાંએ નથી તેનાથી ઉતરતું પુસ્તકાલય પેરીસનું છે. હિંદુસ્તાનના ભવિષ્યમાં તેવું કાંઇ થશે કે ?

× × ×

૧૧ દક્ષીણુ આફ્રિકામાં એક વૃક્ષ માલમ પડયું છે કે જેમાંથી ખઉના જેવા દાણા નીકળે છે, એક બીજુ ઝાડ છે કે જે પ્રાણીઓનુ માસ ખાય છે. અને તેથી તેની પાસે જનારા પ્રાણીઓને પોતાના પંજામાં સપડાવે છે, જો પ્રાણી ને ખાઇ જનારાં વૃક્ષો છે, તો પ્રાણીને નીરોગી અને અમર કરનારી ઓષધી આ પૃથ્વી તળમાં થાકતી હોય તો તેમાં શું આશ્ચર્ય છે. ?

+ + +

૧૨ ન્યુઝીલાન્ડમાં એક એવુ વૃક્ષ છે કે તેની આજુબાજુમાં રહેનારાઓને વરસાદ ના વરસે તેનું કદાપી દુખ ભોગવવું પડતું નથી.

+ + +

૧૩ સીંગાપોરમાં કાચબાઓ બહુ મોટા હોય છે તેઓની લંબાઇ આસરે સાડા ૭ ફીટ અને વજનમાંતો સાડા ત્રણુ સો રતલથી પણ વધારે હોય છે.

× × ×

૧૪ " યાંગતીસીકીયાંગ " નામની નદી ચાનમાં આવેલી છે તે એટલી બધી મોટી છે કે યુરોપ એશીઆ અને ઘણુ ખરૂં આખી દુનીઆમાં તેના જેટલી બીજી કોઇ નદી નથી તેના પાણીથી સાડા નવ લાખ ચોરસ માઇલ જગ્યા રોકાઇ છે.

× × ×

૧૫ ફ્રાન્સમાં એક અરાઢ વરસની છોકરી ચાલીશ દીવસ સુધી ઉંઘી હતી અને તે પછી ૨૦ વર્ષની ઉમરે તે ૫૦ દીવસ ઊંઘી હતી બાદ તા ૨૦—૪—૧૮૬૨ ના રોજ સુતી તે ૧૮૬૩ ના માર્ચની ૩૦ મી એ ઉઠી એટલે લગભગ એક વરસ સુધી સુઇ રહી.

બધા વાંચક આતે કોઇ જાતનો રોગ કે ઉંઘ ?

+ + +

૧૬ ઓસ્ટન પ્રાંતે મેસાચુ સ્ટેટની ધારાસભામાં એવા બીલ રજુ થયાં હતા કે કુંવારા મર્દો પાસેથી દરવર્ષે એક પૌંડ કર લેવા અને તે કાયદો જેઓને પાંત્રીશ વર્ષ થઇ ગયા હોય તેઓનેજ લાગુ પાડવો અને તે પૈસા વડે કુવારી સ્ત્રીઓને મદદ કરવી.

+ + +

૧૭ હરકોઇ જગ્યાના મસાણો કરતાં બનારસની સ્મશાન ભુમિ જોવા લાયક છે ત્યાંનુ સ્થળ, બાંધણી, અને છુટ ધ્યાન ખેંચે તેવાં છે.

× × ×

૧૮ એક જાતના ઇંડાની કીંમત રૂ૦ ૨૭૦૦ ની ગણાય છે આવા ઇંડા દુનિઆમાં ફક્ત ૩૦ જ છે.

× × ×

૧૯ વિદેશીઓએ નક્કી કર્યું છે કે હરકોઇ દેશની સ્ત્રીઓના વાળ કરતાં હીંદુસ્તાનની સ્ત્રીઓના વાળ કીંમતી અને અતિ ઉપયોગી છે, સેંકડો ગાંસડીઓ પરદેશ ચઢવા માંડી છે હીંદુઓ વેપાર વિનાતા આમને આમજ થયા.

× × ×

૨૦ " આનામ " માં સોનાના સીક્કાનું પણુ ચલણુ છે જેની કીમત ૧૨૦૦ રૂ૦ ની થાય છે.

× × ×

૨૧ દુનિયામાં બધી મળી હાલ ૩૩૨૦ દીવા દાંડીઓ છે તેમાંની ૬૩૫ દીવા દાંડીઓ યુનાઇટડસ્ટેટમાં છે, જ્યારે ૬૦૦ લગભગ દીવાદાંડીના ધણી આપણા હાલના શહેનશાહ નામદાર જ્યોર્જ છે.

+ + +

૨૨ ઇંગ્લાન્ડમાં ૬૫૦૦૦ ટપાલીઓ છે તેઓ દર વર્ષે ૩૦૦,૦૦૦,૦૦૦ (ત્રીસ ક્રોડ) કાગળો ઘેર ઘેર પહોંચાડે છે.

+ × ×

૨૩ ઓસ્ટ્રીયાના રાણીને ટાપલીપર્થી વાળ ઓળાવાનો ઘણો શોખ છે કોઇ વખત તેની પાછળ તેને આઠ કલાક લાગે છે.

× + +

૨૪ મગર મચ્છની પુંછડીના ફટકામાં બીજા બધા પ્રાણી કરતાં વધારે જોર હોય છે

તેથી ઉતરતું એક "જીરાફ" ની લાતમાં અને તેથી ઉતરતું એક સીંહના પંજામા હોય છે !

+ + +

૨૫ જાપાનની નાટક શાળામાંથી જો કોઇ જોનાર બહાર જઇ પાછો આવનાર હોય છે તો તેને અત્રે જેમ પાસ આપવામાં આવે છે તેમ કરવામાં આવતું નથી પણ તે શખ્સના હાથ ઉપર તે થીએટરનો છાપ મારવામાં આવે છે અને તે છાપ હોય તોજ તેને ફરીથી દાખલ કરવામાં આવેછે

+ + +

૨૬ માણસનુ હૈયું દીવસમાં ૯૨૧૬૦ વખત ધબધબ થાય છે

+ + +

૨૭ આખી દુનિઆમાં વિધા માટે પ્રખ્યાત થએલી લંડન"યુનિવરસીટી ૧૮૨૮ માં સ્થાપવામાં આવી હતી

× × ×

૨૮ સીયામના રાજાનુ કુટુંબ સર્વથી મે છે તેના પુત્રો પુત્રીઓ બહેનો અને કાકા વી મળી ૨૫૦ ની સંખ્યાનાં છે તે સઘળા ખવરાવી પીવરાવી પોતાની સાથેજ રાખે છે

× × ×

૨૯ એક જાતના બાજ પક્ષી ૨૪ કલાક ૧૪૫૦ માઇલ ઉડી શકે છે હાલમાં કેટલ પાળવાને પકડવામાં આવ્યા છે

+ + +

૩૦ શાહ મૃગના પીંછાના એક રતલે રૂ ૧૦૦૦ હજાર ઉપજે છે

રતનલાલ નાગરદાસ વકતા

બોરસદ




ભુત સમયમાં રા. રમુજીએ પત્રથી મારી સમક્ષ એક સવાલ રજુ કર્યો હતો કે "ઉપરોકત શબ્દથી માણસ શું? શું? સમજી શકે છે? શું? શું? વિચારી શકે છે? ડાહ્યા પુરૂષો એ જડ વસ્તુમાંથી શુ તાત્પર્ય શોધી શકે છે. ?"

ધણાયના ભેજાં આ શબ્દથી અજાએબ થશે, કેટલાક દયા પાત્ર આત્માઓ આ મહાસત્વ કે આત્મતત્વ રૂપ નાનકડો લેખ વાંચતા કંટાળી જશે, આગળ વધતાં અટકી જશે; છતાં વિચારવાન પુરૂષોની લોહચુંબક બુધ્ધિ કાંઇ જુદુંજ કામ કરશે કોઇ નિસ્તેજ માર્ગ શોધશે કે જેનાથી ઉત્તમ અને રસમય ભાવો, દ્રષ્ટિએ પડતાં પરિક્ષણ બુધ્ધિ કામે લાગે. અને તેમાં સમાએલું સારસત્વ ગ્રહણ કરે.

ગમે ત્યાં જાઓ, ફાવે ત્યા ફરો, હરકોઇ ચીજ જુઓ, પછી તે નાની કે મોટી, સારી, સુંદર, નાજુક વા નઠારી. કયી ચીજ વિચારવાન આત્માઓને માટે સાર સત્વરૂપ આકર્ષણ શક્તિ નથી દર્શાવતી? કયી વસ્તુ અમુક વિષય માટે સમયોચિત બોધ નથી આપતી?

શું દુનિયાની અમુક વસ્તુઓ નકામી છે? શું? સૃષ્ટિમાં કાંઇએ નિષ્કારણ વાસ કરી રહ્યું છે? શું? એ વાત તમારી અક્કલની મર્યાદા બાંધે છે? ના, કદી નહી. ત્યારે ગમે તેનો વિચાર કરો; પૃથ્વી, આકાશ, કે પાતાળ કયાંય પણ કોઇ પદાર્થ બિન ઉપયોગી નથી.

હરકોઇ ચીજ, વસ્તુ કે પદાર્થ ઉત્તમ શીખામણ રૂપ અને બોધક છે.

આ તત્વ રડયું ખડયું કે પડયું જડયું નથી, પણ પ્રભુના ઘરનું છે. સર્વ વિવેકી મહાત્માઓની પાસેથી વારસામાં મળેલું અને અન્ય રૂપાનીરમાં ઝરેલું મહા સિધ્ધાંત સત્વ છે.

આત્મબંધુઓ! આથી કોઠું આપણે ભુલવાના નથી, આટલે સુધી આવી પહોચ્યા પણ હજુ તેની પ્રસ્તાવનાજ છે કોઠા જેવી ચીજ માંથી આપણને ઘણુંજ જાણવાનું અને શીખવાનું મળે છે. એક સિધ્ધ થએલ મહાત્માનો ગુપ્ત પત્ર આપણને એવું શીખવે છે કે તેઓ કેટલાક વર્ષોથી યોગી બની આત્મ કલ્યાણની શોધમાં વન વન અને જંગલે જંગલ આથડતા હતા. એમને એમ સંખ્યા બધ વર્ષો વિતી ગયા છતા સ્વરૂપ (આત્માને) ૨ ઓળખી શકયા નહી, છતા દ્રઢ નિશ્ચય કરી રણમા નીકળેલો શુર વીર કાયર થઇ પીઠ બતાવતો નથી; તેમ આ વિચારવાન મહાત્મા આત્મ પ્રવાસમાંની આટી ઘુંટીથી નાહીંમત થયા નહીં.

એક વખત ફરતા ફરતા અરણ્યમાં અનાદિના દેહાભ્યાસ પ્રમાણે થાક લાગવાથી એક મોટા કોઠીના વૃક્ષ નીચે વિશ્રાંતિ નિમિતે બેઠા! વધુ સમય પસાર નહિ થયો હોય તેવામાં વૃક્ષ ઉપરથી એકાએક એક કોઠુ જમીન ઉપર પડયુ. પણ પડવાની સાથે છોતરાં. અને તે માંહેનો ગર્ભ ભાગવાથી જુદા થઇ ગયા. આ આત્મલક્ષી મહાત્મા તે તરફ બરોબર ધ્યાન આપી રહ્યા હતા આ જગને જણાતું નજીવુ નાટક જોતાં તેઓ ઉડા વિચારમાં પડી ગયા પછી તે ગર્ભ અને છોતરાં જે કોઠા ના વિભાગો હતા તેને ભેગા કરી વિચારવા લાગ્યા કે હે આત્મા "હું તે શું? અને આ તે શુ?"

આ દુનિયા જળ જંગલ. લંગોટી અને મુખ્યત્વે કરી આ દેહને અને તારે શું સંબધ છે? તેના ઉપર અતિશય પ્રીતિ કેવી?

કોઠી ઉપરથી કોઠાને ખરતાં અને છોતરાં ગર્ભથી જુદા થતાં જેટલી વાર લાગી, તેટલોજ બાલકે તેથી પણ ઓછો સમય આ દેહ ને પડતાં અને આત્માથી જુદા થતાં થવાનો નથી: તો પછી આ ક્ષણ–ભંગુર-દેહ ઉપર મમતા શી?

સર્વ નાશવંત છે. પહેલાં એવું કોણ જાણતુ હતું કે—ટુંક સમયમાં કોઠાનો કાળ છોતરા અને ગર્ભ હંમેશને માટે બેડોળ

આકાર બની છીન્ન ભીન્ન થનાર છે. તો હે આત્મા ? તેં શું છોડયું ? શું ત્યાગ્યું ? હજી તો દેહ ઉપર પ્યાર રાખી રહયો છે, એવાં ઉત્તમ વિચાર ના પરિણામે એટલે અપુર્વ ભાન થવાની સાથે તરતજ જ્ઞાન ચક્ષુ ખુલ્યાં, વળી તેની સાથે સમજાયું કે અદ્યાપિ પણ કયાંક કરવાનું બાકી રહયું. આસપાસ અંતર કે ઉંચાણ નીચાણ અને દીવ્ય જ્ઞાનમાં લક્ષ લગાડતાં સમજાય છે કે કોઇ અધિક કે અપૂર્વશકિત આત્માથી જોડવાની રહી—અથવા તે મય થવાનું હજી બાકી રહ્યું "હું તે તું અને તું હું" તે આ પ્રમાણે હૃદય ચક્ષુ ખુલવાની સાથે તે મહાત્માને "હું એ શબ્દથી ભીનતા લાગવા માંડી સગળા અંતર ભાવો ઉઘડયા કે આત્મા સોહી પરમાત્મા એટલે એકતા થવા લાગી ! આવી રીતે તે મહાત્મા માયા મોહથી લપટાએલી દુનિઆ અને ક્ષણભંગુર દેહથી હમેશને માટે વિરકત બની અવિચળ શાંતિ, અખંડ જ્યોતિ કે પ્રભુપદ પામી ગયા છતાં વિશુધ્ધ કીર્તી કોઠાનો અનુકરણીય દાખલો પાછળની પ્રજાને દ્રષ્ટાંત રૂપ થવા મુકતા ગયા. વંદન હો વળી એવા મહાત્મ પુરૂષોને, કે નિર્જીવ જડ વસ્તુ માંથી ચેતનની બહુ મુલી કીંમત પારખી.

લેખક

રતનલાલ એન. વકતા, બોરસદ

---

# જાહેર ખબરોનું અજાયબ ખાનું.

( લખનાર-જહાંગીર, રૂ. માખસોરવાલ ; બરોડા. )

**વેચવાના છે**—થોડાંક જુના કાગળના ફાટેલા ટુકડા, ભાગેલી ચીમનીઓ, કોચમાંના માંકડ, એક ડાહ્યો ગધેડો, એક અશરાફ હજામ, એક તુફાની પારસી પોરીઓ, વિગેરે વિગેરે. અરજદારોએ ગંધાતી ઓફીસમાં રાતે ૧૦ થી ૧૨ વાગ્યા સુધીમાં મળવું અથવા લખવું નહીં તો ગાળો દેવી.

**ભાડે આપવાનું છે**—કચરા પેટી રસ્તાપર, ગંધકી ગલીમાં એક આખો બંગલો, છાપરાં વગરનો ચોમેરથી ખુલ્લો, મેલેરીઆ તાવ આવે એવા પવનની ગેરંટીવાળો ભાડે મળશે.

લખોઃ-અકલ વગરના પારસીલાલ

ઠે. સ્થીર નદીના પુલ નીચે;

મુ. ધડપકડ.

**જોઇએ છે**—એક અકલ વગરનો આળસુ ગુમાસ્તો, ગાદી પરના માંકડ મારે તથા ખાંડની વખારમાંથી મંકોડા પકડે, પગાર કંઇ નહીં, આવવું જવું મરજી પ્રમાણે.

**ખોવાયાં છે**-મારાં જુવાન સાસુજી, ઉમર વરસ ૭૫, જેઓ દેખાવે ઘણા ખુબ સુરત છે, તેમની ઇધાણીમાં ફકત એક આંખ ગયલી છે એક કાને જરા વધારે સાંભળે છે, ઉપરના દાંત બીલકુલ નથી, એક હાથ ગેપ છે, એક પગ ખોડો છે, એવા તેઓ કદાવર બાંધાનાં એક ખુબ સુરત બાઇ છે ! શોધી લાવનારે પોલીસ હવાલદાર દુધપાકરાવ જલેબીરાવ પાસે પોલીસ ચોકીપર પહોંચાડવાં અને ત્યાં ચાર જોડી જુના બુટ ઇનામ તરીકે અનામત મુકેલાં છે તે લઇ જવા.

# સ્ત્રી કેળવણી વિષે.

## સ્વ૦ રમણ એચ. કાંટાવાળાના એક પત્ર ઉપરથી.

શાંતિ વિલાસ
મકરપુરા રોડ
વડોદરા, તા. ૬-૬-૧૩

પ્રિય ભાઈ

તમે જે ચર્ચા ઉપસ્થિત કરી છે, તે ખરેખર યોગ્યજ છે. સર્વ સમાજો અને કોમો એ વીષય ઉપર જ્યાં સુધી સંપૂર્ણ લક્ષ આપે નહિ, ત્યાં સુધી દેશોન્નતિની આશા વ્યર્થ છે,

પ્રજા સુધારાનું સર્વોત્તમ સાધન તેજ, એટલે સ્ત્રી કેળવણીજ છે. ઘણીજ કાળજી અને દેખરેખ નીચે તૈયાર થએલું આમ્રવૃક્ષ હજારો સ્વાદિષ્ટ ફળો નિયમિત આપ્યાજ જાય છે. તેવીજ રીતે એક કેળવાએલી સુશિક્ષીત માતા પોતાના કુટુંબના સઘળા બાળકોને સુસંસ્કારિક બનાવે તે નિઃસંશય છે.

આજ કાલ શહેરે, સમાજે, ખુણે ખુણે જ્યાં ત્યાં સુધરો-સુધરો ના બીંગળો વાગતા આપણે સાંભળીએ છીએ, પણ એતો નાહકના બરાડા સિવાયનું કાંઇ નથી. કારણ જેની ખાસ અને પ્રથમ જરૂર છે તે માત્ર સ્મરણ શક્તિમાંએ આવતું નથી, કારણ એકડો શીખ્યા વિના હજારો મીંડાં ટપકાવવાં નકામાં છે

અને આથી બને છે શું કે બીજી બાબતમાં પણ સંપુર્ણ યોગ્ય બનાતું નથી, જોઇશું તો સહેજમાં જણાશે કે હાલ આપણી પ્રજામાં જે અધમમાં અધમ રિવાજો પ્રચલીત છે, તે મુખ્યત્વે કરી સ્ત્રીઓમાંજ જોવામાં આવે છે, હદ પાર વિનાનું રડવું " કુટવું " જેની તેની સાથે નિષ્કારણ લડવું ધીરોડા-જુવા-ઢોંગી-ધુતારા અને નજરબંધીઓ ઉપર વિશ્વાસ રાખવો; કુમળા છોડ જેવાં બાળકોને તેમની નજીવી ભુલ માટે ગાળો ભાંડવી કે ધોલ ધપાટ કરવી, આ બધા અજ્ઞાનતાનાજ કૃત્યો નહિં તો બીજુ શું ? અને આવાજ કારણોથી દેશની ઉન્નતિનો પ્રથમ સવાલ સ્ત્રીઓને કેળવવી તેજ છે,

સ્ત્રી કેળવાયલી હોય તોજ મનુષ્યનું " ગૃહ જીવન " સુખી નીવડે, કેળવાયએલી માતાઓથી ભવિષ્યની પ્રજા કેવી સુસંસ્કારિક બને ? બાળકો કેવા ધૈર્યવાન, બુધ્ધિશાળી ડાહ્યા અને વિવેકી બને !

તેને માટે કહ્યું છે કે એક કેળવાયલી માતા સો ઉતમ શીક્ષકો કરતાં પણ સારૂં કામ કરી શકે છે.

આવા આવા અનુપમ ફાયદાઓ હોવા છતાં આ તરફ પુરતું લક્ષ કેમ નહિ અપાતું હોય ? તેનું કારણ સહેજ વિચાર કરતાં સમજાય છે કે કેટલાક કેળવણીને માથે આક્ષેપો મુકે છે, પણ તે તદન અયોગ્ય વાત છે. ખરી કેળવણી પામેલું કદી ખોટે રસ્તે જતુંજ નથી. સાથે સાથે એટલું યાદ રાખવું જોઇએ કે તેમની કેળવણી અપૂર્ણ રહેવી જોઇએ નહિ

આકાર બની છીન્ન ભીન્ન થનાર છે. તો હે આત્મા ! તેં શું છોડયું ? શું ત્યાગ્યું ? હજી તો દેહ ઉપર પ્યાર રાખી રહયો છે, એવા ઉતમ વિચાર ના પરિણામે એટલે અપુર્વ ભાન થવાની સાથે તરતજ જ્ઞાન ચક્ષુ ખુલ્યાં, વળી તેની સાથે સમજાયું કે અદ્યાપિ પણ કયાંક કરવાનું બાકી રહયું. આસપાસ અંતર કે ઉંચાણ નીચાણ અને દીવ્ય જ્ઞાનમાં લક્ષ લગાડતાં સમજાય છે કે કોઇ અધિક કે અપૂર્વશકિત આત્માથી જોડવાની રહી—અથવા તે મય થવાનું હજી બાકી રહ્યું "હું તે તું અને તું હું" તે આ પ્રમાણે હૃદય ચક્ષુ ખુલવાની સાથે તે મહાત્માને "હું" એ શબ્દથી ભીનતા લાગવા માંડી સગળા અંતર ભાવો ઉઘડયા કે આત્મા સોઢી પરમાત્મા એટલે એકતા થવા લાગી ! આવી રીતે તે મહાત્મા માયા મૌહથી લપટાએલી દુનિઆ અને ક્ષણભંગુર દેહથી હમેશને માટે વિરકત બની અવિચળ શાંતિ, અખંડ જ્યોતિ કે પ્રભુપદ પામી ગયા છતાં વિશુધ્ધ કીર્તી કોઢાનો અનુકરણીય દાખલો પાછળની પ્રજાને દ્રષ્ટાંત રૂપ થવા મુકતા ગયા. વંદન હો વળી એવા મહાત્મ પુરૂષોને, કે નિર્જીવ જડ વસ્તુ માંથી ચેતનની બહુ મુલી કીંમત પારખી.

લેખક

રતનલાલ એન. વકતા, બોરસદ

## જાહેર ખબારોનું અજાયબ ખાનું.

( લખનાર—જહાંગીર, રૂ. માયસોરવાલ; બરોડા. )

**વેચવાના છે**—થોડાંક જુના કાગળના ફાટેલા ટુકડા, ભાગેલી ચીમનીઓ, કોચમાંના માંકડ, એક ડાહ્યો ગધેડો, એક અશરાફ હજામ, એક તુફાની પારસી પોરીઓ, વિગેરે વિગેરે. અરજદારોએ અંધારી ઓફીસમાં રાતે ૧૦ થી ૧૨ વાગ્યા સુધીમાં મળવું અથવા લખવું નહીં તો ગાળો દેવી.

**ભાડે આપવાનું છે**—કચરા પટી રસ્તાપર, ગંધકી ગલીમાં એક આખો બંગલો, છાપરાં વગરનો ચોમેરથી ખુલ્લો, મેલેરીઆ તાવ આવે એવા પવનની ગેરંટીવાળો ભાડે મળશે.

લખોઃ—અકલ વગરના પારસીલાલ

ઠે. સ્થીર નદીના પુલ નીચે;

મુ. ધડપકડ.

**જોઇએ છે**—એક અકલ વગરનો આળસુ ગુમાસ્તો, ગાદી પરના માંકડ મારે તથા ખાંડની વખારમાંથી મંકોડા પકડે, પગાર કંઇ નહીં, આવવું જવું મરજી પ્રમાણે.

ખોવાયો છે—મારો જુવાન સાસુજી, ઉમર વરસ ૭૫, જેઓ દેખાવે ઘણા ખુબ સુરત છે, તેમની ઇંધાણીમાં ફકત એક આંખ ગયલી છે એક કાને જરા વધારે સાંભળે છે, ઉપરના દાંત બીલકુલ નથી, એક હાથ ગેપ છે, એક પગ ખોડો છે, એવા તેઓ કદાવર બાંધાનાં એક ખુબ સુરત બાઇ છે ! શોધી લાવનારે પોલીસ હવાલદાર દુધપાકરાવ જલેબીરાવ પાસે પોલીસ ચોકીપર પહોંચાડવાં અને ત્યાં ચાર જોડી જુના બુટ ઇનામ તરીકે અનામત મુકેલાં છે તે લઇ જવા.

# સ્ત્રી કેળવણી વિષે.

## સ્વ૦ રમણ એચ. કાંટાવાળાના
## એક પત્ર ઉપરથી.

શાંતિ વિલાસ
મકરપુરા રોડ
વડોદરા, તા. ૬–૬–૧૩

પ્રિય ભાઈ

તમે જે ચર્ચા ઉપસ્થિત કરી છે, તે ખરેખર યોગ્યજ છે. સર્વ સમાજો અને કોમો તે વીષય ઉપર જ્યાં સુધી સંપૂર્ણ લક્ષ આપે નહિ, ત્યાં સુધી દેશોન્નતિની આશા વ્યર્થ છે.

પ્રજા સુધારાનું સર્વોત્તમ સાધન તેજ, એટલે સ્ત્રી કેળવણીજ છે. ધણીજ કાળજી અને દેખરેખ નીચે તૈયાર થએલું આમ્રવૃક્ષ હમ્મેશાં સ્વાદિષ્ટ ફળો નિયમિત આપ્યાજ જાય છે. તેવીજ રીતે એક કેળવાએલી સુશિક્ષીત માતા પોતાના કુટુંબના સઘળા બાળકોને સુસંસ્કારિક બનાવે તે નિઃસંશય છે.

આજ કાલ શહેરે, સમાજે, ખુણે ખુચકે જ્યાં ત્યાં સુધારો–સુધારો ના ખીગળો વાગતા આપણે સાંભળીએ છીએ, પણ એતો નાહકના બરાડા સિવાયનું કાંઇ નથી. કારણ જેની ખાસ અને પ્રથમ જરૂર છે તે માત્ર સ્મરણ શક્તિમાંએ આવતું નથી, કારણ એકડો શીખ્યા વિના હજારો મીંડાં ટપકાવવાં નકામાં છે

અને આથી બને છે શું કે બીજી બાબતમાં પણ સંપુર્ણ યોગ્ય બનાતું નથી, જોઇશું તો સહેજમાં જણાશે કે હાલ આપણી પ્રજામાં જે અધમમાં અધમ રિવાજો પ્રચલીત છે, તે મુખ્યત્વે કરી સ્ત્રીઓમાંજ જોવામાં આવે છે, હદ પાર વિનાનું રડવું " કુટવું " જેની તેની સાથે નિષ્કારણ લડવું ધીરાડા–જુવા–ઢોંગી–ધુતારા અને નજરબંધીઓ ઉપર વિશ્વાસ રાખવો; કુમળા છોડ જેવાં બાળકોને તેમની નજીવી ભુલ માટે ગાળો ભાંડવી કે ઘોલ ધપાટ કરવી, આ બધા અજ્ઞાનતાનાજ કૃત્યો નહિં તો બીજુ શું ? અને આવાજ કારણોથી દેશની ઉન્નતિનો પ્રથમ સવાલ સ્ત્રીઓને કેળવવી તેજ છે,

સ્ત્રી કેળવાયલી હોય તોજ મનુષ્યનું " ગૃહ જીવન " સુખી નીવડે, કેળવાયએલી માતાઓથી ભવિષ્યની પ્રજા કેવી સુસંસ્કારિક બને ? બાળકો કેવા ધૈર્યવાન, બુધ્ધિશાળી ડાહ્યા અને વિવેકી બને!

તેને માટે કહ્યું છે કે એક કેળવાયલી માતા સો ઉતમ શીક્ષકો કરતાં પણ સારૂં કામ કરી શકે છે.

આવા આવા અનુપમ ફાયદાઓ હોવા છતાં આ તરફ પુરતું લક્ષ કેમ નહિ અપાતું હોય ? તેનું કારણ સહેજ વિચાર કરતા સમજાય છે કે કેટલાક કેળવણીને માથે આક્ષેપો મુકે છે, પણ તે તદન અયોગ્ય વાત છે. ખરી કેળવણી પામેલું કદી ખોટે રસ્તે જતુંજ નથી. સાથે સાથે એટલું યાદ રાખવું જોઇએ કે તેમની કેળવણી અપૂર્ણ રહેવી જોઇએ નહિ.

તેને માટે એક કવિએ કહ્યું છે કે— Little knowledge is a dangerous thing.="અધુરૂં જ્ઞાન એ એક ભયંકર વસ્તુ છે" અહેતકે તે કરતાં તેણીઓને અભણું રાખવી.

એક બીન કેળવાએલ સ્ત્રી તથા વિદ્ધિ સર્વાંગ કે સંપૂર્ણ કેળવાએલી સ્ત્રી એ બેના આચાર વિચાર તરફ જરા આપણે લક્ષ આપશું તે એકા એક બન્નેના આચરણમાં મોટા તફાવત આપણને માલુમ પડશે

કેળવણી એકતરફી અપાવી જોઇએ નહિ, વ્યવહારિક જ્ઞાનના સાથે સાથે તેમને નૈતિક એટલે ધાર્મીક જ્ઞાનની ખાસ આવશ્યકતા છે. નૈતિક જ્ઞાન હોય તોજ વ્યવહારિક જ્ઞાન દીપી આવે છે. નૈતિક જ્ઞાન એ વ્યવહારિક જ્ઞાનના સૌંદર્યમાં વધારો કરનાર અનુપમ કીમંતિ શણગાર છે. તેની છાપ સજ્જડ અને અસર ઉંડી થાય છે.

તેમાંથીજ પરિ પકવ વિચારો ઝરે છે, તેનેજ સદજ્ઞાન કહેવાય અને તેવા જ્ઞાનને બોધ તેના ભવિષ્યના બાળકોને જલદી ઉચીકર થાય એ માનવા યોગ છે.

જે. સ્ત્રીએ હદય ત્રીજેરીમાં સદજ્ઞાન રૂપી ઝવેરાતને સંગ્રહ કર્યો છે. તે ખરેખર સ્ત્રી નહિ પણ દેવીજ છે.

આવી સોળ્યા યોગ કેળવણી પામેલી માતા પોતાના બાળકોને કેવા સુસંસ્કારી બનાવી શકે, તે લક્ષમાં લેવા જેવું છે. પ્રાચીન સમયની અમુક—અમુક—સ્ત્રીઓનામાં ધાર્મીક જ્ઞાન પણ એટલે સુધીનું હતું કે—

દરેકોઇ પંથના પંડીત વા મહાન આચાર્ય સામે વાદ વિવાદ કે શાસ્ત્રાર્થમા ઉતરી શકિત. કવીઓએ આવી સ્ત્રિઓને મહા-દેવી, સરસ્વતિ વીગેરે માન પદ્દો આપ્યાં છે તે યથાર્થ છે, સત્ય છે; અને તેવી સ્ત્રિઓની કીંમત જેટલી આંકીએ તેટલી ઓછી છે

કાંટા ઉતરાં વાળા લાકડાં કે જેઓ અરણ્યની ઉત્પતિ છે તે પણ કેળવણીથી સેંકડો રૂપીઆની કીંમતના બની મહાન ઇમારતના અગ્ર ભાગમાં શોભી રહે છે. તો પછી કેળવણીથી સ્ત્રિ રત્નો અમોલાં બને એ સ્વભાવિક છે.

માટે સવાલ ખાસ વિચારવા જેવો છે. જેના સંબંધમાં જેટલું લખીએ તેટલું ઓછું છે, ચર્ચા યથાર્થ છે. છતાં જ્યારે શહેરે, સમાજે, કોમે અને મુખ્યત્વે એકે એક ઘેર આ બહુ મુલો પ્રતિધ્વની પહોંચશે અને પ્રયત્ન માટે તયાર થવાશે ત્યારે એમ ચોકકસ સમજવું કે હવે ફકત થોડાંજ દશકામાં દેશોન્નત્તિમાં, સુધારામાં, અને મહા રત્નોની પ્રાપ્તિમાં કોઇ અજબ વધારો થયો જોઇએ, હાલ એજ.

લી. તમારો
× × ×

સંગ્રહ કર્તા—
રતનલાલ નાગરદાસ લકતા.

---

# હાસ્ય વિનોદ.

(લખનારઃ-જહાંગીર રૂ. માયસોરવાળા)

## એ તો પરિક્ષા "

ગોમાછ ગામની મહેલ્લાછી મહોલ્લાની મરચી શેરીમાં એક ખાસડા ખાઉ સ્કૂલમાં એક વખત એક બેહોશ હેડમાસ્તર પરિક્ષા લેવા આવ્યા

મહેતાજી—( એક છોકરાને ) અહીં આવ છોકરા, તારી કલાસમાં કેટલા છોકરા છે ?

છોકરો—સાત સાહેબ !

મહેતાજી—ઠીક ત્યારે જા, તમારા સાતમાંથી અડધા અહીં મોકલ ને અડધા ત્યાં રાખ.

( છોકરો ગયા પછી બાજુના ઓરડામાંથી બુમો સાંભળી માસ્ટર પોતે ત્યાં પધાર્યા અને શું જુએ છે ચોથા નંબરના છોકરાનો ડાબો કાન ડાબો હાથ ને ડાબો પગ પકડી ત્રણ છોકરા પોતાની તરફ ખેંચે છે એવીજ રીતે ત્રણ છોકરા જમણી તરફ ખેંચતાં બોલતા હતા કે આવો માસ્ટર સાહેબે સાડાત્રણ છોકરાને બોલાવ્યા છે. આ આ સાંભળતાં માસ્ટર બેહોશીમાંથી બાહોશીમાં આવ્યા )

## પીંજર મુક્ત આશા-કિન્નરીને !

( સુભાગી વર સુંદરને મન મદીરના સ્નેહ ઝુલે ઝલાવું-એ લય. સરસ્વતીચંદ્ર નાટક )

આશા મમ ઉર નિધિ મહીં તરવરતી હેની—
પ્રેરનારી ક્યહાં ?
પ્રેરિત મનુ રસ રંગ તરંગ રીઝવતી—
વિનય કલિકા ક્યહાં ?
કોમળ સુંદર કોકિલ કંઠથી
મુજ મન હરણુ કરંતી મધુરી;
મધુર મધુર કિન્નર રવ કરતી,
રહી મમ ઉર બાગે વિલસંતી;
કિન્નરિ એ કયાં ઉડી અધારી અરે !
ઉડીને પળીએ ક્યહાં ?

* * * * * *

આશા સઘળી રૂંધાતી યદી પે—
સ્મરણ કરાવીશ ના.—આશ૦
વિમલ.

## નવિન વર્ષારંભે સુભાશિર્વચનો-

( મરાઠી સાખીની ધુનમા )

( ૧ )

નૂતન વર્ષ આ સૌખ્ય ભર્યું હો !
ગૌરવ જય શ્રી અર્પો !
એક બીજા પ્રતિ ઉદ્‌ભવ પામો,
માનુંથી અમિ અનુકમ્પા
આમાદાની તણી, હર્ષાશ્રુ સરિતા વહજો !

( ૨ )

શરૂ થતા આ વર્ષ મધુરતું
પ્રથમ પૃષ્ઠ કુમારું—
શું સુન્દરસોહાય ધવલએ !
તેજસ્વી તમ ભાગ્ય
સુફલ અમૃતસમાં,
સ્વાનંદાબ્ધિ વિષે વિચરો !
વિમલ.

# સામાજીક અને એકાન્ત જીવન-સામ્ય

# Society and Solitude.

" Woe unto him that is alone ! This has been often said, but the studious recluse may answer, Woe unto him that is never alone and cannot bear to be alone !

Hamerton.

શિયાળો અને ઉન્હાળો, દિવસ અને રાત્રિ મહેનત અને આરામ—તે પ્રમાણે સમાજ અને એકાન્ત ઉભયની આપણને આવશ્યકતા છે.

મ્હારા પિછાનવાળો અને મિત્રો સાથે આનંદ આપનારા અને ઉપયોગી એવા અનેક પ્રસંગો આપવા માટે હું ઇશ્વરનો મોટો ઉપકાર માનું છું; તેમજ જગતમાં શાન્તિ અનુભવતાં એકલા વિચાર કરવાને અનેક વખત એકાંન્ત સેવનના પ્રસંગો આપવા બદલ ઇશ્વરનો તેટલોજ આભાર માનું છું.

જન સમુહમાં રહેવાથી વ્યકિત સ્વાતંત્ર્યના હક અને લાભ આપણને મળે છે; પરંન્તુ શું સ્વતંત્ર વ્યકિત જીવન આબાદ ...વાને એકાન્ત બહુ ઉપયોગનું છે પ્રજાને ગમન અને વ્યાપાર એ બે વસ્તુ સાથે ...લો સંબંધ છે તેટલોજ સંબંધ મનુષ્ય ...સાથે ધ ાવે છે; જ્યારે એકાન્ત એ ...ના ગૃહ જીવનને સ્થાને છે અને તે ગૃહ ... પ્રજા પોતાનામાં ઉદ્દભવ પામતી અપૂર્વ રચના શકિત ( originality ) અને બુધ્ધિ બળ ( genius ) ને કેળવે છે.

અરણ્યવાસી એક પૂર્ણ સાધુ પુરૂષ અને બીજાં મનુષ્યો જેઓ પોતાને સમાજમાં અન્યની પેઠે એક સમાન વ્યકિત પ્રમાણે ગણતાં નથી તેમજ જેમનાં જીવન બીજાઓનીજ મહેનત ઉપર અવલંબી રહયાં છે, તેવાં મનુષ્યોનાં જીવન અપૂર્ણજ નથી શું ?

ખરૂં જીવન કેવું હોઇ શકે ?—એક લડાયક બારકસ જે નૌકા સૈન્યના કાફલામાં પોતે એક સ્થાન ભોગવે છે અને જે તે કાફલાના બળમાં, ક્રિયામાં પોતાનો હિસ્સો ધરાવે છે, તે નિઃસીમ મહાસાગરમાં વિખુટું પડેલું એકલું એકાન્તમાં પણ નિર્ભય થઇ ફરે છે; સ્વયં નિર્ભયજ છે; એજ પ્રમાણે આપણે જન સમુહના સહવાસમાંજ રહેવું જોઇએ; સમાજની એક વ્યકિત તરીકેના હક ભોગવવાજ જોઇએ અને તેમ છતાં પણ સમાજ સંસર્ગથી દુર રહીએ ત્યારે ગૃહજીવનનાં એકાંન્ત સુખનો આપણી ઇચ્છાઓ પ્રમાણે પૂરે પૂરો આસ્વાદ લેવા શકિત ધરાવવીજ જોઇએ.

કયા વહાણને ઉચ્ચતરથી સ્થાન અપાય ? લડાઇના સરંજામથી સુરક્ષિત અને નૌકા સૈન્યનાં કાફલાનાં વહાણોમાંનું એક તેને ? અથવા સેંકડો માઇલને અંતરે જ્યાં ભય સુચક નિશાનીઓ કરવા છતાં અન્ય કોઇ વહાણ તે ન જોઇ શકે એવા સ્થાને તોફાને ચ્હડેલા દરીઆમાં વિચરતું એકલું કોઇ વહાણ તેને ? ખરે ખરી ખુબીતો બેમાંથી એકેમાં નથી; પરન્તુ તે દરેકમાં રહેલી ગ્રહણ કરવાની અને ધારણ કરી રાખવાની શકિતમાં (Capacity) છે. કપ્તાનની પાસે જોઇએ તેવા અને જોઇએ તેટલા ખલાસી ન હોય અથવા તો મહાસાગર માં એકલાં વિચારને માટે નૌકા શાસ્ત્રનું જોઇએ તેવું જ્ઞાન ન ધરાવતો હોય તે કપ્તાન શું કરી શકે ?

ધોરી રસ્તા ઉપરથી. એક પછી એક એમ સંકલનામાં પસાર થતી ગાડીઓની પેઠે આપણામાં એક પછી એક પુષ્કળ વિચારો પ્રાદુર્ભુત કરવાને માટે આપણે સમાજનો ગુણ માનવો જોઇએ; તેમજ વળી જે ખરેખર આપણા પોતાના મનમાંજ વિચારો ઉત્પન્ન

થાય છે તેમને સારી રીતે સમજવાને ન્યાય બુદ્ધિ અને શાન્તિ એ ઉભયને પ્રાપ્ત કરાવી આપવા બદલ આપણે એકાન્તનો પણ તેટલોજ ગુણ માનવો જોઇએ. એકાન્તમાંજ આપણને આપણા આંતર સ્વભાવનું, તેની ભાવનાઓનું અને તેની પોતાની જરૂરીઆતોનું ભાન થાય છે.

ઘણા લાંબા સમય સુધી જેઓ સમાજથી વિરક્ત થઇને નિર્જન સ્થાનમાં રહ્યા છે તેમને માલુમ પડ્યું છે કે જન સમુહમાં રહેતા હતા ત્યારે આકર્ષક અને ઉપયોગી લાગતી અનેક વસ્તુઓ કેવળ કુદરતી રીતેજ તેમના આંતર સ્વભાવ સાથે કોઇ પણ પ્રકારનું આકર્ષણ ધરાવતી હતી નહિ અને તેજ સમયે વિરક્તોને ખરી ઉપયોગી વસ્તુઓ શી છે ત્હેનું યથાર્થ ભાન થયું છે.

નિઃસંશય આ પ્રકારનું જ્ઞાન એક સામાન્ય માનવીને માટે તો અમૂલ્યજ ગણી શકાય દુનીઆની જંજાળમાં રચી પચી રહેલા મનુષ્યને આ જ્ઞાનની એટલી બધી આવશ્યકતા છે કે તેના પ્રતાપે તેની દુઃખી સ્થિતિમાં પણ તે અમૃતમય જીંદગીના સત્ય સ્વરૂપને અનુભવમાં નિહાળી શકે.

સમાજ આપણને એક એવા પ્રકારનું ઉત્તેજન આપે છે કે જેને લીધે વૃથા ગણાતાં જીંદગીનાં સુખ વૈભવો ઉપર આપણી પ્રીતિ વધારે ને વધારે સ્થપાય; જ્યારે એકાન્ત તે વૃથા વસ્તુઓ Vanities માં રહેલા વિષનું જ્ઞાન દ્વારા દર્શન કરાવી એ મોહજાળમાં ફસાતાં આપણને બચાવે છે.

એક પુરૂષ પોતાના મિત્રોને પ્રસન્ન કરવાને ઠમાટ શણગારે તેવાં માત્ર બાઇન્ડીંગમાં અને દેખાવમાંજ સુન્દર કેટલાંક પુસ્તકો ખરીદી લાવ્યો. બીજીવાર ગયો ત્યારે પોતાના ખાનગી અભ્યાસને લગતાં ઉપયોગી પુસ્તકો ખરીદી લાવ્યો. પહેલી વારની ખરીદી સમાજનાં દબાણની અસરને પરિણામે અને બીજીવારની ખરીદી તેના એકાન્ત જીવનની અસરને પરિણામે બનવા પામી

દુનીઆને પ્રસન્ન કરનાર પોતાની આત્મિક અને માનસિક ઉન્નતિને રૂચે તેવી બાબતો તરફ દુર્લક્ષ કરી નકામા મિત્રોનાં ચક્ષુ ઠારવા પ્રયત્ન કરે છે.

આંગ્લ કવિ શેલી જેવા નાજુક પ્રકૃતિના મનુષ્યો ઉપર એકાંત ઘણી સારી અસર કરી શકે છે. શેલીએ જો તેના જમાનાની સામાન્ય સમાજને ના ધિક્કારી હોત તો ત્હેનું પોતાનું જીવન અને વિચાર શક્તિ આટલી ઉન્નત દશાને પામ્યાં ન હોત; કોઇકનેજ પ્રાપ્ત થતી એ મૃદુ પ્રકૃતિ જેને લઇને શેલી પોતાની મૃદુ કલ્પનાઓ આપણી સન્મૂખ મુકી ગયો છે તેનું અનુકરણ આપણે સામન્ય મનુષ્યો કરી શકતાં નથી; તે શક્તિ તેનામાં ઓછીજ ખીલવણીને પામી હોત. તેની જીંદગીના છેલ્લા વરસમાં તે બોલ્યો હતો કે તે અને તેની પત્નિ કદી સુખી થનાર નથી. કારણ તે પોતે એકાન્ત જીવનને ચ્હાતો હતો, જ્યારે ત્હેની પત્નિ સામાજીક જીવન પસંદ કરતી હતી. છેલ્લે ફ્રીથી શરૂ ખાત ના મિ. હેમર્ટને ઉચ્ચારેલા શબ્દોથીજ વિરમીશ Woe unto him that is never alone and cannor bear to be alone

વિમલ

# આ પણે બંને નહિં.

( લખનાર જહાંગીર રૂ. માદસુરવાલા. )

એક વખત રસ્તામાં બે વાણીઆઓ એક મેકને સામે મળ્યા તેઓ બંને જણા જાણે એક બીજાને ઓળખતા હોય તેમ રામ રામ કરી ખબર પુછવા લાગ્યા.

પહેલો—કેમ શેઠ માણેકલાલ કયાં ચાલ્યા.

બીજો—હું કોલાબે જાઉં છું, કેમ શેઠ છગનલાલ તમે કયાં ચાલ્યા પરેલ જાઓછો કે

પહેલો—નહીં શેઠ મારૂં નામ છગનલાલ...

બીજો—હં હં ત્યારે તો શેઠ મારૂં નામ માણેકલાલબી નથી.

પહેલો—આ તમારી હવે હું સમજ્યો મેં ધાર્યું કે તમે ઉતા, ને તમે ધાર્યું કે હું ઉતો પણ ખરી રીતે જોતાં તો આપણે બંને નહીં. સાહેબજી.

સાક્ષર શીરોમણી મરહુમ કવીશ્વર



દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ ઇ.

# ન્યાયમૂર્તિ રાનડેના જીવન પ્રસંગો

ન્યાયમુર્તિ માધવરાવ ગોવિંદ રાનડે એક પ્રખ્યાત પુરૂષ થઈ ગયા છે. તેમની યોગ્યતાનો વિચાર આ એક વાત પરથી જણાશે કે ભારત વર્ષના સર્વથી મ્હોટા નેતા ગોખલે મહાશય પોતાની ગણના એ મહાપુરૂષ જેને ઇશ્વરે કંઇક વિષેષ કાર્ય નિમિત્તે પોતાનો અંશ આપી પૃથ્વી પર મોકલ્યા હતા, તેમના શિષ્ય તરીકે કરે છે. અસ્તુ. રાનડે મહાશયનાં ધર્મ પત્ની શ્રીમતી રમાબાઇએ પોતાના પરલોક વાસી પતિના વિષયમાં એક પુસ્તક મરાઠીમાં લખ્યું છે. તેમાંથી આ વાતોની તારવણી કરેલ છે.

૧

એક વાર જ્યારે રાનડે બાલ્યાવસ્થામાં હતા, ત્યારે તેમના માતાએ બરફીનો એક કકડો તેમના એક હાથમાં આપ્યો અને બીજો ન્હાનો બીજા હાથમાં આપ્યો અને કહ્યું " આ કકડો તું લે અને આ બીજો આ છોકરાને આપી દે ! " માધવે તત્કાળ ન્હાનો કકડો પોતાના મોંમાં નાખ્યો અને મ્હોટો પોતાની પાસે ઉભેલા દાસીના છોકરાને આપ્યો. આ જોઇ તેમની માતાએ કહ્યું. " અરે ત્હેં મ્હોટો કકડો કેમ આપી દીધો ? એ તો ત્હારે માટે હતો. " માધવે સરળ ભાવથી કહ્યું. " ત્હમે તો કહ્યું હતુ કે આ કકડો તું લે અને બીજો આને આપ. " બાળકની આ સરળતા જોઇ માતા ઘણી ખુશ થઇ

૨

રાનડેના પિતા કોલ્હાપુરમાં ઘણા વખતથી રહેતા હતા અને ત્યાં ત્હેમને અનેક લોકો સાથે પરિચય થયો હતો. એક વાર રાનડેની બદલી કોલ્હાપુર થઇ. સંભવ હતો કે, ઘણાં લોકો પોતાના મામલાની પેરવી માટે, તેમના પિતાને મળે; પરન્તુ પિતાને પુત્રનો સ્વભાવ માલુમ હતો, તેથી તેઓ દરેક સાથે ચોકખો વહેવાર રાખતા.

પરંતુ એકવાર એનો પ્રસંગ આવ્યો કે રાનડેની અદાલતમાં એક મુકરદમો આવ્યો. પ્રતિવાદી એક કુલીન ઘરનો પ્રતિષ્ઠિત પુરૂષ હતો. તે ઉપરાંત રાનડેના પિતા સાથે ત્હેને વિશેષ પરિચય હતો. તે રાનડેના પિતાની પ્રાર્થના કરી બોલ્યો, " હું જાણું છું કે આ વાત આપને પસંદ નહીં હોય. પરંતુ મ્હારી ઉપર સંકટ આવેલું જોઇ પ્રાર્થના કરી કહું છું, કે માધવરાવને મ્હારે વિષે કાંઇક કહેશો. મ્હારી ઇચ્છા ખરાબ નથી, હું માત્ર એટલુંજ ઇચ્છું છું કે અવકાશ વેળાએ તેઓ એક વાર મ્હારા કાગળ બરાબર તપાસે અને નિરાંતે વિચાર કરી ફેસલો આપે.

આ પુરૂષની ઘણીજ હઠ, પ્રાર્થના અને આગ્રહ જોઇ, રાનડેના પિતાએ લાચાર થઇ તેના કથનનો સ્વિકાર કર્યો. ને તેને સાથે લઇ પુત્રના ઓરડામાં ગયો. માધવરાવ તેમને જોઇ ઉભો થયો, અને એ બન્નેના બેઠાં પછી તે બેઠો. ત્યારે પિતાએ કહ્યું—આ તમને કંઇ કહેવા ઇચ્છે છે. તો ત્હેની વાત સાંભળી લેશો.

રાનડેનો ઉત્તર સાંભળ્યા વગરજ તે કહેવા લાગ્યો "હાલ તો હું કાગળ પત્રો નથી લાવ્યો, જો આપને અવકાશ હોય તો લઇ આવું."

રાનડે એ ઉત્તર આપ્યો "જી નહિ આજે મને ઘણું કામ છે. અવકાશ પ્રાપ્ત થયે આપને સુચના કરીશ.

આ સાંભળી તે નમસ્કાર કરી ચાલ્યો ગયો; જ્યારે પોતા જવાને તૈયાર થયા ત્યારે રાનડે એ ઉભા થઇ માન સાથે કહ્યુ. "કોલ્હાપુરમાં એક પણ માણસ નથી કે જેને આપની સાથે પરિચય ન હોય. આપ ક્યાં લગી ન્યાય વિરૂદ્ધ સર્વની પેરવી કરશો. એથી હું કર્તવ્ય વિમુખ થાઉં છું. આપ વિચાર કરો, નહિ તો લાચાર થઇ મ્હારે અહીંથી મ્હારી બદલી કરાવવી પડશે.

આ ઘટના પછી રાનડે કોલ્હાપુરમાં ત્રણ ચાર માસ રહયા પણ એવા કોઈ આવ્યા નહિ

ધન્ય રાનડે ! જો ત્હમારામાં આટલી ન્યાય પરાયણતા ન હોત, તો તમારૂં નામ "ન્યાય મુર્તિ રાનડે" જેની પવિત્ર પ્રતિમા અત્યારે દરેકના હૃદય પટપર ચિતરાઇ ગઇ છે તે કોણ લેત ?

૩

ફાઇનન્સ કમેટીમાં નિયુકત થયા પછી રાનડે જયારે સિમલા દિલ્હી, મદ્રાસ આદિ સ્થાનોમા ફરી, કલકતે આવ્યા ત્યારે તેમનાં પત્ની પણ તેમની સાથે હતાં. એક વખત તેઓ બંગલામાં બેસી વાતો કરતા હતા એટલામાં બંગ-બખબાર વેચવાવાળો ત્યાં આવ્યો અને કહ્યું—"તમે કૃપા કરી આ પત્રના ગ્રાહક થાઓ !"

રાનડેના પત્નીએ કહયું—"ભાઇ ! અમે અહીંની ભાષા જણુતા નથી. પત્ર લઇને શું કરીએ. પરંતુ તે મનુષ્યે તેમની વાતપર બીલકુલ ધ્યાન ન આપતાં રાનડેને ફરી પ્રશ્ન કર્યો ત્યારે તેમણે કહ્યું.

આજનો અખબાર આપો પરંતુ વચ્ચે ન આવતાં હવે પછીને સોમવારે આવી મ્હારૂં નામ ગ્રાહક શ્રેણીમાં લખી જજો."

આ સાંભળી અખબાર વેચવાળો અંક આપી ચાલ્યો ગયો. તેના ગયા પછી રાનડેએ પોતાની પત્નીને કહ્યુ. "જે શહેરમાં આપણે બે ચાર માસ રહેવું હોય ત્યાંની ભાષાના સંબંધમાં ના કહેવી એ શરમાવા જેવું છે."

પત્નીએ કહયું—"જે અમારી ભાષા નથી તે અમને ન આવડે એમાં લજજા શું ! હું જાણું છું કે તમે મ્હને તે શીખવાનું કહેશો. કંઇ ફીકર નહિ, હું જરૂર શીખીશ. પણ આપને ગુરૂ તરીકે ગણીને, અન્યને હાથે નહિં. રમાબાઇને માલુમ હતું કે પતિ દેવ બંગાળી મુળાક્ષરો સીવાય કંઇ જાણતા નહતા.—નથી.

રાનડે એ પત્નીની વાતનો કંઇ ઉતર ન આપ્યો. તેણે થોડો વખત મૌન રહી, વાતનું વલણ ફેરવી નાખ્યું.

બીજે દિવસે સ્હવારે તેઓ ફરવા નીકળ્યા અને એક માણુસ પાસે કંઇ ઉચકાવી મોડા ઘેર આવ્યા. તે માણુસના હાથમાં ન્હાની મ્હોટી ૧૦-૧૫ ચોપડીઓ હતી. તે તેણે મેજ ઉપર મુકી દીધી. રાનડેએ પોતાની પત્ની પાસે તેની કીંમત અપાવી આવેલા માણુસને વિદાય કર્યો. તેના ગયા પછી રમાબાઇએ એકેક પુસ્તક લઇ જોયું, તો જણાયું કે તે અંગ્રેજીની મદદથી બંગાળી શીખવાનાં પુસ્તકો હતાં.

પછી શું. રાનડેએ એ પુસ્તકોની મદદથી બંગાળી શીખવું શરૂ કર્યું. દિવસે તો તેઓ વાંચતા, પણ રાત્રે સુતી વખતે પણ પુસ્તક એમનાં હાથમાં રહેતું. બીજે દિવસે સવારે તેમણે પોતાની સ્ત્રીને બંગાળી વર્ણમાળા સ્લેટપર લખી આપી.

તે દિવસે પ્રાતઃકાર્યોથી પરવારી હજામત કરાવવા બેઠા ત્યારે પણ તેમના હાથમાંનું પુસ્તક છુટું પડયું નહિં. તેઓ તે પુસ્તક જોરથી ભણતા હતા. અને હજામ તેમની હજામત કરી રહયો હતો. રમાબાઇ તે વખતે પાસેના ઓરડામાંજ હતાં. તેમને લાગ્યું કે બેઠકમાં કોઈ બીજો માણસ બોલી રહયો છે. તેમણે દરવાજાની ફાટમાંથી જોયું, તો ઉપરોકત દેખાવ નજરે પડયો. આ જોઇ રમાબાઇથી હસવું ખાળી શકાયું નહિ. હજામના ગયા પછી તેમણે પતિ પાસે આવી કહયું. "વાહ, માસ્ટર તો મઝાના મળ્યા સમજાય છે કે દતાત્રેયની પેઠે આપ પણ ગુરૂ બનવા ઇચ્છા રાખો છે."

આવા પ્રકારની કેટલીક હાસ્યજનક વાતો કરી રમાબાઇએ તે દિવસની પોતાની વર્તણુક માટે માફી માગી અને રાનડેના હાથથી તેમણે શિક્ષણ લેવા માંડયું. કેટલાક માસમાં તેમણે એટલી નીપુણતા પ્રાપ્ત કરી કે દુર્ગેશનન્દિની, આનન્દ મઠ આદિ બંગાળી ઉપન્યાસો તેમના મેજપર દ્રષ્ટિગોચર થવા લાગ્યાં.

૪

એક વખત રાનડે કૃષિવિભાગના સ્પેશિયલ જજના હોદ્દાપર મુંબઇ પ્રાંતના કોઈ જીલ્લામાં ફરવા ગયા, એકાએક સોલાપુર મુકામમાં તેઓ બીમાર થઇ ગયા. એ બીમારીમાં મ્હેમને હાઇ કોર્ટના જજ થવાનો હુકમ આવ્યો ! સિરસ્તેદાર જ્યારે એ પરવાનો પહોંચાડવા આવ્યો, ત્યારે રાનડેનાં પત્ની જે મુસાફરીમાં સાથે હતાં, તેમણે મના કરી. એમણે વિચાર્યું કે તાવવાળી સ્થીતિમાં એકાએક આનન્દના સમાચાર સાંભળીને પતિના હૃદયમાં આવેગ ઉત્પન્ન થાય તો બીમારી વધી જાય. બીજે દિવસે જ્યારે તેમની તબીઅત કંઇક સારી હતી. ત્યારે સિરસ્તેદારે તે પરવાનો આવી આપ્યો. તે વાંચી રાનડે મહાશયના મુખપર કંઈ પણ ફેરફાર ન થયો. તેમણે સહજ કહયું કે બીમારી માંથી ઉઠયા પછી સીધાંપુના જવાનું થશે. આ સંબંધમાં રમાબાઇ લખેઃ— "સીરસ્તેદારના ગયા પછી પણ તે સંબંધમાં કાંઇ પણ વાત મને કરી નથી; તેથી મ્હને ઘણું આશ્ચર્ય લાગ્યુ. તે સાથે મ્હને આગલા દિવસના અનુમાનપર હાસ્ય પણ થયું. હું ઘણી પાગલ હતી; અહર્નિશ તેમની સાથે રહેવા છતાં પણ મેં તેમનો સ્વભાવ ન જાણ્યો! જે હૃદય વિપત્તિના પહાડ તુટી પડવાથી વિચલિત ન હોતા થતા તે વળી કયાં આનન્દાતિરે કમાં ઉછળવા વાળા હતા ! સત્ય તો એ છે કે જેમ જેમ તેમને ઉચ્ચ પદવી મળતી ગઇ તેમતેમ તેઓ પોતાના કર્તવ્યની ગુરૂતાનો અનુભવ કરતા હતા.

૫

મહાત્મા રાનડે પોતાના નોકરો પ્રતિ ઘણો પ્રેમ રાખતા હતા. તેમના સુખદુઃખ નો તેઓ ખ્યાલ કરતા હતા. તેમની સાથે તેઓ પોતાના કુટુંબી જેવો વ્યવહાર રાખતા હતા. એજ કારણને લઇને તેમના સેવકો તેમને પૂજ્ય ગણતા હતા એમની ઉપર ભારે શ્રદ્ધા કરતા હતા.

એમની સેવા કરી તેઓ પોતાને કૃતાર્થ થયા માનતા હતા; તેનુ એક ઉદાહરણ નીચે આપ્યું છે.

એક વખત મુંબઇમાં ઘણો પ્લેગ ચાલ્યો. રાનડે પોતાના કુટુંબસહ થોડેક છેટેના ગામ પર રહેવા ગયા. કાશિનાથ નામના તેમના એક આશ્રિતને ગાંઠ નીકળી તેથી તે ચુપચાપ કોઇને કહ્યાવગર મુંબઇની પ્લેગ હોસ્પીટાલમાં જતો રહ્યો. ત્યાંથી તેણે કારભારીને ચીઠી લખી કે "હું બીમાર છું. આશા છે કે ત્રણ ચાર દિવસમાં સારો થઇશ. પણ આ વાત રાનડે મહાશયને જાહેર કરશો નહિ. કારણકે તેઓને માલમ થતાં તેઓ અહીં આવ્યા વગર રહેશે નહિ.

આ વાતની ખબર રમાબાઇને થઇ. તે પણ પોતાના સ્વામી પ્રમાણે દયાળુ હતી. રનડે મહાશયને આ વાત વિદિત કરી તાત્કાળ કાશીનાથને જોવાને મુંબઇ ગઇ. ત્યા કાશિનાથ સાથે તેને જે વાત થઇ તે નીચે પ્રમાણે.

કાશિનાથ—"બાઇ સાહેબ! તમે કેમ આવ્યાં; હમારૂ આવવું શ્રેયસ્કર નથી. તમે જલદીથી ચાલ્યા જાઓ."

રમાબાઇ—"કાશિનાથ, તું ગભરાઇશ નહિ. ડોકટર સાહેબ કહેછે કે કાલ કરતા તું આજે સારો છે. રાનડે મહાશય પણ કોર્ટમાં જતાં તને જોવા આવશે. તું તેમની સાથે વાત ચિત કરજે."

આ સાંભળી કાશિનાથ જોરથી હસ્યો પછી તાવના વેગમાં ડોકટરને ઉદ્દેશી તેણે બડબડવા માંડ્યું.

"Look at my master; how kind he is to me. He has sent his wife to see me in this Plague Hospital, Besides, he is coming personally to see me. He would have come even yesterday, but busy as he always is, he gets no time, you know He is always busy day and night till he get fast asleep. I am his rande: you know. So many hours a day I never sit still. But you hav made me a prisoner? Don't yo know who I am? I am Justic Ranade's Render. He can neve do without me you have nc business to detain me. I am his private secretary. Dont you know whose man I am? Will he like if I sit still doing nothing? I must get up and attend to any work. I shall not lister to any body.

काशीनाथ, धन्य तमारी स्वामि भक्तिने

અનુવાદક 'દીનબન્ધુ

---

## બધા ખાવાના છે

(લખનાર:-જહાંગીર રૂ. માયસોરવાળા)

એક વખત પાહલનજી પંચરી જેઓ કાને જરા ઘણું સાંભળતા હતા તેઓ બજારમાંથી ચાર તડબુચ ખરીદ કરી ઘેર લેઇ જતા હતા તેવામાં તેમના પુરાના મીત્ર માણેકજી શેઠ મલ્યા તેમને પુછ્યું

માણેકજી—કેમ પાહલનજી છોકરા બધા સારી કાની છે ને

પાહલનજી—(જેઓ કાને વધુ સાંભળતા હતા) જી હા બધા સરાં છે હું જોઇ જોઇને લાયોછ બધા કાપી કાપીને ખાવાના છેજી




બન્ધુઓ ! મોહર્રમનું પર્વ છે !
વિજયી થાવ !
કાંઈ સ્મરણ થાય છે પૂર્વ કાલનાં ?
પ્રાતઃ સ્મરણીય હુસેન હસન,
નાસ્તિક કુલ નિકન્દન કરવા,
સત્યનો જય ઘોષ ગજવવા,
ય—કલગીએ આજે ચડયા હતા.
અનેક યુગની પરંપરા વીતી,
ઇતિહાસનાં ચક્રો ફર્યાં;
મહારાજ્યો સ્થપાયાં ને ભૂસાયાં;
છતાં એ કથાના જયવંત અક્ષરો
હજી લીલા—સચેતન છે.
બન્ધુઓ ! પ્રેરશે ત્હમને તે !
" કર્તવ્ય માર્ગ વિષમ છે;
પ્રાતવ્ય દૂર છે—અગોચર છે;
સાધન નથી:
શકિ ! નથી:
જ્ઞાન નથી:
કાંઇ નથી: "
શું દીન બની વિસાસતા હતા તે વીર
ભ્રાતાઓ ?
આત્મ શ્રધ્ધા:
સ્વાશ્રય:
એ સૌ સાધનનું સાધન છે
મહા શ[illegible] શકિત છે
જ્ઞાન છે.
અણ ચિન્તવી મદદ આવી મળશે.
મુસ્લીમ હિન્દુના કલહ છે;
સમાવજો ત્હેમને;
સ્નેહની સાંકળે સાંધજો.
માર્ગમાં અવિદ્યારૂપી—અન્ધકાર છે;
અન્ધકારમાં પ્રકાશ પ્રેરજો.
એ પ્રકાશ નવ ચેતના પ્રસરાવશે.
આશિષના મંગળોચ્ચાર ભણશે.
માર્ગમાં મદ્રેસાઓ આવશે;
ઉસ્તાદોને વન્દન કરજો.
મોંઘા મહર્ષ મન્ત્રો માગજો.
એ ઉસ્તાદો ખુદાના પાર્શ્વદો છે
પ્રણામ કરજો રાજયોગી વૃધ્ધ દાદાને
વાધો ! વીર !
દેવનાં દુંદુભી ગડગડે છે,
ઐકયને નિયંત્રણામાં રાખજો
વિવેકના અંકુશ વાપરજો.
ઐકયમાં શકિત છે.
શકિતનો વ્યર્થ વ્યય કરશો માં.
વૃધ્ધોનાં સૂત્રને સ્મરજો;
કલ્યાણ પન્થે પળજો ! અસ્તુ !
સ્વાર્થના સાગર ધુધવે છે;
તોફાનના વંટોળ ધુધવે છે;
બાંધશો સ્નેહના સનાતન સેતુ ?
ભણશો શાન્તિના અમોઘ મન્ત્રો ?
અલીની વીર હાક શીખજો;
હુસેન હસનનુ સામર્થ્ય સાધજો;
શ્રદ્ધાવાન થજો;
રામને નામે પત્થરને પર્વતો યે તરે
ધન નથી; બળ નથી:

એવી દીનતા છોડો, વીર !
"પ્રેમ-શૌર્ય" ગજાવો.
મહા ગીરીના ગહ્વરમાં
સિંહ ધુધવે,
અભ્રમાં મેઘ ગર્જે,
દશ દિશાઓને પર્વતાવલી કંપે,
ત્હમારી વીર હાકે, વીર !
દિગપાલ ડોલશે.

સત્યનો જય છે, બન્ધુઓ !
ગાજી ઉઠો !
ને બોલો જય,
સત્યનો પક્ષ કરનાર,
ને દીનના બેલી
ન્યાયી રાજા
પંચમ જ્યોર્જનો !

"રાજ્ય ભક્ત"

## સુખ સંચારક નીતિ વચન.

રાગ, મનહર.

મમત મોટાઇ તજી, નરી દયા રાખો સજી,
હરો શનિ દ્રષ્ટિ, અને, રમત જુગારની;
નામને ન નિંદે કોઇ, વાણીમાં વિવેક હોઇ,
ચતુરાઈ, ચીત્ત સાથ, કલ્પ નીતિ પ્યારની,
નેન માંહી પ્રેમ રાખી, શાખ શુભનો થા સાખી,
લળી, લળી, વાણી સાથ, સુખ સુદ્રા પ્યારની, ૧
બાજીમાં ન રાજી રહેતાં, રટી રામ, નામ લેતાં,
કહે મનહર કહાણી, સુખના સંચારની; ૨

શાર્દુલ વીક્રિડિતઃ

નાસું શીષ ગણાધીશા ગણ તણા, વિજ્ઞાન વિનાયકા;
આપો વિમળ વાણી, શાણી, મમને માસિક શોભાવવા;
ટાળો વિધ્ન વિશેષ વાકય વદતાં, અજ્ઞાનની જે મતિ,
જે, જે, જે, જગમાં ઝગી ઝગમગે, 'નવરંગ' માસિક કૃતિ.

## પ્રશ્નોત્તર માલીકા.

શાર્દુલ વીક્રિડિત.

વાસો જે વસતાજ ઇંદ્રિ ભવને, કોહોજ તે કોણ છે ? (૧)
ધાતુમાં સરવે થકી સરસ કો, વસ્તુ તણી ખાણ છે ? (૨)
ગામોથી, અધીકું કયું જગતમાં? (૩) દુઃખજ કયાં થાપીયાં ? (૪)
ના, જો, કોય, તણા, જવાબ સમજો, નીચેજ :છે આપીયા.
(૧) અમર. (૨) કનક. (૩) શહેર. (૪) મરણ.

* લેખકનું નામ દરેક શબ્દોના વચ્ચેના અક્ષરમાંથી ભેગા કરો.

# " મારી જીવન કથા "

તે સમયે મારી તદ્દન કોમળ અવસ્થા હતી, કાલા—ઘેલા શબ્દોમાંથી હું બહાર નીકળ્યોએ નહોતો, તે વખતનો આબેહુબ દશ્ય કે આત્મ ચીતાર ચીતરી વાંચક સમક્ષ રજુ કરી શકુ તેમ પણ નથી છતાં નવા જુના પડધા એકત્ર મળી કદાપિ—કદાપિ ભાષ સરખો કરાવે છે. એજ આ ઇતિહાસના એકાદ પાનનું નિમીત છે.

પિતાના આત્મ પુત્રોમાંનો હું એક નાનો બટુક હતો તે કૃપાળુના વિશુધ્ધ હૃદયમાંથી ઝરતો મીઠો નિર્મળ સ્નેહનો ઝરો આ તરફ વધુ અને વધુ પ્રમાણમાં આવ્યા કરતો હતો.

તેની કીંમત તે વખતે નહોતી, અત્યારે થાયછે. વાંચકના વિચારોની સાથે મળતા પણું બતાવવા અને નીચલું વાકય મારે ટાંકવું પડે છે કે—

કોઇ એક ઉપયોગી વસ્તુની કીંમત તેની હયાતીમાં અપણને નજીવી જણાય છે પણ તેના અંત પછી બહુ મૂળી અને મોંઘી સમજાય છે,

પણ એતો ધુમાડાના બાચકા સિવાયનું કાંઈ નથી, છતાં ઉપરોકત્ત વાકયને આ વિષય પરત્વે કાંઈ સંબંધ છે કે કેમ ? તે હું કહી શકતો નથી, કારણ આસ પાસના મમ જીવનના વાતા વરણ કોઇ જુદાજ પ્રકારનાં છે, છતાં અલબત્ત મારે એમ કહેવું કે—અધાપિ-પણ મારૂં જીવન નાચ્ય તેવું નથી.

ભવિષ્યની કીંમતી અને જોખમ ભરી જવાબદારીઓ સમજવા—દુનિયાનાં ચોમેર ઉડતા ફરફર અનિલે—મને મધુરો અને નવલો સુરસ્પર્ષ કીધો—

તે સમયે મંગલમય ગણાતું દીપોત્સવીનું પર્વ કે અન્ય કોઇ હીંદુઓનો સુપ્રસિધ્ધ તહેવાર પણ નહોતો. કે મારા સ્નેહિજનોની ખાસ સ્મૃતિ માટે અત્રે હું તેનું ટાંચણ કરી શકું.

જન્મ તિથિ નોંધવાની અત્યારે મને વધુ આવશ્યકતા જણાતી નહોય તો પણ એટલું તો લખવું પડશે કે સંવતની ગઈ વીશીની શરૂઆતમાં—માતૃ આત્મ રસથી બનેલા કોઈ આકાર રૂપે બહાર નીકળતાં દુનીઆએ પોતાના મહાન ઉદરમાં મને પોષવાનું માથે લીધું, એકાએક દૈવિ અવાજ નીકળ્યો કે—

હે આત્મક ? " કૃત્યના નવલા પાઠ શીખવાનું વિસરતો માં " તે સોનેરી શીખામણ હૃદય પટપર કોતરાએલ છે. પણ કયાં છે તે આચરણ કે વર્તન ?—

મહાન પિતાની અનાદિથી ચાલતી આવેલી ઉદારતા અને પવિત્ર માતૃભૂમિનુ ભાર વહન, કંઇ ઓછા આભાર નીચે દાબતા નથી.

કુટંબીજનોની મારા ઉપર અતિશય પ્રિતિ હતી તેઓ સઘળા મને બાબુ નામથી બોલાવતા, મમ પિતાશ્રી વખતો વખત મારૂં ભવિષ્ય જાણવાને જીજ્ઞાસુ

થતા, શહેરના એક-બે જોષી મહારાજ ઓને દર અઠવાડીએ ચાર–આઠ આના પ્રાપ્ત કરાવવા આ નાનકડો બાળુ નિમીત ભૂત થનો.

જેને પોતાના આત્મ રસથી પોષણ આપી આ દુનિઆની હવા ખાવા છુટો મૂકયો છે, તે માતૃ હૃદયમાંથી ઉભરાતી સુવાસિત ઉજ્વળ અને મધુરા પ્રેમ કુસમોની અગણીત છાબોની કીંમત–કદરકે સંપૂર્ણ સેવા અસંખ્ય વર્ષો જતાં પણ બની શકે તેમ નથી, છતાં તે વિષય પરત્વે કાંઇ લખવા જતાં ચાલતા ઈતિહાસની કેટલીક લીંટીઓ પડતી મૂકવી પડે તેમ છે, માટે તે ફકરા લખવા પડતા મૂકી ઉપલી ચર્ચાના શબ્દોનો સંબંધ સાંધી હાલતો આગળ ચાલીએ છીએઃ—

પિતાના વાત્સલ્ય પ્રેમથી પોષ તામેં સાતમા વર્ષમાં પ્રવેશ કર્યો, મીઠું મધુરૂં અને કંઈક કંઇક નવું–નવું સાંભળવું મને બહુ ગમે છે. એમ સમજી પિતાજી પ્રેમ ભક્તિનાં કાવ્ય કે કવિતાઓ, નાનકડી નિતિમય રસીલી વર્તાઓ, હંમેશાં સ્નેહ પૂર્વક સંભળાવતા હતા

+ × +

આજે મારો ભુતકાળની જન્મ તિથિનો કુટંબ તહેવાર છે. અને મને સ્કુલમાં બેસાડવાનું મહુર્ત પણ બપોરનુજ છે. એમ જાણી મને અપુર્વ આનંદ થયો; મને એકલાનેજ તેમ નહોતું, પરંતુ કુટંબીજનો પણ હર્ષ ભર્યા મુખડે મારા તરફ ધસી આવતા અને પુરા પ્રેમ પુર્વક મધે ગેલ કરાવતા, મારા બે–ત્રણ નાનકડા મિત્રો કે જેઓ વકીલ પુત્રો હતા તેઓને પણ પિતાએ જમવાને નોતર્યા હતા. સારી રીતે ઉત્સવ ઉજવી પીતાએ નિશાળે બેસાડયો. તેજ સાંજથી તેમણે બોધમય આનંદ વાર્તાઓ અને નિતિ શીક્ષણ આપવુ મને શરૂ કર્યું કેટલાક કવિઓની કવીતાઓની થોડી થોડી લાઇનો હંમેશા મને મુખ પાઠ કરાવતા,—

ગરીબ કોને જોઇ તેનો, અનાદર કરવો નહિ
કોઇ કાળે આપણી પણ, રે દશા એવી સહી
\+ + + કવિ–નર્મદાશંકર.

નથી વિદ્વતા વાપરી દેશ દાજે
નથી વાપરી પાઇ જે લોક કાજે
નથી કામ કીધાં સ્વ દેશાભિમાની
વૃથા જન્મ ખોયો કરી શી કમાણી!
× × ×

કરીએ સારૂં કોઈનું એજ ધર્મનું કર્મ
બીજા કલ્પીત ધર્મ છે, મનમાં સમજો મર્મ
કવિ–દલપતરામ.

આવી નવી નવી કવિતાના ફકરાઓ પિતાજી મને હંમેશાં પ્રેમ પુર્વક શીખવતા, અને શબ્દે શબ્દના અર્થ પણ સમજાવતા.

આથી મને હંમેશાં આનંદ ઉદધિમાં સ્નાન કરવાનું મળતું, અત્યારે તે બાલ્યા અવસ્થા કુદરતના ગેબી ચોકમાં દ્રષ્ટિ સમાન આવી ખડી થાય છે, ત્યારે આ વખતે પણ હું તે નિર્દોષ સ્થીતિમાંજ છું અને તે સમયનો અપૂર્વ નિર્મળ આનંદ અનુભવું છું તેવો ભાસ થઇ

આવે છે, પણ ક્ષણ પછી તે ઝાંઝવાનાં નીર નજર ચુકાવી ચાલ્યાં જાય છે. ગમ્મત ગેબમાં હર્ષાનંદની વાતો સાંભળતા અને નિશાળના એકડા-બગડા કે એકો-અગીયારાના ઘડીઆ વટાવી છ માસમાંજ મેં બાળ પોથીની ચોપડીને સલામ કરી.

મારે માટે હવે નવી નવી નાનકડી એક-બે ચોપડીઓ આવી. પહેલી ચોપડાના પાઠો અને ચિત્રો મને બહુ ગમતા, તેના ટુંકા અને સહેલા લેસન મને જલદી આવડતાં! આવા હમેશના માંગલીક દીવસોમાં સુખ કે આનંદ સિવાયનો એક પણ શબ્દ મેં કયાંથી સાંભળ્યો હોય?

× × ×

મારા કાલા ઘેલા બોલો અદ્યાપિએ જાગ્રત હતાં; મુખ બત્રીશીમાંથી ઝરતાં નિર્દોષ હાસ્યનાં ઝરણાં હજુ લીલાં છમ હતાં.

તેવામાં એકાએક મહા દુખદ પ્રસંગ આવવાના ચીન્હો જણાવા લાગ્યા. ભાવિના ભૂવાવામાંથી કોણ બચ્યું છે? શીતળતા-ઉષ્ણતાને સ્પર્ષ કોણે નહી કર્યો હોય—

અનાદિના નિયમ મુજબ ભાગ્યમાં નિયત કરેલા પ્રસંગને કોણ નિવારી શકે તેમ છે.

નિર્દય કાળ ચક્ર વગર આમંત્રણે આડકતરી રીતે અમારા ઘર તરફ આંટા મારવા લાગ્યું.

આ વખતે મીઠું મીઠું બોલનારા જોષી મહાજનોએ ફોકટ આશા આપી, એક પણ સત્ય વાર્તા ઉચ્ચારી નહી, કે થોડા દીવસમાં આ સુખી કુટુંબ ઉપર શોકનો મુશળધાર વરસાદ વર્ષવાનો છે.

( અપૂર્ણ. )

લેખક

"બાબુ સાહેબ"

---

## બેમાં કોણ સરસ

પીરોજબાઇ—(પોતાના દીકરા જહાંગીરને) દીકરા મેં તુને આજે જે કાગજ આપ્યું હતું તે તેં પોસ્ટ કીધું કે?

જહાંગીર—નહી માયજી! નહીં, તેતો હું કહેવાનું ભુલી ગયો કે તે મેં નાખ્યુંજ નથી!

પીરોજબાઇ—અરે દીકરા! આખરે તેં નહીંજ નાખ્યુંને! મેં તુને ખરાવી ખરાવીને કહ્યું હતું કે એ કાગજ આજને આજ પોસ્ટ કરજે, કારણ કે એ ઘણુંજ જરૂરનું છે ને આજેજ જવું જોઇએ ને વરી-પણ જહાંગીર પોતાના માયને બોલતાં અટકાવીને વચમાં બોલી ઉઠયો!

જહાંગીર—લેઓની માયજી એ કાગજ તમેજ જોવાની કે એની પર સરનામું કહાં કીધું છે કે હું એને પોસ્ટ કરૂં!

( નોટ—માય ચુપ! ) કોણ ભુલ્યું

---

# આપણે આગળ કેમ વધી શકતાં નથી?

વ્હાલી બેનો!

હું કંઇ મહા વીધ્વાન કે પંડીત નથી. કે શીક્ષા આપવાને પાત્ર ગણાઉં, પણ જે કંઈ; પુસ્તકોમાંથી સ્વાદિષ્ટ ખોરાક આરોગ્યો છે અને મને જે તત્વ સમજાયું છે, તેના ઉપરથી સાર રૂપ બીજી સ્થીતિએ તે જ્ઞાન બહાર કાઢી રૂણ મુકત થાઉં છું! શાસ્ત્રો શીખ્યાથી સમજાય છે કે સ્ત્રી કેળવણી એ સંસાર સુધારાનું સર્વોત્તમ સાધન છે, અને તેનાથીજ ગૃહજીવન, રાજ્ય જીવન, પ્રજાજીવન, અને કુટંબ જીવન સુખી બને છે,

કદાપી આપણે જોઈશું તો સ્ત્રી કેળવણીનો કંઈક-કંઇક પ્રચાર થએલો જણાય છે, છતાંએ સંપુર્ણ પ્રજા જીવન કેમ સુખી થતાં નથી? આપણે એક બાજુ કેળવણી લઈએ છીએ ત્યારે બીજી બાજુ વિવેકને વિસારીયે છીએ અને તેથીજ સર્વ બહેનોને ગૃહનુ રાજય ચલાવતાં ગધેડાની પેઠે સારી જીંદગી ભરભાર વહન કરવો પડે છે, આપણે યુરોપ, અમેરીકા વિગેરે દેશની સ્ત્રીયોના દાખલા જોઇશું. તો જણાશેકે તેઓ કેળવણીનો કેવા વીવેકથી સદ્ ઉપયોગ કરે છે. અને ગ્રહ રાજય કેવી સારી રીતે ચલાવે છે, એમને રસોઇ કરવી પડતી નથી. આપણી માફક ૧-૨ માઇલ આઘા કુવાઓમાંથી ૧૦-૧૫ બેડાં પાણી કાઢી લાવવું પડતું નથી. રેલવે સ્ટેશનો ઉપર મોટા મોટા, બોજાઓ ઊપડાવા પડતા નથી, તેનું શું કારણ હશે? તેનું કારણ એટલુંજ કે તેઓ કેળવણીનો વિવેકથી સદ ઉપયોગ કરે છે!

જો કે આપણાં નીતિ શાસ્ત્રો, ન્યાય શાસ્ત્રો વિગેરે ઉત્તમ શૈલીથી લખાએલાં છે, છતાં તેનો સદઉપયોગ ત્યારેજ થાય કે કેળવણી સાથે વિવેક હોય તોજ આપણે સમજીએ છીએ કે પતિ, એજ પરમેશ્વર, પતિ, એજ સૌંદર્ય અને કીમતીમાં કીમતી સણગાર, છતાં તે બધું ભણેલું ગ્રહ રાજ્યમાં પ્રવેશ કરતા કેમ વિસરાય છે? કારણ એટલુંજ છે કે વાંચ્યું છે પણ વિચાર્યું નથી?

બહેનો! બીજા ધંધાને સબંધે અવકાશ નહિ મળવાથી મારા મગજમાં ભરાએલાં સંપુર્ણ વિચારો ઠાલવી શકતી નથી પણ હવે પછી થોડું થોડું લખી મારી ફરજ બજાવતી રહીશ

લેખક,

અ૦ સૌ૦ સાકર બહેન

કાવીઠા કન્યાશાળા તા૦ પેટલાદ.




લેખક                                        અધિપતિ

હમેશ અસખ્ય પ્રમાણમા દ્રષ્ટીગોચર થતા દાખલાઓએ સબિત કરી આપ્યુ છે કે જીદગીની નૌકાને સરળતા અને પવિત્રતાની સાથે સસારવત સાગર ઉપર મુસાફરી કરવાને માટે, આ વાતોની પુર્ણ અગત્યતા છે ! કે દરેક મનુષ્ય રાજાતે કેળવણીમય, ભલુ, ઉચ્ચ વિચારનુ અને પરસપરના હક્ક પિછાણનાર હોવો એટલે દરેક પુરૂષ પોતાના માત પિતાને માટે સપુત પુત્ર પત્નિના સબધમા ભલો પતિ અને સતતીને સાથે માયાળુ પિતા હોય, એવીજ રીતે દરેક સ્ત્રીની ફરજ છે કે માતપિતાને માટે કદરદન પુત્રી, સાસરયા સબધી સુઘડ વહુ અન પતિના સંબધમાં વફાદાર પત્નિ તથા સતતિ ને સાથે સમજદાર અને મહેરબાન માતા થાય

. પરમેશ્વરનો ઉપકાર માનવા સાથે સતોષ થાય છે કે, પુરૂષોમાં કેળવણી વધુ અને વધુ પ્રમાણમા પ્રસરતી જાય છે અને સાથેજ તેઓને પોતાની સ્ત્રીઓના સુધારાનો વિચાર પણ થતો જાયછે દેશના મોટા મોટા નામદાર ગૃહસ્થો અને કોમોનો બદોબસ્ત જાળવનારાઓ આ બાબતની કોશેશમા મચી રહ્યા છે લગભગ આ પરિણામ સર્વ માન્ય છે કે, સ્ત્રીઓને સોસાયટી અને મેળ મેલાપ તથા વિચારોની અદલા બદલીની ખાસ જરૂર છે

,કેટલાકનુ સમજવુ છે કે પરદો સ્ત્રી ઉન્નતીને આડે આવે છે કેટલાક તેની વિરૂદ્ધ છે, કે નહિ, પરદામા રહીને પણ કેળવણી અને ઉન્નતિ પ્રાપ્ત કરી શકાય છે અને કેટલાકો એ બને વાતોને એક હદ સુધી માન્ય રાખી વચ્ચનો માર્ગ વ્યાજબી બતાવે છે ( જે ખરેખર સુધારો કહી શકાય ) હવે એ વાતનો નિર્ણય કરી દેવો કે ઉપરોકત ત્રણ જુદાજુદા વિચારોમા કયો ખરો અને કયો ખોટો છે, તે એક મુશ્કેલ બાબત છે પણ એવા કારણથી કે એ સઘળા વિચારો વિદ્વાનો અને સમજદાર લોકોના છે, તેથી દરેક વિચાર પોત પોતાની જગ્યાએ સાચો અને વ્યાજબી છે જે જેને લાયક અને બેસતો આવે તે તેને ધારણ કરે, પણ હેતુ એ છે કે કેળવણી અને સુધારો પ્રાપ્ત કરતા જાય અને મનુષ્ય પોતાની ફરજો સમજીને તે પુરી કરવાના પ્રયાસમા રહે

છતા, પહેલો વિચાર પડદા તદન છોડી દેવાનો, સખ્યાબધ કારણોથી ગેરવ્યાજબી અને વાધા ભર્યો લાગે છે બીજો વિચાર દરેક પ્રકૃતિના કુટબો માટે સહેલો નથી અને કેટલાકો માટે તો તદન અશકય છે પણ ત્રીજો વિચાર જે વચલો માર્ગ છે તે સર્વ ઉપયોગી અને લાભદાયક તથા સરળ પણ જણાય છે આ વિચાર વધારે સ્પષ્ટ પણે કહીએ, તો કેટલાક એવા મિત્રો જે 'એક આત્મા બેશરીર' ( એક જાન દો કાલિબ ) હોય, જેમની સખ્યા બહોળી ન હોય ( હોઇ શકે પણ નહિ ) પરસપર મેળ મેલાપ રાખે

સામાન્ય રીતે એક પરદાવાળી સ્ત્રી પોતાના પતિના ભાઇથી અને બીજા કેટલાક દુરના સગા પુરૂષોથી, જેમની સાથે નિકાહ જાએઝ છે, પરદો કરતી નથી; જેથી તેણીને કોઇપણ લાભ મળી શકતો નથી, તો પછી પોતાના પતિના એવા અંગત મિત્રો જે તેના સુખ દુઃખમાં પુર્ણ લાગણીથી ભાગ લેતા હોય, પોતાના પતિની હાજરીમાં સામે થવામાં શું હરકત હોય તે સમજી શકાતું નથી.

એવી કેટલીક દંપતિઓનું મંડળ સ્થાપી મહીનામાં એક બે વાર મીટીંગ કરી, પોતાના વિચારો, વહેમો અને માન્યતાઓમાં સુધારો, પરસપરના હકો અને ફરજોની ચર્ચા અને પોતાના બાળકોની કેળવણી સંબંધી વિચારો તથા આરોગ્યતા વિગેરેને લગતી તદબીરો ઉપર વાદ વિવાદ કરવામાં આવે તો તે તેઓના હકમાં અતિશય લાભ દાયક નિવડવાની ખાત્રી રાખી શકાય

આવા કેટલાક નાહના નાહના મંડળો હોય, તેમાં એક એક વધારે કામ કરનાર સમજુ માણસની જરૂર હશે અને લગભગ સઘળા કામનો બોજો તે એકલાપર રહેશે સઘળાઓ માટે લેકચર વિગેરે તેણે તૈયાર કરવા પડશે; જેવી જેવી સ્થીતિ આ નજરમા હોય તેના આધારે તે થઇ શકશે.

પુરૂષોના લેકચરોમાં તેમની પોતાની ફરજોનું અને સ્ત્રીઓના લેકચરોમાં તેમની પોતાની ફરજોનું વર્ણન હોવું જોઇએ.

જ્યારે એવાં લેકચરો પોતાના પતિ અને પત્નિની રૂબરૂમાં કર્યા હશે તો પછી ઘેર જઇ તેની વિરૂદ્ધ વર્તન કરવાનું બેમાંના એકથી પણ બની શકશે નહીં અને એવી રીતે ખાનગી જીંદગીમાં ધીમો પણ મક્કમ સુધારો થશે!

આ સંબંધી વધુ, આગળ ઉપર ચર્ચવામાં આવશે અને બીજાઓ પણ જે કાંઇ લખશે તેને સ્થાન આપવામાં આવશે.

---

# નસીહતો

( લખનાર—જહાંગીર રૂ. માઇસૌરવાલા બરોડા )

૧ આપણી જીંદગી એ એક મુસાફરીછે! મહોત આપણને ઘર પહોંચાડે છે!

૨ સર્વે માણસ કીરતારના મનથી સરખાં છે પણ કેળવણીને લીધે તેઓમાં ફરક પડે છે

૩ એક પલવારની ચુક કદી
પસ્તાવો આણે એક સદી

૪ આંખમાં ગયેલી રેતીની રજકણ ફક્ત આંખને દુઃખ દે છે, પણ આંખમાં આવેલી અદેખાઇ મન અને આંખ એ બેઉને દુઃખ દે છે.

૫ હાથ અટકાવી રાખ્યો, તો મહોડું ચાલે કેમ
ચાકરી કરતાં અટકયો, તો ભાખરી મલે કેમ

૬ પૈસો ઉડાવવો નહી, પર સ્ત્રીનો સંગ નહીં
તંદુરસ્તી ખોવી નહીં, વૈદની ખુશામત નહીં

૭ દરેકવાર પુસ્તક ઉઘડતાં કંઇ પણ નવું શીખાય છેજ!

૮ મુર્ખ નર ધણીયાણીથી ડરે
નેક નાર ધણીને તાબે રહે

૯ વિદ્યાનો રાખે જે અભીમાન
તેને જાણવો બહુ અજ્ઞાન

૧૦ કોમનું બગાડું જો જલદી ન બુજાય
તો સહેજ વારમાં મોટી ખરાબી થાય

૧૧ અતી ખુશાલી અતી દીલગીરીના જેટલો અચંબો આપે છે!

૧૨ ઉદ્યોગ કરો ને ઇંદ્રીઓ જીતો!

૧૩ ભલું કરતાં ભુડું જલદી શીખાય છે!

૧૪ ખાલી કુવો ભરવો સહેલ છે,
પણ માણસનું દીલ જીતવું મુશ્કેલ છે!

૧૫ કુમળું ઝાડ જેમ વાળીએ, તેમ વળાય
નાનું બાળક જેમ કેળવીએ, તેમ કેળવાય

૧૬ બેદરકાર બનવાથી નુકશાનમાં ઉતરાય છે!

૧૭ જે સહી ન શકાય તે કરી કેમ શકાય?

## એતે ઉપાય

એક વખત એક મહેતાજી પોતાના નિશાળીઆઓને ઉંધરી બંધ કરવાના ત્થા ઉનટી કરવાના ઉપયો વિષે સમજાવતા હતા થોડાક વખત પછી, છોકરાઓ મારૂ ધ્યાન આપેછે કે નહી; તે જોવાને માટે, એક જહાંગીર નામના છોકરાને ઉભો કરીને તેમણે પુછ્યુ.

મહેતાજી—અરયા ઉગી ઉભોથા જોઉ ધાર કે તારે એક નાનો ભા ઈ છે તે નવમા સવા પી ગયો હવે પાસે કાઇનથી ને તારે તેને ઉનટી કરાવવી હોતો તુ શુ ઉપાય કરે?

જહાંગીર—સાહેબ, ઉપરથી બેન ટીગનો કકડો ખાવા કેઉ.

( નોટ—પૅંચર ૨૨ પાણી )

રા વક્તા કૃત

# "મનન"

એ નામનું પુસ્તક તૈયાર થાય છે

ઉત્તમ પ્રકારના વખાણની કીમત વાંચકોની બુદ્ધિથી અંકાય છે છતા આનાનકડા પુસ્તકને ઉત્ત્મ કાગળ, પકું બાઇન્ડીંગ અને સોનેરી અક્ષરોથી શણગારવામા આવ્યું છે ફક્ત કૃત્ય સમજી ખરી કીમત ચાર આનાજ રાખવામાં આવીછે. મનન કરવા યોગ્ય અને દરેક કામમાં ઉપયોગી થઇ પડે એવી સ્મૃતમાં રાખવા લાયક ઉત્તમ શીખામણોનો સંગ્રહ કરેલોછે વળી તેમાં ઉત્તમ રસથી છલકાતી થોડી કાવ્ય લહેરી પણ જોવાયછે.

તમે નીચેને શીરનામે નોધાવવું

અધિપતિ ભાઇબંધ-વડોદરા.



બની હું પ્રેમની જોગણ, ઢુંઢું ક્યાં તે ભ્રમર ભોગી
કહો પંખી તમે ક્યાંએ, દીઠો મુજ પ્રેમનો યોગી

(વક્તા)

# રાજયોગી.*

આગલા પાંચ પ્રકરણો માટે જુઓ બાઇબંધ દીવાળીના ખાસ અંક

## પ્રકરણ ૬ ઠું.

રાજયોગીનીએ પોતાની સવિસ્તર હકીકત મહાત્માને નિવેદન કરી એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો અને પુછવા લાગી.

હે ! પ્રભો ! આપ જાણતા હશો, મને જણાવો કે તે મારો પ્રેમયોગી—ક્યાં હશે ? અને ક્યારે અને કયે સ્થળે મળશે ? તેના દર્શન માટે હું નિસદીન ટળવળું છું.

મહાત્મા કહે પુત્રી ! ધૈર્ય ધારણ કર, ભાગ્યમાં નિયત કરેલ સમયને દેવો પણ નિવારી શકે તેમ નથી; તેમ મેળાપનો પ્રસંગ પણ નક્કીજ હશે; તું જેવી વિરહ ઘેલી બની છે, તેવી રીતે તે પણ તારાજ જાપ જપ્યા કરતો હશે.

રાત્રીનો સમય છે, વ્યતિત પણ ઘણી થઇ છે માટે હાલ જોડેની ગુફામાં જઇને વિશ્રાન્તિ લે, પ્રભુ જે કરે છે તે સારા માટેજ.

+ + +

સદ્દવારમાં ભાવિ હશે તેમ બનશે માટે નાહક નિશ્વાસ નાંખી, નયનો ભરીશ નહીં ! જા બાપુ પાસેની અગણ્ય મઢુલીમાં."

ત્યાર પછી રાજયોગીનીએ પાસેની ગુફામાં જઇ સિતાર એક બાજુએ મુકી આસન બિછાવી રાત્રી વ્યતિત કરવા ધાર્યું. આ તરફ મહાત્મા પણ ગુફામાં જઇ સમાધિ ગસ્ત થયા. સમસમાટ રાત્રી વહે છે, વચ્ચે વચ્ચે જંગલી જાનવરો કે અરણ્ય વાસી હીંસક

---

* વ્હાલા વાંચક બંધુઓ—

આજનો રમ્ય અને સોનેરી પ્રસંગ ઓછો આવકાર દાયક નથી. કારણ પુર્વે ૨-૩ માસ ઉપર રાજયોગીની વાર્તા કહેવા સર્વે એકઠા મળ્યા હતા અને તેજ વિષય સંપુર્ણ કરવાના હેતુથી આજે ફરી ભેગા થયા અને જોઇતી તક મળી જેને માટે આવો વિભુની પ્રાર્થના કરીએ.

રાજયોગી કેશુરી, રાજયોગીની પ્રેમવતિથી વિરહ ઘેલો બની, મિત્ર ચંદ્રસિંહથી એકાએક મધ્ય રાત્રીએ છુટો પડી પાછો યોગી થવા અરણ્યમાં ચાલ્યો ગયો હતો તેના વિષે અહિંથી.

અને રાજયોગીનિ પ્રેમવતી જંગલમાંની મહાત્માની મઢુલી આગળ બેસી તેમને પોતાના સંપૂર્ણ હેવાલથી વાકેફ કર્યા; તેના વિષેની ત્યાંથી આ કથા અપુર્ણ એટલે કહેવાની બાકીની છતાં બની શકે તો દીવાળીના ખાસ અંકમાં આવેલી વાર્તા પાંચ પ્રકરણો વાંચવા આવશ્યક છે.

તા. ક. લેખક.

વાંચકો ! આં અંકમાના રાજયોગી અને રાજયોગીનીના ફોટા દીવાળીના ખાસ અંકમાં મુકવા ઉત્તમ છે. તે અંકમાંની વાર્તાની શરૂઆતના પાનામાં રાજયોગીનો અને છેલ્લાના આગલા પાનમાં રાજયોગીનીનો ફોટો મુકવાથી વાર્તાનો અને છબીનો ભાવ આબેહુબ જણાશે.

અધિપતિ.

પશુઓના ભયંકર અવાજો સંભળાય છે; વાઘ, વરૂ, સીંહ વીગેરે પ્રાણીઓ ખોરાકની શોધમાં આમ તેમ અથડયા કરે છે.

આ તરફ રાજયોગીની ઉપર નિદ્રા દેવી બીલકુલ પ્રસન્ન થતાંજ નથી, તેનું મન પણ રાજયોગીની શોધમાં ફરે છે.

ફરફર અનિલના સુસવાટથી ઝાડ પાનનો ખખડાટ થયા કરે છે, વચ્ચે વચ્ચે કુદરતના થતા ગેબી અવાજો રાજયોગીનીની આતુરતામાં વધારો કર્યે જાય છે,

તેને તો પળે પળે અને ક્ષણે ક્ષણે એમજ થતું કે, એ આવ્યા તેજ હશે, અવાજ તો તેમના જેવોજ જણાય છે, પગ રવ તો કાશી રાજાના ઉતારામાં થએલા મેળાપ સમયના જેવોજ છે.

આવા ભણકારા વખતો વખત તેના વિરહી મનને ચોંકાવતા, એક બાજુ મનમાં આવી ગડમથલ ચાલે છે. બીજી બાજુ વિચારે છે કે ગમે તેમ હોય પણ આ માહાત્મા તો મહા જ્ઞાની જણાય છે. જરૂર તે મારા પ્રેમ યોગી વીષે કાંઇક જાણતા હશેજ. નક્કી તે, સહવારે મને તેમનો ભેટો કરાવશેજ, તેમને મહાત્મા ઓળખતા તો હોવાજ જોઇએ, મને તો ખાત્રી થાય છે કે, આ મહાત્માથી આપણું કામ સીધ્ધ થવાનુંજ. સહવાર થાય તેટલીજ વાર. અરે પણ કેટલી વાર? હજુએ અંધકાર કેમ વ્યતિત થશે? ઓ. પ્રભાત! ઓ. સુર્ય દેવતા! તમો કયાં સંતાઇ બેઠા છો? કૃપા કરી ઝટ દર્શન આપો કે હું નિરાધાર આ મહા યોગી પાસે જઇ રાજયોગીને બતાવવા વિનંતી કરૂં.

આવા આવા અનેક તર્ક વિતર્કોમાં રાત્રી વ્યતિત થઇ, તિમાર ટળી ગયું; અંધકાર ઉપર પ્રકાશ છવાઇ વળ્યો.

સુર્ય નારાયણ પોતાની હંમેશની જગ્યાએ નિયમ મુજબ બિરાજી ગયા. આ તરફ રાજયોગીની પણ થોડું હરી કીર્તન કરી, દંત ધાવન વીગેરેથી પરવારી મહાત્માની ગુફા પાસે ફેરા આંટા મારવા લાગી, મહાત્મા જણાયા નહીં, વિચાર્યું કે સમાધિમાં બીરાજ્યા હશે તે હમણાં નીકળશે. આમને આમ રાહ જોવામાં કલાક બે કલાક અને અર્ધો દીવસ પસાર થઇ ગયો; પણ મહાત્મા જણાયા નહીંજ. એટલે રાજયોગીની ગુફા પાસે જઇ ગુરૂજી! ગુરૂજી! એમ પ્રથમ ધીમે ધીમે અને પછી મહોટેથી ઉચ્ચાર કરવા લાગી! પણ જવાબ કાંઇ વળ્યોજ નહીં. અંદર જઇ તપાસ કરી પણ કાંઇ પત્તો લાગ્યોજ નહીં. આસન, માળા કે તુંબીપાત્ર એમનું કાંઇપણ જોવામાં આવ્યું નહીં, યોગીની એકદમ નિરાશ થઇ ગઇ ધૈર્ય રાખ્યા છતાં પણ નિશ્વાસ નાંખ્યો! નયણે અશ્રુધારા વહેવા માંડી, અનહદ શોક કર્ય આખરે હીંમત રાખી બોલી હે આત્મા જ્યારે સંકટો આ તરફ આવતાં ડરતાં નથી ત્યારે તું સહન કરવામાં આના કાની કેમ કરે છે. ભાગ્યમાં લખ્યું હશે તે કોણ મીથ્યા કરી શકનાર છે? પડયું પાનું ઉપાડયા વીના છુટકો નથી, તો પણ આશા પ્રેમને ડાઘ લાગનાર નથી! એમ કહી પોતાનો સિતાર અને પ્રિયતમની છબી લઇ પાસેના સરોવર કાંઠે સ્નાન કરી પ્રિયજનની શોધમાં પાછું જંગલમાં ફરવું શરૂ કર્યું; કેટલોક પંથ કાપ્યા પછી વીચાર આવ્યો કે, આમ ઠેકાણે ઠેકાણે અથડાવાથી કાંઇ વળનાર નથી.

તે કરતાં અમુક સારી અને ચારે દીશાના માર્ગનો જ્યાં સંગમ થતો હોય તેવા સ્થળે એક સારી અને રમ્ય મઢુલી બાંધી હંમેશાં પ્રભુ કીર્તન અને પતિ પુજા કરવી ઉત્તમ છે.

એમ કરવાથી મારા પ્રેમ યોગીનો અચાનક ભેટો થઇ જવા સંભવ છે, નહીં તો તેમના નામનું કીર્તન કરી આયુષ્ય પુરૂં કરવું શ્રેયસકર છે.

આવા આવા કેટલાક વીચારની ગોઠવણીને અંતે આ પ્રેમ યોગીનીએ એક સરોવર નજદીક ચારે બાજુ જ્યાં લીલાં છમ વૃક્ષોની વાડ થઇ રહી છે! વળી જેના મધ્ય ભાગમાં જળાસય છે. તેવી જગ્યા પસંદ કરી સામં સામી ૨—૩ મઢુલીઓ તૈયાર કરી દીધી.

ભીન્ન ભીન્ન જાતના મીષ્ટ ફળો આપે એવા સુંદર નાના મોટા છોડવાઓનો આ સ્થળે લાંબો સમુહ હતો. રાજયોગીનીએ પોતાની મઢુલી આસપાસ ગુલાબ મોગરો વીગેરે સુવાસિત છોડોનું રોપાણ કરી એક નાનકડો બાગ તૈયાર કરવાનું શરૂ કરી દીધું.

આવા આવકાર દાયક સ્થળમાં પ્રિય પતિ ના જાપ જપી જંગલમાં મંગળ કરવા માંડયું.

## પ્રકરણ ૭ મું.

ઉત્તરમાં ઉન્નતીના શીખરે પહોંચેલો અને વાજી નામથી ઓળખાતો એક દેશ હતો તેની રાજયધાનીનું મુખ્ય શહેર વ્રજપુર હતું, રે સૈકામાં સમૃધ્ધિ, સુખ, વિદ્યા, કળા અને આબાદાનીની ટોચપર પહોચેલું દુનિઆમાં ફકત તેજ શહેર ગણાતું. દેશના દરેક શહેના પથરબંધી કીલ્લાઓ ઉપર હંમેશાં સુલેહ-શાંતિ અને સુખ વિજયના ધ્વજા પતાકા ફરકયા જતા હતા.

તે દેશ ઉપર સવ ગુણ સંપન્ન વજસીંહ નામક રાજા રાજય કરતો હતો. અજાણે થઇ ગએલા કોઇ અકાર્યથી રાજાને વાંઝીઆપણાનો એક દેવિ તરફથી શ્રાપ મળયો હતો છતાં રાજાની અતિ દીન યાચનાથી દેવિ પ્રસન્ન થયા. છતાં તેનું વચન મીથ્યા ન થાય એ હેતુથી રાજાને કહ્યું "તને પુત્રતો થશેજ નહી ! પણ મહા સ્વરૂપવાન ઇંદ્રની અપ્સરાઓ જેવી બે પુત્રીઓ થશે.

પણ તે બાળકીઓ જ્યારે લગ્ન યોગ્ય થાય, ત્યારે સહ કુટુંબ તિર્થ યાત્રા અર્થે નીકળજે ત્યાં કોઇ જંગલમાં તને મહાત્માનું વરદાન પામેલી સરસ્વતિના અવતાર રૂપ મહા સૌંદર્યવાન ધર્મ પુત્રી પ્રાપ્ત થશે ત્યાંથી પાછો નગરમાં આવી સ્વયંવર મંડપ રચાવજે દેશ દેશના રાજ પુત્રોને નોતરજે પછી તે સંમેલનમાં બે શૌર્યવાન રાજ પુત્રો આવશે, તેમાં તારી ધર્મ પુત્રી અને મોટી પુત્રી જેને વરમાળ આરોપે તેને રાજ્યનો હક્કદાર ગણજે, તે તારી પાછળ પ્રજાને પ્રેમથી પાળશે અને સર્વ દેશના રાજાઓને જીતી ચક્રવતિ પદ પ્રાપ્ત કરી દુનિઆમાં કીર્તિ ધ્વજ ફરકાવશે.

બીજા જમાત ને પણ રાજ્યનો ભાગીઓ ગણજે, જા, કલ્યાણ થશે.

આ વાતને કેટલાંક વર્ષો વિતિ ગયાં હતાં, વજસીંહને બે પુત્રીઓ હતી, મોટીનું નામ પુષ્પાવતિ અને નાનીનું નામ પુત્રી રૂપવતિ હતું. મોટીને સોળ અને નાની પુત્રીને ચૌદ વર્ષ થયાં હતાં, રાજા વજસીંહ પ્રધાનને રાજ્યનો બંદોબસ્ત રાખવાનું સોંપી કેટલાક લ્હાવ લશ્કર સાથે કુટંબીઓસહ યાત્રા અર્થે નીકળી પડયા, કાશી. પ્રયાગ રામેશ્વર વીગેરે સ્થળોએ યાત્રા કરી વજસીંહ નો કાફલો આ વાર્તાની નાયિકા રાજયોગીનિ વાળા જંગલમાં આવી વિશ્રાન્તિ માટે કોઇ સારૂં સ્થળ શોધવા લાગ્યો.—

એવામાં પેલા સરોવર પાસેનું રાજ્યયોગીનિનું સ્થળ જોવામાં આવ્યું. બાગ બગીચા અને પુષ્પ સુવાસિત સ્થાન જોઇ રાજા કુતો ચકીત થયા.

કોઇ મહાદેવિ કે સરસ્વતીના અવતારરૂપ યોગીનીને જોઇ અનુચરો પગે પડયા. તેમાંના એકુએ એ જઇ રાજાને સર્વ વૃતાંત નીવેદન કર્યું; આ બીના સાંભળી રાજા, રાણી અને બન્ને કુમારિકાઓ રાજયોગીનીના સ્થાન આગળ આવ્યા.

તે રમ્ય સ્થળ તથા મહા સ્વરૂપવાન બાળ યોગીનીને જોતાંજ રાજાને ભુતકાળના કેટલાંક વર્ષો પહેલાંના દેવીના શ્રાપ અને પછીના તેના નીવારણ વચનો એકાએક યાદ આવ્યાં વજસીંહનું હૃદય ખુબ આનંદમાં ગરકાવ થઇ ગયું.

રાજાએ થોડા દીવસ તે સ્થાનમાં રહેવા યોગીનીને યાચના કરી. પ્રેમવતીએ પ્રતિઉત્તર વાળયો કે સુખે આપ આપના રસાલાસહ પધારો, આ સ્થાન સૌ કોઇ અત્માઓને માટે છે.

રાજાએ પોતાના સાથીઓ અને રક્ષકોને આજ્ઞા કરી દીધી! જોત જોતાંમાં રાજયોગીનીના પવીત્ર સ્થાનમાં સંખ્યાબંધ તંબુઓ ઉભા કરી

દેવામાં આવ્યા; થોડાજ કલાકોમાં સર્વ સાજન ગોઠવાઇ ગયું, સર્વત્ર શાંતી પ્રસરી ગઇ. સૌ કોઇ આ પવીત્ર સાધવી તરફ પૂજ્ય ભાવ દર્શાવા લાગ્યા. બધા કરતાં રાજા વજસીંહની પુત્રીઓના મન પ્રેમવતિ તરફ વધુ આકર્ષાવા લાગ્યાં; હૃદયમાં દૈવી પ્રેમ પ્રગટ થયો, પુષ્પાવતી ને વારે વારે એમ થતું કે આ યોગીની મેં ક્યાંક જોઇછે, એમ કરતાં સુર્યસ્ત થયો, એટલે સાતેકના સુમારે યોગીનીએ હંમેશના નીયમ મુજબ સિતારમાં પોતાને પ્રિય એવા રાજયોગીનું ગાન ગાવું શરૂ કર્યું!

મીઠા મધુરો અને કર્ણને પ્રિય એવો સુર નીકળવાની સાથે જ્યાં ત્યાં આનંદ આનંદ છવાઇ ગયો. રાજા રાણી બહાર બેઠક નંખાવી હર્ષાતુર મુખે શ્રવણ કરતા બેઠા પુષ્પાવતી અને રૂપવતી પોતાની આજ્ઞા લઇ રાજયોગીનીની પાસે આવી પ્રણામ કરી તેની સાથે બેસવાની રજા માગી પ્રેમવતીએ સહ પ્રેમ મીઠા વચનોથી રાજપુત્રીઓનો સત્કાર કર્યો; બે કલાક સુધી ઉત્તમ-ઉત્તમ ભજન પદો અને ગીત ગાન થયું. જે તે બોલવા લાગયા, શાબાસ છે, આ અરણ્યવાશી દેવીને, ખરેખર તે મનુષ્ય નથી પણ કોઇ સ્વર્ગની દેવી કે અપ્સરા બાળયોગીનીનું સ્વરૂપ ધારણ કરી અહીં રહયાં છે. રાજા વજસીંહની પુત્રીઓને અને યોગીનીને ધારે-ધીરે પ્રસંગ વધતો ગયો, મનના પડદા તુટવા માંડયા.

હૃદયે હૃદય એક થયાં, એક બીજાને અંતઃ વાર્તા કહેવા માંડી, પુષ્પાવતી એકાએક આશ્ચર્ય પામવા લાગી, કારણ પ્રેમાવતીની માતુશ્રી અને પુષ્પાવતીના માતુશ્રી એકજ કુટંબની બે બહેનો થતી હતી. રાજયોગીનીને પુષ્પાવતીની માતુશ્રીએ જોએલી ખરી, પણ તેતો કેટલાક વર્ષો પહેલાં, પ્રેમવતી જયારે બાળકી હતી ત્યારે, હવે આટલે વર્ષે તે દ્રષ્ટી ઓળખ વીસરાઇ જવાય તે સ્વભાવીક હતું—

છતાં પુષ્પાવતીએ તો થોડાક સમય અગાઉજ કાશીી રાજાને ત્યાં લગ્ન પ્રસંગે પ્રેમવતીને જોઇ હતી, તથા અન્યો અન્ય નીકટના સગપણથી પણ માહેતગાર થઇ એક બીજાના લગ્ન પ્રસંગે આવવાને વચન આપ્યાં હતાં! જ્યારે આ વાત પ્રેમાળ વજસીંહની પુત્રીના સમજવામાં આવી, કે એકાએક યોગીનીના કોટે બાઝી પડી અશ્રુ વહેવરાવા લાગી, ઉપરાંત રાજયોગી કેશરી ઉપર પરોક્ષ રીતે તેના હૃદયમાંથી દૈવી પ્રેમ પ્રગટવા લાગ્યો.

રાજયોગીનીની સમ્મતી લીધા વીના પુષ્પાવતીએ બધી વાર્તા માતા-પિતાને જણાવી દીધી. આ વૃતાંત સાંભળી, રાજા રાણી હર્ષઘેલાં બની ગયાં, અને પ્રેમવતિ પાસે આવી પ્રેમાશ્રુ વહેવરાવા લાગ્યાં, રાજા રાણીએ અતિ સ્નેહથી, હર્ષથી અને પોતાની ત્રીજી પુત્રી માફક ગણવાનું જણાવી, પોતાની સાથે દેશમાં આવવા જણાવ્યું.

રાજયોગીનિએ તેમના નિર્મળ સ્નેહ માટે આભાર દર્શાવી દીલગીર થતાં જણાવ્યું કે, માફ કરો હું તો હંમેશાં જંગલમાંજ મંગલ કરવા ધારૂં છું.

હવે વજસિંહની પુત્રીઓએ દ્રઢ હૃદયથી માતા-પિતાને જણાવ્યું કે, જો પ્રીય પ્રેમવતી બેહન સાથે આવશે નહીં તો તમે રાજધાની સુખેથી જજો, અમે તેમની સાથે રહી આ જંગલ મઢુલીઓમાં કાળ ગુજારીશું, પણ તેમના સિવાય કદાપિ એમ આવનાર નથી.

પુત્રીઓનો આવો દ્રઢ નિશ્ચય અને પ્રેમવતિના પ્રેમનો આવો પ્રભાવ જોઇ, રાજાએ ત્રણે પુત્રીઓને ધન્યવાદ આપ્યો અને પ્રેમવતિને કેટલાંક વચન આપી યોગીનીનો અતિ આગ્રહે વેષ છોડાવી સાથે લીધી. પુષ્પાવતીના હર્ષની સીમા રહી નહીં.

રોજ રોજ મુસાફરીનો માર્ગ કાપતાં કેટલેક દીવસે આ સુખી રાજકુટુંબનો રસાલો વજપુર આવી પહોંચ્યો. રાજાએ બીજેજ દીવસે પ્રધાનને જલદીથી સ્વયંવર મંડપની તૈયારી કરવાની આજ્ઞા આપી દીધી.

દેશ-પરદેશના અને દરિયા પારના રાજાઓને અમુક દીવસે આવવા આમંત્રણ પત્રો મોકલી દીધા. ત્રણે બહેનો અતિ આનંદમાં કાળ નિર્ગમણ કરે છે. છતાંએ પ્રેમવતિ રાજયોગી

ના જાપ જપ્યા કરે છે, કારણ તેનાં હૃદયમાંથી કેશરી વિસર્યો નથી.

## પ્રકરણ ૮ મું.

વ્હાલા વાંચકો !

આપણે આટલે દૂર આવી પહોંચ્યા, રાજયોગીનીના દ્રવતા હૃદયની વાર્તોથી વાકેફ઼ગાર થયા, પણ રાજયોગી વીર કેશરીનું શું થયું, ? તે હજુએ જણાયું નથી, આવો કેશરીના પ્રિય મિત્ર અને ચંદ્રપુરના યુવાન રાજા ચંદ્રસીંહને પુછીએ.

અરે ! તે પણુ કયાં જાણે છે ! આજે કેટલાક માસથી ચંદ્રસીંહ, દીવાનને રાજ્ય કાર્યભાર સોંપી થોડાક અંગ રક્ષકો સાથે રાખી મીત્ર શોધમાં વન-વન અથડયા કરે છે. પત્તો નહિ લાગતાં નીરાશ થાય છે, અને વળી આગળ મુસાફરી ચાલુ રાખે છે.

આ તરફ કેશરી, દેશ પરદેશ ફરતો અને રાજયોગીના પ્રેમવતીની નામની માળા ફેરવતો તેની શોધમાં ફરે છે. દૈવ્યની ગતિ વિચીત્ર છે, ફરતાં ફરતાં કેટલેક દહાડે જંગલમાં ભુતકાળના રાજયોગીની પ્રેમવતિના રમ્ય અને મનોહર સ્થાન પાસે રાજયોગી આવી પહોંચ્યો, એટલે કહેવુંજ શુ? જ્યાં ત્યાં તેને રાજયોગીનીની સુવાસ આવવાલાગી, બાગ, વૃક્ષ અને મઢુલીમાંથી ગત કાળના સિતારી સુરના ભણકારા થવા લાગ્યા, જોયો આ પ્રેમનો પવીત્ર પડઘો ? આ ચીન્તાકર્ષક અને સર્વ સગવડ વાળુ સ્થાન જોઇ રાજ યોગીએ કાયમ માટે ત્યાંજ રહેવાનો વિચાર કર્યો; એકાદ અઠવાડીઉં પસાર નહી થયું હોય તેવામાં એક દીવસે બપોરના બાગની પછવાડે ચાર રસ્તાના સંગમ આગળ થોડાક રસાલા સહ યોગી પાછળ યોગી બનેલા ચંદ્રસીંહના ઘોડાની પડઘીઓ સંભળાવા લાગી. સખ્ત તાપની ગરમીથી હેરાન થએલા રાજવંશી સ્વારે, તે રમ્ય સ્થાનમાં વિશ્રાન્તિ લેવા ધીચાર્યું.—

. પોતાના રસાલાને તે સ્થાનમાં ઉતરવાની આજ્ઞા કરી, ચંદ્રસીંહ સરોવર કાંઠે સ્નાન કરી રાજયોગીની મઢુલી આગળ આવ્યો, અંદરથી કેશરી પણ બહાર આવ્યો. અન્યો અન્ય હૃદય પરિચીત યુવાનોની દ્રષ્ટીએ દ્રષ્ટિ મળી, એકાએક ચંદ્રસીંહના ચક્ષુમાંથી પ્રેમાશ્રુ ઝર્યાં, બન્ને મીત્રો આમ અચાનક ઘણે દીવસે મળવાથી રાજયોગીના આનંદનો પાર રહયો નહી.

કેશરી બંધુ ! એકની પાછળ બીજો અને બીજાની પાછળ તમારે ત્રીજાએ યોગી બનવાની શી જરૂર હતી ?

ચંદ્રસીંહ કહે ભાઇ કેશરી હવે કૃપા કરી ઘેર પધારોતો સારૂ. નહીતો ત્રણેના જીવન આમ જંગલમાંજ પુરાં થશે !

અરે ? પ્રેમ ! તારા પાનાંનો પાર કેમ આવતો નથી ?

રાજયોગી ક્યાંક, પ્રતિ ઉત્તર આપવા જતો હતો

તેવામાં એકાએક પરીચીત મહાત્મા આવતા જણાયા. બન્ને મીત્રોએ ઉભા થઇ અતી પ્રેમ પૂર્વક નમસ્કાર કર્યા, ગુરૂએ આશીર્વાદ આપ્યો.

ચંદ્રસીંહ અને કેશરીએ પોતાની સર્વ હકીકત મહાત્માને જણાવી. રાજયોગીની ઇચ્છા નહી છતાં ગુરૂએ આજ્ઞા કરી. વત્સ કેશરી ! હવે તારા ઉદયના પાનાં ઉઘડવાનો સમય નજીકમાં છે ! ચંદ્રસીંહ સાથે જા અને તેની સલાહ મુજબ વર્તન ચલાવજે.

માહાત્માની આજ્ઞાનું ઉલંઘનથાય ઉથાય નહી એમ સમજી, યોગી વેશ ત્યાગી, રાજ પોષાકમાં સજ્જ થઇ, મીત્રની સાથે ચદ્રપુરમાં આવ્યો મીત્રની શોધમાં ગએલા રાજા કાર્ય સીધ્ધ કરીઘણે દીવસે પધાર્યા જાણી, પ્રજામાં ઘેરઘેર આનંદ મંગળ વર્તાવા લાગ્યા, વાજી દેશના મહારાજાવજેસીંહના તરફથી સ્વયંવરમાં જવાને આવેલું આમંત્રણ પત્ર, દીવાને, ચંદ્રસીંહને આપ્યું, બન્ને રાજવંશી મીત્રોએ તે વાંચ્યું, અંદરનો કંઇક-કંઇક ભેદ સમજ્યા, ચોકકસ વિચાર કરી વજપુર

જવાની તૈયારી કરવા લાગ્યા. ચુંટી કાઢેલા પાંચ હજાર સ્વારો સાથે બીજી પ્રભાતમાં બન્ને મિત્રો વજ્રપુર જવા નીકળી પડયા.

## પ્રકરણ ૯ મું.

આવતી કાલે સ્વયંવર મંડપમાં રાજ કુંવરીઓને વરમાળા લઇ નીકળવાનુ મહુર્ત છે, કેટલાક દેશના રાજા રાણાના, સ્વરૂપવાન તથા શૌર્યવાન રાજ કુમારો આવી ગયા છે, કેટલાક અતી ઠાઠ અને ભપકા સાથે નગરમાં પ્રવેશ કરી રહયા છે. એમ કરતાં સુર્યાસ્તનો સમય થવા આવ્યો. સર્વ દેશના રાજપુત્રો આવી ગયા, ફકત કુંદનપુર અને ચદ્રપુરના કુમારો આવવા બાકી છે. પ્રેમવતિ તથા પુષ્પવતિ મહેલના સાતમા મજલાની અગાસી ઉપર બેસી વિવિધ દેશના રાજપુત્રોને નિહાળતી હતી, છતાં મન ઇચ્છક વ્યકિત કયાંઇ પણ આવેલી જણાઇ નહીં. એટલે તેની નિરાશાની પણ સીમા રહી નહી.

એવામાં એક ઘોડે સ્વારે દોડતા આવી જણાવ્યું કે કુન્દનપુરના રાજપુત્ર અને ચંદ્રપુરના રાજા, નગરથી એક માઇલ છેટે આવી ગયા છે. રાજા આ બીના સાંભળી અતિ હર્ષ ઘેલો બની ગયો. ઘણી ધામધુમ સાથે કેટલાક માણસો સાથે સામો જઇ નગરમાં અતિ સત્કાર સાથે તેડી લાવ્યો.

આ વાર્તા પ્રેમવતિ તથા પુષ્પવિતના જાણવામાં આવી પ્રેમવતિના ચક્ષુમાંથી એકદમ અનહદ અશ્રુ ખર્યાં. પુષ્પાવતિના હર્ષની સીમા પણ રહી નહી ને આથી તે પોતાના ભાવીને વિચારવા લાગી, બન્ને સખીઓએ સંકેત કરેલો કે, કેશરીનેજ વરમાળા આરોપવી અને તેની સાથેના રાજપુત્રને રૂપવતિએ જીવનમાળા આરોપવી.

આમ આનંદ વિનોદમાં રાત્રિ વ્યતિત થઇ. સુર્યોદય થતાં ત્રણે રાજકુંવરીઓ ઉતમ પોષાકમાં સજ્જ થવા લાગી, આ તરફ એક પછી એક રાજપુત્રો સ્વયંવર મંડપમાં આવી પોતાની યોગ્યતા પ્રમાણે ગોઠવાવા લાગ્યા. કેશરીસીંહ મિત્ર ચંદ્રસીંહ સાથે આવી ગયો નવ વાગતાં સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ; મહુર્તનો વખત થયો કે તરતજ ઇંદ્રની અપ્સરાઓને પણ લજાવે એવી, ત્રણ પરીઓ એક પછી એક હારબંદ સ્વયંવર મંડપમાં આવવા લાગી.

સર્વ દેશના રાજપુત્રો આ પ્રતિમાઓને જોઇ તેના તેજમાં અંજાઇ ગયા, રાજકુંવરીઓએ પહેલાં સભાને નિહાળવા માંડી, પ્રેમવતિની દ્રષ્ટિ એકાએક કેશરી ઉપર પડી, અન્યો અન્ય છુપી રીતે હૃદયથી ભેટયા. છતાં પ્રેમવતિની દ્રષ્ટિતો ત્યાંજ સ્થીર થઇ ગઇ. જો "શરમ" શબ્દ ન હોત તો, આ પ્રેમીઓ શું કરત તે કહી શકાતું નથી. એક બીજાનાં મન ઝાલ્યા રહે નહીં; પણ શું કરે ? ના ઇલાજ હતા.

હવે સ્વર્ગના દેવાઓએ સભામાં ચાલવા માંડયું, એક પછી એક એમ સર્વ હારો ફરી જયાં દ્રષ્ટી પડી હતી ત્યાંજ આવી, દ્રષ્ટિ સ્થીર રાખી. જીવન માળા સહ પ્રેમ તેને આરોપી, પુષ્પાવતિએ પણ કેશરીનેજ હૃદય માળ આરોપી; હવે નાની કુંમારી રૂપવતિનો વારો આવ્યો, તેની દ્રષ્ટિતો મિત્ર ચંદ્રસીંહનેજ નિહાળ્યા કરતી હતી, પાસે આવી હૃદય સાષ્ટાંગ સાથે તેના કંઠમાં સર્વ સભાના દેખતાં પ્રેમમાળા વળગાવી દીધી, વજ્રસીંહના રાજકુટુંબમાં સર્વત્ર આનંદ–આનંદ છવાઇ ગયો. નવરંગ વાજાંઓ વાગવા શરૂ થઇ ગયા. કેટલાક વિદેશી રાજપુત્રો નિરાશ થયા. કેટલાક નાઉમેદ થયા અને અંદર અંદર ચલવળવા લાગ્યા.

કે આમાં કોઇ પ્રકારનું કપટ રચાયું છે. અને આ પ્રમાણે તેમનો પહેલેથીજ સંકેત થએલો હોવો જોઇએ. તો પણ લગ્ન પ્રસંગે સૌ ચુપચાપ રહ્યાં અને નિરવિઘ્ને તે કામ પાર પડયું. પણ બીજેજ દીવસે સર્વ રાજાઓ નગર રાજાએ પોતાના લહાવ લશ્કર સાથે નગર બહાર નીકળી ગયા અને સર્વત્ર વીચાર કરવા એકત્ર થયા નીકળેલા ગએલા રાજવંશીઓ

એક મતપર આવી જઇ વજસીંહને યુધ્ધનું કહેણ મે કહ્યું; આ સાંભળી વજસીંહ વિસ્મત થયો, પણ શું કરે ?




લેખક.

રતનલાલ નાગરદાસ વકતા,

બોરસદ.

# સ્વ. કવિ દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઇ. અને એમના જીવન ઉપરથી લેવાનો બોધ.

( લેખકઃ–કવિ પ્રેમી. )

विगतमान मदा मुदिताशयाः शरदुपोढशशाङ्क समत्विषः ।
प्रकृतसंव्यवहार विहारणस्त्विह सुखं विहरन्ति महाधियः ॥

સંસ્કૃત ચંદ્ર. ભા. ૪

" જુદી જુદી જાતનાં વૃત્તાન્તાત્મક લખાણોમાં જીવનકથા એ એક એવા પ્રકારનું લખાણ છે કે જે સૌથી વધારે આતુરતાથી વંચાય છે અને જે જીવન વ્યવહારની બાબતોમાં તરતમાં તરત ઉપયોગમાં લઇ શકાય છે. "

મહાન જીવન કથાકાર ડો૦ જોન્સ

જુદા જુદા મહાન ગણાતા પ્રથમ કોટીના વિદ્વાનોના શબ્દોમાં કહીએતો, સાહિત્ય કાસારમાં જીવનવૃતાન્ત એ, એક સચોટ અચમત્કારક, અતિ ઉપયોગી, દરેક વાચકના ભવિષ્યના જીવનને સુખરૂપ, અને ઉંચત્તર બનાવનારા સાધન રૂપે, સાહિત્યનું ખાસ અંગ છે. જીવન ચરિત્ર વાંચવાથી વાંચકની ભાવનાઓ શુદ્ધ સરલતા ભરી ઉંચ અને દ્રઢ થાય છે. કુદરતથી નિયત થએલા સુખો દુઃખો ભોગવવાને તે શકિતવાન બને છે અને છેલ્લે કહીએ તો

આનંદની વાતછે કે સાંપ્રત કાળમાં કેટલાએક ઉત્સાહીક સાહિત્ય વિલાસી સજ્જનો તરફથી પ્રાચીન અર્વાચીન મહાન વિદ્વાનોની પંક્તિમાં યોગ્ય દરજ્જો ભોગવતાં દ્રષ્ટાંતિક વિદ્વાનોની જાણવાજોગ કેટલીક હકીકતો બહાર પાડવામાં આવે છે; તે ખરેજ ઉપયોગી અને ધન્યવાદને પાત્ર છે ! આપણાં પ્રાચીન અર્વાચીન મહાન વિરોના જીવન ચરિત્રો આવી રીતે બહાર લાવવાની ખાસ આવશ્યકતા છે. જેની પહેલ માટે ગુજરાતી આદિ પત્રોના ખાસ અંકો ધન્ય-વાદને પાત્ર છે. આશા છે કે અન્ય પત્રો અને લેખક બંધુઓ આવા સાહસમાં ઉત્સાહપુર્વક ભાગ લેશે અને બની શકતી કોશીશે એવા વીર બંધુઓના ચરિત્રો બહાર મુકશે. જેથી દેશને અલભ્ય લાભ મળશે. એ નિઃશંક છે. હું પણ એજ ધોરણે બાલબંધના આનંદ અંક માટે તેના ઉત્સાહી અને વિદ્યાવિલાસી તંત્રી મી. ઝીઆઅલીની ફરમાશથી ગુજરાતના વીર નર પ્રખ્યાતિ પામેલા મરહુમ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇના જીવનની ખાસ ઉપયોગી નોંધ બની શકયા પ્રમાણમાં એકઠી કરી, અનુકરણીય હોવાથી વાંચક સમક્ષ મુકવાની રજા લઉં છું. મરહુમ કવીશ્વરનાં જીવનનો ઉલ્લેખ કરવો એ મારા જેવા અલ્પબુદ્ધિવાળાનો એક જાતનો સાહસ છે. મહાન કવિવર કાલીદાસ રઘુવંશના પ્રારંભમાં કહે છે क्वसूर्य प्रभवो वंशः क्व चाल्पविषया मतिः ! तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम् ॥ તેમ કયાં એમનું ઉચ્ચ આશયવાળું વિશ્વવિખ્યાત જીવન અને કયાં મારી અલ્પબુદ્ધિ ! " સાગરનો વિસ્તાર એક ખાબોચીઆમાં નજ સમાઈ શકે " તો પછી જેનું જીવન ચરિત્ર લખતાં એક મહાન ગ્રંથ થાય એજ જીવન માત્ર એક બે પાનામાં આ લેખવું એ એક મારા જેવા કમબુધ્ધિવાળાનું સાહસ નહિ તો બીજું શું ? ખેર, यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी એ ન્યાયે જે ભાવનાથી આ સાહસ ખેડવામાં આવ્યું છે તેની તેવાજ પ્રમાણમાં સિદ્ધિ થાઓ એજ મહેચ્છા ! ઇશ્વર ઇચ્છાએ ઉપરોકત મહાશયનું સંપૂર્ણ–વિસ્તાર પુરવક જીવન ચરિત્ર નિહાળવાને અમુક વખતમાં આપણે ભાગ્યશાળી બનીશું એટલે અત્રે કરેલી આ ટુંક નોંધ સદરહુ અંકમાં દાખલ કરેલા એમના માનવંત ફોટાની ઓળખ આપતાં અસ્થાને નહીં ગણાય.

લેખક.

તેનાં પવીત્ર બનેલા હૃદયમાં પરમાત્માની અદ્ભુત શકિતનું, આંતરીક જ્ઞાન ઉદ્ભવે છે. એ સબબથીજ પાશ્ચિમાત્ય સાહિત્યમાં પ્રજાના મહાન વીરોના જીવન ચરિત્રોનો દિન પ્રતિ દિન વિકાસ થતો જોવામાં આવે છે. જેની આપણા ગુજરાતી સાહિત્યમાં અદ્યાપિ ન્યુનતાજ છે. ચાલુ થોડાંક વરસોથી પ્રસિધ્ધ વિદ્વાનોના સહૃદય એ તરફ આકર્ષાયા છે; જેનો લાભ વ્હેલો યા મ્હોડો ગુજરાતી પ્રજા મેળવવાને ભાગ્યશાળી બનશેજ.

મરહુમ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ, એમનાં કવિત્વ શકિતના મહાન ગુણે કરી એટલી વિખ્યાતિને પામ્યા છે કે એમના નામથી છેક ન્હાનાં બચ્ચાંઓ પણ અજ્ઞાત નથી. સમગ્ર ગુજરાત અને મુંબઇ ઇલાકામાંજ નહીં પરંતુ એથી વિશેષ પ્રમાણમાં હિંદુસ્તાન અને પશ્ચિમ ભુમિમાં પણ એમનું નામ જાણીતું છે. **गुणाः पुजास्थानं गुणीपुन च लिङ्गं न चवयः** એ ન્યાયે એ એમની જાતથી અને વયથી નહીં પરંતુ કવિત્વ શકિતના મહાન ગુણે કરી જ્યાં ત્યાં પુજ્ય તરીકે પુજાયા છે, ભાવિક હૃદયોમાં સ્થાન લીધું છે. એમની શીઘ્ર કહેવાતી કવિતામાં પણ એટલી બધી મધુરતા અને મનોહરતા હતી કે ભવભુતિ પોતાને માટે કહે છે " **यं ब्रह्माण मियदेवी वाग्वश्येवानु वर्तते** અર્થાત ( મ્હને ) વાગ્દેવી વાણીની દેવી વશ થએલી કહ્યાગરી સ્ત્રીની પેઠે અનુસરે છે " તેમ દલપતરામ ભાઇને પણ વાગ્દેવી અનુસરતી કહીશું તો અતિશયોકિત કહેવાશે નહીં. મી. જોશીપુરાના શબ્દોમાં કહીએ તો " ગુર્જર સાહિત્યનો પુનરોદ્ધાર કરવાને જે જે મહાપુરૂષોએ ભગીરથ પ્રયત્ન કરેલો છે, તેમાં કવિ દલપતરામનું નામ પ્રથમ વર્ગમાં આવે છે. " દલપતરામભાઇએ ગુર્જર સાહિત્યને જે અભિવૃદ્ધ કરેલું છે તે તો કોઇથી પણ અજાણ્યુ નથી. પ્રેમાનંદે ગુર્જરગિરાને ઉન્નત કરવાને જે પ્રયાસ સપથ લઇ કરેલો હતો—જેમાં તેઓએ જો કે સંપુર્ણતા મેળવી હતી, તો પણ તેઓના સંશયાત્મક હૃદયે, સપથ તોડયા નહોતા. એટલે જે કંઇ ન્યુનતા રહેલી તેઓને લાગી હશે, તે સંપૂર્ણ રીતે પુરી કર્યાનું માન, એમની પછીના ગુર્જર ગીરાપાસક સેવકોમાં, દલપતરામ ભાઇને આપવામાં આવે તો બેશક યોગ્યજ છે. કારણ કે જ્યારે પ્રેમાનંદે મુખ્ય પૌરાણીક ગ્રથોમાંથી ઉપયોગી વિષયો ચુંટી કાઢી પ્રેમ પ્રવાહ પુર્વક રસીલી ભાષામાં, રસાત્મક રૂપે કાવ્યાકારમાં ગુંથી જનસમાજની આગળ રજુ કરી ગુર્જરગિરાને ખીલવી છે, ત્યારે દલપતરામ ભાઇએ પૌરાણીક વિષયો ઉપરાંત ખાસ કરી સંસ્કૃત સાહિત્યમાંથી "ગુજરાતી પિંગળ" નામનો ગુર્જરગિરા પોષક ન્હાનો પરંતુ અતિ મહત્વનો ગ્રંથ લખી ગુર્જરગિરાની જે અભિવૃદ્ધિ કરી છે તે તેજ માનને યોગ્ય છે. જો કે આ સિવાયના એમનાં દરેક ગ્રંથો, છટાદાર ભાષામાં લખાએલા હોઇ, અતિ ઉપયોગી અને ગુર્જરગિરા પોષકજ છે; તો પણ અત્ર કહેવું જોઇએ કે ગુર્જર વિદ્યાર્થીઓને " ગુજરાતી પિંગળે " જેટલો લાભ આપ્યો છે; તેટલો લાભ એમના અન્ય ગ્રંથોમાંથી મળવો દુર્લભ છે. આ તુલનામાં એમનાં બોધક કાવ્યો અલગ કરવા પડે એ દેખીતુજ છે. " હુન્નરખાનની ચઢાઇ " લખી એમણે દેશમાં જે ઐાદ્યોગિક ઝુંડો રોપ્યો છે એ અવર્ણનિય છે. એટલુંજ નહિ પરંતુ એ ઉપરથી એમની દેશ પ્રતિની પ્રીતી અપૂર્વ દષ્ટિગોચર થાય છે. ગુજરાતી ધોરણોમાં ચાલતી ચોપડીઓમાં, સ્થળે સ્થળે દ્રષ્ટે પડતી એમની બોધક કવિતાઓ, એમની આંતર જાતિનું અને પ્રજા વાત્સલ્યતાનું આબેહુબ દિગ્દર્શન કરાવે છે. આ ઉપરથી આટલુ તો નિર્ણયાત્મક કહી શકાય છે કે ભવિષ્યમાં થનારી પ્રજામાં બચપણથીજ, નીતિની ઉચ્ચ ભાવનાઓ રોપી એમનું જીવન ઉન્નત બનાવવું, એજ એ મરહુમ સદ્માર્ગી મહાત્મનૂનો ઉંચ આશય અને મુખ્ય સિદ્ધાંત હોવો જોઇએ; જે એમના દરેક કાવ્યોનાં ભાવો જોવાથી પુરવાર

થાય તેમ છે મ્હોટી ખુબી તો એ છે કે જ્યારે ઘણાક મહાન ગણાતા વિદ્વાનોને મહુધા સમજી વર્ગ પણ ઓળખતો નથી, ત્યારે કં૦ ૯૦ ડા૦ ના નામથી વિખ્યાતિ પામેલા દલપતરામભાઇને એક ન્હાના ગામડાનો જુજ ભણેલો ખેડુત પણ માનથી હૃદયમા કોતરી ગણે છે. સરલ-સાદી અને પ્રસગવશાત ચિત્તાકર્ષક-અનકાર યુક્ત એમની મધુરી વાણી વાગી કવિતા દરેકનુ મન રજન કર્તા થઇ પડી છે એટલેજ સદ્‌ગત્ સક્ષર-પ્રિય નવનરામભાઇ, દલપતરામની કવિતાનુ લક્ષણ માત્ર અતિ મર્માળ અને શ્રેષ્ઠતા ગર્ભિત એવા "સભારજની' શબ્દમા બાંધી લે છે,

કવીશ્વર દલપતરામનો જન્મ વઢવાણમા થયો હતો, આઠ વર્ષની ન્હાની ઉમ્મરથીજ તેઓએ સામવેદનો અભ્યાસ શરૂ કર્યો હતો, તથા સમયાનુકુળ ગામડી શાળામા શિક્ષણ લેવુ શરૂ કીધુ હતુ. કુદરતાધિન જે વ્યક્તિનું ભવિષ્ય જેવા આશયવાળુ નિર્માણ થએલુ હોય છે, તે વ્યક્તિને ન્હાનપણથીજ, કુદરતિ રીતે તેવા આશયો પ્રતિ સ્વભાવીક પ્રીતિ હોય છે કવિ તરીકેનુ ઉચ્ચ આશયવાળુ જીવન ગાળનાર દલપતરામભાઇનો ન્હાનપણથીજ સ્વાભાવિક પ્રેમ, ભાટ—ચારણો પાસેથી કથા તેમજ દોહરા, ચોપાઇ, છપ્પા વિગેરે સાભળવાનો હતો, જે તેઓ સાભળત એનાજ પ્રભાવે કાચી વય છતા પણ એજ અરસામા તેઓએ "કમળાલોચિની અને હરિદનિ' નામની વાર્તાઓ દોહરા—ચોપાઇમાં રજનકર છન્દોમા લખી નાખી હતી "છાનડે ઢાકયો સુરજ છાનો રહેતો નથી" એમ જ્યારે કાર્ય પરત્વે દલપતરામનુ જ્યુ' મુગી ખાતે થયુ, ત્યારે સ્વામીનારાયણ પથના આચાર્ય દેવાનદ સ્વામીએ. કકરમા ભેળાએલા હીરને જેમ ઝવેરી પારખી ઓપ ચઢાવી કીમતિ બનાવે, તેમ અનેક વ્યક્તિમાંથી દલપતરામને ભવિષ્યના ગુર્જર ભૂમિના હીરા રૂપ પારખી, સ્વધર્મનો સ્વિકાર કરાવી, ઉપયોગી વિદ્યાભ્યાસ રૂપી ઓપ ચઢાવી, અતિ કીમતિ બનાવ્યો. દલપતરામ કેટલોક સમય દેવાનંદ સ્વામી પાસે રહ્યા અને "પીગળ શાસ્ત્ર તથા અલકાર શાસ્ત્ર" નો અભ્યાસ કર્યો ત્યાર બાદ "જ્ઞાન ચાતુરી" નામનો ઉપદેશાત્મક ગ્રથ લખ્યો એમ કહેવાય છે જે ગ્રથ અદ્યાપિ પ્રસિદ્ધિ પામ્યો હોય એમ જાણવામા આવ્યુ નથી ઇ સ ૧૭૪૦ એટલે ૨૦ વર્ષની ઉમ્મરથી તેઓ કવી ઉપ નામ પામ્યા અને માનમેળવતા થયા ૧૭૪૫ માં અમદાવાદ જઇ "સારસ્વત વ્યાકરણ" આદિનો અભ્યાસ કીધો આ વખતે પ્રસગોપાત તેઓ અમદાવાદની પ્રજામા પ્રસિદ્ધિ પામતા રહ્યા, જેને લઇને મુખ્ય મુખ્ય વિદ્વાનો અને નમાગ્રગણ્ય મહા પુરૂષોના સહવાસમાં આવ્યા. ૧૮૪૮માં સ્વ૦ ભોળાનાથ સારાભાઇ મારફત તેઓ ફાર્બસ સાહેબના પરિચયમાં આવ્યા અને પોતાની જન મન રજની, ઝડઝમકવાળી રસીલી કાવ્ય કળાથી તેઓની પસદગી પામ્યા દલપતરામભાઇના ઉદયકાળનો આ પ્રથમ કાળ કહીએ તો કહી શકાય કારણકે લોક માન્ય, પ્રેમાળ દિલના, ગુર્જર ગિરાપાસક ફાર્બસ સાહેબના સસર્ગથીજ તેઓ આગળ વધી શકયા છે. ફાર્બસ સાહેબની આજ્ઞાથી તેઓ સરકારી નોકરીમા દાખલ થયા અને દરેક પ્રસગે ગુર્જર સાહિત્યની અભિવૃદ્ધિમાં ઉત્સાહ પુર્વક ફાર્બસ સાહેબના સ્હાયક તરીકે આગળ પડતો ભાગ લેતા ગયા. ફાર્બસ સાહેબે "રાસમાળા" નો જે ઉપયોગી ગ્રથ ગુર્જર પ્રજા સમિપ મૂકયો છે તેમાં મરહુમ કવીશ્વરનો મ્હોટો ઉપકાર છે. સ્થળે સ્થળે ફરી ભાટ—ચારણોની કથાઓ, ચાલતી દતકથાઓ અને જુના લેખો તથા અપ્રસિધ્ધ ગ્રથો મેળવી એ ગ્રથને વધુ ઉપયોગી અને રસીક બનાવવામાં મુખ્ય ભાગ લીધો છે. ઉપરાત પ્રાચિન કવીઓના છુટા છવાયા કાવ્યોને ગુથીને "કાવ્યદોહન" બહાર પાડી ઘણી સારી રીતે જન સેવા બજાવી છે વળી ખાસ કરી ગુજરાતી ભાષાની અભિવૃદ્ધિ અર્થે શ્રીયુત ફાર્બસ સાહેબે અને અન્ય ગુર્જર સેવકોએ સ્થાપેલી

" ગુજરાત વર્નાક્યુલર સોસાયટી " અને તેને અવલંબી નીકળતું " બુધિ પ્રકાશ " પ્રકાશમાં લાવવાને અસાધારણ ભાગ લીધો છે. ઉપરોક્ત સોસાયટીના નિભાવને અર્થે ફંડ એકઠું કરવામાં મુખ્ય હાથ દલપતરામનો હતો. દરેક રાજસ્થાનોમાં ફરી રાજાઓને રીઝવી સોસાયટીના ફંડમાં મ્હોટી રકમો મેળવી આપી છે. ચાલુ જમાનાની અભિવૃધ્ધ થતી જતી કેળવણી સંસ્થાઓની ઉપયોગીતા જાણવામાં આવ્યા છતાં પણ અમુક સંસ્થાન તરફ લોકોના મન આકર્ષવા અને નાણું મેળવવા એ સ્હેલું નથી; તો જ્યારે ખરી કેળવણીથી ઘણોજ વર્ગ અજ્ઞાત હતો અને આવી સંસ્થાઓની ઉપયોગીતા બીલકુલ જાણતો નહોતો, તેવે સમયે, ઉપરોક્ત સોસાયટી તરફ લોકોના અને તેમાંય વળી ઉતમ રીતે સુખમાંજ જીંદગી ભોગવતાં રાજા-મહારાજાઓના મન આકર્ષી, જે ફંડ એકઠું કર્યું છે, તે ખાસ કહીએ તો દલપતરામભાઇની રસીલી અને હાજર જવાબી વાણીનેજ આભારી છે. દલપતરામભાઇએ નાત-જાત કે ધર્મ વીગેરેનો ભેદ રાખ્યા સિવાય અન્ય કોમની સંસ્થાઓમાં પણ યોગ્ય પ્રમાણમાં ભાગ લીધો છે, અને ગુર્જરગિરાને ઝળકાટ આપી પારિતોષીકો મેળવ્યાં છે.

દલપતરામભાઇને આધુનિક અને સ્વર્ગસ્થ સાક્ષરો નવી-જુની-ગુજરાતીના પુલ રૂપ માને છે. કારણકે ગુર્જર ભાષા દલપતરામભાઇના સમયથીજ નવા યુગમાં દ્રષ્ટિ ગોચર થતી રહી છે; અને તેની પહેલ દલપતરામના સમકાલીન ગુર્જરવીર મરહુમ કવિ નર્મદ ના હાથે થએલી કહેવાય છે. જો કે આ સમયે ગુજરાત-કાઠીયાવાડમાં અન્ય કવિઓ હતા, પરંતુ મુખ્ય ભાગે દલપતરામ અને નર્મદને મુકવામાં આવે છે, જે સર્વાંશે યોગ્યજછે. બંનેના વિષય અને સિદ્ધાંતોમાં મ્હોટા પ્રમાણમાં ભેદ જણાવવામાં આવ્યો છે. જ્યારે દલપતરામ ધર્મના ચાલતા આવતા મુખ્ય સિદ્ધાંતોને વળગી રહી, લોકો નીતિમાન અને ધર્મજ્ઞ થઇ ભવિષ્ય સુખરૂપ ગાળે એવો ઉપદેશ કરતા રહ્યા છે; ત્યારે નર્મદમાં કાંઇક પાશ્ચિમાત્ય કેળવણીની ઉધ્ધત અસર માલુમ પડે છે. નર્મદ કેવળ પાશ્ચિમાત્ય રીતિએ જમાનાના રીત-રિવાજોને ફેરવવા માંગતા હતા, ત્યારે દલપતરામ સરલ અને શાંત સદ્બોધદ્વારા ચાલતા યોગ્ય શિરસ્તાને વળગી રહેવા સુચવતા હતા. તો પણ તેઓ કોઇ સ્થળે સુધારાની ચાલુ પ્રગતિમાં ઉઘાડા ઉઠયા નહોતા, એ એક એમનું માહાન ડહાપણ હતું, એમ આપણે કહેવું જોઇએ.

**હોપ** સાહેબના સમયમાં જ્યારે ગુજરાતી શિક્ષણક્રમ સાથે " વાંચનમાળા " નવે સરથી રચાવવામાં આવી ત્યારે હોપ સાહેબે તે સંબધી એક ગુર્જર અગ્રગણ્ય બંધુઓની કમિટિ નીમી હતી; જેમાં દલપતરામ પણ નિયત થએલા હતા. શરૂઆતની શિક્ષણ બુકથી તે છેવટના ધોરણ સુધીની ચાલતી બુકોમાં દલપતરામભાઇની કવિતા સ્થળે સ્થળે નજર આવે છે, એજ બતાવી આપે છે કે તેમા પણ દલપતરામે મુખ્ય ભાગ લીધો છે. જો કે નવી પધ્ધતિ પ્રમાણે હમણાં રચાએલી વાચનમાળા દાખલ કરવામાં આવી છે જેમાં કેટલીકપ્રાચિન બોધક અને રસીક કવિતાઓને સ્થાન આપવા ઉપરાંત, ચાલુ સાક્ષરોના ઉંચ ભાવનામય કાવ્યોને સ્થાન આપવામાં આવ્યું છે, તો પણ તેમાંએ દલપતરામની સ્થળે સ્થળે નજર પડતી કૃતિ, તેની ઉપયોગીતા અને મધુરતા એમની ઉત્તમ કવિતાનું ગૌરવ જણાવવાને બસ છે. ઇ. સ. ૧૮૮૫ મા સર. ટી. સી. હોપ સાહેબની ભલામણથી નામદાર કૈસરેહિંદ મરહુમ માનવંતા મહારાણી શ્રી વિક્ટોરીયાએ દલપતરામની કદર બુઝવાને સી. આઇ ઇ. નો માનવંત ઇલકાબ બક્ષેલો હતો. પશ્ચિમાત્ય પ્રજાનાં અમલ પછી કવિ તરીકે આવું ઉંચું માન મેળવવાને પહેલાં અને એકલાજ ગુર્જર વીરનર કવીશ્વર દલપતરામ પોતેજ છે. એટલુંજ નહિં પણ અસ્ખલિત પ્રવાહે વ્હેતી જન મનરંજન-મધુરી

વાણીના પ્રભાવે ઘણા દેશી રાજાઓમાં પણ માન પામ્યા હતા અને રાજ કવિ તરીકે નિયત થએલા હતા. પ્રસંગોપાત બનાવેલા કાવ્યોની ગુંથણીરૂપ "દલપત કાવ્ય" ના ગ્રંથો વાંચતી વખતે દલપતરામની અવર્ણનિય ઉંચ આશયવાળી કાવ્ય શકિત, વાંચનારને તાદ્રશ્ય ચિતાર ખડો કરે છે એતો નિર્વિવાદ છે. એજ એમની ઉત્તમ પ્રકારની કાવ્ય કળાની ખુબી !

જેમ દલપતરામે મુખ્ય કરી સાહિત્ય સેવા અને તે દ્વારા જનસેવા–દેશસેવા બજાવવાને પોતાની જીંદગીનો ઊપયોગ કર્યો છે, તેમ સ્વજ્ઞાતિ સેવા કરવાને પણ તેઓ ચુકયા નથી. જ્ઞાતિમા જમાનાને અનુસરતી પ્રગતિમાં આગળ વધવાને તેઓએજ પહેલ કરી બનતું કર્યું છે, કેટલાક અજાણમાં રહેલા એવા જુના લેખો તોને જાહેરમાં લાવી જ્ઞાતિનું ખરૂં નૂર દ્રષ્ટિ ગોચર કર્યું છે. રા. રા. જટાશંકર લીલાધર વૈદ દ્વારા "શ્રીમાળી શુભેચ્છક" પત્ર કઢાવી તેમાં ઉપયોગી લખાણુ જારી રાખી જ્ઞાતિની ચાલુ સ્થિતિ સુધારવા તરફ બનતી કોશેશ કીધી હતી અને નિર્ધન જ્ઞાતિના નિર્ધન બચ્ચાઓને જમાનાનુસાર કેળવણી આપી તે દ્વારા જ્ઞાતિની સ્થિતિ સુધારવાના ચિન્હ રૂપ બે-ત્રણ ધનાઢ્ય અગ્રેસરો સાથે મસલત કરી એક ફંડ ખોલવાની હીમાયત પણ કીધી હતી. જો કે કેટલાક પ્રતિકુળ સંજોગોને લઇ ઉપરોકત ફંડની યોજના હસ્તીમાં આવી ન હોતી તો પણ તેઓએ તેની ઉપયોગીતા બતાવી આપી ભવિષ્યના બીજો રોપ્યા હતા. તેમનું જ્ઞાતિ બંધુ પરત્વે વાત્સલ્ય અપૂર્વ હતું. જેના દ્રષ્ટાંત રૂપે બાર વર્ષની વયે લીંબડી નિવાસી કવિ ભવાનીશંકરનું એક કાવ્ય 'ચંદ્રોદય"માં છપાએલું મર્હુમે વાંચ્યું ત્યારથી તેઓના ઉત્કર્ષ તરફ તેઓનું મન લલચાયું અને કાગળ લખી કવિ ભવાનીશંકરને પોતા પાસે બોલાવી કાવ્ય પ્રદેશમાં વિચરવાને ઉત્તેજીત કર્યા. આવી રીતે અન્યબંધુ ઓને પણ પોતે યોગ્ય સલાહ અને બનતી મદદ આપી ઉત્તેજીત કરતા. કવીશ્વરનું સ્નેહાળ હૃદય એટલું તો શાંત અને સરળ હતું કે તેમના સહવાસમાં આવેલાઓ એક કંઠે વખાણ કરે છે. આ એમનું અપૂર્વ શિકતબળ ખાસ કહીએ તો આપણા દેશને મગરૂર થવા જોગ છે.

"લોકોના હૃદયને જાગૃત કરવાનો ઉંચમાં ઉચ્ચ અને એકજ માર્ગ આપણું શુધ્ધ જીવનછે. તેજ વ્યકિતગત્ આકર્ષક લોહચુંબકછે.

સ્વામી રામતિર્થ.

ઉપરના શબ્દોને અનુકુળ મરહુમનું જીવન અક્ષરસઃ મળતું આવે છે. તેઓએ પોતના જીવનની રૂપરેખા, માત્ર બાહ્ય દ્દષ્ટિએ વિદ્વાના બળથીજ નહીં; પરંતુ અંતર દ્દષ્ટિએ પણ દરેક લોકોને સદ્બોધ આપનાર થઇ પડી છે. જે શુધ્ધ ભાવના અસ્ખલિત મીઠો રસ પ્રવાહ તેમની શાત પ્રકૃતિની કવિતામાં જોવામાં આવે છે એજ એમનાં બોધક જીવનની રૂપરેખા પુરવાર કરવાને બસ છે

કવીશ્વરનું અવસાન ઇ સ. ૧૮૯૮ ના માર્ચની તા ૨૫ મીએ થએલું છે. મરહુમે બજાવેલી ગુર્જરપ્રજાની સેવાની કદર મરહુમના અવસાન પછી ગુર્જર પ્રજાએ પુર ઉત્સાહથી ગુંઝેલી છે. મરહુમે સદ્માર્ગે લોક સેવા બજાવી જે ઉજવળ કીર્તિ સંપાદન કીધી છે તે તેના અમરપણાંની નિશાની રૂપ છે કારણ કેઃ सजीवति यशो यस्य, कीर्ति यस्य सजीवति, अयशो ऽकीर्ति संयुक्तो. जीवन्नपी मृतोपमः એટલુજ નહી પરંતુ આગળ વધીને કહીએતો મરહુમના જન્મથી એમના વંશની સાથે આપણા દેશની પણ કીર્તિ વધી છે ખાસ કહીએ તો सजातोयेन जातेन याति वंश समुन्नतिम्; परिवर्तिनि ससारे मृतः कोवा न जायते તેઓને પાંચ પુત્રો તથા ચાર પુત્રીઓ મળી નવ સંતાનો થયાં હતાં. તેઓના સદ્ગુણી પુત્રો વીદ્યામાં આગળ વધી સારી સ્થીતી મેળવવાને ભાગ્યશાળી બનેલા હોઇ ગણાતી પ્રથમ પંકતીના વિદ્વાનોમાં માનનીય પદને લાયક છે. કવી ન્હાનાલાલ કે જેઓ પોતાની વિદ્વતાથી ગુજરાતીમાં સુપ્રસીધ્ધછે તેઓ મરહુમ કવીશ્વરના ત્રીજાપુત્ર થાયછે. પરમાત્મા આવા વીરલ વીદ્વાન વીરાઓને દેશમાં ઉત્પન્ન કરો અને સર્વોશે દેશનું ભવિષ્ય ઉન્નત અને સુખરૂપ બનો; એજ અંતરેચ્છા !!!

# ચિત્ર પરીચય.

## ટાઇટલ કેપરની સુંદરી.

નવા વરસમાં દાખલ થતાં દરેક શખ્સની ઇચ્છા હોય છે કે તેને એવી વસ્તુ નજરે પડે, કે જે સારાં સગન લેખાય. જયારે આપણે મુસાફરી કરવા નિકળિએ છીએ ત્યારે લાગતા વળગતા અને મિત્રો તરફથી ફુલપાનનીજ ભેટ ઉત્તમમાં ઉત્તમ સોગાદ સમજી રજુ કરવામાં આવે છે; રેલવેમાં જગ્યા લેતાં પણ કોઇક માલી કે માલણ એકાદ ગુલાબનું ફુલ રજુ કરે છે. આ પિકચર એટલા માટેજ પસંદ કરવામાં આવ્યું છે કે સંસારી મુસાફરો ૧૯૧૫ ના અંગ્રેજી નવા વર્ષની મુસાફરીના આરંભમાં એક અંગ્રેજ ખુબસુરત, હસમુખી અને ગુલાબનું ફુલ રજુ કરતી કુમારીકાનું મનહર મુખડું નીરખી દરેકને આનદ થયા વગર રહેશે નહિં !

આ પિકચર અમારા એક મિત્ર મી. અસગરઅલી મોહિબઅલી સાહેબ જેઓ સિયામ દેશના બાંગકોક શહેરમાં એફ. એ. સીયામવાળાની મોટા વહેપાર ડોલતી ફર્મના મેનેજર છે, તેઓ તરફથી અમને ભેટ મળ્યું હતું, જે માટે આ તકે અમે તેમનો ઉપકાર માનતા આશા રાખીશું કે પોતાની ભેટનો આવો સદ્ઉપયોગ થએલો જોઈ તેઓ ભાઇ આનંદ માનશે.

## બગદાદ શરીફવાળા પીર સૈયદ ઇબ્રાહીમ સાહેબની સ્વારી.

મજકુર જનાબ પીર સાહેબ આજ થી ચાર વરસ ઉપર વડોદરામાં પધાર્યા હતા તે વખતે વડોદરાની પ્રજાએ કેવા ઉત્સાહથી તેઓને વધાવી લીધા હતા, તે એ પિકચરમાંની લોકોની ગીરદી બતાવી આપે છે. વડોદરાની ખંડેર જુમા મસજીદનું બાંધકામ થતું હોવાથી ત્યાં પ્રથમથી રહેલું એક ઘણુંજ મોટું અને પુરાણું કુરાન શરીફ જે મહમદ વાડીની એક મસજીદમાં લઇ જઇ રાખવામાં આવ્યું હતું, તે કુરાન માટેની જગ્યા જુમા મસજીદમાં તૈયાર થઇ ચુકેલી હોવાથી તે કુરાને શરીફ ભારે ધામધુમથી હાથી ઉપર ચઢાવી પાછું લાવતી વખતે બીજા હાથી ઉપર નામદાર પીર સાહેબ અને તેમની જોડે આ સઘળી વ્યવસ્થાના કર્તા જસ્ટીસ અબ્બાસ સાહેબ બીરાજમાન

થયા હતા. અમો ધારીએ છીએ કે નામદાર પીર સાહેબ માટે આવી દબદબા ભરી સ્વારી હીંદુસ્તાનના બીજા કોઈ ભાગમાં થઇ હતી નાહં. જે વડોદરા માટે એક યાદગાર દેખાવ છે. તેને અમારા દૂરના ગ્રાહકો જોઇ ખુશ થયા વગર રહેશે નહિં.

આ ફોટોગ્રાફ જુના અને જાણીતા ફોટોગ્રાફર જનાબ શમસુદ્દીન લુકમાની સાહેબ તરફથી કેટલાક વખત ઉપર અમને ભેટ મોકલ્યો હતો. જે આજે ભાઇબંધનો શ્રંગાર રૂપ થવાથી અમો તેમનો આભાર માનીએ છીએ. અને તેઓ પણ પોતાની બક્ષીસ ની આવી કદર થએલી જોઇ ખુશીજ થશે.

જુમા મસજીદ વડોદરા.

આ મસજીદ જેમાં નવેસરથી સુધારા વધારા કરીને તેને વધારે સુંદર બનાવવામાં આવી છે ગુજરાતના આગલા મુસલમાન શાહોની પુરાણી યાદગાર છે. મસજીદના એક ખુણામાં એક જુનો સંગેમરમરનો પથરો લેખ સાથે જડેલો છે. જે ઉપરથી માલમ પડે છે કે સને ૯૧૦ હીજરીમાં ખાને આઝમ ખલીલ ખાને આ મસજીદ બંધાવી હતી. ગુજરાતની માતબર તવારીખ મીરાતે અહમદી જોવાથી માલમ પડે છે કે ખલીલખાન, સુલતાન મહમદ બેગડાનો ગાદીવારસ હતો અને પોતાના બાપ તરફથી વડોદરાનો વાલી (ગવરનર) હતો. મસજીદ બંધાઇ તેના સાત વરસ પછી એટલે સને ૯૧૭ હીજરીમાં ખલીલખાન સુલતાન મુઝફ્ફર હલીમનો લકબ ધારણ કરી અમદાવાદના તખત ઉપર બેઠો. ગુજરાતના શાહો પછી દેહલીના શાહનશાહોના અમલ દરમ્યાન એ મસજીદ અસલની સરવે ખુબીઓ સાથે કાયમ રહી, પણ અઢારમી સદી ઈસવીની શરૂઆતમાં જ્યારે શહેનશાહ અઉરંગઝેબ ગાઝીની આંખ બંધ થઈ અને મરાઠાઓએ ગુજરાતને પોતાના તાબામાં કરી લીધું તે વખતથી ઇસલામી શાહોની પડતી સાથે તેમના-ધારમીકપણાની પડતી શરૂ થઇ. મસજીદના વાલીઓએ મસજીદની સઘળી આવકોનો ગેરઉપયોગ કરવાનું શરૂ કીધું અને મસજીદમાં સુધારો અથવા મરામત અને તેને આબાદ સથીતીમાં ચાલુ રાખવા તરફ બેદરકાર રહયા હયાં સુધી કે આ ખાને ખુદા (ઉપલી મસજીદ) વખતના વેહેવા સાથે માટીનો ઢગ (ખંડયેર) થઇને પડી રહી.

જે બાદ વડોદરાની અંજુમને ઇસલામ, જેમાં શહેરના મોટા ભાગે માતબર ગ્રહસ્થો તથા રહીસો શામિલ છે તેઓએ એત્તેફાક કરી મી. અબાસ શમસુદીન તઇયબજી સાહેબ જજ હાઇકોરટ બરોડાના પ્રમુખપણા હેઠળ સને ૧૮૯૬ માં એવો ઠરાવ કીધો કે સરવેથી પેહેલાં મસજીદના બાંધકામ તરફ ધ્યાન આપવું. જે પછી સરકારી હુકમ સાથે મસજીદ ઉપરના ત્રસટીઓ

મી૦ મહમદ સઈદ કંબરઅલી મુઝફ્ફરી.



**S. C. MUZAFFARI Esqr.**

Govt Auditor

તરીકે નેમાઇ, મોટા પાયા ઉપર એક ફંડ ઉભું કરવાની ગોઠવણ કીધી. આ યોજનાને લગતી દરખાસતના ખરા હીમાયતી જનાબ મવલવી મહમદ બશીરૂદ્દીન સાહેબ હતા, મજકુર મવલવી સાહેબે માત્ર પોતાની જબાની દરખાસ્ત કરીનેજ સંતોષ નહીં પકડયો હતો; પણ તે બાદ અંજુમનના પ્રમુખ (મી૦ અબાસ. એસ. તઇયબજી) ને ઉતેજન આપી ફંડ એકઠું કરવાનું શરૂ કરી દીધું અને પોતાની અસરકારક વાચેઓ અને શીખામણોથી શેહેરના મુસલમાનોને આ પુનદાયક કામની તરફ રજુ કરી દીધા. મવલવી સાહેબ મજકુર ગઇફ હતા, તેમને ખુદાના ઘરનું નેડું આવી લાગ્યું, પણ તેઓને મસજીદનાં બાંધકામના સંબંધમાં મોટો ખયાલ હતો. બીમારીના બીછાના ઉપર આપે જે શબદો ઉચારયા, તે સોનાના પાણીથી લખવાને યોગ્ય હતા. આપે ફરમાવયું કે હું જજ સાહેબ (મી૦ અબ્બાસ) ને વસીયત કરૂં છું કે જ્યાં સુધી મસજીદ પુરી બંધાઇ નહી રહે, "ત્યાં સુધી આરામથી બેસવું નહી. આ એક અગતનું ધારમીક કામ છે, ખબરદાર, હીમત ન હારશો, મારૂં શરીર તમારી સાથે મલીને કામ કરવા માટે લાચાર છે, પણ યાદ રાખવું કે મારો આતમા (રૂહ) હમેશાં તમારી મદદ ઉપર રહેશે."

મરહુમના ઊપલા પુરજોશ શબદોએ શહેરના મુસલમાનો ઊપર ઘણી ઉંડી અસર કીધી અને તે પછી શહેરના મુસલમાનોએ મોટા ઉતસાહ સાથે ફંડમાં રકમો ભરવા માંડી. રઇયત, વેપારી વરગ અને બીજી જુદી જુદી જમાતોએ પોતાની મકદુર મુજબ ઉદાર દીલે નાણાં આપયાં. સરકારી અમલદાર અને નોકરોએ પોતાનો એક એક માસનો પગાર આ ફંડમાં આપયો; પણ જો કે મસજીદના બાંધકામ સાથે તેને લગતું મુસાફરખાનું, મદરેસા અને દુકાનો પણ બનાવાની જરૂર હોવાથી એ ફંડ માટે દરેક સખી શહરથી આગળ સવાલ કરવાની જરૂર પડી. સરવેથી પહેલાં અંજુમન તરફથી એક વફદ (ડેપયુટેશન) શ્રીમંત મહારાજા સાહેબ બહાદુર ગાયકવાડની હજુરમાં હાજર થયું અને પોતાની હાજતને લગતું વર્ણન કર્યું; રોશનખયાલ મહારાજા સાહેબ બહાદુર, જેઓએ પોતાની હીંદુ અને મુસલમાન પ્રજા સાથે એક સરખી નજરે ચાલવાની રાજનીતી અખતયાર કરેલી છે, તેઓએ ઘણા મોટા ઉદાર દીલથી આ ફંડમાં રૂપીઆ પચીસ હજારની રકમ ભરી આપી, આ પ્રમાણે ફંડમાં એક યોગય રકમ એકઠી થવા પામી.

મસજીદનું બાંધકામ સને ૧૩૨૫ હીજરી સને ૧૯૦૭ ઇસવીથી શરૂ થયું આગલા ત્રસટીઓની બે દરકારીને લીધે દક્ષીણ તથા પશ્ચીમ તરફ આવેલી દીવાલો ઉપર પાડોસીઓએ પોતાના ઘરો બાંધી લીધાં હતાં,

અંજુમને સુલેહસંપ સાથે તે મકાનો ખરીદી લીધાં. ઉત્તર તરફ જે મકાન આવેલું હતું, તે ઉપર નામદાર મહારાજા ગાયકવાડ બહાદુરના કાકાજી જનાબ ઉખાજી રાવસાહેબનો કબજો હતો, પણ મજકુર નામદાર સાહેબ જેઓ એક તાસઉબરહીત બુઝરગ છે, તેઓએ પોતાના હસતકનું એ મકાન જેની કીંમત રૂપીઆ ૧૫૦૦ ની થતી હતી તે ખુદાની રાહ પર કે જે હીંદુ અને મુસલમાન બધાનો પરવરદીગાર છે, મસજીદને ભેટ કરી દીધું. આ પ્રમાણે મસજીદની ચારે બાજુએ સાફ થઇ ગઇ અને મસજીદનું બાંધકામ શરૂ કરી દેવામાં આવ્યું.

પાંચ વરસની મુદત દરમયાન મસજીદની અંદરનો ભાગ ઘણી સુંદર રીતે તઇયાર થઇ ગયો. મસજીદની લંબાઇ ૧૬૭ ફીટ અને પોહાલાઇ ૪૩ ફીટની છે, કામ સઘળું પથરનું અને ઘણું મજબુત છે, ત્રણ મોટા ગુંબજો ઘણાં ખુબસુરત બનાવવામા આવયા છે, સંગે મરમરનો ફરશ બીછાવામાં આવ્યો છે. મેરાબો, મીમબર સંગેમરના ઘણાંજ સફાઇદાર ઉમદા કારીગરી સાથે નમુનેદાર બનાવામાં આવયા છે. મેરાબો ઉપર કલામે મજીદની આયતો ઘણી ખુશનુમાં અને સુંદર રીતે કોતરવામાં આવી છે. મસજીદનો મોટો દરવાજો પણ સંગેમરમરનો છે અને અને તેને કલામે મજીદની આયતોથી શોભાયમાન કરયો છે, આ દરવાજો હમણાં ઉભો કરવામાં આવ્યો છે. અને તેની બંને બાજુએ પાકા બાંધકામ સાથેની દુકાનો કીધી છે પ્રથમમાં એ વિચાર નહીં હતો કે મસજીદ અને તેને લગતી ઇમારતો આ પ્રમાણે દમામદાર તઇયાર થશે પણ ખુદાના ફઝલથી એવા એવા સંજોગો એકઠા થવા પામ્યા કે જેનો ખયાલ પણ કોઇને નહી હતો.

હઝરત તકદુસ-મઆબ બગદાદ શરીફવાળા પીર ઇબ્રાહીમ સાહેબ ગીલાની ઝાદા (દામ-બરકાતહુ) એ પોતાના પવિત્ર કદમોથી આ શહેર (વડોદરા) ને સરફરાઝ કરયો હતો અને મસજીદમાં પહેલી નમાઝ જુમાની ભણાવી અને તે બાદ મસજીદની તપાસ લીધા પછી વીદયારથીઓ માટે એક રહેવાની જગયા (હોસટલ) બાંધવાની સુચના કીધી અને તેના માટે રૂ. ૧૧૦૦ ની રકમ ખાસ પોતાની પાસેથી એ ભલા કામ માટે આપી જે પછી તેમના ચુસત મુરીદ જનાબ શેઠ મીયાંમહમદ સાહેબ છોટાણીએ રૂ૧૦૦૦ ની રકમ ભેટ કરી. બાંધ કામ ઘણું વધી પડી એકંદર ૧૨૫૦૦૦ રૂપિયા ખર્ચ થયો તે માટે ફરી ઉઘરાણું કરતાં નામદાર મહારાજા સાહેબે ફરીથી રૂ. ત્રીસ હજાર એનાયત ફરમાવ્યા અન હવે કામ લગભગ ખલાસ થવા આવ્યું છે.

## જનાબ અબ્બાસ. એસ. તૈયબજી સાહેબ

(વડોદરા હાઇકોર્ટના રિટાયર્ડ જડજ.)

એઓ સાહેબ મુંબઇમાં પ્રખ્યાત થએલા તૈયબજી ખાનદાનમાંના એક હિર

છે જગ વિખ્યાતિ પામેલા મરહુમ જસ્ટીસ બદરૂદીન તૈયબજી સાહેબના એવન ભત્રીજા છે. લાંબો વખત સુધી તેઓએ વડોદરા હાઇકોર્ટમાં જજનો ઓહદો ભોગવ્યો છે. અને એમના ન્યાયથી પ્રજાને ઘણોજ સંતોષ મળ્યો છે. એવને પોતાના જોખમ ભર્યા ઓધ્ધાની ફરજો સંપૂર્ણ રીતે બજાવવા સાથે તેઓ હંમેશથી ઈસલામ અને મુસલમાનોની ભારે સેવા બજાવતા આવ્યા છે. તેઓએ જેમ કાઠીયાવાડના અમરેલી શહેરમાં અંજુમને ઇસ્લામની સંસ્થા સ્થાપી હતી તેમ વડોદરામાં પણ અંજુમને ઇસલામ સ્થાપી હંમેશ તેના પ્રમુખ રહી પોતાની કાળજી, ખંત અને ઉત્સાહથી દરેક પ્રસંગે વડોદરાના મુસલમાનોને ઉતમ પણે મુરબ્બી કર્યાં છે. જુમા મસજીદના બાંધકામમાં એવને હદ ઉપરાંત જે મહેનત ખેંચી છે અને એમના એવા કાર્યોની કદર પિછાણતાં વડોદરાના મુસલમાનો એમની ભારે સ્તુતી કરે છે આગળ ઉપર એવનનું જીવન વૃતાંત બાલબંધમાં આપવાનો વિચાર રાખતા હોવાથી અતરે આટલેથી સંતોષ માની શું. અમારા આજના અંકના ૧૦ પાના રોકનારો એક લાંબો અંગ્રેજી લેખ જે માતપિતા અને બચ્ચાંઓની પરસપર ફરજો દર્શાવનારો છે. તે અમારી એક અરજ ઉપરથી તેઓએ અમને એનાયત કરવાની મેહેરબાની ફરમાવી છે. જે માટે અમે તેઓના અંતઃકરણ પુર્વક આભારી છીએ. અને ઉપલા કારણોને લીધે આજના અંકમાં એમનો ફોટો ઘણોજ અગત્યનો લેખાશે;

## રા. રા. અંબાલાલ મોતીલાલ ઠાકર.

(મેનેજીંગ પ્રોપ્રાઇટર નેટીવ ઇન્સ્ટિટયુશન બરોડા.)

એવન એક ઘણાજ બાહોશ, બહાદુર, ખંતિલા ઉત્સાહી અને પરગજુ જવાન ગ્રહસ્થ છે વડોદરામાં "ધિ નેટીવ ઇન્સ્ટિટયુશન ) નામની શાળા ઘણીજ ફતેહમંદીથી ચલાવે છે. આવા મગજમારીના ધંધા સાથે હમેશ તેઓ પોતાના મનને શાંત રાખી કાંઇ અજબ ખુબીથી ગમે તેવા વિષય ઉપર નિબંધો, કાવ્યો, પુસ્તકો અને વાર્તાઓ લખી શકે છે. તેઓ અમારી સાથે ઘણો મિત્રાચારી ભર્યો વહેવાર રાખે છે. અને આ અંકમાં પ્રગટ થએલો એક અંગ્રેજી લેખ તેમની લાયકાતની વધુ સાબિતી આપે છે તેઓ ઉપલી ખુબીઓ ધરાવતા હોવાથી ઘણું બહોળું મિત્ર મંડળ ધરાવે છે અને તેથી તેમનો ફોટો પણ અતરે વખતસર સફલો થઈ પડશે.

## રા. મા. નિઝામુદીન કુરેશી.

આ એક યુવાન ઈસલામી લેખક છે આટલી ઉમરમાંતો સંખ્યાબંધ પુસ્તકો લખી નાખ્યા છે, ગલાઢલાબંધ તરજુમાઓ બહાર પાડયા છે. તેમની જંગેત્રીપોલીની વાર્તા લોકોમાં ઘણા ઉત્સાહથી વંચાઇ છે. કેટલાક પત્રોના તેઓ એડીટર રહી ચુકયા છે અને આવી રીતે આ અગાઊ તેઓ એક સારા ઈસલામી લેખક તરીકે જાણીતા થઈ ચુકયા છે.

હાલમાં તેઓ અમદાવાદ ખાતે ધિ નિઝામીયા પ્રિન્ટીંગ વર્કસ,બુકડેપો અને કમરશીયલ એજન્સીની માલકી ધરાવે છે. માંગરોલ, માનાવડર અને પાલનપુર વિગેરે સ્ટેટોમાં તેઓ સારૂં માન ધરાવે છે. આજના અંક માટે તેઓ એક સારો લેખ લખનારહતા પણ ઘરમાંની માંદગી વિગેરે કારણોને લીધે બની શકયું નહીં જે માટે દીલગીર છીએ.

## ના૦ મહારાજા ગાયકવાડ સર સયાજીરાવ સાહેબના સ્ટેચ્યુ ( બાવલા ) ની છબી

અમારા એ મહારાજા સાહેબની તારાફમાં કાંઈ પણ લખવું એ સોના ઉપર ઢોલ ચઢાવવા સમાન છે. કેટલાક વર્ષો અગાઉ તેમના રાજ અમલની સીલવર જુબીલી ભારે ઉત્સાહથી તેમની કદરદાન અને વફાદાર રૈયતે ઉજવી હતી અને તે જુબીલીની યાદગારીમાં ભારે ખર્ચથી આ બાવલું તૈયાર કરી વડોદરા સ્ટેશનથી શહેર તરફ આવતાં મોટા રસ્તા ઉપર, કમાટી બાગના દરવાજા આગળના મેદાનમાં ઉભો કરવામાં આવ્યો છે. અને આવી રીતે વડોદરાની શોભા રૂપ તે જાહેર અને ભવ્ય દેખાવ રજુ કરેછે. ગયા માસમાં શ્રીમંત મહારાજા સાહેબ અને શ્રીમંત મહારાણી સાહેબ યુરોપની મુસાફરીથી સુખ રૂપ વતન પધાર્યા છેઅને એ પ્રસંગે પણ રૈયતે જે માન અને ઉત્સાહથી તેઓને આવકાર આપ્યો છે. તે સઘળું એ શ્રીમંતની રૈયત પરવરી અને લોક પ્રિયતા ખુલ્લી રીતે બતાવી આપેછે. એમના અમલમાં જે લોકોપયોગી સુધારા વધારા થયા છે તે અગણિત છે.

## મહાત્મા સ્ટેડ

મી. ડબ્લયુ ટી. સ્ટેડ ઈંગલંડનો એક મહાન લેખક થઈ ગયો છે તેનું જીવન વૃતાંત ભાઇબંધના ગયા વર્ષના અંકોમાં છપાઇ ચુકયું છે. એ પ્રસંગે ઘણા લોકો એ તેમનો ફોટો પ્રગટ કરવાની અમને સલાહ આપી હતી જેથી તે આજે અમે આપીએ છીએ જે વાંચક વર્ગની આતુરતાને સંતોશ આપશે.

## કે. એમ. ઝીયાઅલી

આ સેવક શરૂઆતથી અત્યાર સુધી ભાઇબંધનો અધિપતિ છે. જો કે તેના હાથે કાંઈ અગત્યનું કામ થઇ શકયું નથી. છતાં આ અદના ભાઇબંધના કદરદાન ગ્રાહકો વખતો વખત પત્રો લખી ફોટોની માંગણી કરતા રહ્યા છે. જેથી તે અતરે આપવાની જરૂર જણાઇ છે. આગળ આવતા લેખક ત્રીપુટીના ફોટામાં પણ આ સેવકે હાજરી આપી છે અને ત્યાં મી. સંદગુણીએ કેટલાક શબ્દો લખ્યા છે. એ શબ્દો સેવકની ખરી સ્થીતીથી સરખાવતાં તેમાં અતિશ્યોકતિથી કામ લેવાયું છે. તે શબ્દો માત્ર મી૦ સદ્ગુણીના સદ્ગુણથીજ લખાઇ ગયાં હશે, એમ આ સેવક માને છે અને તે પ્રગટ કરવાની ખુશીન

..ના છતાં મી. વકતાના સ્નેહ પુર્વક દબાણથી લાચારીએ છાપવા પડયાં છે.

## હિંદી ભરત કામનો ઉત્તમ નમુનો

આ એકગાલીચાનો ફોટોછે. જે અમદાવાદ ખાતે કેટલાક હિંદીકારીગરોએ ભર્યો હતો. એમા કેટલું ઉત્તમ કામ કરવામાં આવ્યું. છે તે એ કામની ખુબી જાણનારાઓ સમજી શકશે. એમાં જે ચિત્રો છે તે સઘળાં તેના કુદરતી રંગથી ભરવામાં આવ્યાંછે. આપણા આળસુ હિંદી ભાઈઓ જો વખતની કદર કરે તો શું એ ન કરી શકે ? વળી એનો ફોટો પણ કેટલી સફાઇથી લેવામાં આવ્યો છે તે તેના ફોટોગ્રાફર જનાબ શમસુદ્દીન લુકમાનજીના કામની કમાલ બતાવી આપે છે અને તે ઉપરથી બ્લોક બનાવી એવી સરસ રીતે છાપવામાં આવ્યુ છે. તે બોમ્બે આર્ટ પ્રેસના ઉત્તમ કામ માટેના સર્ટીફીકેટ સમાન છે.

આ ફોટો અમને અમારા મિત્ર મી. ફયઝમહમદ શમસુદીન ફોટોગ્રાફરથી પ્રાપ્ત થયો છે. જે માટે અમે તેમનો ઉપકાર માનીએ છીએ-

મી ફયઝમહમદે પણ પોતાના લાયક પિતાની કેળવણી નીચે ફોટોગ્રાફીમાં સારી માહિતી મેળવી છે અને આ અંકમાં આવેલા જસ્ટીસ અબાસ અને લેખક ત્રીપુટીના ફોટાઓ તેમના કામના નમુના પુરા પાડે છે. અમે ઈચ્છીશું કે તેમને પોતાના કામમાં સારી ફતેહ મળે.

## કવીશ્વર મરહુમ દલપતરામ ડાહ્યાભાઇ

એમનું જીવન વૃતાંત આ અંકના બીજા પાનાઓ પર છાપેલું હોવાથી અતરે વધુ લખવાની જરૂર રહી નથી. એ વૃતાંત અને છબીનો બ્લોક પૂરા પાડવા માટે અમો રા પ્રેમીના ઘણા આભારી છીએ.

## રા. વકતા

### (રતનલાલ નાગરદાસ વકતા)

જેમ ઘોર અધારામાં ઓચીંતો દીવાનો પ્રકાશ પડે, તેમ સાહિત્યના વિશાળ મેદાનમાં તેજસ્વી તારાની પેઠે એકાએક નીકળી આવી આ ઉછળતો યુવાન લેખક થોડાક સમયથી પોતાની લેખિનીને ઝળકાવી રહ્યો છે. જુદા-જુદા ઉપનામોથી આજકાલના સાહિત્ય શોખીનો તેને ઓળખી રહ્યા છે.

ઉમરની ગણત્રી સંવત ૧૯૫૦ ની વસંત ૠતુથી થાય છે. એટલે સાહિત્યની ભૂમિમા ખેડાણ કરી રહેલા આ નવ યુવકને હજુ પુરા એકવીસ વર્ષ પણ થયાં નથી. ને પહેલાં નો તેની લેખિનીનો પ્રકાશ જન સેવા અનેસાહિત્ય સેવા અર્થે ગુર્જરીમાં ઝળકી રહયો છે.

"ભાઈબંધ" ને તેણે, નિઃસ્વાર્થ પણે વખતો વખત કીંમતી મદદ કરી છે. "સેવા" શબ્દનો અર્થ યથાર્થ સમજી ભાઇબંધના વાંચકોને ભેટ આપવા એક ઉત્તમ પુસ્તક તેણે અમને અર્પણ કર્યું છે.

રા. વકતા. દરેક વિષ્યનું સારૂં જ્ઞાન ધરાવે છે. સ્વતંત્ર વિચારના લેખો, નોંધ રાખવા લાયક વાકયો; ઐતિહાસિક વાર્તાઓ, અનુવાદ, રમુજી કહાણીઓ અને કાવ્યો વીગેરે હર કોઇ વિષય ઉપર સરલ અને સમયોચીત લખી શકે છે.

ખુદા આ ઉછળતા લેખકની લેખિનીમાં દીવસે–દીવસે વધુ અને વધુ બળ રેડે તથા લાંબુ જીવન બક્ષે એજ ભાઇબંધની અંતિમ ઈચ્છા છે.

## રા. લલિત.

(જન્મશંકર વિ. મહાશંકર બૂચ)

તેને "કાઠીઆવાડી કોકીલ" ના નામથી સંબોધી થોડાક શબ્દો રા. જોષી પુરાએ "વડોદરાના વડલેની" પ્રસ્તાવનામાં લખ્યા છે. એ નર રત્નની પીછાણ ગુજરાત કાઠીઆવાડને કયારનીએ મળી ચુકી છે.

છતાં સમયોચીત બે શબ્દો લખવા અપ્રસંગિક નહિંજ ગણાય.

આ બાહોશ કવિનો જન્મ ઇ. સ. ૧૮૭૭ ના જુનમાસની ૩૦ મી તારીખે જુનાગઢમાં થયો હતો, એટલે અત્યારે તેમને સાડત્રીસ વર્ષ થયાં છે. શ્રીમંત મહારાજ સાહેબ ગાયકવાડના આશ્રય નીચે રહી તેઓ હાલમાં એક ઉમદા પ્રકારની જન સેવા બજાવે છે. "જો દરેક જન સંપીલા બની કેળવણીનો સદ ઉપયોગ કરે તો ઘેર ઘેર નર રત્નો પેદા કેમ ન થઇ શકે! આ એક તેમનો જીવન મંત્ર કે મહામંત્ર છે રા. રા. વકતાએ પોતાની નોંધ પોથીમાં એક ઠેકાણે લખ્યું છે કે "આજ રોજ રા. લલિતની મુલાકાતનો અપૂર્વ લાભ મળયો, વાહ કેવું તેમનું સુખી કુટંબ? કેવાં તેના વિનયી, વિવેકી અને સંપીલા સ્નેહાળ બાળકો; આતું નામજ ઉચ્ચ જીવન.

"સ્નેહિ ભાઇ લલિતના જેવું પ્રાત્યેક મનુષ્યનું ગૃહ જીવન સુખી બને તો ગૂર્જરીમાં કેવો ઘેર–ઘેર આનંદ છવાઈ જાય" આ ઉપલી લાઇનો નો ઉતારો અમે રા. વકતાની નોંધ પોથીમાંથી કર્યો છે અને તે સર્વાંશે સત્ય છે.

તેમની ઉંચ પ્રકારની કવિત્વ શકિતમાં કાવ્યોમાં જ્યાં ત્યાં મનન કરવા યોગ્ય ઉંડા ભાવો દ્રષ્ટિગોચર થાય છે.

તેમની જન સેવાની કીંમતી ઘડીઓને ધન્યવાદ આપતા "ભાઇબંધ" ઇચ્છે છે કે તે કવિરત્ન દીર્ઘાયુષી થાઓ.

## ક. એમ. ઝીઅઅલી

(એડીટર–ભાઇબંધ.)

બધાના સંબંધી અધિપતિ કંઈક– કંઈક લખે અને તેના પોતાનાજ ચિત્રનો પરીચય અપાય નહી તે ઠીક નહીં એમ સમજી તેમની ઇચ્છા નહી હોવા છતાં પણ ફકત ન્યાય ખાતર કે વાંચકોના મન સંતોષવા સારૂ પણ તેના સંબંધી બે શબ્દો લખવાની મને ફરજ જણાય છે.

આ ભાઇબંધના યુવાન એડીટરનું વય તેત્રીસ વર્ષનું છે, જાત મહેનત

અને ખંતીલા પણાનું એક ઉત્તમ દ્રષ્ટાંત આપણને તેના જીવનમાંથી શીખવાનું મળે છે.

દેશ બાંધવો એટલે હીંદુ મુસલમાન હર કોઇ ઉપરનો તેનો સમાન ભાવ ખરેખર અનુકરણીય છે, દીન જનો તરફ તેનું હૃદય હમેશાં દ્રવ્યા કરે છે. માસિક ચલાવતાં સેંકડો રૂપીઆનું નુકશાન વેઠવું પડેલું, કેટલીક અણધારી મુસીબતો સહન કરવી પડેલી, છતાં કદી જન સેવા શબ્દ તેણે વિસાર્યો નથી. આવા બાહોશ નરને ધન્યવાદ શિવાય આપણે શું આપી શકીએ તેમ છીએ, વાંચકોને એવાનું હવે બાકી નહી રહ્યુ હોય કે પૈસાની દરકાર રાખ્યા સિવાય ફેકત વાંચક વર્ગને ઉંચ પ્રકારનુ વાંચન આપવા . માટે તેણે સારા સારા લેખકોથી મૈત્રી બાંધી આ વર્ષમાં દિવ્ય લખાણોથી ચળકતા બે ખાસ અંકો તેણે પ્રસિદ્ધ કર્યા છે ? ટુંકમાં આવા ઉદાર દીલના અધિપતિના સુકૃત્યોની કીમત આંકવાની વાંચકોનેજ વિનતિ કરી વિદાય થતો સેવક

## સદ્દગુણી
## સુલેમાની સ્પોર્ટસ.

આ ગ્રુપનું વજુદ શેઠ જી. એન. હકીમ સાહેબની ઉદારતાને આભારી છે. એ ગ્રુપમા નંબર ૧ નો ફોટો મજકુર શેઠનો છે. એમની કે મના વડોદરાના બાળકો મોટે ભાગે મુંબઇમાં "સરમાયા" નામના "બોર્ડીંગ" માં વરસમાં અગ્યાર માસ કેળવણી અર્થે રહી વેકેશનમાં વડોદરે આવે છે. એ બાળકોને ખુશ કરવા માટે મજકુર હકીમ સાહેબ દર વરસે કેટલુંક ખર્ચ કરી સ્પોર્ટનો મેળાવડો કરે છે, અને ઇનામો વહેંચી બીજવાની આપે છે. જે પ્રસંગે જમાઅતના ગૃહસ્થોને પણ એ બાળકોની નિર્દોષ રમત ગમત અને હુશિયારીઓ જોવાની તક મળે છે જેથી સારો આનંદ થાય છે. એવા એક વખતના સ્પોર્ટસની યાદગારી આ ગ્રુપ બતાવે છે જેમાં પહેલી લાઇનમા બાળકો ઇનામમાં મળેલી વસ્તુઓ સાથે બેઠેલા છે. જેમની પાછળ જ્ઞાતિના કેટલાક સારા સારા શેઠસ્થો નજરે પડે છે. તેઓમાના કેટલાકની સહેજ ઓળખ આપવાની અમો અતરે તક લઇએ છીએ

નં. ૧ આ સ્પોર્ટસના કર્તા શેઠ હાજી ગૌહરઅલી હાજી નુરૂદીન ઉર્ફે જી. એન. હકીમ સાહેબ પોતે છે. તેઓ એક ઘણાજ વિદ્યા વિલાસી ગૃહસ્થ છે. એવને મુંબઇમાં અંગ્રેજી, ફારસી અને દેશી ભાષાઓની કેળવણી લીધી છે. તેઓ કેટલાક વરસો સુધી જંગબારમાં સ્કુલ માસ્ટર રહી આવ્યા છે. ત્યા તેઓએ પોતાના ઉત્તમ ગુણોથી હેડમાસ્ટર તરીકે નિશાળના ચઢતા હોદ્દા સુધી ઉન્નતિ કરી, પોતાના સદ્દગુણોથી લાગતાવળગના અને સ્ટુડંટમનો ભારેચાહ મેળવ્યો હતો, ત્યાથી વતન આવ્યા બાદ વડોદરામાં તેઓએ દેશી અને વિલાયતી દવાઓની દુકાન ખોલી. એ વેહપારને તેઓએ પોતાના દઢ નિશ્ચય, પ્રમાણિકપણા, અને ઉંચ નિષ્ઠાથી એવો ઉત્તમ રીતે ખીલવ્યો છે કે જે વડોદરા જેવા વહેપાર કપોગમાં પછાત લેખાતા શહેરમાં ખરેખર ચકિત કરે તેમ છે. તેઓએ પોતાના ઉંચ ગુણોથી જે શાખ અને આંટ મેળવી છે તે ભાગ્યેજ કોઇ બીજા વેપારીને પ્રાપ્ત થતી હશે.

આવા કારણોથી તેઓ બેશક સારી કમાણી કરી શકે છે. એટલુંજ નહિં પણ તે નેક કમાઈનો ખરો ઉપયોગ પણ કરી જાણે છે. એક વખતે તેઓએ પોતાની જ્ઞાતના બાનુઓને બગીચામાં મિજબાની આપી સ્ત્રીઓને આરોગ્યતા વિગેરેના સુધારા અર્થે નો માર્ગ ખુલ્લો કરવાની પહેલ કરી હતી જેમાં મિજબાની ઉપરાંત ગાડીઓનો ભારે ખરચ તેમને થયો હતો, ઘણી વખત કોઇ ઉપયોગી ચોપાનિયાં કે નાની ચોપડીઓ તેઓના જોવા જાણવામાં આવતાં તેની ઘણી નકલો ખરીદ કરી મફત વહેંચી આપે છે. અને એવા પ્રકારના અગણિત લોક સેવા બજાવવામાં તેઓ ઘણી ઉદારતાથી કામ લે છે. સ્ત્રી કેળવણીના તેઓ મોટા હિમયતી છે. ખુલ્લુંજ છે કે એક માણસ એકલો શું શું કરી શકે પણ તેણે કરેલી પહેલને જાથુક માટે ઉપાડી લેવાનું કામ કોમના અન્ય શ્રીમંતોનું છે. હકીમ સાહેબ આવા કામો સાથે ઘણા ઉત્સાહથી ઉંચ વિધા પણ પ્રાપ્ત કરતા રહયા છે તેઓ અરબી ભાષાનું ઘણું સંગીન જ્ઞાન ધરાવે છે. એવા લાયક ગૃહસ્થને વડોદરાની અંજુમને ઇસલામે પોતાના સેક્રેટરી તરીકે પસંદ કરવામાં ખરેજ લાયકની લાયક પિછાણુ કીધી છે.

નં. ૨. મી. અબદુલહમીદ ગયાસુદ્દીન મુઝફ્ફરી) કલાર્ક ગવર્નમેન્ટ ઇકઝામીનર્સ ઓફીસ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે મુંબઈ, મેટ્રીક પાસ્ડ.

સુલેમાની કોમમાં એવન પણ એક ઉંચે ખાનદાનના બાહોશ નબીરા છે તેઓએ મજકુર સ્પોર્ટસની વ્યવસ્થામાં ઘણા ઉત્સાહથી ભાગ લીધો હતો. અને એ સંબંધની પોતાની માહિતીઓથી સ્પોર્ટસના કામને ઘણું ફતેહમંદ બનાવ્યું હતું. તેઓ ઘણો મળતાવડો સ્વભાવ રાખતા હોવાથી બહોળું મિત્ર મંડળ ધરાવે છે. નૈતિક હિમ્મતનો તેઓમાં એક ખાસ ગુણ જોવામાં આવે છે.

નં. ૩ જનાબ શમસુદ્દીન લુકમાનજી ફોટોગ્રાફર એવન સાહેબે પોતાના ધંધામાં જે કમાલ મેળવ્યો છે તેના પ્રતાપે વડોદરા અને અમદાવાદની પ્રજામાં તથા ગુજરાત અને કાઠીયાવાડના રાજા મહારાજાઓમાં ભારે પ્રશંસા મેળવી છે. તેઓએ પોતાના પુત્રને પણ પોતાના જેવાજ બનાવવામાં ભારે ખંતથી કામ લઇ તેમાં તેઓ ફતેહમંદ થએલા માલુમ પડે છે એવન પણ સારા વિદ્યાવિલાસી હોઇ ઊંચ ગુણો, સારૂં જ્ઞાન અને લોકપ્રિયતા ધરાવે છે.

નં. ૪ મરહુમ મિ. નિજામુદ્દીન સાહેબ જેઓ વડોદરા કોલેજમાં પરશિયન ટીચર હતા, તેઓ ઘણો મળતાવડો અને ખુશ સ્વભાવ રાખતા હોવાથી બહોળું મિત્રમંડળ ધરાવતા હતા. ત્રણેક વરષ ઉપર એકાએક હૃદય બંધ થવાથી તેઓ આ દુનિયા છોડી ગયા હતા—ઘણા લોકો તેઓને હજુ યાદ કરે છે.

૫. મી. એફ. સી. નિઝામી ભાઇબંધના અધિપતિના કેટલાક ગણત્રીના મિત્રો માંના એઓ પણ એક છે. કેટલીક વખત અધિપતિને મહીનાઓ સુધી બહાર ગામ જવું પડયું હતું ત્યારે એવને મિત્ર ફરજ બજાવી પોતાથી બનતી ભાઈબંધની સેવા કીધી હતી—હજુ પણ તેઓ દરેક રીતે ઉત્સાહથી ભાઈબંધના હિતારથે ઘણું કાંઇ કરે છે. તેઓ વાંચનનો ઘણો શોખ ધરાવે છે. અને પોતાની પુરસદનો

જીમ લાઇબ્રેરીમાંજ ગાળવામાં તેઓ એક ઉતમ મોજ માને છે.

૬ મી. દીલાવરઅલી મોહિમ અલી, એવન પણ એક ઉત્સાહી જવાન તથા અનાજના મોટા વહેપારીના વડા પુત્ર હોઇ તેઓ વડોદરાના વહેપારી મંડળના એક સભાસદ છે અને તેના કામોમાં આગળ પડતો ભાગ લેતા રહે છે.

૭. શેઠ અંબર હુસેન મોહીયુદીન પાલેજવાળા—એવન એક શ્રીમંત ખાનદાનના અંગ હોઇ, ચીન જાપાન વિગેરેમાં પ્રવાસ કરી આવ્યા છે. હાલ વડોદરામાં કાપડનો વહેપાર ઘણી ફતેહમંદીથી ચલાવે છે. આ ભાઇબંધ ઉપર તેઓ ઘણી પ્રિતિ રાખે છે.

૮ જનાબ મુલ્લાં કારામઅલી સાહેબ એવન એક ધર્મ ચુસ્ત વૃદ્ધ ગૃહસ્થ છે એઓએ પોતાની જીંદગીનો મોટો ભાગ વહેપાર અરથે આફ્રીકામાં પસાર કર્યોછે તેઓએ સુધરેલા દેશો જોયા છે અને તેથી હિંદને પણ સુધરેલું જોવાની ઘણી જીજ્ઞાસા રાખે છે. તેઓ જુના જમાનાંના હોવા છતાં નવા સુધારાઓના હિમાયતી છે જેથી આ જમાના મુજબની સભાઓ અને ક્રિયાઓમાં તેઓ ઉત્સાહથી ભાગ લે છે. એવા વયોવૃદ્ધ હોવા છતાં તેઓ વાંચનમા ઘણો વખત ગાળે છે. ભાઇબંધ ઉપર ઘણી માયા રાખે છે. અને ઘણા ખુશ મિજાજ હોવાથી સઘળી સોસાયટીમાં સારી પ્રીતી ધરાવે છે.

૯ જનાબ ફઝુલ હુસેન સાહેબ એવન ફારસી તથા અરબી ભાષા ઉપર સારો કાબુ ધરાવતા એક જુવાન ગૃહસ્થ છે. અને પોતાની વિદ્વતાને લીધે સોસાયટીમાં ઉંચો મોભો રાખે છે.

૧૦ મી. સદરૂદીન કમરૂદીન સાહેબ એવન પોતાના પિતાશ્રી અને મોટા ભાઇ મી. ઈનાયત હુસેન કમરૂદીનની સાથે રહી નાદોદમાં સરવે પ્રકારનો વેહેપાર અને કોંટ્રાકટ વિગેરેનો ધંધો કરતા હોઇ ત્યાંની પ્રજા અને રાજ દરબારમાં સારી લાગવગ ધરાવે છે.

૧૧ મી. ફીદાઅલી કમરૂદીન સાહેબ એવન હંમેશા ચીન ખાતે મુસાફરી કરે છે. અને ત્યાના હાંગકાંગ શહેરમાં રહે છે. તે પ્રસંગે તેઓ અતરે આવેલા હતા અને હાલ પણ થોડા વખતથી આવેલા છે. તેઓએ સ્પોર્ટસમાં સારી રીતે ભાગ લીધો હતો. અને ઘણા ખુશ સ્વભાવ રાખતા હોવાથી સોસાયટીમાં માનીતા છે. ભાઇબંધને ચાહનારાઓમાંના એઓ પણ એક છે.

**૧૨. મરહુમ મી. ભાઈમીયાં હસન અલી** આ જોડી મિત્રની યાદ કદી પણ ભુલી શકય એમ નથી તેઓ એટલા બધા રમુજી હતા કે કોઈ પણ મેળાવડો કે મીજબાની તેઓની ગેરહાજરીમાં તદન સુની જણાતી તેઓ પોતાના રમુજી અને ખુશ સ્વભાવથી ઘણી લોકપ્રિતી અને મોટું મિત્રમંડળ ધરાવતા હતા, એકાએક પ્લેગથી તેઓની અકાળ વફાત થઇ જવાનો ભારે ખેદ રહી ગયો છે.

૧૩ એન. એમ. મુનવવરી એવન એક ઘણાજ સદ્ગુણી અને વિદ્યા વિલાસી જવાન મિત્ર છે. તેઓ મુંબાઇમાં ડોકટરીનો અભ્યાસ કરે છે, એમની બાહોશી અને સદ્ગુણથી પ્રસન્ન થઇ શેઠ જી એન. હકીમ સાહેબે એમને પોતાના જમાઈ તરીકે સ્વીકાર્યા છે અને સ્પોર્ટની સઘળી વ્યવસ્થા એવનનેજ સોપી હતી; જે તેમની ઉત્તમ

મેનેજમેન્ટથી દરેક રીતે ફતેહમંદ નીવડી હતી—

## મી. એસ. સી. મુઝફ્ફરી.

એમનું પુરૂં નામ મહમદ સઇદ કંબર અલી મુઝફ્ફરી છે તેઓ એક ગ્રેજ્યુએટ હોઇ મુંબઇમાં એકાઉન્ટંટ જનરલની ઓફીસમાં ગવરમેંટ ઓડીટર નો હુદ્દો ધરાવે છે. મિનાઇ અને પરગજુપણું શું? તેનો પાઠ એમની સંગતથી મળી શકે છે. તેઓ ઘણાંજ માયાળુ, સદગુણી પરગજુ અને વિદ્યાવિલાસી પુરૂષ છે! આ ગરીબ ભાઇબંધને તો તેઓ કાંઇ અજબ મેહેરબાનીની નજરથી જુએ છે. તેઓએ બે વરસ ઉપર સરકારી રીતે હીસાબોની તપાસણી અર્થે ગુજરાતનો પ્રવાસ કર્યો હતો અને જ્યાં ત્યાં ઘણું માન મેળવ્યું હતું દિલગીરીની વાત છે કે તે પછીથી તેમની તબીયત સારી રહેતી નથી. વખતો વખત તેમને ડાકટરોની સલાહ મુજબ હવા ફેર માટે જવું પડે છે. કેટલાંક માસ તેઓ પંચગનીમાં રહી આવ્યા પછી હાલા પાછા આજારી હોવાથી દેવલાલીમાં હવા ફેર માટે જવું પડયું છે. ખુદાવંદે કરીમ બીજા ઓના ભલા અર્થે એવા સદગુણી શખ્શને તંદુરસ્તી સાથે લાંબી જીંદગી આપે એવી અમારી અંતઃકરણની યાચના છે.

## રાજયોગીનિ અને રાજયોગી.

આ પિકચરો "રાજયોગી" નામની વર્તાને બંધ બેસતા અમોએ સાંજવર્તમાન પત્રના એક જુના પનેતી નંબરમાંથી ચુંટી કાઢયા છે. સાંજ વર્તમાન નામથી કોઇ ખુણામાં રહેતું બાળક પણ અજાણ્યું નહિ હોય એ પત્રના સાહસીક માલીકો કેટલાક વરસથી દર વરસે પનેતીના અંકો ભારે ખરચ અને જેહમતથી પ્રગટ કરે છે તેમાં ઘણા ઉતમ ચિત્રો આવે છે તેમની પસંદગી એવી સરસ હોય છે કે તેમાંના ચિત્રો આજે અમને પણ કામ લાગ્યા છે. એ બીના ખરેખર તે પત્ર પ્રત્યે માનની લાગણી ઉત્પન્ન કરે છે.

અધિપતી.

---



---

 સચિત્ર માસિક ચોપાનિયું. 

# બાળબંધુ જેમાં ભેળવ્યું છે નુરરંગ.

પુ. ૮ મું. ] ફેબ્રુઆરી સન ૧૯૧૫. [ અંક ૨ જો.



કર્મવીર રા. મોહનલાલ કરમચંદ ગાંધી.

અધિપતિ-કે. એમ. જીવાઅલી—વડોદરા.

આ પત્ર ખુદાદાદ મુલાં જીવાઅલીએ "ધી ક્રેસન્ટ પ્રિન્ટીંગ વર્કસ" વડોદરામાં પોતાને માટે છાપી બાળબંધુ ઓફીસમાંથી પ્રગટ કર્યું. તા. ૧૦-૩-૧૫.

# આ અંકની અનુક્રમણીકા.





# ભાઇબંધનું વાર્ષિક લવાજમ,

## તથા જાહેરખબરોના ભાવ.



સ્થાનીક રૂ. ૧ા બહારગામ રૂ. ૧ાા

સ્કુલ લાયબ્રેરી અને સોસાયટીઓ માટે,

રૂ. ૧ા પોસ્ટેજ જુદું.

આ માસીકમાં ૧૨ માસ જાહેરખબર છાપવાના દર ૧ પૃષ્ઠના રૂ. ૨૫. ½ પૃષ્ઠના રૂ. ૧૩] ¼ પૃષ્ઠના રૂ. ૭] અગાઉથી લેવામાં આવશે.

હેંડબીલ વહેંચામણી ( ૧૫૦૦ કોપી ) રૂ. ૩ કેટલોગ વહેંચામણી ( દરેક પ્રતનું વજન તોલા ૧ાા થી વધુ ન હોય એવા ) રૂ. ૫ દીવાળીના ખાસ અંક સાથેની વહેંચામણીના સનાબા અને આન્ડ નંબર માટેના દોઢા ભાવ.

# કેટલીક સુચનાઓ.



૧ આ માસિક સર્વ મતોના સમાન વિચાર દર્શાવનારૂં છે પક્ષાપક્ષી ઉપર લક્ષ અપાતું નથી.

૩ ગમે તે કોમના નાના અથવા મોટા સારા લેખો લખે એવા લેખકોને ભાઇબંધ સદ પ્રેમ આમંત્રણ કરે છે.

૪ લખાણો સારા કાગળ ઉપર એકજ બાજુ સાહીથી ચોખ્ખા અક્ષરે લખી મોકલવા.

૫ કોઇ પણ લેખ પ્રસિદ્ધ કરવો અથવા પાછો મોકલવો કે નહિ તે અધિપતીની મરજી ઉપર છે.

૬ સમાજદ્રોહી લખાણો લેવામાં આવશે નહિ.

અધિપતિ.

# ભાઈબંધ.

મવલુદ શરીફનો ખાસ અંક.

જેમાં જોડાયલું છે

@ સન ૧૩૩૩ હીજરી. @

# નવરંગ.

❀ પુ. ૮ મું. ] ફેબ્રુઆરી સન ૧૯૧૫. [ અંક ૨ જો. ❀





### ત્રોટક

ભજજો, ભજજો, ભવમાંજ ભલે,
સુખ શાંતિ મળે, સહુ પાપ ટળે;
કરીયા ઉપકાર અનેક અર,
મુરખા કરતાં નવ પાપ હરે ૧
જગમાં જનમી કંઇ કાજ કરો,
ઇશથી હરનીશ નકીપ ડરો;
સુખી યાર કરો સુખીયા સહુને,
અરપી સરવે, તન ધામ કને,* ૨
બનજો બહુ ભાવ થકી ભગતો,
અટકાવી ધણો, અનયાવ× થતો;
સુખી જીંદગી ગાળી, સુખીજ થજો,
રણછોડ કહે ઇશને ભજજો. ૩

લેખક

શાહ રણછોડજી હરીવલ્લભ વડોદરા




### રાગ, મનહર.

કાય કાચા કુંભ જેવી, ફુટવાની ફટ એવી,
નજરે નીહાળે તોય, આળસે ઉંધાય છે;
તારો તોર તડાકામા, તોપથી તુંટી જવાનો,
પ્રભુ કેરી પ્રભુતાનો, પ્રતાપ પંકાય છે. ૧

સાર આ અસાર રૂપ, સંસારથી છુટવાને,
દયા દિનતામાં રહી, પ્રભુ જો ભજાય છે;
રહેર માલિકની મોટી, ખાલી ખાંત સહુ ખોટી,
*તારનાર મારનાર સર્વે એ કહેવાય છે. ૨

લેખક

શાહ રણછોડજી હરીવલ્લભ
મુ. વડોદરા

*કને=પાસે=હજર પાસે
×અનયાય=અન્યાય

* દરેક શબ્દના પહેલા અક્ષરો ભેગા કરવાથી એક માણસનું નામ થાય છે.

# વિરનાં વચન.

" અમ જીંદગી શા કામની ? રણ યુધ્ધમાં જો ના ઘુમ્યા, "
" અમ અંગ શાને સાંપડયાં ? રણ ઘાવ જો ના મેળવ્યા "
" રણ ઘાવ એ અમ લ્હાણ છે, રણમાં પડે અમ જીવતા, "
" માડી જણે રણ કાજતો, " રણમાં પડયાથી શું થયું ?
" મા બાપથી એ વારસો, મળતો—અમોને—વીરને
" મા બાપ જ્હેનાં વીરલાં, " અમ વીર ત્હેમાં શું નવું ? "
" વરતી અમોને બાલિકા, નહિ ભોગના ઉલ્લાસથી.
" અમ શૂરને પાનો ચ્હડાવા, શૌર્યના સૌભાગ્યથી,
" છોડયાં નથી જ્યાં મીંઢળાં, જો યુધ્ધ માંગું આવતું ?
" સ્વામી સિધાવો સ્નેહથી; " આ વિજય ટાણું આવતું "
" અમ દેશના અંદેશમાં, કચવાવજો કદિ છોડતાં
લ્યો શીર આ અળગુ કરૂં, રણ રંગમાં ખેલો પછી ! "

લેખક—" રમુજી "

# મહાન્ પુરૂષ અને મહાત્મા પુરૂષ.

સંસાર રૂપી રથ નિરંતર ચાલ્યો જાય છે. પહાડો ઉપર એક પેચદાર રસ્તો બનેલો છે, જે વાંકે ચુંકે થઈ, ઘટાદાર ઝાડો અને ફલદાર વૃક્ષોના અંતરમા થઈ, નિરંતર ઉપર ચાલ્યો જાય છે. રસ્તો કઠિન છે, કિન્તુ મનોહર છે. પૈદલ ચઢનારના પગ સુઝી જાય છે, કિન્તુ સોહામણા દશ્યનો અને શીતળ પવનનો જે આનંદ છે, તે સઘળા પરિશ્રમને ભુલાવી દેછે શરીર ઉપર ચઢવા ઈન્કાર કરે છે, કિન્તુ મન માનતું નથી એવો માર્ગ છે, જેના પર સંસારરૂપી રથ ચાલ્યો જાય છે. જોડેલા ઘોડા, જે તે રથને ઉપર ખેંચી રહ્યા છે, પ્રાયઃવિશ્રામ નથી લેતા. કદિ ધીમા, કદિ વેગથી નિરંતર ઉપર ચઢતા જાય છે. રથને ચલાવનાર સાચેત છે તે જાણે છે કે આ ઉપરની ચઢાઈમા થોભવું અને પડવું, શ્વાસ લેવો અને શ્વાસ મુકવો, એકજ વાત છે. 'ઉપર ચઢવું ચાલવું અથવા મરવું'ની કહેવત એવા સ્થાન પરજ ચરિતાર્થ થાય છે.

રથનો ચલાવનાર સાથી સચેત છે. ન ઊંઘતો નથી. પરંતુ તે આખર પુરૂષજ છે કદિ તેને પણ આલસ્ય આવી જાય છે, બસ, થોડીકજ આલસ્ય આવી જાય છે અને રથ પાછળ ખસે છે. જ્યારે ઘોડાઓએ આગળ વધવું છોડયું, ત્યારે પાછળની ગતિ આરંભ થઇ પાછળનો ધક્કો લાગતાજ સારથીની આંખો ખુલી જાય છે. સચેત થઇ સારથી ઘોડાને હંટર લગાવે છે, અને એક ધક્કા સાથે રથ આગળ દ્રુત ગતિથી વધી જાય છે ત્યાં નિર્બળતાથી પાછળની ગતિ થઈ ગઇ હતી, ત્યાં એક ધક્કા સાથે આગળની ગતિ થવાથી રથમાં બેઠેલા યાત્રી એક બીજાથી અથડાય છે, અને અથડાઇ "ભગવન્" 'ભગવન્' "ખુદા" "ખુદાનો" શોર મચાવે છે.

સંસાર રૂપી રથ ચાલી રહ્યો છે. જ્યાર સુધી તેની ગતિ નિરંતર ઉપર હોય છે, શાંતિ પૂર્વક સમય વ્યતીત થાય છે, કિન્તુ જહાં ક્ષણભર માટે ઉપરની ગતિ બન્ધ થઈ, અને રથ પાછળ ખસ્યો, કે સારથી ઘોડાઓને એકેક ચાબુક લગાવે છે. સંસારના નિયમજ એવા છે, કે જ્યાં ગતિ બન્ધ થઈ, ત્યાં પૃથ્વી પર એક એવા પુરૂષનો જન્મ થાય છે, જે ચાબુકનુ કામ કરે છે. ઊંઘેલા, આળસ્યમાં ડુબેલા, લોકોને એક ધક્કાથી જગાડવા, તેમને વેગ પુર્વક પોતાના રસ્તાપર લગાડવા, તે મહા પુરૂષ રૂપી ચાબુકનુ કાર્ય છે. આળસી રથમા ધક્કો વાગવાથી યાત્રીઓનું પરસ્પર અથડાવવું, પડવું, અને માથું કુટવું આવશ્યક છે. મનુષ્ય જાતિમાં પણ જ્યારે એક મહાન પુરૂષનો જન્મ થાય છે, અને તેનાં શુધ્ધ અને ઉન્નતિ કારી વચન પ્રજાના હ્દયમાં ઘૂસે છે, ત્યારે શાંતિપ્રિય, અર્ધા સૂતેલા મહાન પુરૂષ, આંખો ચોળતાં ચોળતાં કહ્યા કરે છે, કે " પરમાત્મા તે નાસ્તિકથી બચાવો, જગદીશ્વર તે ગ્રાહથી હમારી રક્ષા કરો. કિન્તુ સંસારની થોભેલી ઉન્નતિને ફરી સ્થાપિત કરવી, સુતેલા ઘોડાઓની લોગનિદ્રા નસાડવી, અને વિકાસના સિદ્ધાંતોમાં જાગૃતિ ઉત્પન્ન કરવી, તે મહાન

પુરૂષનું કાર્ય છે, તે તેને કર્યા સિવાય રહી શક્તો નથી.

અરબસ્તાનના નિવાસી અસભ્યતાની મુર્તિ હતા. પશુ પણ પોતે ઘર બનાવી રહે છે કીન્તુ તે એક સ્થાન પર પોતાને માટે પોતાનું ઘર બનાવવું પણ જાણતા ન્હોતા. ખુદા અને ધર્મ તેમને માટે એવોજ હતો જેવો અંધ માટે આરસી. એવા સમયે હજરત મોહમ્મદ સ. નો જન્મ થયો. દશા બદલાવા લાગી, અન્ધકારની જગાએ ખુદા-પરમેશ્વર વાદલાનો પ્રકાશ ફેલાવા લાગ્યો, અને જે અરબસ્તાન સુખતાનું સ્થાન હતું, તે દેશોનો ગુરૂ-શિરછત્ર થઈ ગયો. હજરત મોહમ્મદ સ૦ ને ઘર છોડી મદીના જવું પડયું, મુર્ખોને-નાસ્તિકોને સત્ય રસ્તો બતાવવા માટે જ્યાં ત્યાં ઉપદેશ આપવો પડયો, અને તે માટે ઘણું સહન કરવું પડયું, તે સૌ કંઈ નહિ હતુ ? અરબસ્તાનનો પાછળ પડતો રથ પહાડ ઉપર ચઢવા લાગ્યો, તેજ સૌ કંઈ હતું.

આર્ય જાતિની પ્રબળ નસોમાં શ્યામ કાળુ-રૂધીર-રક્ત-લોહી વહેવા લાગ્યું હતું ધર્મનું સ્થાન રિવાજે લીધું હતું, પરોપકાર અને વિદ્યાધ્યયન, પોતાનું સ્થાન પશુ હિંસા અને શૈતાનના ભક્ષના સમાન લાંબા લાંબા યજ્ઞાને આપી હિમાંલયની ગુફાઓમાં વિશ્રામ કરવા માટે ચાલ્યાગયા હતા. એવો સમય હતો, ત્યારે જાતિના રથને ચલાવવા માટે. બુધ્ધદેવે જન્મ લીધો. તેના સદુપદેશના કટકાથી પૈશાચિક સેનામાં ચળ પડી ગઈ. સૈનીકોના કરથી ઢીલા પડી ગયા, સૌને મળી ઘોષ કર્યો, કે હે કર્તાર ! હમને બચાવો! બુદ્ધદેવને નાસ્તિક કહેવામાં આવ્યા, કિન્તુ ચાણુકે પોતાનું કામ કરી ગયે અને જાતિ ઉન્નતિના માર્ગની અડચણો દુર થઈ ગઈ.

હજરત મોહમ્મદ સ૦ અને બુદ્ધદેવ સંસાર રૂપી રથમાં હંટરના સમાન હતા. ઇસા. અ. આ બન્નેને પરસ્પર એક બીજાથી મેળવનાર એક મહાન પુરૂષ હતા. એ ત્રણે મહાન પુરૂષોએ સંસારમાં ઉન્નતિનો માર્ગ સાફ કર્યો હતો. કુસંપ, અવિવેકને દૂર કરીને અને શુધ્ધ સામગ્રી એકઠી કરીને તે મહાન આત્માઓએ મનુષ્ય જાતિને મોહ નિન્દ્રામાંથી જગાડી. આજ સુધી તે મહાન પુરૂષોએ ફેલાવેલી સુગન્ધિત પુષ્પ-લતા પૃથ્વી-તલ પર લોકોને શાંતિ પ્રદાન કરી રહી છે. તે નિસ્સન્દેહ સત્ય છે. કે સત્યે પોતાનું કાર્ય કર્યું છે, અને આ મહાન પુરૂષોએ કરેલો કાર્યોમાં કંઈક અંશે દોષ આવી ગયા છે, તે મહાન મદાનએ બનાવેલા ઉદ્યાનમાં પણ કચરો દૃષ્ટિ ગોચર થાય છે, કિન્તુ તેથી ઉદ્યાન બનાવનાર માળીનું ગૌરવ ઓછું થયું નથી, થશે પણ નહિ. હ૦ મોહમ્મદ સ૦, ઇસા અને બુધ્ધ દેવ એવા માળી હતા, જેમનાં રચેલાં ઉદ્યાન આજસુધી લોકોનાં નેત્રોને તૃપ્ત કરી રહ્યાં છે અને કરતાં રહેશે,-પૃથ્વીની જીંદગાની સુધી સ્થિરતા. એ સત્ય પુરૂષોનું એક વિશેષ ચિન્હ છે.

અઢારમી સતાબ્દિના અન્તમાં ફ્રાન્સ દેશની દશા વિચિત્ર હતી. બધી સામાજીક સંસ્થાઓ અવ્યવસ્થિત હતી. ક્રાન્તિએ ઉપરના નીચે અને નીચેના ઉપર કરી દીધા હતા. અશાંતિએ ચારે ભુજાઓ ફેલાવીને દેશને દબાવી દીધો હતો. ફ્રાન્સ દેશના રથનુ પર્વત પર ચઢવું બંધ પડયું હતું એવા સમયમાં એક હ ટરની જરૂર હતી, જે તેને સીધે રસ્તે ચઢાવે. ફ્રાન્સના ઘોડા તે સમય સુઈ ગયા ન્હોતા, કિન્તુ જોશમાં આવી રથને ઝાડી કાંટાઓમાં લઈ નાખ્યા હતા. તેમને સીધે રસ્તે ચઢાવવા માટે એક પ્રેરકની

આવશ્યકતા હતી. તેવા સમય, નેપોલીયન બોનાપાર્ટનો જન્મ થયો. નેપોલીયને તોફાની ઘોડાઓને સીધે રસ્તે લઈ જવાનો યત્ન કર્યો. તેણે પરિશ્રમ કર્યો કે ફ્રાન્સ પોતાના પુર્વ ગૌરવ અને વૈભવને ફરીથી પ્રાપ્ત કરે. મનુષ્યની કેવળ માનસિક અને શારીરિક શકિતઓ, જયાં સુધી જઈ શકે છે, આ અસાધારણ મનુષ્યની, ત્યાં સુધી ગતિ હતી. આ અસાધારણ ફુટ વાગતાંજ ફ્રાન્સ ગભરાયું, કિન્તુ સંસારના નિયમ પોતાનું કાર્ય કરી જાય અને ફ્રાન્સને પોતાનો રસ્તો બદલવો પડયો.

ચન્દ્રગુપ્ત મૌર્ય ભારત વર્ષનો એક પ્રતાપશાળી રાજા થઇ ચુકયો છે. અનેક બળહીણ શાસકોએ નિર્બળ શાસને ભારતનું સર્વ નાશ કરી રાખ્યું હતું. ઉત્તરથી આવતી સિકંદર રૂપી આંધીની ગુંજ વ્યાસા નદીના કિનારા ચુમી રહી હતી, ભારતના ખુણે ખુણામાં આ અસાધારણ શસ્ત્રધારી નાશકોનો ચળકાટ ઝળકી રહ્યો હતો જે સમય ચંદ્રગુપ્ત મૌર્યનો ભુરત ભુમીપર આવતાર થયો. તેણે કેવળ ન મધ્ય ભારતને જીતી લીધો, સાથેજ તેણે પંજાબ અને અફગાનિસ્તાનના મેદાનો સુધી પણ પોતાની સત્તા જમાવી. ન્હાના ન્હાના રાજાઓની નિર્બળ ભુજાઓ પરથી ખસની વિજય ધ્વજ, તેણે, પોતાના સ્થુળ બાહુઓ પર લઇ લીધી. ચંદ્રગુપ્તે ભારતના પાછળ ખસતા રથને રોકી દીધો અને પોતાનું નામ વર્ષોને માટે સ્થિર કરી દીધું.

એકવારે રાજપુત અને મુસલમાનને એક ભાંડુ તરીકે ગણી પોતાની ન્યાયપરાયણતા બતાવી આપી, અને રાજપુતોને મુસલમાનો કરતાં ઉચ્ચા દોખા આપી પોતાની ઉદારતા પ્રતિત કરી. મુસલમાન અને હિંદુ બન્નેની સાહયતાથી ભારતનો રથ મકકમ પણે પર્વતો પર ચઢવા લાગ્યો અકબર ન્યાય-ઉદારતા-શુરતા બતાવી પોતાનું નામ ઇતિહાસમાં સોનાના અક્ષરે લખાવી ગયો.

તે ત્રણેય મહાન્ પુરૂષ હતાં તેમણે પણ ઉજડ મેદાનમાં બાગ બનાવવાનો પ્રયત્ન કર્યો હતો, કિન્તુ આજ તેમના બનાવેલા બાગમાંનું એક પાંદડું પણ શેષ નથી, કોઈ ભાંગી તુટી દીવાળ પર એક લતા પણ બાકી નથી. નેપોલીયન આજ કન્દનું નામ છે, કિન્તુ તેના ભકતોની સંખ્યા હાવે નામ શેષ છે. ચન્દ્રગુપ્તના કાર્યનું કોઇ લક્ષણ પણ શેષ નથી. અકબરનાં કર્યો ભુસાઇ ગયાં છે. નેપોલિયન, ચંદ્રગુપ્ત અને અકબરનાં નામ સ્થિર છે, કિન્તુ કાર્ય શેષ નથી. માળીઓનાં નામ પક્ષિઓની જીભ્હાપર છે, કિન્તુ ઉ તેની અંદર ચાખવા માટે ફલ-ફુલનું નામ પણ નથી.

હજરત મોહમ્મદ સ૦, ઇસા અ૦ અને બૈધ્ધ દેવ પુણ્ય પુરૂષ હતા, તે મહાન પુરૂષ હતા, તેમણે મનુષ્ય જાતિના પાછળ હઠતા રથને સંભાળ્યો હતો. તેમણે જે ગતી તે રથને આપી, આજ પણ તેની માત્ર શેષ છે. આજ પણ તેમનાં કરેલાં કાર્યોનો મહીમા ક્રિયામાં વીધમાન છે. નેપોલીયન, અકબર અને ચંદ્રગુપ્ત પણ મહાન પુરૂષ હતા, તેમણે જાતીય રથને ધક્કો આપ્યો હતો, કીન્તુ તે 'ધકકાનો' કોઇ પણ ભાગ શેષ નથી. નામજ નામ શેષ છે. મનુષ્ય જાતીનો ઇતીહાસ લેખક, હ૦ મોહમ્મદ સ૦, ઇસા અ૦, બુધ્ધ દેવને મહાત્મા પુરૂષના નામથી અને

નેપોલીયન, અકબર તથા ચંદ્રગુપ્તને મહાન પુરૂષના નામથી લખે છે, આ સંજ્ઞા ભેદમાં શું નીમીત છે? જે સંસારમાં એક સ્થાયી મકાન બંધાવી જાય છે. કાર્યની સ્થીરતાજ તે સંજ્ઞા ભેદમાં હેતુ છે.

મહાત્મા પુરૂષને કહેવાય છે કે જે સંસારમાં એક સ્થાયી મકાન બંધાવી જાય છે. જાતીય અથવા ધાર્મીક સંસારમાં નવીન ભવન ઉભું કરનાર મહાન આત્માજ મહાત્મા કહેવાય છે. મહાન પુરૂષ તે કહેવાય છે જે, યદ્યપી ઉન્નતીના માર્ગને કંટક શીવાયનું કરવામાં સાહાયક હોય છે, કિન્તુ તેમના કાર્યમાં સ્થીરતાજ હોતી નથી, સ્વભાવત તે પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે તે ભેદમાં કયો હેતુ છે? જે મનુષ્ય મહાત્મા પદવીને પામે છે; તેમના માં કયું વીશેષતા હોય છે! કોણ કહી શકે છે કે નેપોલીયનની માનસીક તથા શારીરિક શકિતઓ હ૦ મોહમ્મદ સ૦ થી કમ હતી, તો પણ હ૦ મોહમ્મદનું કાર્ય નેપોલીયનથી કંઇ ગુણાધીક સ્થાયી થયું છે. તે કહેવું કઠીન છે કે ઈસા૦ અ૦ અને સીકંદરમાંથી માનસીક શકતીઓ કોની વધુ હતી, કિન્તુ તેમના કાર્યો તરફ દ્રષ્ટી કરો, જ્યાં લાખો બલ્કે કરોડો માણસ આજ ઇસા અ૦ નું પ્રાતઃ સ્મરણ કરે છે, ત્યાં સીકંદરના નામનું ચીન્હ પણ નથી.

મહાન પુરૂષ અને મહાત્મા પુરૂષની શારીરીક તથા માનસીક શકતીઓની પરીક્ષા કાર્યની સ્થિરતાના ભેદને સમજી શકતી નથી; ત્યારે પછી શા માટે શોધ કરીએ?

ઉપર્યુક્ત સૌ અસાધારણ આત્માઓનું ચરીત્રનું અનુશીલન હમોને બનાવે છે કે ભેદ માનસિક અથવા શારીરિ શકિતઓમાં નહિ, કિન્તુ આત્મિક શકિતઓમાં. મહાત્મા લોક તે કહેવાય છે જેમનો આત્મા અન્ય મહાન પુરૂષોથી અતિ પ્રબળ હોય. ઇસા અ૦નો આત્મા મહાન હતો સિકંદરનું મન અને શરીર ગમે તેવું પ્રબલ કેમ ના હોય; કિન્તુ તેનો આત્મા પ્રબળ હતો. તે શરાબ દારૂ અને વીષય-ભોગની વાંચ્છના તજી શકતો ન્હોતો. બીજાઓની ભલાઈ માટે પોતાની ભલાઈનો ન્યોચ્છાવર કરી શકતો ન્હોતો બુધ્ધદેવની તરેહ એક મૃત્ય વશ થતા પ્રાણીના રક્ષણ માટે તે પોતાના શરીરમાંથી ટુકડો કાપવા તૈયાર ન્હોતો થઇ શકતો તે છે ભેદ. જે મહા પુરૂષો અને મહાત્મા પુરૂષોના કાર્યની સ્થિરતામાં આટલો દ્રશ્ય-તીવ્ર ભેદ હતો.

મ્હોટી મ્હોટી અસાધારણ શકતીઓથી સંપન્ન પુરૂષ સંસારના રથમાં સ્થાયી ધકકા આપી શકતો નથી, જ્યાર સુધી તેમના અંદર આત્મીક બળ ના હોય. આત્મીક બળ, વાસ્તવીક ઉન્નતીનો રસ્તો ઉઘાડનારને માટે, આવશ્યક છે. આ બળના સામે ઘણુંજ શારીરિક અથવા માનસિક બળ ધરાવનાર મનુષ્ય પણ નીસ્તેજ થઇ જાય છે. તેજ બળ છે, જે મનુષ્ય સમાજના શરીરમાં હૃદયનું કાર્ય કરે છે. તે લોકોના નામને ધન્ય છે, જેમણે પોતાના આત્માને શકિતવાન બનાવ્યું અને અને સંસારના ઉન્નતી રૂપી રથને સ્થીર ધકકો આપ્યો છે.

અ-દીવાન.

---

# પત્રકાર પુરાણ?

( એક રસમય નવલકથા. )

લેખક—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર મૅનેજર, કથાકુંજ-અમદાવાદ

## પ્રથમ અધ્યાય

### પ્રકરણ ૧ લું




ત્રિના નવ વાગ્યાનો સુમાર થયો હતો. શિયાળાની રાત્રી હોવાથી ઠંડી ઘણી પડતી હતી આકાશ સ્વચ્છ અને ચાંદનીથી પ્રકાશિત હતું. ચંદ્રમા પૃથ્વી ઉપર અમૃત ધારા વરસાવી રહ્યો હતો. આવા સમયે અમદાવાદ સ્ટેશનના પ્લેટફોર્મ તરફ આપણે નજર કરીએ મુંબઈ તરફ જનાર ગુજરાત મેઈલને આવવાને માત્ર હવે દશ પંદર મિનિટનો વિલંબ છે ઘણા ખરા પાશ્ચાત્ય પોશાકમાં તણાયલા અપ ટુ ડેઈટ ફાકડા યુવકો આંગ્લ વસ્ત્રોથી વિભુષિત થઈ હાથમા સ્ટીકને હલાવતા હલાવતા મુગ્ધ નેત્રોએ કોઈ સુર સુંદરીની શોધ કરતા વ્યાકુળ ચિત્તે આમ તેમ ફરતા હતા; તથા ધુમ્રપાનથી પુણ્યનો સંચય કરતા હતા. કોઈ કોઈ આંગ્લ યુવક પોતાના હાથમા રૂપસી મેડમનો હાથ પકડી સ્મિત હાસ્યથી વાર્તાલાપ કરતો ફરતો હતો. વ્યાપારી મનુષ્યો શાલને ઓઢી સ્થિર ચિત્તે પલેટ ફોર્મ ઉપર મુકેલા પોતાના સર સામાન પાસે ઉભા રહી ટ્રેનના આવવાની રાહ જોતા હતા.

અલ્પ સમ નાં ઘંટ વાગ્યો તથા જોત જોતામા મેઈલ ટ્રેન પ્લૅટફોર્મ ઉપર આવી પહોંચી ઉતાવળા જનારા મનુષ્યો, ભાડાની જગ્યા ખાલી કરનારાઓ એ જગ્યા ખાલી કરે તે પહેલાજ જાણે બાપ દાદાનો વારસો મેળવવનો અધિકાર હોય એવા ભાવથી ઉતાવળા ઉતાવળા ટ્રેનમાં ચઢી બેઠા ઉતરનાર મનુષ્યો ઉતરી, ડોર પર ટીકીટ આપી સ્ટેશનની બહાર ચાલવા ગયા. પાંચ મિનિટને માટે શાંતિની સ્થાપના થઇ એવામા ટ્રેન ઉપડવાનો ઘંટ થયો. સીટી થઈ. સીગનલ ડાઉન થયું, પરંતુ એવામાં એકાએક એક ત્રીસેક વર્ષનો કાળા રંગનો તરૂણ હાંફતો હાંફતો દરવાજામાં સ્વદેશી પાકીટ લઇ ટ્રેનમા ચઢવા લાગ્યો પોર્ટર તેને રોકવા ગયો તેના હાથમાં બે પૈસા હિંદુસ્થાની ચેરીમેરીના આપી તે એક ડબ્બામાં ચઢી બેઠો, અને તે સાથેજ ટ્રેન સ્ટાર્ટ થઈ.

જે ડબ્બામા આપણો તરુણ ચઢયો

તેમાં માણસોની સંખ્યા ૧૨ ઉપરાંત હોવાથી બ્રિટિશ કાયદા પ્રમાણે તેમને નિરૂપાયે ઉભા રહેવું પડયું એક વાણિયાએ થોડા સમય સુધી શાંત રહી આપણા તરૂણને પ્રશ્ન કર્યો:-"સાહેબ ! કયાં જવું છે ?"

આ પ્રશ્ન સાથેજ આપણા તરૂણનું મુખ લાલચોળ થઇ ગયું. તેના ક્રોધની સ્ટીમનો પાવર ઘણો વધી ગયો તેણે ગુસ્સામાંજ કહ્યું:-" અફસોસ કે તમારા જેવા ભારત વાસીઓ માનનીય મહાશયને બદલે સાહેબ શબ્દનો ઉચ્ચાર કરે છે. ગુજરાતી સાહિત્યની તેમજ પરાપુર્વથી ચાલતા આવેલા સનાતન ધર્મની કીંમત તમારા જેવા વર્ણશંકર શબ્દોનો ઉપયોગ કરનારા મનુષ્યોએજ કરી છે. શું તમને સાહેબ સિવાય બીજો કોઇ શબ્દજ નથી મળી આવતો "

વાણિયો પણ કાંઇક ખ્હીડાઇ તો ગયો, છતાં આપણા તરૂણની મુર્ખતા જોઇ તેને મનમાંને મનમાં કાંઇક હસવું પણ આવ્યું, તેથી તેણે પોતાનો મનોભાવ છુપાવીને કહ્યું:-"સાહેબ સિવાય પણ સંબોધનમાં વાપરવા જેવા ઘણા શબ્દો છે, જેવા કે મિસ્ટર, રાવ સાહેબ, વગેરે"

"એ તમારા મિસ્ટરને હવે મુકી દો અને અર્વાચીન કાળમાં મૃત પ્રાયઃ થઇ ગયેલી આપણી સંસ્કૃત માતૃભાષાનો ઉદ્ધાર કરો."

વાણિયાએ વિનોદ મેળવવા ખાતર તરૂણ ઉપર પોતાનો તિરસ્કાર આવ્યા છતાં પણ તેની સાથે વાતચિત કરવી ચાલુ રાખી. તેણે કહ્યું:-" ભાઇ ! સંસ્કૃતનું મ્હને ગોઝું જ્ઞાન નથી, તેથી જેવું આવડે છે તેવું બોલું છું; કારણ કે હું નિશાળમાં માત્ર ગુજરાતી પાંચજ ચોપડી ભણ્યો છું. ત્યાર પછી એક શેઠીઆને ત્યાં ગુમાસ્તા તરીકે રહ્યો અને નામુ ઠામુ શીખ્યો, ધીમે ધીમે વ્યાપારમાં મ્હારી નજર પહોંચી અને હું સાહસ ખેડી વ્યાપારી લાઇનમાંજ પડયો; હમણાં હું મુંબઇમાં કેશવદાસ શેઠની દુકાને મુનીમ છું તથા મહિને સો રૂપિયાનો પગાર મેળવું છું મ્હારૂં નામ લક્ષ્મીલાલ છે."

આપણા તરૂણે પણ ઉપરોક્ત વ્યાપારીના પૃછયા સિવાય કહ્યું:-"મહાશય ! માફ કરજો તમારો અભ્યાસ તેમજ યોગ્યતા જાણ્યા સિવાય મ્હેં તમને બે શબ્દો વધારે પડતા કહ્યા છે. આપણા ગુજરાતીઓની સ્થિતિજ એવી છે કે, તેમને જોઇએ એવું ઉચ્ચ પ્રકારનું શિક્ષણ તેમની શરૂઆતના જીવનમાં મળતું નથી, અને તેને પરિણામેજ આપણી ભાષા વર્ણશંકર થઇ ગઇ છે. હું ધારૂં છું કે મારૂં નામાભિધાન જાણવામાં આવ્યેથી, મ્હારા જેવા એક મહાન સમર્થ પત્રકાર સાથે તમારી ભેટ થઇ છે તે જાણી તમને અપૂર્વ આનંદ થશે. મ્હારૂં નામ શ્રીમાન માન્યવર ગણેશ પ્રસાદ હરિપ્રસાદ શર્મા છે. હું 'કથા-સાગર' નું સુપ્રસિદ્ધ પ્રતાપી માસિક પત્ર ચલાવું છું મ્હારી વિદ્વતા દેશ વિદેશ વિખ્યાત છે. હું ધારૂં છું કે, તમે માસિક-પત્રો તેમજ પુસ્તકો વાંચવાનો વિશેષ વ્યવસાય રાખશો તો તમારી ભાષાની વર્ણશંકરતા દૂર થશે"

"હાજી, આપની સુચના લક્ષમાં લેવા જેવી છે. જો હરકત ન હોય તો આપ આપનું માસિક પત્ર મ્હારા ઉપર મોકલજો. વારૂ પણ આપ અહિં એમને સંકડાશતો છે, પરંતુ આપનો સમાવેશ થશે ખરો; કારણકે આપનું શરીર ઘણું દુર્બળ જણાય છે"

ગરૂપે લક્ષ્મીલાલની પાસે બેઠાનાં એમ કહ્યું.—' હમેશાં ભેજાં સાથે મહેનત કરનારાઓનું શરીર ક્ષીણ હોય છે વળી મજબુત શરીર હોવું એતો પશુવૃત્તિ છે. જેઓ ઘણા હૃષ્ટપુષ્ટ શરીરના અને નિરોગી મનુષ્યો છે તેઓ પશુ જેવાજ છે."

આ વાત લક્ષ્મીલાલને રૂચી નહિ તેણે કહ્યું:—મહાશય ! હું ધારૂં છું કે આપનો આ મત કાંઈ ભુલ ભરેલો છે. જેમ શરીર બળવાન અને નિરોગી હોય છે તેમજ કદરના શક્તિ પણ વિશેષ સતેજ હોય છે. ઘણા સાધુ મહાત્માઓ કે જેઓ વેદ વેદાંત અને દર્શન શાસ્ત્ર વગેરેમાં કુશળ હોય છે તેઓ પણ ઘણા બળવાન હોય છે. શું તમે તેમની તુલના પશુઓની સાથે કરી શકશો કે ? "

ડબ્બામાં બેઠેલા સઘળા મનુષ્યો આ વાતચિત સાંભળી આનંદ પામતા હતા. તથા જેમ જેમ વાતચિતનો પ્રવાહ વિશેષ વહેતો હતો તેમ તેમ પ્રશ્નોતરો સાંભળવાને સવિશેષ આતુર જણાતા હતા. પત્રકાર મહાશય લક્ષ્મીલાલને શો ઉત્તર આપવો તેની મ્હોટી વિમાસણમાં પડી ગયા છેવટે કોઈ ઉત્તર નહિ સુઝવાથી તેમણે કહ્યું:—
" જુઓ, હરકોઈ નિયમને અપવાદ તો હોય છેજ; અપવાદથી કાંઈ નિયમ અસત્ય ઠરી શકતો નથી. સાધુ સંન્યાસીઓનાં શરીર મજબુત હોય છે તેનું કારણ એ છે કે તેઓને ગફલતિયા ભોજન અર્થાત મા લપુઆ, દુધપાક વગેરે ઝાપટવાને મળે છે, અને તેથી તેઓનો બાંધો મજબુત થાય છે જેવી રીતે પશુઓનો ખોરાક પણ વધારે હોય છે તેમ સાધુઓનો ખોરાક પણ છગનીઆના દુષ્કાળ જેવો હોય છે. તેથી પશુઓ અને સાધુ સંન્યાસીઓ પણ સમાનજ છે. સાધુ સંન્યાસીઓ જે જ્ઞાન ધરાવતા હોય છે તે ' પઢો પોપટજી અચલેરામ ' જેવું એટલે કે માત્ર ઉપલક્રિયા હોય છે. એ જ્ઞાનથી આપણે અંજાઈ જઈ તેમની મોદક વૃત્તિને ઉત્તેજન આપવું જોઈએ નહિ; વારૂ પણ આપ મુંબઈ જાઓ છો કે ? "

હું દીવાળી ઉપર મુંબઈથી શેઠની રજા લેઈને ઘર તરફ આવ્યો હતો. ત્યાર પછી તબિયત કાંઈક બીમાર થઈ ગઈ તેથી અત્યાર સુધી રોકાઈ રહ્યો હતો હવે થોડો ઘણો આરામ થઈ ગયો છે તેથી ફરીથી કામ ઉપર હાજર થવાને જાઉં છું "

" ઠીક ઘણું સારૂં. મ્હારૂં માસિક મ્હારી પાસેજ છે તેનો એક અંક હું તમને આપું છું. વાર્ષિક લવાજમ માત્ર બે રૂપિયા છે. જો હમણાં સવડ હોય ને આપી દેશો તો હરકત નથી. ચાલુ વર્ષના બાકીના અંકો તમને થોડા દિવસમાં અમદાવાદથી મોકલી આપીશ. મ્હારે હમણાં વડોદરા જવાનું છે."

" વડોદરે કાંઈ કારણને લીધે જવું પડતું હશે ! "

" હા; અમારા માસિકના એક વિદ્વાન લેખકની બ્હેનનો વિવાહ પ્રસંગ છે, એટલે ત્યાં જવું પડે છે. કારણકે એ લેખક નિઃસ્વાર્થ ભાવે અમારા માસિકની સેવા બજાવે છે. "

" આમ કહીને પત્રકાર મહાશયે પોતાના ખિસામાંથી એક " કથા સાગર " નો અંક કાઢી લક્ષ્મીલાલના હાથમાં મુકયો અંક લઈને લક્ષ્મીલાલે કહ્યું:—" બાકીના અંકો આપ વી. પી. થી મોકલી આપવાની કૃપા કરજો આ મ્હારૂં ઠેકાણું છે. "

લક્ષ્મીલાલે પત્રકાર મહાશયના હાથમાં એક કાર્ડ મુકયું. પત્રકાર મહાશયે થોડા સમય સુધી કાંઈ વિચાર કરીને કહ્યું.—"જો કે તમારા જેવા ગૃહસ્થનું

લવાજમ વર્ષ પુરૂં થયા પછી આવે તો પણ હરકત નથી; પરંતુ ગાજે અગ્નિ રથની ઉતાવળમાં હું સ્વગૃહેથી દ્રવ્ય લેવાનું ભુલી ગયો છું. માત્ર એક રૂપિયો હતો તેમાંથી ટીકીટ કઢાવી; હવે માત્ર ચાર આના અવશેષ છે. તેમાં વિવાહ પ્રસંગે ત્યાં જઇને રૂપિયો ચાંદલો પણ કરવો પડશે તેથી હમણાં લવાજમ આપો તો ઉપકાર થશે."

'તરતજ લક્ષ્મીલાલે પોતાના ખિસા માંથી પાંચ રૂપિયાની નોટ બ્હાર કાઢી અને કહ્યું:—મ્હારી પાસે છુટા રૂપિયા નથી પાંચ રૂપિયાની નોટ છે, અને બીજી બે ગિનાઓ છે"

પત્રકાર મહાશયે કહ્યું:-"તેમાં શી હરકત છે. વડોદરા સ્ટેશને અગ્નિરથ ઘણા સમય સુધી ઉભો રહે છે હું પાંચ રૂપીયાની પત્રીકા વટાવી બે રૂપીયા લઇ બાકીના ત્રણ તમને પાછા આપી જઇશ."

'લક્ષ્મીલાલે પાંચ રૂપિયાની નોટ પત્રકાર મહાશયને આપી. જોતજોતામાં વડોદરા આવી પહોંચ્યું પત્રકાર મહાશય સ્વદેશી પાકીટ લઇ ડબ્બામાંથી નીચે ઉતર્યા તથા તેમણે લક્ષ્મીલાલને કહ્યું:—"મહાશય ! હું હમણાંજ બહારથી ત્રણ રૂપીયા આપને લાવી આપું છુ"

આમ કહી પત્રકાર મહાશય ચાલ્યા ગયા દશ મિનિટ વીતી ગઇ તો પણ તેઓ ત્રણ રૂપીયા લઇને પાછા આવી શકયા નહિ. લક્ષ્મીલાલ પણ રાહ જોઇને થાકી ગયો, છેવટે તેણે નિરાશ થઇ કપાળે હાથ મુકયો અને ટ્રેન ઉપડી.

# બાનુઓનો બાગ.

## બેવફા માશુકને

હતો જે પ્રેમ પહેલાંને હજુ કાયમ હૃદયમાં છે.
મુખે છે બોલ એ નાએ છતાં આચર જુદો છે ૧
ઉછાળે દીલ દોડીને હતું જે ભેટતું પ્રેમે
કહીં એ સ્નેહ અદરતે ! બધો આચાર જુદો છે ૨
ઘડીના દેખતાં દિલમાં થતી અધિરાઈ ભેટની
કહો છે દીલ દિવાનું એ ! બધો આચાર જુદો છે ૩
"દિલાની જીંદગી ભરની હું તારી પ્રાણ થૈ ચુકી"
ભુલી એ પ્રેમ મંત્રોને થયો આચાર જુદો છે ૪
અરેરે ! પ્રેમ કરતાં તો હતા જુદાજ કંઈ શબ્દો
હતો હૈયે જખમ ઉંડો હવે આચાર જુદો છે ૫
ઠગોના વ્યર્થ સમજાવી હૃદય ભોળા ભુલેલાને
કહે દીલ ઓળખી દીલને થયો આચાર જુદો છે ૬
નહિ આ પ્રેમનુ વર્તન નહિ આ પ્રેમના ચાળા
ખરાં દુનિયા મહી પ્રેમી તણો આચાર જુદો છે ૭
કહોને દીલ ખોલીને છુપાવો વ્યર્થ કાં પડદે
હતો આચાર જુદોને થયો આચાર જુદો છે ૮

રતનલાલ ગોર્વધનદાસ ઠારવાળા.
બી એ. એલ. એલ. બી.

# ફ્લૉરેન્સ નાઇટિંગેલ.

( ભાઇશંકર એન. ગજ્જર-આંગા )

આ વિદુષી સન્નારીનો જન્મ ઈ૦ સ૦ ૧૮૨૦ ફ્લોરેન્સ નગરમાં થયો હતો. ઈટાલી દેશમાં ફ્લોરેન્સ એક સુન્દર નગર છે. ઈ૦ સ૦ ૧૮૭૦ પહેલાં આ નગરમાં ઇટાલીની રાજ્યધાની હતી. નાઇટિંગલના પિતાનું નામ વિલિયમ એડવર્ડ નાઇટિંગલ હતુ ત્હેઓ લીદર્ટસમાં રહેતા હતા૦ ઇગ્લાંડના ડર્બિશાયર ભાગનું એક ગામ છે. માતા પિતાની ઇચ્છાનુસાર ફ્લારેન્સને ગણિત અને ગાયન કલા સંપૂર્ણ રીતે શિખવવામાં આવી હતી. ઇગ્લાંન્ડમાં મ્હોટા ઘરની યુવતીઓમાં જે ગુણોની આવશ્યકતા હોય છે તે સૌ ગુણો સન્નારી નાઇટિંગલમાં હતા. એટલુંજ નહિ પણ પોતાના સમયની યુવતીઓથી કંઇ વાતોમાં વધી જતી અંગ્રેજ હોવાના લીધે અંગ્રેજી ભાષા તે સંપૂર્ણ જાણતી હતી. તે શિવાય યુરોપની અન્ય કોઇ પણ ભાષામાં ત્હેની નિપૂર્ણતા કમ ન્હોતી. બાલ્યા વસ્થાથી ત્હેનો સ્વભાવ પરોપકારી હતો. જ્ય્હારે ત્હે એકવીસ વર્ષની હતી ત્ય્હારે પિતાના સઘળા ધનની માલિક થઇ હતી. જો તે ઇચ્છત તો તે પોતાનુ જીવન વ્યતીત કરી શકત. પરન્તુ પરોપકારજ ત્હેને પરમ પ્રિય હતો; ત્હેનું દ્રવ્ય અને સમય દીન-દુઃખીઓની સાહ્યતામાં વિશેષ કરીને વ્યય થતો હતો દરદીઓની સેવા શુશ્રુષા કરવાનુ ત્હેને બહુ પ્રિય હતુ. અને, કેવળ આજ કામ શિખવાને માટે ત્હેણે આખા યૂરોપમાં ભ્રમણ કર્યું આ ભ્રમણમાં તે તે સ્થાનોમાં ગઇ જયાં કંઈ પ્રકારના રોગ ફેલાયેલા હતા. ત્યાં તે રોગીઓની શુશ્રુષા કરતી હતી. ૧૮૫૪ ઈ. માં ઇંગ્લાંડ અને રૂસની વચ્ચે, ભયંકર યુધ્ધ શરૂ થયુ તે સમયે ઈંગ્લાંડથી ૨૫૦૦૦ સિપાઇઓ યૂધ્ધમાં મોકલવામાં આવ્યા. અદ્યાપિ અંગ્રેજ સૈનિક સારા યોધ્ધા હોય છે, તથાપિ કંઈ વરસોથી લડવાનો વખત ન આવવાના કારણ તે આ વિદ્યાને ભૂલી ગયા હતા. ગોમન નામના એક સાહેબનું કથન છે કે ૧૮૧૫ થી ૧૮૫૪ સુધી કોઇ અંગ્રેજ સિપાઇએ યૂરોપમાં ગોળી ચલાવી હતી નહિ. ૧૮૧૫ માં નેપોલિયનને હરાવ્યો ને કેદ કરવામાં આવ્યો. તેની પછી, ત્યાં સુધી, લડાઈ કરવાનો સમયજ આવ્યો નહોતો. આ સમયે બધા સૈનિક અને સેનાપતિ ડ્યૂક ઓવ વેલિંગટન અને ત્હેની ઉંચ સૈનિક શિક્ષાને યાદ કરતા હતા. પરન્તુ ત્હેના જેવી બુદ્ધિ એકમાં પણ ન હોતી. હોય પણ કયાંથી, પ્રત્યેક વસ્તુનુ જ્ઞાન અનુભવથી વધે છે પણ બિચારા સૈનિકોને ૩૯ વર્ષથી ગોળી ચલાવાનું કામજ કરવું પડયું નહોતું. અદ્યાપિ અંગ્રેજો આ યૂદ્ધમાં વિજયી થયા તથાપિ જેટલું કષ્ટ આ યુધ્ધમાં તેમને પડયું તેટલું

શાયદજ બીજા યુધ્ધમાં ભોગવવું પડયું હશે, શિયાળો શરૂ થઈ ગયો હતો; પરન્તુ સૈનિકોની પાસે ગરમ કપડાં નહોતાં, આથી કેટલાક લોક અકડઈ ગયા અને કેટલાક મરી પણ ગયા. સૈનિકોની ઘણી દુર્દશા થવા લાગી, સમાચાર પત્રો દ્વારા જ્યારે આ વાતની ખબર ઇંગ્લાંડ પહોંચી ત્યારે બધા દેશમાં ચલવલ થવા લાગી, પાર્લામેન્ટમાં તોફાન થવા લાગ્યું. પ્રધાન મંડળ અને મંત્રી મંડળને લોક મનમાનતા દોશ આપવા લાગ્યા. બિચારા મંત્રી પણ ગભરાઈ ગયા. જલદી જલદી તે સામાન મોકલવાની તૈયારી કરવા લાગ્યા પરન્તુ જે કામ જલદી અને ગભરાટમાં કરવામાં આવે છે તે સારૂં હોતુ નથી સૈનિકોને માટે બહુજ કોફી મોકલવામા આવી. પૈરન્તુ કોઈને ભાન રહ્યું નહિ કે ત્હેને શેકી અને ખાંડીને મોકલે. યદીને થઇ શકતું હતું કે ખાંડવાને માટે કોઈ મશીનજ મોકલવું હતું, તે પણ કરવામાં ન આવ્યું. બિચારા સૈનિક કોફી ન્હા ળી તે કેમ કરી ખાય! ગારડિનર નામના એક મહાશય ઘણીજ હાસ્યકારક વાત લખે છે; તેમનું કથન છે કે સૈનિકોના માટે જે જોડા મોકલવામાં આવ્યા હતા તે સૌ સાદા બૂટજ હતા તેમા બિલકુલ હોલબુટ નહોતા! બિચારા સૈનિક જે સ્થાનપર હતા ત્યાં નમોકલતા બીજે કંઇ ત્હેઓના માટે દવાઓ મોકલવામાં આવી!! જે આગબોટ દ્વારા સૈનાને માટે સામાન મોકલ્યો હતો તે કાળા સમુદ્રમાં તોફાન આવવાથી ડુબી ગઈ!!! ગભરાટમાં કોઇ કામ ઠીક થતું નથી. ઠીક, ધીમે ધીમે સૌ વાતો ઠીક થઈ ગઇ, ઘણા ડાકટર મોકલવામાં આવ્યા બિચારા સૈનિકો માટે તૂર્કિના સ્કુટારી નામક નગરની ઇસ્પિતાલ પણ ખોલવામાં આવી. અદ્યાપિ ડાકતર લોક યથા શકિત ઈલાજ કરતા હતા તથાપિ સૈનિકોની સુશ્રુષા સારી પૈઠે થઇ શકિત નહોતી આ કામને માટે કંઇ બુધ્ધીમતી સ્ત્રીઓની આવશ્યક્તા સમજવામા આવી, સ્વર્ગીય મહારાણી વિકટોરીઆએ આ કામ નાઇટિંગેલને સોંપ્યું નઇટિંગેલે પ્રસંન્તા પૂર્વક આ કામનો સ્વીકાર કર્યો. હમો પહેલાંજ કહિ ચુકયા છીએ કે ત્હેને આવાં કામો બહુ પસંદ હતાં. ૪૨ સ્ત્રીઓને લઈ તે રવાના થઇ ગઇ. ત્હેમાંથી કંઇ સ્ત્રીઓ ઉંચ અને અમીર ઘરની હતી ત્હેમના સ્કુટારી પહોંચવાના બીજેજ દિવસે ઘાયલ સિપાઇ ત્યાં નસ્પિતાલમાં લાવવામાં આવ્યા. જગ્યા થોડી હોવાના કારણ સિપાઇ બહુ પાસે પાસે સુવડાવવામાં આવ્યા. કુમારી નાઇટિંગેલ બીજી સ્ત્રીઓના સાથે સફેદ પોશાક પહેરીને રોગીઓની તપાસ કરવા લાગી. જે લોકો સખ્ત બિમાર હતા અને સાધારણ ખોરાક જે બીમારોને માટે બનાવવામાં આવતા હતો, ખાઇ શકતા નહોતા. ત્હેમને માટે તે લાયક ખાણું બનાવવાની

આપતી હતી કદિ કદિ તો તે પોતેજ ખાણું તૈયાર કરવા મંડી પડતી હતી અને રોગીઓને પોતેજ ખવરાવતી પણ હતી, અનેક ઘાયલ સિપાઇ ઘા ઉપર નશ્તર ચલાવવાની અપેક્ષા મરીજવું પંસદ કરતા હતા. પરન્તુ ત્હેમને ધૈર્ય આપતી તે ત્હેમની પાસે ઉભી રહેતી હતી. સિપાઇ ત્હેને મા અથવા બહેનની સમાન માનતા હતા. આ કારણ ત્હેના કહેવાથી તે કષ્ટ સહિ લેતા હતા રાત્રે તે એક નહાનું લેમ્પ લઇ રોગીઓની તપાસ કરી આમતેમ ઘુમતી હતી. ત્હેથી તે ઇતિહાસમાં લેમ્પ વાળી લેડીના નામથી પ્રસિદ્ધ છે, જ્યારે તે ઈસ્પિતાલમાં ઘૂમતી હતી ત્યારે બિમાર ત્હેની તરફ જોયા કરતા હતા, પ્રત્યેકની તે ઇચ્છા થતી હતી કે નાઇટિંગેલ ત્હેમની પાસે રહે. ત્હેના કહેવાથી જેટલી શાન્તાથી સિપાઇ કષ્ટ સહિ લેતા હતા તેટલી શાન્તાથી શાયદજ બીજા કોઇના કહેવાથી તેઓ સહેતા, ત્હેનું કથન છે કે ત્હેની સામે સિપાઇ કદી અભદ્ર શબ્દોનું ઉચ્ચારણ કરતા હતા તે બીમારીને બહુધા ત્હેનાં નેત્રોથી અશ્રુ ભરાઇ આવતાં હતાં કે જે સિપાઇ સ્વભાવથીજ મ્હોઢાના હલકા અને ઉધ્ધત હોય છે તે રોગાવસ્થામાં કેમ શાન્ત અને દિન થઇ ગયા છે, યથાર્થમાં સૈનિકોના શાન્ત સ્વભાવનું કારણ બિમારી નહોતી. મનુષ્ય ગમેતેવો શાન્ત કેમ ન હોય, બીમારીમાં તે અવશયજ ઉધ્ધત થઇ જાયછે. વાત તે છે કે ઉધ્ધત થવાપર પણ સિપાઇ લોક કુમારી નાઇટિંગેલને માતૃ તુલ્ય શુશ્રુષા અને સારા સ્વભાવના કારણ ત્હેના વશિભુત થઇ ગયા હતા. જ્યારે તે પહેલ પહેલી ઇસ્પિતાલમાં પહોંચી ત્યાં સૈનિકોનાં લુગડા ધોવાનો કોઈ પણ તરેહનો પ્રબન્ધ નહોતો પણ પણ ત્હેના પ્રબન્ધથી સીપાઇઓને સાફ કપડાં મળવા લાગ્યાં. ડિસેમ્બરમાં જ્યારે એક દિવસ કુમારીની પાસે વિક્ટોરીયાનો પત્ર આવ્યો ત્યારે બધિ ઇસ્પિતાલમાં આનંદ છવાઇ ગયો મહારાણીએ ત્હેને લખ્યું હતું કે " આપ કૃપા કરીને મ્હારા રોગીષ્ટ અને દેશ ભકત સૈનિકોને કહિ દો કે ત્હેમના દુઃખથી હું બહુ દુઃખીછું. રાત દિવંસ ત્હેમની મને ચિન્તા રહે છે. ત્હેમનાથી મ્હને પૂર્ણ સહાનુભુતિ છે. ત્હેમના શૌર્ય અને પરાક્રમનો સૌથી અધિક ગર્વ મને છે " આ પત્રની કંઈ નકલો કહાડવામાં આવી અને દર્દીઓને વાંચી સંભળાવવામાં આવી, જ્યારે વાંચનાર અન્તે પરમેશ્વર મહારાણીની રક્ષા કરો ! કહેતા હતા ત્યારે બિમાર અને અધમૂવા સિપાઇ પણ જોરથી 'તથાસ્તુ' કહી ઉઠતા હતા, આ પત્રથી ત્હેમને જે સન્તોષ અને આનંદ થયો તે લખવું હમારી કલમની શક્તિની બાહેર છે. ગરમીના દિવસોમાં તે એક બીજી ઇસ્પિતાલમાં દવા લઇને ગઈ. ત્યાં પણ બિમાર સિપાઇ ત્હેના આવવાથી બહુ

પ્રસન્ન થયા ત્યાં કંઇ દિવસો રહેવાના પછી તે પોતેજ બિમાર થઇ ગઈ અને એક અન્ય ઇસ્પિતાલમાં મોકલવામાં આવી ત્યાં તે બહુ દિવસો સુધી બિમાર રહિ કંઇ સારી થવા પર તે ઈંગ્લાંડ પાછી આવી. અદ્યાપિ તે અશકત અને બિમાર હતી તથા ત્હેનું મન સદા સ્કુટારીની ઈસ્પિતાલની ચિન્તામાં મગ્ન રહેતું હતું તેથી તે શીઘ્ર પાછી આવી. ૧૮૫૫ ઇ. માં પરસ્પર સંન્ધિ થઈ લડાઇ બન્ધ થઈ ગઇ. પરન્તુ નાઈટિંગેલ ૧૮૫૬ ઇ. ત્યાંજ રહી કેમકે અનેક સિપાઇ ત્યાં સુધી સારા થયા ન્હોતા. જ્યારે તે ઈંગ્લાંડ આવવા લાગી ત્યારે એક મહારાણીથી તે ગરીબથી ગરીબ મનુષ્ય સુધીએ ત્હેનો અસ્વો સ્વાગતનો વિચાર કર્યો. પરન્તુ તે હાવા મહાન સન્માનને પસન્દ નહોતી કરતી. અત એવ ઈંગ્લાંડ પહોંચવા પર તે એવી ચુપ ચાપ ઘેર ચાલી ગઇ કે ત્હેને કોઈ ઓળખી શકયું નહિ, તથા ત્હેના પર પોતાની કૃતજ્ઞતા કરવા ચહાતા હતા. જેથી ત્હેમણે ૧૫૦૦૦૦ રૂપીઆ ફંડમાં ભરીને ભેગા કરી દીધા. ત્હેમાં અધિક ફંડ તે સૈનિકોનુ થયું હતું જે લડાઈમાં જખમી થઈને કુમારી નાઇટિંગેલના હાથ નિચે સેવા શુશ્રૃષા માટે ગયા હતા ત્હેની ઈચ્છાનુસાર આ ધનથી એક ઈસ્પિતાલ ખોલવામાં આવી. જેમાં સ્ત્રીઓને બિમારોની સેવા સુશ્રુષા શીખવવામાં આવવા લાગી. સૈનિકોની તે વિશે આદર પાત્ર થઈ ગઈ; કેમકે ત્હેમને માટે પોતાના સ્વાર્થની કંઇ પણ પરવા ન કરી તે સ્કુટારી ગઈ હતી ઈંગ્લાંડ આવતા સુધી તુર્કિના સુલતાને તહેને એક બહુ મૂલ્ય આભુષણ ભેટ કર્યું; અને, મહારાણીએ તહેને હીરા જડીત એક સુવર્ણ પદકથી સન્માનિત કરી.

તે કઈ સારાં સારાં પુસ્તકો લખી ગઈ તહેના એક અંન્તીમ પૂસ્તકમાં સારી પેઠે સમજાવવામાં આવ્યુ છે કે બીમારોની સારી તરેહ સેવા ન થવાથી કેટલી હાની થાય છે આ પુસ્તકમાં સ્વચ્છ વાયુનેજ વિશેષ મહતવ આપ્યું છે તે સદા સરકારથી પ્રાર્થના કરતી હતી કે ગામ અને નગરોની સ્વચ્છતાની તરફ વિશેષ ધ્યાન આપવું જોઈએ. અનેક લોક જેમને તેનું નામ સુધ્ધાં પણ માલુમ નહોતું તહેનાં પુસ્તકોથી લાભ ઉઠાવી રહ્યા છે. એક વખત રાત્રે એક અંગ્રેજ કવિ ક્રાઈમિયાની લઢાઈનું વર્ણન વાંચી રહ્યો હતો જ્યારે તે સ્કુટારીની ઈસ્પિતાલ અને નાઇટિંગેલનું વર્ણન વાંચવા લાગ્યો ત્યારે તે તહેમાં એટલો મગ્ન થઇ ગયો કે તહેને માલુમ થવા લગ્યુ કે કંઇ જગ્યાએ કંઈ બિમાર અને જખમી પડયા છે અને એક યુવતિ સફેદ કપડાં પહેરી હાથમાં એક નહાનું લેમ્પ લઈ, પ્રતયેકની પાસે જાય છે અને તેમની સેવા કરે છે.

A lady with lamp will stand.
in the great history of the land.
A noble type of good,
heoic woman hood




અનુસંધાણુ ગતાંક પૃષ્ટ ૫૭થી.

## પ્રકરણ ૩ જું.

કાશી ક્ષેત્ર નજીકની મહા નદીઓનો સંગમ અને પવનની સ્પર્શ કરતી મંદ મંદ લહેરીઓ મુસાફરને અનુપમ આનંદ આપે છે ગંગાયુમનાના તટ ઉપરના રાજા મહારાજાના રમણીય મહેલોમાં વસવા પ્રવાસીઓ જેટલા દીનો તો સ્વર્ગના સુખોને પણ તુચ્છ ગણે છે. અખિલ વિશ્વમાં અન્ય સ્થળે દ્રશ્યમાન નહી થતી એવી મનોહર અને વૈરાગય મય શ્મશાન ભુમિ ચીત્તને આકર્ષે છે. વખતે વખતે તે સરીતા માં થઇ પસાર થતાં દેશ-પરદેશના વહાણો દ્રષ્ટિને ખેંચે છે.

સંખ્યાબંધ સુશોભિત પાથરબંધી કીનારાઓ સમીપમાંજ જણાય છે કેલનપુરના મહારાજાનો નદી તટપર ચારે બાજુ છજાં હોઇ દીવાદાંડી આકારનો પણ સુંદર ભવ્ય અને વિશાળ મહેલ છે. કેલનપુરના મહારાજા ઘણાજ નિતિમાન અને ધર્મીષ્ટ હોઇ, પ્રતિ વર્ષે યાત્રા અર્થે આવવાનો તેમનો નિયમ છે તે પ્રસંગે આ મહેલને તેઓ ઉપયોગમાં લે છે. કેલનપુરના રાજાને અને મધુકુમારના પિતાને સારો સ્નેહ ભર્યો સંબંધ છે આજે આઠ દિવસ થયા મધુકુમાર પ્રેમલતા સાથે કાશીક્ષેત્રમાં આવી કેલન રાજાના મહેલમાં ઉતર્યાં છે.

કાશીપુરીનું રમણીય સ્થળ અને પવિત્ર દેવાલયો તથા થોડે ઘણે દુરના પ્રાચીન સ્મારક અને આબેહુબ રહેઠાણો જોવામાં આ નવલ દંપતિનું ચિત પરોવાયું છે.

તે સઘળી નિશાનિઓ પુર્વની આબાદી અને જાહોજલાલીનો સજજડ પુરાવો આપે છે.

મધુકુમારને અને પ્રેમલતાને દરરોજ નવું નવું જોવાનો ઘણો શોખ છે. અને નિયમીત દરરોજ તેઓ અમુક સ્થળ જોવાને જાય છેજ. આજે નદીનો સહેલગાહે આદંપતિ ગયેલ હતું, ત્યાંથી પાછા વળી હમણાંજ ઝરૂખામાં બેઠું બેઠું કાંઇક વાતચીત કરે છે. વાંચકો ? આવો તે નિર્દોષ જોડલાંની મીઠાસમાં આપણે પણ થોડો ભાગ લઇએ.

પ્રેમલત્તા—પતિદેવ, અહીંના મનોરંજન સ્થળો, બાંધણી, દેખાવ અને હવા પાણી બેશક પ્રશંસનિય છે. ભલા આપણને હવે કાલે શું જોવા જવાનું છે.?

મધુકુમાર—પ્રિયા ? હજુ જોવાનું ઘણુંએ બાકી છેપણ અરે! હા-આજ કાત ટર તાંઆપણને અહીં આવ્યાનેજ એક માસતો વ્યતિત થઇ ગયો. હવે એક માસ રજાનો બાકી રહ્યો તેમાં તો કેટલાક સ્થળોએ

ફરવાનું બાકી રહ્યું, થોડા દીવસમાં હવે આપણે આપણો મુકામ ઉઠાવવો જોઈએ, મોક્ષ વ્હાલી તારી શું સલાહ છે?

પ્રેમલત્તા—હા પતિ દેવ, તમારો વિચાર એજ મારી સલાહ, હજુ આપણને થોડા દિવસમાં ઘણુંએ જોવાનું બાકી છે.

વારૂ પણ તમો સવારે નદી તટ પર કોની સાથે વાત કરતા હતા?

મધુકુમાર—હા પ્રિયા તે વાતતો હું તને કહેવી તદ્દન વિસરીજ ગયો હતો આજે ચાર દીવસ થયા મુજફ્ફરપુરના શાહજાદા તેમના કારભારી સહ આગળ પ્રવાસે જતાં અત્રે ઉતર્યા છે. આપણે અત્રે આવેલા છીએ જાણી તે શાહજાદાએ પોતાના વણીક કારભારીને સંદેશો કહેવા મોકલેલો કે સહવારે, ઘોડે સ્વાર થઇ આપણે બન્ને અહીંથી બાર માઇલ પર આવેલા પ્રાચીન નગરના સુમિવત ખંડેરો જોવા જઈશું.

પ્રિયા જો તમે એકલાં રહી શકો તો હું તે મુજફ્ફર શાહેજાદા જોડે આવતી સહવારે ફરવા જાઉં અને થોડા કલાકમાં પરત પાછો આવું!

પ્રેમલત્તા—પતિદેવ ટૂંક સમય માટે જનાર હો તો સુખે જજો મને કોઇ જાતનો બાધ નથી!

## પ્રકરણ ૪ થું

જેની રાત્રી પુર્ણ પ્રકાશ અને પ્રભા વશાળી ગણાય છે એવો આજે પુનમનો દિવસ છે, સહવારના સાત વાગ્યાનો મધુકુમાર મુજફ્ફર શાહજાદાની સાથે ફરવા નીકળી ગયો છે. પ્રેમલત્તા નાહી-ધોઇ પ્રેમની પેટિનું પુંજન કરી. એક બંગાળી પુસ્તકનું મનન કરે છે. પ્રાયઃ એકાદ કલાક પસાર નહી થયો હોય તેવામાં સોનેરી કસબી પાઘડી તથા ખભે રેશમી ખેશ નાખેલો એક ઝવેરી જેવો દેખાતો પુરૂષ-નીચેથી ભાઇ સાહેબ-ભાઈ સાહેબ-કહી બૂમો મારવા લાગ્યો પ્રેમલ તાએ બારીએ જોયું અને કહ્યું તેઓ તો બહાર ફરવા ગયા છે અને મોડા આવનાર છે તમારે શું કામ હતું?

ઝવેરી—ભાઇ સાહેબે મને થોડું ઝવેરાત લાવવાનું ગઇ કાલે કહ્યું હતું અને તે નમુનાનું બીજું સાટામાં બતાવાનું કહ્યું હતું.

પ્રેમલત્તા— અમારે ઝવેરાત લેવાનું નથી, છતાં જો તમોને કહ્યું હોય તો સાંઝના આવે ત્યારે આવજો.

ઝવેરી—ભાઇ સાહેબ, સાટાનું ઝવેરાત બતાવો તો આ મારી સાથેનું અને તે મેળવી જોઇ સાંઝના શેઠજી આવે ત્યારે તેના સાટાનું લાવવાનું મને સુગમ પડે!

પ્રેમલ તા-શેઠજી, તેવું સાટાનું ઝવેરાત બતાવાનું અમારી પાસે છેજ નહી. છતાં એક રત્ન જડીત પ્રેમની પેટિ છે, તે ને બે નંગ ખૂટે છે તેને માટે કદાચ તમને કહ્યું હોય તો પણ તે સઘળું તેઓ આવે ત્યારેજ બની શકે.

ઝવેરી—બાઇ સાહેબ તે પેટિને માટેજ મારી પાસે ઝવેરાત મંગાવેલું છે. જો તે પેટિ આપ મને આપો તો તેને ખૂટતાં રત્નો બરોબર અંકીત કરી સાંઝે ભાઇ સાહેબ આગળ રજુ કરી દઉં.

પ્રેમલત્તાને આથી મનમાં ચોક્કસ ખબર પડી કે આ કોઇ ઉજળાં કપડાંવાળો મણી પ્રસાદના જેવો સપાટીઓ ઠગ છે પછી કહેવા લાગી, શેઠજી, હું તેમના આવ્યા સિવાય આપી કે બતાવી શકું તેમ

વિચારોમાંજ પરોવાએલું રહે છે; આવો મહા પુરૂષ ઈશ્વર પ્રીતિની નિશામાં અત્યંત મસ્ત થઇ રહેલો હોય છે; અને આવો મહા પુરૂષ સોનાનાં મુકુટની ઇચ્છા સરખીએ કરતો નથી પરંતુ એક કણ્ટકનાં મુકુટને હર્ષથી વધાવી પહેરી લે છે. મનુષ્યમાં જે એક દિવ્ય જ્યોતિ પ્રકાશી રહી હોય છે તેનું તે મહા પુરૂષને ભાન થયું હોય છે; અને તેનું અધ્યાત્મબળ એટલું તો દૃઢ હોય છે કે ન્યાય અને સત્ય જાળવવા કાજે તે પોતાનાં માંબાપ ખાતર, કે પોતાના મિત્ર ખાતર, કે પોતાના દેશ ખાતર. કે પોતાના ધર્મ ખાતર, કે પોતાના એકજ સિધ્ધાંત ખાતર પોતાના પ્રાણની આહુતિ પણ આપવા તૈયાર થાય છે. એ મહાત્મા ન્યાય-સત્ય-નીતિ-ધર્મ સિવાય બીજું કશું જાણતો નથી.

સાધારણ પ્રકારના માણસોને અનેતેમાં વળી ઘણા એક માણસોને જે કંઇ દુઃખ સહન કરવું પડે અથવા કંઇક સંસારના ભોગ વિલાસ છોડવા પડે તો તો તેઓ ન્યાય-સત્ય-ધર્મને ખુશીથી વેગળા મૂકી દે. પરંતુ જે મનુષ્ય ધર્મનો મર્મ અને ગીતા કે બાઇબલનું રહસ્ય યથાર્થરીતે સમજે છે તે તો ન્યાય-સત્યને માટે, સમાજનાં હિતને માટે, જગત્‌નાં કલ્યાણને માટે પોતાનાં કર્તવ્યમાં અડગ રહે છે. તેની અધ્યાત્મ શકિતનો એટલો બધો તો વિકાસ થયો હોય છે કે તે શકિતવડે તે પોતાના અંતરાત્માનો પરમાત્મા જોડે સાક્ષાત્કાર કરી શકે છે; તેવો પુરૂષ એક સંસારમાં રહી પરમાર્થ અને પરોપકાર વરતે સતત્ પ્રયાસ કરે છે તો પણ તે અધ્યાત્મિક આનંદમાં તલ્લીન થઇ વૈરાગ્ય ધારણ કરતો હોય છે. સાધારણ માણસો તો સંસારના મોહમાંજ લુબ્ધ થયા હોય છે, સંસારનાજ કીડા થઇ રહ્યા હોય છે. મહાનુભાવ પુરૂષ જ્યારે પરસેવા માટેજ પોતાની જાતને અર્પણ કરે છે ત્યારે સાધારણ પુરૂષો, તો વિષયભોગનાજ ગુલામ થઈ રહ્યા હોય છે. તે પ્રભાવશાળી પુરૂષ જ્યારે દુઃખ અને જુલમ અને મરણની કિંચિત્ પણ દરકાર કરતો નથી ત્યારે સાધારણ માણસો દુઃખમાં ને દુઃખમાંજ દિવસો કાઢે છે અને તેમને જીવન એટલું તો પ્રિય હોય છે કે મોતના વિચાર માત્રથી તેમને કમકમાટી ઉત્પન્ન થાય છે ! જીવનમાં આ પ્રમાણે આસકત થયેલા અને સંસાર સુખનેજ સર્વસ્વમાની તેમાં મોહિત થયેલા માણસો કદાપિ પણ સ્વાર્થ ત્યાગ કરી શકે નહિ અને જીંદગીનો હેતુ પાર પાડી શકે નહિ. તેથી કરીને જે પુરૂષો આત્મસંયમ રાખે છે, જે પુરૂષો આત્મભોગ આપે છે, જે પુરૂશો અપ્રતિમ અધ્યાત્મબળ ધરાવે છે, તેજ પુરૂષોનાં નામ ને કામ સર્વકાળે તથા સર્વ સ્થળે કાયમ રહે છે.

(અપુર્ણ.)

---

# دانۂ گندم کی دنیا و آخرت اور جماعت کی زندگی

یہ ایک اعلیٰ پایہ کا مضمون ہے جو ہم نے ایک بزرگ کی زبانی استفادہ لیا ہے۔ بغرض حصول فائدہ عام ہدیہ ناظرین کرتے ہیں تاکہ ہر ایک حسب قابلیت اُس سے فائدہ مند ہو۔ یہ تقریر اردو ہی میں کی گئی تھی لیکن ہمارا رسالہ گجراتی ہے اس لئے اسکا گجراتی ترجمہ اس رسالہ کے صفحہ نمبر ۴۳-۴۴ و ۵ پر طبع ہوا ہے۔ مگر ہمارے اردو دان ناظرین کو اصلی مزا چکھانے کی غرض سے یہاں اردو میں بھی شائع کر دیا ہے۔ ایڈیٹر

۲۸۶
۱۱۰

## لَیْسَ لِلْاِنْسَانِ اِلَّا مَا سَعٰی۔

قرآن مجید کی تفہیم یہ ہے کہ انسان کیلئے اس سے زیادہ حاصل نہیں کہ جتنی اُس نے کوشش کی ہو۔ ہر ایک کام کیلئے اُس کے شروع سے ختم تک بہت درجات ہوتے ہیں۔ شروع درجات اُسکے اولیات کہے جاتے ہیں اور بعد کے اخرویات۔

ایک دانہ گیہوں کا کسان نے کھیت کی زمین میں ڈالا اُس وقت سے وہ دانہ انسان کی غذا بننے تک اُس دانے پر بہت سے حالات گذرتے ہیں۔ پہلے وہ دانہ زمین سے جھاڑ کی شکل بن باہر نکل پھر خوشے کی صورت پیدا کر نا پھر پس کر آٹے کی صورت پھر خمیر کی صورت پھر ایک کر روٹی کی صورت پھر دانت میں جا کر غذا کی صورت پھر جسم معدہ میں جا کر خون صالح کی صورت پھر اعضا کی صورت اختیار کر کر آدمی بنتا ہے۔ یہ تمام حالات و درجات ... گندم پر اپنی پہلی صورت مٹا کر دوسرے

کی صورت اختیار کر رہا تھا۔ مگر اب غور کیجئے کہ وہ خون دماغ میں جا کر جب متخیلہ کا جزو بنا تو اب اسکی ایک دوسری کیفیت ہوگئی اب تک تو خود اپنی صورت بدلتا رہا۔ مگر اب تمام عالم کی صورتوں کو اور شکلوں کو اپنے میں لیتا ہے اور خود نہیں مٹتا اب تک خود دوسروں میں جذب ہو جایا کرتا تھا۔ مگر اب تو اس نے خود میں دوسروں کو جذب کرنے کی طاقت پیدا کر لی اگر اس سے واضح تر کہوں تو وہ دانہ اب تک صورت ہی کی دنیا میں تھا مگر اب دماغ بن کر آئینہ کی آخرت میں آگیا۔

وَنُنْشِئَكُمْ فِي مَا لَا تَعْلَمُونَ میں سامعین کا خیال پھر اس دانۂ گندم کی طرف پھرا کر دریافت کرتا ہوں کہ اگر وہ دانہ اپنی اصلی انفرادی حالت میں ہی رہتا۔ اور کسان کی زیر تربیت نہ آتا۔ (جسنے اسکو خوشہ کی صورت میں لایا جو گیہوں کی جماعت ہے) تو کیا یہ کمال اخروی جو مذکور ہوا کسی طرح بھی اسکو حاصل ہو سکتا؟

پس مربی کی ہر جا ضرورت ہے!

میں نے خوشہ پر جماعت کا لفظ جو واقع کیا ہے سو فقط اس کے ظاہری دکھانے کے سبب سے کیونکہ عام طور پر چند اشخاص کے اجتماع پر جماعت کا لفظ کہا جاتا ہے اگر ایک وسیع میدان یا ایک وسیع سڑک پر سو سو آدمی جمع ہو جائیں تو عام لوگ اس بھیڑ کو جماعت یا فرقہ کہنے لگتے ہیں لیکن فلسفہ نے جماعت کی ترکیب جو ہمکو سمجھائی ہے وہ نئی بات اور جدی ترکیب ہے فلسفہ کے نزدیک جماعت کی ترکیب کیلئے اشخاص کا اجتماع ضروری نہیں بلکہ صرف وہ دماغ جسکا کچھ حصہ میرے ابتدائی بیان میں گیہوں کے دانہ کی آخرت کر کر

لیا گیا ہے جو خیال کا رابطہ اتحاد کافی ہے۔ اگر ایک لاکہ آدمی شانہ سے شانہ ملا کر کسی میدان میں کھڑے کر دیئے جائیں لیکن اُنمیں کسی قسم کا دماغی اشتراک نہو تو ان پر جماعت کا لفظ نہیں اطلاق ہو سکتا برخلاف اسکے اگر چار شخص مشرق مغرب اور جنوب و شمال کے ایک ایک گوشہ پر الگ الگ کہڑے ہو جاویں لیکن انمیں توافق خیال و عقائد نے رابطہ اتحاد پیدا کر دیا ہو تو وہ ایک حقیقی جماعت ہے پس جماعتکو صرف دماغ ہی مرتب کر سکتا ہے یہ کام ہاتھ پاؤں کے بس کا نہیں ہے۔ البتہ یہ اشتراک دماغی کبھی اجسام میں بھی اتحاد و ائتلاف پیدا کر دیتا ہے اس لئے متحد الخیال لوگ ایک جگہ جمع بھی ہو جاتے ہیں لیکن یہ اجتماع جماعت کی حقیقت میں داخل نہیں ہے بلکہ بالکل عارضی یہی وجہ ہے کہ اگر چار کوئی فرد انگلینڈ میں ہو خواہ چین یا امریکا اور کہیں مگر دماغی اتحاد کے سبب سے وہ بھی ایک رکن جماعت ہے پس حقیقی جماعت چند دماغوں چند خیالات اور چند عقائد کے مجموعہ کا نام ہے جس میں کسی رکن کی اسکی انفرادی و اصلی حالت باقی نہیں رہتی۔ جسطرح چند مادی اجزا کے انضمام و ترکیب سے ایک جدید حقیقت عالم وجود میں آتی ہے اور ان اجزا کے تمام خواص و کیفیات سابقہ کا استحالہ ایک جدید کیفیت میں ہو جاتا ہے۔ آکسیجن اور ہیڈروجن ملکر پانی کی صورت اختیار کر لیتے ہیں اور حالت انفرادی میں انکے جو خواص و اغراض تھے وہ پانی کی کیفیت میں متبدل ہو جاتے ہیں۔ بعینہ یہی حال جماعت کی ترکیب کا ہے کہ جماعت میں شامل ہونے کے بعد اُسکے کسی فرد کے عقاید۔ اعمال یا خیالات اسکی پہلی انفرادی حالت کے باقی نہیں رہ سکتے اگر ایسا ہوا تو یقیناً اس فرد کا جماعت کے ساتھ حقیقی رابطہ اتحاد قائم نہیں ہے۔ میں کچھ شک نہیں ہو سکتا۔ تحسبہم جمیعا و قلوبہم شتیٰ ذالک بانہم قوم لا یعقلون انما کاہم

خود امیات کی تقسیم نہیں کرتا ہے کہ ۔۔۔ دوسرے نکے ساتھ ملکر زندگی بسر کرنیکے لئے ہی پیدا کیا گیا ہے اسکو اسکی انفرادی حالت میں جو شکم مادر میں تھی ایسے اعضا دیئے گئے جو وہاں کام کے نہیں تھے بلکہ دوسروں سے ملنے کے بعد کام میں آنیکے تھے یہی جماعت میں شامل ہونیکا پہلا زینہ ہے بیان کو طول ہو گیا حقیر کا مقصد اس بیان سے صرف دو باتکا اظہار تھا ایک یہ کہ دنیاوی حالت کیا ہے اور اخروی حالت کیا؟ دوسری یہ بات کہ دینی و دنیوی ترقی کا ذریعہ صرف جماعت ہی ہے نہ حالت انفرادی پہلی بات تو میری پہلی مثال سے ایک حد تک مفہوم ہوئی ہوگی دانہ گندم نے انسانی دماغ بننے کے قبل جتنی صورتیں لیں وہ سب دنیاوی استحالات تھے مگر جب انسان کے دماغ کا جزو بنکر انسان بن گیا تو یہ اسکی آخرت ہے کہ یہاں پہنچکر والے نے آئینہ بنکر سب شکلوں کو اپنے میں لینے کی طاقت پیدا کر لی۔ بعینہ جسطرح کہ دانہ گندم کے لئے دماغ انسانی اُسکے سلسلہ ترقی کا عرش ہے اسیطرح حالت انفرادی والے انسانوں کے لئے جماعت عرش ہے۔ یہاں خدا کی حفاظت اور خدائی قوت (ید اللہ مع الجماعۃ) اس کے افراد کے لئے ہر وقت محافظ ہے اتنا ہی نہیں بلکہ اس میں بعض اہل اللہ ہمدرد ان قوم صفا باطن عادل مزاج جو افراد موجود ہوتے ہیں انہیں کے سبب سے جماعت خود ایک آئینہ کا کام دیتی ہے۔ آئینہ کو جاہل و عالم ایک طرح اپنا منہ دیکھ لیتا ہے مگر آپ جانتے ہیں کہ عالم آئینہ میں کیا دیکھتا ہے جاہل کیا؟ عالم آئینہ میں اپنے عیوب دیکھتا ہے اور جاہل اپنی خوبیاں، عالم کو اپنی خوبیاں نظر نہیں آتیں اگرچہ وہ اُسمیں بہت ہیں اور جاہل کو اپنے عیوب نظر نہیں آتے اگرچہ اُسمیں بھی وہ بہت ہیں۔ کام تو دونوں کرتے ہیں مگر عالم ہمیشہ آخرت کی امید پر کریگا اور جاہل ہمیشہ دنیا کی غرض سے بظاہر کام تو دونوں کے برابر نظر آتے ہیں لیکن نیت کے تفاوت سے نتائج مختلف ہو جاتے ہیں



# નવરંગી બાગ.





# કરપલ્લવી!

## હાથની ચાલાકીથી બોલવાની ભાષા.

( બાહ્યપ્રપંચ માટે લખનાર, રમુજી, બોરસદ )

આ ભાષા હાથની ચાલાકીથી બતાવવામાં આવે છે તે એવી રીતે કે હાથની સમશામા બારાખડીના તમામ અક્ષર હ્રસ્વઇ, દીર્ઘઇ, કાના માત્ર વીગેરે આવી જાય છે. અભ્યાસ થયા પછી સહેલાઇથી વાત ચીત કરી શકાય છે. કરપલ્વી ભાષાથી કેટલાક લોકો હેરત પમાડે એવા ખેલ કરી શકે છે મેસ્મેરીઝમનો ઢોંગ ધરાવનારા ખેલાડીઓ આ ભાષાનો ઊપયોગ કરે છે, **સીધ** અને સાધક બન્ને એ ભાષામા પ્રવીણ હોવાથી મુખથી બોલ્યા શીવાય એક બીજાનો આસય સમજી શકે છે, અન્ય માણુસોને પણ આ ભાષા ઘણી ઊપયોગી છે, જેમકે વહેપારીઓ પોતાના વહેપાર સંબંધી વાત છુપી રીતે કરી શકે, બે મીત્રો એક ભાષા ( કરપલ્વી ) શીખેલા હોય તો ઘણા માણુસો વચ્ચે. પણ એક બીજાનું મન જાણી શકે, આપણામા કહેવત છે કે:-
" સહુવાતે પડદો ભલો, ખુલ્લે દીસે બીગાડ
ત્વચા મઢયું શે ભે શરીર વસે મહીં મંદવાડ "

છુપી વાત કરવા માટે કોઇ પ્રસંગે એકાતમાં જવુ પડે છે, આ ભાષા શીખનારને એ **વિપત્તી** દુર થાય છે, આ ભાષા અનેક તરેહથી હાથના ચાળાથી અન્યો અન્ય સમજાવવામાં આવે છે. કરપલ્વી ભાષાની ઘણી રીતો છે તેમાંની એક રીત નીચે મુજબ છે, બીજી રીતો કોઇ કોઇ પ્રસંગે આપવામાં આવશે

અહી ફણી, કમળ, ચક્ર, ટંકાર,
તરોવર પાસા. ચૌવન, શણગાર
રામ કહે શુણુ લક્ષ્મણ ભ્રાત,
આગળી અક્ષર ચપટી માત,

### અર્થ

૧ અ. આ ઇ. ઊ. એ એ વીગેરે=ફણી એટલે નાગની ફણીની માફક હાથનો ચાળો કરવો

૨ ક, ખ. ગ. ઘ. ઙ=કમળ"કમળ ફુલની માફક હાથનો ચાળો કરવો

૩ ચ. છ. જ, ઝ ઞ=ચક્ર"ગોળ ચકર ચકર હાથ ફેરવવો.

૪ ટ. ઠ. ડ. ઢ. ણ=ટંકાર" મારવું એટલે કોઇને મારવા હાથ ઊગામીએ તેવી રીતે ઊગામવું.

૫ ત. થ દ ધ. ન=તરોવર" પાણીમાં તરતી વખતે હાથ હલાવવો પડે છે, તેમ હલાવવું.

૬ પ ફ. બ. ભ. મ=પાસા(સાગટાં બાજીના) નાંખતા હોઇએ એવો હાથનો ચાળો કરવો.

૭ ય. ર. લ. વ=યોવન' મુછ ઊપર હાથ ફેરવવો.

૮ શ. ષ. સ. હ. ક્ષ. જ્ઞ= શણગાર પહેરતા હોઈએ એમ બતાવવું.

એના એકંદર આઠ વર્ગ પાડેલા છે, તેમાં આપણુને હવે કાના માત્ર હ્રસ્વઇ દીર્ઘઇ વીપે સમજવાનું બાકી છે તે નીચે મુજબ—

ઊપર બતાવ્યા પ્રમાણે હાથનો ચાળો કરી (દરેક વર્ગમાં એ હાથની પાંચ આંગળીયોના પાંચ અક્ષર મુકવામાં આવ્યા છે) જે વર્ગનો જેટલામો અક્ષર બતાવવો હોય તેટલી આંગળી ઊંચી કરવી અને કાના માત્ર બતાવવા માટે ચપટી વગાડવી.

આપણે હવે જાણો કે 'મગન' એ લીએ છીએ. મ" એ અક્ષર છઠ્ઠા વર્ગનો પાંચમો અક્ષર છે, માટે પાણ્મા " નાંખતા હોઈએ એવું બનાવી પાંચ આંગળી ઊંચી કરવી હવે ગ" બીજા વર્ગનો ત્રીજો અક્ષર છે માટે કમળના ફુલની માફક હાથનો ચાળો બનાવી ત્રણ આંગળી ઊંચી કરવી અને ન" પાંચમાં વર્ગનો પાંચમો અક્ષર છે માટે પાણીમાં તરતા હોઈએ એમ હાથ બતાવી પાંચ આંગળી ઊંચી કરવી એટલે મગન એ શબ્દ થયો.

જે અક્ષરને કાનો હ્રસ્વાઈ દીર્ઘાઈ બનાવવું હોય, તે અક્ષરની સંજ્ઞા કરવા પછી ચપટી વગાડતા હોઈએ, એવો ચાળો કરવો* અને અક્ષરને માથે એક અગર બે માત્રા બતાવવી હોયતો હાથ નીચો રાખી એક અગર બે આંગળી બતાવવી અને કોઈ અક્ષર ઊપર અનુસ્વાર બતાવવું હોય તો. નાક ઊપર હાથ મુકવો.

એ પ્રમાણે આવડ્યા પછી અભ્યાસથી એટલી બધી ઝડપ બેસી જાય છે કે ગમે તેટલી મોટી વાત પણ ઝપાટા બંધ બતાવી શકાય છે સામા સામી આ ભાષાની આવડવાળ કોઈને ઇશારો પણ જાણવા દેતા નથી અને પોતાની વાતો કરી શકે છે; આમાં જો કોઈને સમજણ ન પડે તો અમોને લખી મોકલવાથી તેનો ખુલાસો બતાવવામાં આવશે. આ માસિકના આવતા અંકોમાં રપલવ. ભાષાની બીજી રીતો તથા ગીતાક્ષરી, ગુહ્યાક્ષરી અને આંખના પલકારાથી સમજવાની ભાષા. અનુક્રમે આપવામાં આવશે

* સમજ કા કી કુ કો કી કૈ ચપટી કી ને માટે બે ચપટીઓ અને કુ ને માટે ત્રણ ચપટીઓ વગાડવી, કે કૈ કો કૌ કે ને માટે હાથ જમણી તરફ ઉંચો રાખી એક આંગળી બતાવવી, કૈ ને માટે બે આંગળી બતાવવી, કો ને માટે ત્રણ અને કૌ ને માટે ચાર અને અનુસ્વાર માટે નાક દાબવું એ પ્રમાણે દરેક અક્ષરને માટે સમજી લેવું.

## મનતરંગ શમસ્યા.

એક પુંજારી પોતાના ગામમાં આવેલા ૩ હનુમાનોને પોતાના ઘરથી તેલ લઇ અર્પણ કરવા નીકળ્યો. પ્રથમ હનુમાન પાસે જઇ તેણે યાચના કરી કે, હે પ્રભુ મ્હારી પાસે જે તેલ છે. તેને તું તારા પ્રભાવે બમણું કરીશ તો તને પાંચ શેર તેલ અર્પણ કરીશ! હનુમાનની કૃપાથી તરતજ પુંજારી પાસે બમણું તેલ થયું, તેમાંથી તેણે પ્રથમ હનુમાનને પાંચ શેર તેલ અર્પણ કર્યું, અને બીજા હનુમાન પાસે ગયો અને ત્યાં પણ પ્રથમના હનુમાન પ્રમાણેજ યાચના કરી અને ત્યાં પણ તેલ બમણું થયું તેમાંથી પાંચ શેર તેલ બીજા હનુમાનને પણ અર્પણ કર્યું. બાદ વધેલું તેલ લઇ ત્રીજા હનુમાન પાસે ગયો અને ત્યાં પણ ઉપર પ્રમાણેનીજ યાચના કરી તો અને પણ બમણું તેલ થયું. અને તે બધું તેલ ત્રીજા હનુમાનને અર્પણ કરી દીધુ અર્થાત ત્રણે હનુમાનોને એક સરખું તેલ અર્પણ કર્યું. પોતાની પાસે તેલનો કાંઇ શિલક રહી નહી. ત્યારે મજકુર પુંજારી પોતાના ઘરથી કેટલું તેલ સાથે લઇને નિકળ્યો હશે? લેખક.

જનારદન ભાસ્કર ગણેશ કરણીક

: તારાપુરકર.

જવાબો:—બાહબંધ ઓફિસમાં એક આનાના સ્ટાંપસાથે મોકલેલા. જેના જવાબો ખરા હશે. તેના નામો મજકુર માસિકમાં પ્રગટ થશે અને તેઓને કાંઇક ઇનામ પણ મળશે.

## પાદ પૂર્તી

**વદે મીઠાં વેણો, હૃદય માંહી રાખે વિષ સુરી**

ઉપલી પાદ પૂર્તીના ત્રણ ચરણો બનાવી કવિતા તૈયાર કરી બાહબંધ ઑફીસમાં એડીટર સાહેબને મોકલવી જેની કવિતા ઉત્તમ ઠરશે તેને વાચવા લાયક એક પુસ્તક ઇનામ આપીશુ લેખક

જનાર્દન ભાસ્કર ગણેશ
કરણીક તારાપુરકર

# અમે અને અમારા ભાઇબંધો.

વાર્તા વારિધિ માસીક પત્રના જાન્યુઆરી ૧૯૧૫ ના અંકમાં અમારા દીવાળીના 'ખાસ અંક સબંધી નીચે મુજબ લાઈનો જોવામાં આવે છેઃ—

ભાઇબંધ—નવરંગ—( દીવાળી નિમિત્તે ખાસ અંક. અધિપતિ મી. કે. એમ. ઝીયાઅલી–વડોદરા. )

પ્રસ્તુત માસિકમાં રા. રતનલાલ એન. વકતાના લેખો વિશેષ દષ્ટિ ગોચર થાય છે. અને તેમાં " મહાન પુરૂષો મોટા પ્રમાણમાં કેમ ના પાકે ?" વાળો લેખ આ માસિક માટે ઠીક આલેખાયેલો છે; શિવાય "જીવન સાફલ્ય" અને રા. લલિતનું " પ્રિય પ્રાણુ રાખે" નું કાવ્ય વગેરે પણ સુંદરજ છે. રા. રમુજી–બોરસદની સંજ્ઞાથી " પ્રેમઘેલો ઈશ્ક " નામે લખાયલો લેખ કેટલાક લેખકોને નવો રસ્તો બતાવનાર–માર્ગ સુચક (!) છે–અર્થાત્ એ આખો લેખ અપવાદ બાદ કરતાં રા. પઢીઆરના "પ્રેમ પ્રેમને પ્રેમ" નામના પુસ્તકમાંથી ઉપાડી લીધો લાગે છે.

જો મુળ લેખમાં, મી. રમુજીને રમુજ પડી, તો, તે અસલ સ્થિતિમાંજ ઉપાડી લીધો હતે તો આડકતરી રીતે એ બ્હેતર હતું અને તેથી વાંચકોને તે વિશેષ રમુજ આપત !

આ ખાસ અંકમાં કુલ ત્રણ ચાર છબીઓ આપવામાં આવી છે. તેમાં ટાયટલ પેજ અને રા. વકતાની છબી આકર્ષક ચિતાકર્ષકછે. આતંક નિગ્રહ ઔષધાલયથી ખ્યાતિ પામેલા મરહુમ રા. મણીશંકર ગોવિંદજીની છબી, અને એમની ઓષધાલયનો સ્ટાફ અત્રે કેમ ઉતારવો પડયો છે ! !

ભાઇબંધ–નવરંગ, જેમ સમાજને લાભ આપે છે તેમ હંમેશ આપવા દિર્ધાયુ રહે એવી વાંચ્છના સાથે વીરમતાં જણાવીશું કે પ્રસ્તુત માસિક એક મુસલમાન સજ્જનના હાથ નીચે નીકળતું છતાં તેમાં હિંદુ લેખકોના લેખો આવે છે. ઉપરાંત હિંદુ તહેવારને માન આપી દીવાળી નિમિતે અંક ભેટ આપવાનો તેમણે ઉત્સાહ પ્રદર્શિત કર્યો છે. તે જોઈ અમને વિશેષ આનંદ થાય તો તેમાં ખોટું શું ! !

ભાઇબંધ–વાર્તા વારિધિના અધિપતિ સાહેબે અમારે માટે પોતાનો જે સ્વતંત્ર અભિપ્રાય પ્રગટ કર્યો છે. તે માટે અમે તેમનો ઉપકાર માનતાં ખુલાસો કરીશું કે રા રમુજી ના લેખ માટેની ટીકાના સંબંધમાં તેઓનું કહેવું છે કે "મેં અત્યાર સુધી 'પ્રેમ પ્રેમને પ્રેમ' નામનું પુસ્તક વાંચ્યુંજ નથી, છતાં તેના લેખકના અને મારા વિચારો તદન મળતાંજ આવ્યા હોય તો શબ્દો પણ મળતાંજ આવવાં અસંભવિત નથી !" વળી મર્હુમ રા. મણિશંકર અને તેમના ઓષધાલયના સ્ટાફની છબી સંબંધી અમારા વિચારો એવા છે કે તેઓએ કદાપિ જાહેર ખબરોના આધારે પોતાનો ધંધો ફતેહમંદ કર્યો હોય છતાં ઔષધમાં પણ

ખરા ગુણ હોવા જોઇએ કે જેથી વર્ષોના વહેવા સાથે તેની ખ્યાતી વધતીજ ગઇ, એટલુંજ નહિં પણ પેપરોના હકમાં જાહેર ખબરો એક ઉત્તેજન સમાન છે, જ્યારથી ભાઈબંધનું જન્મ થયું ત્યારથી આજ આઠ વર્ષ થયાં તેમની જાહેર ખબર આ માસીકમાં ચાલુજ છે ત્યારે આટલા લાંબા સમયે આવી રીતે કાર્ય રૂપે તેમનો ઉપકાર અમે પ્રદર્શિત કરીએ તો તેમાં ખોટું શું ?

અધિપતિ.

અખબારે ઇસલામ ગેજ્જેદા પત્ર ના તા. ૧૪-૧-૧૫ના અંકમાં અમારા ખાસ નંબર માટે આપેલું નિચે પ્રમાણેનું લખાણ ઉપકારની લાગણી સાથે અત્રે ઉતારી લઇએ છીએ.

ભાઈબંધ નવરંગનું નવા સાલનું રંગીલું ચોપાન્યું.

વડોદરામાં મી૦ કે. એમ ઝીયાઅલીએ પોતાના અધીપતી પણા હેઠલ પ્રગટ થતા માસીક "ભાઈબંધ-નવરંગ" નામનું ચોપાનીયું, આપણી ઉપરની રાજ કરતી હોમતના બેઠેલા નવા ઇ૦ સ૦ ૧૯૧૫ ના નવા વરષની વાચનારી આલમને "સાલ મુબારક" આપવા માટે જે ખાસ નંબર બહાર પાડયો છે તેમાં જાણીતા વીદ્વાનો, લેખકો જાહેર પુરૂષો વગેરેના ફોટુઓ આરટ પેપેર ઉપર આપ્યા છે તથા બીજા વાંચવા લાયક વિશયોથી આ ચોપાન્યાના પાનાઓ ભરી પોતાના વાંચક વરગની એક ઉમદા સેવા બજાવી છે. અમો અમારા ઉપરા માસીક ભાઈબંધના સાહસમાં દર વરસે ઉમેરાતી જતી રોનક જોઈને ઘણાં ખુશી થઈએ છીએ. ખુદા પાક તેમના સાહસને દીન ઉગતે વધુ દીપાવો અને ફતેહ બખ્શો; આમીન

ભાગ્યોદય માસિકે પણ જાનેવારીના અંકમાં નીચેનું વાકય છાપવાની કૃપાળુ તસ્દી લીધી છે.

ભાઈબંધ-નવરંગ-આ માસિકમાં કેટલાંક રમુજી વાંચવા યોગ્ય સામાન્ય વિશયો ચર્ચવામાં આવે છે

મુંબઈના "ગુજરાતી" પત્રે જે ઉત્તમ શબ્દો વાપરવાની મેહેરબાની કીધીછે તેનો અતિશય ઉપકારની લાગણી સાથે અતરે ઉતારો કરી લઇએ છીએ.

ભાઇબંધ નવરંગનો નવા વર્ષનો અંક આવકારને પાત્ર છે. તેમના એડીટર મી કે. એમ. ઝીયાઅલીએ અંકને સુશોભીત કરવા માટે ઘણો સારો પ્રયત્ન કર્યો છે. આર્ટ પેપરપર છાપેલા કેટલાક સારા ચિત્રો પણ આપવામાં આવ્યા છે વિષયોની ચુંટણી પણ સારી થઇ થઇ છે. 'લેખક-ત્રીપુટી' નું ચિત્ર ધ્યાન ખેંચે તેવું છે તેની અંદર રા. રતનલાલ ત્રૈત. વકતા, રા. જન્મશંકર લલીત અને કે એમ. ઝીયાઅલી નો ગ્રૂપ આપવામાં આવ્યો છે, અને તેઓએ ઉત્તમ વિચારો પ્રદર્શિત કર્યા છે તેમાટે અમેએ અંક મંગાવી વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ, આ ભેટનો અંક આઠમા વર્ષનો પહેલો છે.

ઠે૦ ડેસન્ટ પ્રિન્ટીંગ વર્કસ-વડોદરા.

# સત્કાર અને વિચાર

**સાહિત્ય**—એ નામનું માસિક સુપ્રસિદ્ધ ગુર્જર સાક્ષર શિરોમણી રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાના પુત્ર મગનલાલ શેઠ કાંટાવાળા, એમ. એ. ના તંત્રીપણા નીચે આજે ત્રણ વર્ષથી નિયમિત પ્રગટ થાય છે. બેશક તેમાં આવતા લેખોમાંના કેટલાક વાંચવા અને મનન કરવા યોગ્ય હોય છે. વળી ન્યાયની ખાતર એમ પણ કહીશું કે— "ચોપાનિઆં કહે છે" તે મથાળા નીચે દરેક માસિકના નિષ્પક્ષ પાતપણે ગુણદોષની નોંધ લેવામાં આવે છે.

**વાર્તા વારિધિ**—(દીવાળીનો ખાસ સચિત્ર અંક, પ્રયોજક ; ગણપતિરામ ઉત્તમરામ ; ભટ્ટ અમદાવાદ પ્રસ્તુત અંકમાં અપવાદ રૂપ એકાદ બે કાવ્યો સિવાયના લખાણો વાંચવા જેવાં છે, અમુક કાવ્યમાં સારા ભાવનો દુષ્કાળ જણાતો હોયનો તો તે જવાબદારી લેખકના શીર છે. આવા લખાણો જમાનાને ઉપયોગી થઇ પડશે કે નહી—? સામાન્ય વર્ગ આમાંથી કેવું તત્વ શોધશે ? અને તે એના પ્રત્યે મારી શી ફરજ છે ? એવું સમજ્યા વિના કે વિચાર્યા સિવાય લખનારો લેખક જન સમાજના મૂર્ખ મિત્ર તરીકેની ગરજ પુરી પાડતાં, તેમના અહિતમાં સામેલ થાય છે. એ વિષે એટલે કાવ્ય સંબંધી ચર્ચા આગળ ઉપર કરવામાં આવશે, હાલતો અત્રે વિરામતાં જણાવીશું કે—

આ માસિક ચલાવવામાં પ્રયોજકનો શ્રમ બેશક પ્રશંસનિય છે. સાધારણ લવાજમથી સંખ્યાબંધ પૃષ્ઠોનું વાંચન પૂરૂં પાડે છે તેજ દાખલો અત્રે બસ છે.

સારૂં નરસું પારખી સમયને અને આસપાસને ઓળખતાં શીખવાની પ્રયોજકને હજી વધારે જરૂર છે. છતાં હાલ કેટલાક માસથી તેઓશ્રીની પ્રકૃતિ અસ્વસ્થ રહેતી હોવાથીજ આમ બનવાનું કલ્પી શકાય.

**દિગમ્બર જૈન**—કારતકનો અંક તે વીર નિર્વાણ સચિત્ર ખાસ અંક છે તેમાં કેટલાક સુપ્રસિદ્ધ લેખકોના લખાણોનો સંગ્રહ કરવામાં આવેલો છે. મી. હરબર્ટ વોરન અને ગાર્ડનના ઇંગ્રીશ લેખો ધ્યાન પૂર્વક વાંચવા જેવાં છે પંડીત લાલનનો બહિરાત્માની બલીહારીનો લેખ પ્રશંસા પાત્ર છે. મી વાડીલાલ મોતીલાલે પણ ઠીક વિચારો પ્રદર્શિત કર્યા છે

શ્રીમતિ લલિતા બહેનનો લેખ પણ ઠીક આલેખાએલો છે. પ્રસ્તુત અંકમાં સંપાદકે પણ કેટલાક લખાણો લખ્યા છે તે મીઠાં પણ અધુરા જણાય છે. તે મિત્રને પણ હજુ કેટલુંક શીખવાનું બાકી છે. એકંદર કામ ઘણું સારૂ છે

આ સિવાય—કેળવણી, પ્રાતઃકાલ, વિવેચક, બુધ્ધિપ્રભા, સુંદરી સુબોધ, વાર્તા વારિધિનો પોષ માસનો અંક, વહોરા ઉદય પખવાડીકનો આંક નંબર, બાગે મોમિન, શીરદોસ્ત, સૂર્યોદય તથા શ્રીમાળી અભ્યુદય જ્ઞાનોદય, માસિક, અખબારે ઇસ્લામ રોઝંદું વગેરે પત્ર અમને બદલામાં મળ્યા છે તેનો સહ પ્રેમ સ્વીકાર કર્યો છે. તેનો અભિપ્રાય હવે પછી ટાંકવામાં આવશે. સ્થળ સંકોચને લીધે હાલ બની શકે તેમ નથી.

અધિપતિ ભાઇચંદ

# વહેપાર ઉદ્યોગને આશિર્વાદ !

એક મહાન પુસ્તક ગુજરાતી ભાષામાં સામાન્ય પ્રજાને ઉપયોગી થઇ પડે એવી રીતે પ્રગટ કરવાનું કામ "ધી મોડર્ન એડવર્ટાઇઝીંગ સોસાયટી--બરોડા" એ પોતાને માથે લીધું છે. તેને લગતી કેટલીક અગત્યની હકીકત અત્રે રજુ કરી દરેક શખ્સ તેનું વિચાર પુર્વક મનન કરશે એવી આશા રાખવામાં આવે છે.

૧ મજકુર પુસ્તકનું નામ "શ્રીમંતાઇનો સરળ માર્ગ અને જાહેરાતનો ભંડાર" રાખવામાં આવ્યું છે.

૨ સદર પુસ્તકનું કદ ડીમાઇ ૮ પેજી "અને જાડાઇ ૩॥ ઇંચ જેટલી તથા પૃષ્ટ ૫૦૦૦ થશે.

૩ સદર પુસ્તકની પુરે પુરી ૫૦૦૦ નકલો છાપવાનું કામ ચાલુ થઇ ગયું છે. અને આગળ ચાલુજ છે.

૪ સર્વ કોઇ કબુલ કરે છે કે હિંદુસ્તાનનો વહેપાર હજુ બાલ્યાવસ્થામાં છે. અને તદન અંધાધુંધ રીતે ચલાવવામાં આવે છે, થોડી મહેનતે થોડી પુંજીએ અને થોડા વખતમાં વધુ કમાણી કેમ કરવી તે જ્ઞાન હજુ હીંદી પ્રજામાં જોઇએ પ્રમાણમાં પ્રસર્યું નથી તેથી તેવું વાંચન પુરૂ પાડનારા પુસ્તકો [illegible] આવશ્યકતા સ્વીકારવામા આવે છે. તેથી આ પુસ્તકમાં તેવું વાચન પુરૂં પાડીને આ દેશના વ્યાપારની ખીલવણીનું મુખ્ય સાધન જે જાહેરાતની છે તે માટે જાહેર ખબરો દાખલ કરી તેના લાભનો અનુભવ આપવાનું વ્યાજબી વિચારી તેની સ્થાનકપર આ પુસ્તક પ્રગટ કરવાને માટે ઘણી મુશ્કેલીઓ સમક્ષ હોવા છતાં સોસાયટીએ તે કામ પુરૂં કરવાની ખંત સાથે હિમ્મત લીધી છે.

૫ એ પુસ્તકના દરેક પૃષ્ટમા નિચેના અરધા ભાગમા ધંધાદારીઓની જાહેર ખબરો દાખલ કરવામાં આવે છે તેનો નમુનો ભાઇબંધ માસિકના ગયા સાલના ૨, ૩, ૪, ૫ મા અંકના છેલા પાનાઓ જોવાથી સમજાશે. અથવા નિચેના સરનામે એક આનાની ટીકીટ મોકલવાથી શરૂઆતના ૧૮ પૃષ્ટ મોકલવામાં આવશે.

૬ જે ગ્રાહકો રૂ. ૫ સાથે પોતાની જાહેરાત મોકલશે તો તે જાહેર ખબર એક વારતો ભાઇબંધ માસીકના અંકમાં પ્રગટ થઇ જશે, અને વળી શ્રીમંતાઇના પુસ્તકની પાંચ હજાર પ્રતોમાં પણ તે છપાઇ જશે ઉપરાંત એ પુસ્તકનો એક વિભાગ તૈયાર થયે ખરીદાર પડશે અને તે તદન મફત મોકલી આપવામાં આવશે. એવી રીતે ઘણું ગણો લાભ મેળવવા રૂ. ૫ની શું વિસાદ છે. !

૭ પ્રથમ વિભાગ ૧૦૦ પૃષ્ટનો પ્રગટ કરવામાં આવશે, તે જેઓ ખરીદ કરવા માગતા હશે, તેમને સાડા પાંચ આનાનીજ કિંમતે મળી શકશે.

૮ મંગાવેથી વધુ હકીકત વિગેરે લખી મોકલવામાં આવશે. એક આનાની ટીકીટ મોકલનારને સાથે કેટલીક ઉપયોગી ભેટો મોકલવામાં આવશે.

પત્ર વહેવાર નિચેના સરનામે કરવો.

જનરલ મેનેજર ધી મોડર્ન એડવર્ટાઇઝીંગ સોસાયટી

મુગલવાડા—વડોદરા.




## અનુક્રમણિકા.



આ પત્ર ખુદાદાદ શેઠ ઝીયાઅલીએ "ધી ક્રેસન્ટ પ્રિન્ટીંગ વર્કસ" વડોદરામાં પોતાના માટે છાપી ભાઇબંધ ઓફીસમાંથી પ્રગટ કર્યું. તા. ૨-૫-૧૫.

# વહેપાર ઉદ્યોગને આશિર્વાદ !

એક મહાન પુસ્તક ગુજરાતી ભાષામાં સામાન્ય પ્રજાને ઉપયોગી થઇ પડે એવી રીતે પ્રગટ કરવાનું કામ "ધી મોડર્ન એડવર્ટાઇઝીંગ સોસાયટી—બરોડા" એ પોતાને શીર લીધું છે. તેને લગતી કેટલીક અગત્યની હકીકત અતરે રજુ કરી દરેક શખ્સ તેનું વિચાર મનન કરશે એવી આશા રાખવામાં આવે છે.

૧ મજકુર પુસ્તકનું નામ "શ્રીમંતાઇનો સરળ માર્ગ અને જાહેરાતનો ભંડાર" રાખવામાં આવ્યું છે.

૨ સદર પુસ્તકનું કદ ડાન્‌ડા " " અને જાડાઇ ૧૦॥ ઇંચ જેટલી તથા પૃષ્ટ ૫૦૦૦ થશે.

૩ સદર પુસ્તકની પુરે પુરી ૫૦૦૦ નકલો છાપવાનું કામ ચાલુ થઇ ગયું છે. અને આગળ ચાલુજ છે.

૪ સર્વ કોઇ કબુલ કરે છે કે હિંદુસ્તાનનો વહેપાર હજુ બાલ્યાવસ્થામાં છે, તદન અંધાધુંધ રીતે ચલાવવામાં આવે છે, થોડી મહેનતે થોડી પુંજીએ અને થોડા વખતમાં વધુ કમાણી કેમ કરવી તે જ્ઞાન હજુ હીંદી પ્રજામાં બહોળા પ્રમાણમાં પ્રસર્યું નથી તેથી તેવું વાંચન પુરૂં પાડનારા પુસ્તકો ઘણે મોટો ફેલાવો પામવાની આવશ્યકતા સ્વીકારવામાં આવે છે. તેથી આ પુસ્તકમાં તેવું વાંચન પુરૂં પાડીને સાથેજ વ્યાપારની ખીલવણીનું મુખ્ય સાધન જે પ્રખ્યાતી છે તે માટે જાહેર ખબરો દાખલ કરી તેના લાભનો અનુભવ આપવાનું વ્યાજબી વિચારી તેવી સ્ટાઇલપર આ પુસ્તક પ્રગટ કરવાને માટે ઘણી મુશ્કેલીઓ સમક્ષ હોવા છતાં સોસાયટીએ તે કામ પુર્ણ કરવાની ખંત સાથે હિમ્મત બીડી છે !

૫ એ પુસ્તકના દરેક પૃષ્ટમાં નિચેના અડધા ભાગમાં ધંધાદારીઓની જાહેર ખબરો દાખલ કરવામાં આવે છે તેનો નમુનો ભાઇબંધ માસિકના ગયા સાલના ૨, ૩, ૪, ૫ માં અંકના છેલ્લા પાનાઓ જોવાથી સમજાશે. અથવા નિચેના સરનામે એક આનાની ટીકીટો મોકલવાથી શરૂઆતના ૧૮ પૃષ્ટ મોકલવામાં આવશે.

૬ જે સાહેબો રૂા. ૫ સાથે પોતાની જાહેરાત મોકલશે તો તે જાહેર ખબર એક વારતો ભાઇબંધ માસીકના અંકમાં પ્રગટ થઇ જશે, અને વળી શ્રીમંતાઇના પુસ્તકની પાંચ હજાર પ્રતોમાં પણ તે છપાઇ જશે ઉપરાંત એ પુસ્તકનો એક વિભાગ તૈયાર થએ બહાર પડશે અને તે તદન મફત મોકલી આપવામાં આવશે. એવી રીતે બહુ ગણો લાભ મેળવવા રૂ. ૫ની શું વિસાદ છે. !

૭ પ્રથમ વિભાગ ૧૦૦ પૃષ્ટનો પ્રગટ કરવામાં આવશે, તે જેઓ ખરીદ કરવા માગતા હશે તેમને સાડા પાંચ આનાનીજ કિંમતે મળી શકશે.

૮ મંગાવેથી વધુ હકીકત વિગેરે લખી મોકલવામાં આવશે. એક આનાની ટીકીટ બીડનારને સાથે કેટલીક ઉપયોગી ભેટો મોકલવામાં આવશે.

પત્ર વહેવાર નિચેના સરનામે કરવો.

જનરલ મેનેજર ધી મોડર્ન એડવર્ટાઇઝીંગ સોસાયટી

મુગલવાડા—વડોદરા

# ભાઇબંધ



જેમાં જોડાયલું છે



# નવરંગ.

પુ. ૮ મું. ] માર્ચ સન ૧૯૧૫. [ અંક ૩ જો.

## कलापीने.

કુદરતના બાલકના કેકા મીઠડા !
ગુંજન કરતા હૃદય તણું ઉદ્યાનજો !
દિવ્ય અને મોંઘેરા કલરવ કારમા !
અહો 'કલાપી' કેરા ભુલવે ભાનજો !
કુદરતના બાલકના કેકા મીઠડા ! ૧

વૃક્ષ અને વેલી પુષ્પે વિલસી રહ્યું !
ગીરી સુન્દર કલ્લોલિનીનો સમુદાયજો !
ભ્રમર તણા ગુંજનથી ગરવુ લાગતુ !
અહો ! 'કલાપી' એ ઉદ્યાને ગાયજો !
કુદરતના બાલકના કેકા મીઠડા ! ૨

ને સર્ગિય સુન્દરતાને ભોકતા ભલોં !
પોકારે એ પીઉ પીઉ મદભર નાદજો !
શોભંતો 'શોભન' તે રમ્ય 'રમા' થકી !
અહો 'કલાપી' સારે સ્વર્ગિય સાદજો !
કુદરતના બાલકના કેકા મીઠડા ! ૩

પ્રેમ નયન ને પ્રીતિ ઝરતી અંતરે !
દિવ્ય પ્રકાશથી પ્રકટે સ્નેહ સત્કારજો !
નીચોવાયે હૃદય ટપકતાં બિંદુડાં !
અહો 'કલાપી' એ તુજ 'જીવન' સારજો !
કુદરતના બાલકના કેકા મીઠડા ! ૪

તુજ કેકામાં પડઘા પડતા પ્રેમના !
કુદરતને જીવનના તાર સળંગજો !
પ્રેમ તણી પ્રભુતાના મરવાં ગીતડાં !
ગાતો ભાળવા અહો અનાદિ અનંતજો !
કુદરતના બાલકના કેકા મીઠડા ! ૫

શીખવે સ્નાન વીધિ રસસાગર રમ્યની !
કુદરત કેરા વિલાસ રસ આસ્વાદજો !
હૃદય મથન કરતી કઇ લહરિ દિવ્યને !
રેલવતી કઇ લલિત મનોહર નાદજો !
કુદરતના બાલકના કેકા મીઠડા ! ૬

અહો 'કલાપી' પાર્ષદ પ્રભુના કારમા !
પ્રેમ તણા ટહુકામાં રસ મસ્તાનજો !
સુરતાની વાડીના મીઠા 'મોરલા' !
દિવ્ય રૂપિ તમ સ્વર્ગે હજો વિરામજો !
કુદરતના બાલકના કેકા મીઠડા ! ૭

મણિ મન્દિર
પાદરા } પાદરાકર

# મઝહબ અને સાયન્સ

## ( એક મહાત્માનું ભાષણ )

( ૨ )

( ગયા અંકના પૃષ્ઠ ૧૩૨ થી ચાલુ. )

મનુષ્યનો સ્વભાવજ એવો છે કે તે એક સ્થીતિપર સંતોષી રહેતો નથી. એક વસ્તુના પ્રાપ્ત થવા પર બીજી અને બીજીથી ત્રીજીપર આકર્ષાય છે! જ્યાં ભુખ લાગી તો ખોરાકની શોધ થઇ, થતાં થતાં જ્યારે ખોરાક પેટ ભરીને મળવા લાગ્યો ત્યારે ભુખતો એક તરફ રહી ગઇ અને ખોરાકનો આધાર સ્વાદ ઉપર આવી પહોંચ્યો. અને એ ચાટમાં તેણે એવી એવી તરકીબો અને નઝાકતો કીધી કે જેનો પારજ નહીં. કપડું શરીરના રક્ષણ અને આરામને માટે હતું, તેને શૃંગારનું સાધન બનાવી લીધું. તે અહના ઝુંપડી જે માથું છુપાવવાને માટે પુરતી. હતી તે હવે એક ભવ્ય મહેલ બની ગયો જેમાં સઘળો એશ આરામ અને શોભાનો સામાન ભેગો થઇ ગયો એવીજ રીતે આ મનુષ્યે દોલત અને હુકુમત તથા સત્તા મેળવવાની કોશિષ કીધી અને જેમ જેમ એની ઇચ્છા પ્રાપ્ત થતી ગઇ તેમ તેમ એની લાલચ વધુ અને વધુ વધતી ગઇ, અને એના વિચારો વધારે બહોળા થઇ ગયા, તથા દરેક વસ્તુમાં નવી નવી યોજના અને નવા નવા સુધારા થતા ગયા, અને તે એમાં એવો લીન થઇ ગયો કે અંતે એજ એની પડતીનું કારણ બની ગયું.

ખરૂં એવું છે કે માણસની ઉન્નતિ ગુપ્ત માંથી આરંભે છે. અને માણસની પડતી પણ તેના ગુપ્ત તરફથી થાય છે. જે લોકો શારિરીક આરામ અને જડ વસ્તુની રાહતોમાં ગુંથાઇ રહે છે અને તેનેજ ઉન્નતીનું મુળ સમજે છે તેઓ હમેશ નીચથી નીચ સ્થીતિમાં રહે છે અને કદી પણ તે ઊંચા દરજ્જાને મેળવી શકતા નથી જે હમેશ ગુપ્તની ઉન્નતીથી પ્રાપ્ત થાય છે, આ શરીર ઉધાર અને ફાની છે, અને તે સાથે તે સઘળી ઇચ્છાઓ અને આરામ તથા શક્તિ ગેરે પણ ફના થઇ જનાર છે. શરીરમાંથી [ કર્યા પછી રૂહ—આત્માતો હમેશ રહેશે ? જેણે શરીરની સાથે રહી સ્વાર્થને દબાવી માર્થને વધાર્યું નથી જેણે તે હિદાયતના નુર જે મઝહબના પ્રતાપે પ્રાપ્ત થાય છે, પોત.. રોશન—જાગૃત. નથી કર્યાં અને પોતાના ગુપ્ત તથા આત્માની સફાઇ તરફ લક્ષ નથી આપ્યું તો તેની રૂહ—આત્મા આલમ અરવાહ—પરલોકમાં પણ હલકીજ સ્થીતિમાં રહેશે કારણના ઉન્નતીનાં મુળ માત્ર શરિર અને તેને લાગતી વળગતી. વસ્તુઓ સુધીજ છે. જ્યારે શરીરનો અંત આવે છે ત્યારે તેનો પણ છેડો આવે છે. એ હકીકત ના જાણનારાઓએ જરા બીજી તરફ પણ લક્ષ આપવું જોઇએ કે જે ઉન્નતીનું મુળ છે. અને જેનું સાંકળિયું હમેશ સુધી રહેનારૂં છે. શરીરને છોડયા પછી રૂહ—આત્મા જે પંક્તિએ આ લોકમાં હતી તેજ પંક્તિએ પરલોકમાં પણ જાય છે. જો તે અતરે. અદના સ્થીતિમાં હતી તો તેવીજ સ્થીતિએ ત્યાં પહોંચી પછી તેટલેથી આગળ ઉન્નતિ કરતી, જશે અને અહીંની શારિરીક ઇચ્છાઓ મોટે ભાગે તેને આડે આવતી રહેશે પણ જે આલોકમાંજ તે ઉચ્ચ પંક્તિએ પહોંચી ચુકી છે તો પરલોકમાં પણ તેવાજ માન—ગરતબાથી દાખલ થઇ ત્યાં વગર હરકતે આગળ ઉન્નતી કરતી જશે અને તે કરતાં પણ વધુ ઉચ્ચ પરલોકમાં પ્રવેશ કરશે. અને એ ઉન્નતીનું સાંકળિયું હમેશ હમેશ ચાલુજ રહેશે. કેમકે જે પ્રમાણે સૈયારા (ચાલતા તારા) ઓની વ્યવસ્થા બે હીસાબ અને હદ વગરની

છે તેજ પ્રમાણે આત્મા-રૂહની વ્યવસ્થા પણ અગણિત પ્રમાણ ધરાવે છે. એજ છે ખરી ચઢતી અને અચલ ઉન્નતી કે જેની શકલનાનો પાર નથી તેમ તેને ફના પણ નથી. એ માટે માણસની ફરજ છે કે તે હલકા વિચારોને છેડીને ઉચી પંક્તીને પ્રાપ્ત કરતો જાય કે જેનો માર્ગ આપણને મઝહબ-ધર્મ સુચવે છે.

એટલેકે સાઇન્સ જગત્ સાથે માણસનો સંપૂર્ણ સંબંધ એવા પ્રકારે બતાવી શકતુ નથી, જેવી રીતે કે મઝહબ બતાવે છે કામ કે સાઇન્સના વિસ્તારને હદ છે, તેની પહોચ માત્ર જડ વસ્તુઓ સુધીજ છે, પણ મઝહબ-ધર્મની સત્તા જડ વસ્તુના સંસાર અને આત્મીક આલમ ઉપર પણ ચાલે છે. અને એના મૂળ દુર દુર સુધી પહોચે છે, મઝહબ માત્ર તેજ ફરજોને અદા કરતો નથી કે જે માણસના આત્માથીજ કે બીજા લોકોથી સંબંધ રાખે છે, પરંતુ તે એવાઓથી પણ સંબંધ રાખે છે જેમનો હજુ સુધી વજુદ પણ નથી એટલુજ નહીં પણ તે આલમથી પણ સંબંધ રાખે છે કે જ્યાં આપણને જવું છે.

સાઇન્સ માણસની રૂહ-આત્મા તથા રૂહાની આલમ અને પરલોકનો અસ્વીકાર કર્યા કરે, પણ તેના ઇનકારથી કોઇ ચીજની હસ્તી નાબુદ થઇ શક્તી નથી. અપૂર્ણ.




## ગઝલ

અમોને ટેવ એવી છે, પ્રભુને નીત્ય ભજવાની;
અમોને ટેવ એવી છે, પ્રભુ સાનિધ્ય વસવાની. ૧

અમોને ટેવ એવી છે, અનીતિ નોંધ કરવાની;
અમોને ટેવ એવી છે, સુસંગી સાથ ફરવાની. ૨

અમોને ટેવ એવી છે, સુસત્યે સાહ્ય કરવાની
અમોને ટેવ એવી છે, અનીતિ પંથ હણવાની. ૩

અમોને ટેવ એવી છે, કુસંગી ફંદ તજવાની
અમોને ટેવ એવી છે, અમારી ભૂલ જોવાની. ૪

અમોને ટેવ એવી છે, કદી નહીં ક્રોધ ધરવાની;
અમોને ટેવ એવી છે, વિસારી દ્વેષ દેવાની. ૫

અમોને ટેવ એવી છે, સ્વધર્મે ધ્યાન ધરવાની;
અમોને ટેવ એવી છે, સદા સંતોષે ફરવાની. ૬

અમોને ટેવ એવી છે, સમાનો પાઠ ભણવાની;
અમોને ટેવ એવી છે, સુશાન્તિ રોજ ધરવાની. ૭

કકુટેવો ધરી આવી, સુટેવો તું વિચારી લે;
કુટેવોથી થશે હાની, તુ તારી ટેવ સુધારીલે. ૮

હાલ વડોદરા સુલતાનપુરા
તારીખ ૧૧-૩-૧૫

લેખક
કકુ મોઘાભાઈ મહેતા.
પેટલાદ

# કર્મવીર સત્યાગ્રહી દેશભક્ત શ્રીમાન મોહનલાલ

## ગાંધીના જીવન ચરિત્ર પરથી લેવા જોગ કેટલોક બોધ

ગયા અંકના પૃષ્ટ ૧૩૪ થી ચાલુ.

( લખનાર—પી. કે. મહેતા, બી. એ., ભરૂચ. )

Dulce et decorum esr pro patria mori

[=It is sweet & glorious to die for one's country]

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी..

અહો આત્મ ભોગ ! તારા ઉપાસકો શું ન કરી શકે ! અહો નિઃસ્વાર્થ પ્રેમ ! તારા ભક્તો શું ન કરી શકે ! અહો સત્યનારાયણ દેવ ! તારા યજ્ઞકુંડમાં કેટલા પુરૂષોએ જીંદગીનું બલિદાન આપ્યું છે ? સત્યને ખાતર ઝેરનો પ્યાલો પીનારા સોક્રેટીસ જેવા ઘણા થોડા. સત્યને ખાતર મરણને શરણ થનારા ગેલિલીઓ જેવા ઘણા થોડા. સત્યને. ખાતર ભયંકર દુઃખો સહન કરનાર ગેરિબેલ્ડી જેવા ઘણા થોડા. સત્યને ખાતર શત્રુના ભોગ થઈ પડનારા લ્યુથર જેવા ઘણા થોડા સત્યને ખાતર અગ્નિની પ્રજ્વલિત જ્વાળામાં આનંદ અને ઉલટથી ફડફડ બળી ભસ્મ થનારા લેટિમર અને રિડલે જેવા ઘણા થોડા સત્યને ખાતર ખુશીથી કાંટાની શૂળીપર ચઢનારાં જગદુધ્ધારક ક્રાઇષ્ટ જેવા ઘણા થોડા.

આવી ઉન્નત પાયરીએ ધીમેધીમે ચઢાય છે અને ત્યાં પહોંચવાને નિઃસીમ ને વિશુધ્ધ પ્રેમરૂપી સીડીની અનિવાર્ય અપેક્ષા છે. સંજોગોને લઇને આવી રીતનો પ્રેમ ભિન્ન ભિન્ન સ્વરૂપ પકડે છે, અને તેનું ઉંચામાં ઉંચું સ્વરૂપ દેશ ભક્તિનું છે જાપાન અને રૂશિયા વચ્ચેના લડાઇમાંના સૈનિકન એક અગીયાર વર્ષની બાળકી નીચે મુજબ લખે છે અને તેનો ઉતારો "The standard" પત્રમાંથી આપ્યો છેઃ—

"The japanese spirit is pure and noble. It is like the cherry blossom. The cherry blooms beauti ful and, Without a bre ath of regret, is blown to the winds of heaven So we live and so we die, counting as naught the life we give for our country. Every japanese has this spirit at his birth, and is ready to die for Emperor and Fatherland

ભાવાર્થ—જાપાનના લોકોનો જુસ્સો પવિત્ર અને ઉમદા હોય છે. તે ચેરી ફુલના જેવો હોય છે, ચેરી ખુબસુરત રીતે ખીલે છે અને દુઃખના એક પણ શ્વાસ સિવાય આકાશના પવન જોડે તણાઇ જાય છે, આ પ્રમાણેજ અમે જીવીએ છીએ અને આ પ્રમાણેજ અમે મરીએ છીએ, અને અમારા દેશને માટે જીંદગી આપવી પડે તો તેનો કશો પણ હિસાબ ગણતા નથી. જાપાનના પ્રત્યેક માણસમાં આ જુસ્સો જન્મથીજ હોય છે. અને

રાજ્ય અને સ્વદેશ માટે પ્રાણાર્પણ કરવા માટે તત્પર હોય છે.

સો. મા. ગાંધીને ઘણી કપરી કસોટીમાંથી પસાર થવું પડયું છે અને અનેક મુશ્કેલીઓને લાત મારી હ ઠાવી નાંખવી પડી છે. આ સર્વ કાળ દરમીઆન તેનો ખરેખરો આત્મ ભોગ અને આત્મસંયમ ચોખ્ખી રીતે વ્યકત થયો છે; મી. ગાંધીના પિતાશ્રી જયારે મી. ગાંધીની બાર વર્ષની ઉમર હતી તે વારે સ્વર્ગવાસી થયા હતા; તે વારે મી, ગાંધીને અનેકાનેક સંસારિક અને આર્થીક વિટંબનાઓ વેઠવી પડી હતી, મી. ગાંધીની જીંદગીમાના ઉદ્દેશોમાંનો એક ઉદ્દેશ એ હતો કે, મ્હારે અંગ્રેજી સભ્યતાનાં કેન્દ્રસ્થાન ખુદ ઈંગ્લાંડમાંજ જઇ કેળવણી સંપાદન કરવી અને ત્યાંના લોકોના જે ઇષ્ટ અને વખાણવા જોગ ગુણો હોય તે ગ્રહણ કરી તેનું અનુકરણ કરવું. આ ઉદ્દેશ પાર લાવવાને દૈવયોગે પૈસાની મદદ મળી ગઇ, અને જ્ઞાતીભાઈઓના પ્રબળ વિરોધને પણ નહિ ગણકારી અંતે વતન છોડી સારાંને કાજે પરદેશ ગમન કર્યું. પોતાના વતનમાંજ તેને ઘણી મુશીબતો ખમવી પડી હતી. એટલુંજ નહિ પણ ઈંગ્લાંડ ગયા પછીએ તેને અસંખ્ય મુશીબતો ખમવી પડી હતી. મી. ગાંધીને જો કોઇ સામાન્ય હિમ્મતવાળો અને સામાન્ય સંયમવાળો અને સામાન્ય નિશ્ચયવાળો માણસ હોત તો હતાશ થઈ, વિઘ્નથી ડરી જઇ આરંભેલું કાર્ય તજી દઇ પાછી પાની કરત પણ ગાંધીનો સંયમ ને નિશ્ચય એવો દૃઢ હતો કે તે તેમાંથી એક તસુ પણ ખસે એમ નહોતા. ઈંગ્લાન્ડ જેવા ખર્ચાળુ દેશમાં સુખચેનથી રહેવા સારૂ એક આદમીને માસીક ખર્ચ રૂપીઆ સાઠ ચાલી શકે, નહિ, પરંતુ મી ગાંધીનાં અચળ હૃદયમાં તો આત્મસંયમના મુદ્રાલેખે ઉંડા મૂળ નાખ્યાં હતાં; એટલે ગમે તેટલાં દુઃખો સહન કરી ઇચ્છિત ફળપ્રાપ્તિ કરવી એ એનું એક મોટામાં મોટું જીવનસૂત્ર હતું.

વળી ૧૮૯૩ માં જયારે દેશભકત મી. ગાંધી આફ્રિકા ગયા તે વખતે વર્ણ ભેદને લીધે તેને અનહદ અડચણો અને અપમાનો સહન કરવાં પડયાં હતાં. પરંતુ એ સર્વ સંકટો મુંગે મોઢે સહન કરી. મી, ગાંધી તેનો તિરસ્કાર યુક્ત વર્ણ દ્વેષ નાબુદ કરાવવા માટે અને સમાન હકક મેળવવા માટે પ્રતિજ્ઞા લઇ જરાપણ થાક વગર ભગીરથ પ્રયત્ન કરવા મંડયા મી ગાંધીનું હૃદય ઉદાર હતું તેની દ્રષ્ટિ વિશાળ હતી; તેને પોતાના દેશ બાંધવો માટે અદ્વિતીય પ્રેમ અને દાઝ હતાં તેણે એવો પ્રયત્ન શરૂ કર્યો કે જેથી કરી હિંદુ મુસલમાનનો ભેદ અદ્રશ્ય થઇ ગયો, મી, ગાંધીને એક અવતાર પૈગમ્બર ગણી તેની સરદારી હેઠળ રહી એકજ લક્ષ્યને કાજે અને એકજ હેતુને કાજે એક સંપથી ભ્રાતૃભાવથી સત્યાગ્રહની લડત-ધર્મ યુદ્ધ લડવા મંડયા, દેશભકત મી. ગાંધીએ ક્રાઈસ્ટનાં જીવન અને દ્રષ્ટાંતનું અનુકરણ કરીને પોતાના ભાઇઓના

ભલા વાસ્તે પોતાનાં સર્વ સુખને તિલાંજલી આપી. કહો એકજ વ્યક્તિ જગત્‌માં કેટલો બધો ચમત્કાર કરી બતાવે છે! એકજ વ્યક્તિનાં ચારિત્ર્યથી, એકજ વ્યક્તિના પ્રતાપથી, એકજ વ્યક્તિનાં ઉપદેશથી હિંદુ મુસલમાન જેવા કટ્ટા દુશ્મનો બિરાદરોની માફક હાથમાં હાથ મીલાવી એક બીજાની સફોમાં ને હુંફમાં રહી સત્યાગ્રહની લડતનો ઝુંડો ઉડાવે એ બધું શાને લીધે? એ બધું મહાત્મા શ્રી મદનમોહનના સ્વાત્મભોગને લીધે; એ બધું મહાન્ દેશભક્ત મોહનલાલના નિઃસ્વાર્થ વિશ્વગત પ્રેમ ને લીધે.

પુનઃ જ્યારે મી. ગાંધી ૧૮૯૬ ની આખેરીએ આફ્રિકા ગયા ત્યારે તો તેના પર સીતમ જુલમ ગુજારવામાં આવ્યો હતો. આ સમયે તો તેને વલંદાઓએ પુષ્પને બદલે પથ્થરથી વધાવી લીધા! સ્વાર્થને લીધે વલંદાઓનો તેના પ્રતિ એટલો તો અણગમો હતો કે એક હેવાને તેને લાતનો પ્રહાર કીધો કે જેથી કરી મી. ગાંધી બેભાનાવસ્થામાં ભોંયપર પડી ગયા પરંતુ પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટની એક દિલસોઝ સ્ત્રીએ તેને બચાવી લીધો. આવી આવી તો બીજી ઘણી વિપત્તિઓ મી. ગાંધીપર પડી હતી; પણ તેનાથી તેઓ જરાએ બીધા નહિ એટલુંજ નહિ પરંતુ વિરોધીઓ તરફનાં તેઓના વિવેકમાં કાંઇ ખામી આવી નહિ. ખરૂં છે કે ચંદન જેમ વધારે ઘસવામાં આવે તેમ તેમ તે વધારે ને વધારે સુગંધ ને મધુરતા પ્રસારે છે. (અપુર્ણ)

# બાનુઓનો બાગ.




## ગઝલ.

કહી દીલદાર દીલથી મેં   ગ્રહ્યો આ હાથ ત્હારો છે
તું તારે કે ડુબાવી દે   હૃદયનો નાથ મારો છે .... ૧
મુક્યું છે શિર ખોળે મેં   કતલ કર કે બચાવીલે
ભલે થા દેવ કે દાનવ   છતાં આધાર મ્હારો છે .... ૨
હૃદયમાં પ્રીત ત્હારે હો   અગર ધિક્કાર દીલમાંહો
ગણ્યોજે નાથ મ્હારો તે   સદ એ પ્રાણ પ્યારો છે .... ૩
પ્રતિજ્ઞા દેવ ચરણોમાં   લીધી ન્હાવા સદા રહાવા
બધાપર ફેરવે પાણી   છતાં સરકાર મ્હારો છે .... ૪
ભુલાવી પ્રેમ પંથોમાં   ભુલાવી ભોળી હું ભુલી
ભુલી તે સર્વદા ભુલી   ગ્રહેલો .પંથ સારો છે .... ૫
તું ચાહેતોજ હું ચ્હાઉં   ભયો છે સ્વાર્થ એ ન્યાયે
ચહે ચ્હાનારને સહુએ   મગરમુજ ચાહ ન્યારો છે. .... ૬
તું દાનો હો દિવાનો હો   દયાળુ ક્રૂર હો તે દા
તું ખાતર હું તને ચાહું   ,ગમે તેવો તું મ્હારો છે .... ૭
હું ત્હારીને ન મ્હારો તું   ન તેથી દીલ કંઇ ઓછું
વફાઇ એ વફાઇને   હમારો ન્યાય ન્યારો છે — ૮
ભલે તું ખીલ આકાશે   અગર સંતાતું વાદળમાં
હમારૂં મુખતો નભમાં   હમારો ત્યાં ધ્રુતારો છે ... ૯
હસાવે તો હસી લે શું   રડાવે તો રડી રેંશું
વિના એ મુખ દર્શન તો   બધો સંસાર ખારો છે .... ૧૦

ડુબ્યાં જે પ્રેમ પાણીમાં તરીશુ તેજ જળમાહ્ય
જીગર નિસ્વાર્થ લાગ્યું, તે વિના કયા અન્ય આરો છે .... ૧૧
પ્રતિજ્ઞા પ્રેમ તોડીને ફરી બેસો ભલે જઇને
કરીલે ચ્હાય તે દીલથી છતા તુ નાથ મ્હારો છે .... ૧૨
પડી હું પ્રેમ અર્ણવમાં તુટી ગઇ માર્ગમાં નૌકા
જણાયે દૂર પણ મ્હારો તુ આશાનો કિનારો છે .. ૧૩
અરે! ના! નાથ! તરછોડો વદન કા મુજથી મોડો
તણાવાનેજ તરછોડે જગતનો ક્રૂર ધારો છે ... ૧૪
ગણીને ફૂલ ચુટયુ મે હવે અંગાર છો નીપજે
સદા અંગારમા જળવું થયુ દીલે કાષ્ટ ભારો છે ... ૧૫
પલટવા પ્રેમ દીલનો આ હૃદય ન્યારૂ તુંથી કરવા
અધૂરી ક્રૂર છે ક્રૂરતા અડગ એ ટેક મ્હારો છે. ... ૧૬

ઉદાસી




## એક વીરરસ મય નવલ કથા વિરાંગનાની ઉશ્કેરણી.

( ગ્રાન્ડ નબરના અંક માટે ખાસ લખનાર પેઇન્ટર એમ. સી. ભારસદ ) રમુજી.

૧

### ઇંદ્રિ વિજય છંદ.

રણતૂર બજે ને દુદુંભીગજે અરૂ કડીંગ ધીંગ સુનાવત ડંકા,
ભડવીર મહારણધીર શુરા શુરનાદ સુણી ઉછળે રણબંકા.
રાઢપડે મહા જોશ ચડે પદ પાછો ધરે નહીં ધીર અટંકા,
યા હોમ કરી ધૂમતા અરીમાં ધરી દાવ ને ઘાવ દીએ સીંહ લંકા.

મુસલમાન સૈનીકો વિજય મળવાના હર્ષાવેશમાં પૂર્ણ જોશપર આવી ગયા છે, ચીતોડગઢની ચો તરફ યા અલ્લા નબી રસુલીલ્લાહનો ઉધ્ધ્વની પ્રસરી રહ્યો છે, રજપુતો કેશરીયાં કરી અંતપરીયતનો ( છેવટનો ) જોહાર આદરી ચુકયા છે, આવા દારૂણ યુધ્ધને પ્રસગે શુરવીરો શુરપર ચડે છે અને ૧૫ંા કપી ઉઠે છે. હબીઓના દભ તુટી જાય છે, બીકણો ભાગી જાય છે.

### ઇંદ્રિ વિજય છંદ

ધસતાં ધમકે ધરણી ધરૂજે ગરજે નભમાં શુરવીર હોકારા,
હથીઆર પ્રચંડ પ્રહાર પડે વરસે શર જાણત મુશળધારા
ભેટત રહી અશીઓ હસતી ઉર ભાસત હે ચપળા ચમકારા,
અજ જુથમેં શેર ઘુમે રમુજી જબ ભાગત ખગસેં બગ બિચારા.

પ્રીય પાઠકગણ ? આજથી ૮૦૦ વર્ષ પહેલાંના સમયની અત્યારે આપણે વાતો કરવા ધારી છે દિલ્હીનો બાદશાહ અલાઉદ્દીન રાણી પદ્મણીની પ્રાપ્તી માટે ચીતોડને ગોતરપ ઘેરો ઘાલી પડયો છે, ઇતિહાસમાં વિરત્વ પરત્વે અગ્રગણ્ય દર્શાવેલી એ વીરભુમીના લડાયક તમામ મર્દો મેદાનમાં ઘુમી રહ્યા છે.

### છપ્પો.

ઢગક ઢદ્દાંમણ ઢોલ અને રઢ દાંમણ વાગે,
ઝોકાં ખાતા જોધ ઝબક ઝબકીને જાગે,
દોડી દઇ દે ચોટ ઘાવનો દાવ ન ચુકે,
અટંક ટેકી રજપુત પાવ પાછો નવ મુકે,

જબ્બર જહુરો જોઇને વૈરી ધ્રુજે અંગમાં,
ઔર જાજેરૂ સુજાવે જવાં મર્દ રણ જંગમાં.

સેંકડો વીરાંગનાઓ પણ શસ્ત્ર સજી અરીદળના સંહાર કાર્યમાં ઉત્સુક બની પ્રચંડ કાળ સ્વરૂપ ધારણ કરી પ્રવર્તી રહી છે, ફકત એક જવાંમર્દ સુજાન યોધ્ધો રાણા લક્ષ્મણસિંહનો વીર પટાવત કેશરીસિંહ રણક્ષેત્રમાં હજુ સુધી દેખાયો નથી. તેની વીરરમણી હાડા કુળ તીલક શુરવીર બાળા "ફુલાદે" વીરરસમય વાણીથી પતીને પુનઃ પુનઃ ઉશ્કેરે છે, છતાં પણ તૈયાર થતો નથી, કેશરીસિંહની મુખમુદ્રા પર ગ્લાની છવાઇ ગઇ છે, એ રણવીર યોધ્ધો ફુલાંદેને કાંઇ પણ પ્રત્યુત્તર આપી શકતો નથી, તો પણ વિરાંગ્ના ફુલાવતી નીરાશ ન થતાં પોતાનો પ્રયત્ન ચાલુ રાખે છે

છપ્પો.

પીયુ પરાક્રમ કરો શત્રુઓ પાછા પાડો
સ્વામી રણ સંચરો શુરા કર બળ દેખાડો
હાથ ગ્રહી હથી આર ક્ષત્રીનું કુળ અજવાળો
તરશી તમ તલવાર અરીમાં તૃપ્તી વાળો
અછત હોજો વાલમાં ( કે ) વૈકુંઠ વાસ વસાવજો
કાયરજી થશોમાં કંથડા લાજ લેઈ ઘેર આવજો

હે! શુરવીર પતી આજ આપનુ વીરત્વ ક્યાં ગયુ, છેક શૌર્યહીણ કેમ થયા છો આપણી જન્મ ભુમીની રક્ષણ માટે જીવનદાન દેવું એ તુલ્ય અન્ય ઉત્તમ કાર્ય શું હોઇ શકે? રાણા લક્ષ્મણશીહનું લુણ ખાઇ હરામ કરવું એ આપ વીરત્વને કેમ શોભે?

છપ્પો.

ક્ષત્રાણી પયપાન કર્યું તે આજ દીપાવો
રંગીલા રણવીર ભલો રણ રંગ જમાવો
રાજ કશોટી કાજ ભલે આવ્યો દી આવો
ધરો દીલમાં દાજ શુરા સંગ્રામ શોભાવો
વળી ન જોશો વાલમા પાવન પાછો ધારશો
અડગ રહેજો રણ વીષે કુળ પરીયાં ઓધારશો

પીયુજી આ ચીતોડની ભુમીપર કોઇ પણ મર્દ એવો નહી હશે કે જે આ યુધ્ધને પ્રસંગે સ્ત્રી સન્મુખ બેસી રહેલો હોય આપના જેવા શુધ્ધ ક્ષત્રીપુત્ર યુધ્ધનો હોકારો થતાં ગૃહમાં શૌર્ય હીણ થઇ બેસી રહે એ શુ. ઓછું શોચનીય છે?

( ઈંદ્ર વિજય છંદ. )

'સોહી ખડો ભડ ભારત ભીષણ સમરાંગણ રણ ભૌમ્ય સુહાવે
' અરી પે રોષ કરે ધરી જોસને આર્ત ભીરૂકો ન હાથ લગાવે

મહાવીકાળ કરાળ એકાળ અરી કરસેં હથીયાર છુડાવે
રણ વાધ રમુજી સુણે ઊછળેઝટ, સોહીપુરો શુરવીર કહાવે

જો હું પહેલાંજ આપને આવા નીમાલ્ય શૌર્યહીણુ જાણુતી હોત તો બેશક અવિવાહીત જીવન ઉત્તમતમ ગણુત મારી સરખી સાહેલીયો મને કાયરની પત્ની કહી મ્હેણુાં દેશે, જ્યારે રાણો વિજય કરી પછા પધારશે ત્યારે આપ દરબારમાં શું મ્હોં બતાવશો, આપનું માન કેમ રહેશે! અને કદાચ ભાવી અનીષ્ટ હોય તો શું શત્રુની સત્તાને સ્વીકારી શેવા બજાવશો? હે પ્રીયતમ આપે શુ ધાર્યું છે.

## છપય

કાયર કહેશે લોક હાંસી કરશે સાહેલી
સમાવીને સહુ સોક મમતા હયોને મ્હેલી
કિર્તી કરતાં નાથ જીવન મોંધુ નવ ગણુશો
હજુ બાજી છે હાથ ક્ષત્રીનો દીનથી વણુશો
પડતાં અરીના પાદમાં ભુમી સયન કરવું ભલું
વ્યંઢળ થઇને વાલમા જીવ્યાથી મરવું ભલું

હે પીયુજી, આપને કુળદેવીની પ્રતીજ્ઞાસહ પુછુ છુ કે આપ છેક નીરાશ કેમ દેખાવ છો, યુધ્ધમાં ન જવાનું ખાસ કારણુ શું છે. હુ આપને વળી વળીને વીનવું છું પણુ કાંઇ પ્રત્યુત્તર કેમ આપતા નથી હું આપની અર્ધાંગના છુ સુખ દુખમાં સાથી છું જે આપના હ્રદયમાં હોય તે મારાથી છુપાવવાનું શુ કારણુ છે!

વ્હાલી વીરતનયા સૌન્દર્ય દેવી હું તારા પ્રેમમાં મુગ્ધ થયો છુ. હે કોમળાંગી પ્રીય રસીકા તારા મુખારવિંદના દર્શનથી એક ક્ષણુ પણુ અલગ થવા ચહાતો નથી અંતના સમયે વિયોગી થવુ એ મને ઘણું દુસહ્ય લાગે છે. હે ચીતહર ચતુરા મારૂ અંતઃકર્ણ મને ડખે છે મારી અતરવ્ય થાની આ સમયે સીમા નથી, અલાઉદ્દીનના સખ્યા બંધ સૈનીકો ચીતોડના સુભટ વીરોને પરાજીત કરશે એ નિસસય છે માટે હે હુંય રમણી તારા વીયોગમાં રણુભુમીપર જીવન ત્યાગ ઇચ્છિ શકતો નથી. ચીતોડગઢમાં યવનોનો પ્રવેશ થતાં આપણે સાથેજ અગ્નિ સરકાર કરીશુ

પ્રાણાધાર આપની મારા પ્રત્યે અનહદ પ્રેમની લાગણી જાણી મને સુખ શાંતિ અને હર્ષની સીમા રહેની નથી. પણુ પીયુજી આપના જેવા ભડવીર સમર્થ યોધ્ધાએ ગૃહવાં પ્રાણુ ત્યાગ કરવો એતો છેકજ અયોગ્ય જણાય છે. હું આપની, સાથે રણુક્ષેત્રમાં આવવા તૈયાર છું મને પણુ મારાં હાડા કુળને ઉજવળ કરવાનો પ્રસગ આવી મળશે, ચાલો પ્રભુ આપની શુરી શમશેર ઝળકાવો શીશોદીયાવશ દીપાવો.

## ૨

આજ સમરાંગણુમાં મહા ભયાનક ત્રાસ દાયક દેખાવ થઇ રહયો છે. રાજપુત વિરોમાં નવો ઉત્સાહ પ્રેરાયો છે, થોડા બળવિર રજપુતોએ અલાઉદ્દીનની પ્રચડ સૈન્યાને હંફાવી છે, યવન મહાદળનો અગ્રભાગ છીન્ન ભીન્ન થઇ ગયો છે, રણુશુર શીશોદીયા વિરોએ અનહદ પ્રાક્રમ કરી યવન સૈન્યાના મધ્ય ભાગમાં જંપલાવ્યું છે,

" સબુર કર સબુર " નરાધમ એ મારા મીત્રના ઊપર પ્રહાર થતા પહેલાંજ જો તને યમદ્વાર દેખાડું છું. એક ક્ષણ માત્રમાંજ ' લતીફખાન ' નામનો યવન સરદાર જમીન દોસ્ત થયો, શાબાશ છે પ્રમીલા તારી ત્વરીત સમય સુચકતાથી હું એક ભયંકર ઘાતમાથી બચ્યો; વિરાંગનાનો પ્રત્યુત્તર સાંભળતા પહેલાજ સરદારના મર્ણથી ક્રોધે ભરાએલી એક ટુકડીએ કેસરીસિંહને ઘેરી લીધો ચોતરફથી સખ્ત મારો ચલ્યો પતિને આ ભયંકર સંકટમાથી બચાવવા વિરાંગનાએ જે વિરત્વ વાપર્યું તે દર્શાવવા લેખીની અશક્ત છે પ્રચંડ મહાકાળ સ્વરૂપ ધારણ કરી સેંકડો સૈનીકોનો સંહાર કરતી આગળ ધસી તે જોઇ સીસોદીયા વિરો પણ પુર્ણ જોસથી લડવા લાગ્યા જોત જોતામા યવન સૈન્યમા ભંગાણ પડયું, વિરાંગના પતીના પડખામા યુધ્ધ કરતી દેખાઇ શાબાસ છે સુંદરી હું તારા શૌર્યના શાં વખાણ કરૂં એટલું બોલતાંમાંજ કેશરીસિંહની છાતીમા એક ઝેરી લેણું તીર ભોંકાયો, એ રણવીર યોધ્ધો એક કારમી ચીસ પાડી ઘોડા ઉપરથી ધરણીપર ઢળી પડયો પતીની કોઇ પ્રકારની ચારવાર કરવાનો આ સમય ન હોતો પણ લડાયક વીરોને સંબોધી કહેવા લાગી હે બાપા રાવળના વંશજો મેવાડની શુરી ભુમીના વીર સુભટો સીસોદીયા રણશુર યોધ્ધાઓ સમરક્ષેત્રમાં વિજય વા આત્મત્યાગ એજ ક્ષત્રી પુત્રોને શ્રેયસ્કર છે

છપ્પો.

શીર ભલે આ જાય નાક ના દેસો જાવા
ભલેને પરવસ થાય પ્રાણ વગરની કાયા
શુરાજે બંધન થાય ક્ષત્રી સાના કહેવાય
પડે અરીને પાય જનુની પથરા જાયા
સતિનાર ભોરીંગ મણીને ક્ષત્રીનાં સસ્ત્ર
જીવતાં કોઇને ના મળે મુવે થાય પરહસ્ત

રજપુતોએ શુરા પટાવતને બચાવવા અનહદ બળ વાપર્યું. કેશરીસિંહને મારનાર પ્રતીસ્પર્ધી વિરાંગના સન્મુખ આવી ઉભો તેના ઊપર દ્રષ્ટિ પડતાંજ વિરાંગનાની આંખ ફાટીગઇ મહા ક્રોધથી અગ્નિની ચીણગારીઓ નીકળવા લાગી વેરનો બદલો લેવા ઊભેલા રાક્ષસ પીશાચ તેં તારા એક રજપુત વિરને મારી તું કેટલો વખત જીવી શકે છે ? એમ કહી તલવારનો એક સખ્ત ફટકો લગાવ્યો એ ફટકો બખ્તર ભેદી શરીરમાં પ્રવરો " અફજલખાંન " ની સ્થીરતા રહી શકી નહી, તેણે પલાયન કર્યું અને વિરાંગનાએ પુઠપકડી ઊભો રહે દુરાચારી અધમ તારી યુદ્ધ પિપાસાને સદાને માટે શાન્ત કરું વિરાંગનાના શરીર ઊપર અનેક ઘા થયા છે રૂવે રૂવે ભાલોડા ભોંકાઇ ગયા છે છતા પણ એ બીરાંગના દેવી મુર્તિનું જીવન ખાસ એક પ્રતિજ્ઞાને પાળવા માટેજ ટકી રહયું છે, એમ માની સકાય

તેના હૃદયમા ક્રોધાગ્નિ વીશેસ ભભુકવા લાગ્યો તે ઝહેરીલા ત્રાસદાયક પતીના ખુનીના પ્રાણ લઇનેજ શાંન્ત થઇ થોડાજ સમયમા તેનો દ્રઢ મનોરથ પુર્ણ થયો

ખીલજી બાદશાહની પ્રબળ સેના ભાગીને પાર પહોચે તે પહેલા નવયુવાન તેજસિંહ સુંદર તરૂણ યોધ્ધો વિજયનાદ કરતો પાછો ફર્યો

સીસોદીયા વિરોએ વિસ્મયથી હર્ષથી અને કૈતુહળથી જોયુ કે વિરાંગનાએ પોતના ભાલાની અણી ઊપર કોઇનુ મસ્તક ભરાવ્યુ છે

, હે પ્રભુ તારી કળા અકળ છે, જે જગે કેશરીસિંહનુ મૃતક ખોળીયું પડયુ છે ત્યા વિરાંગનાના અંતરમાથી એક ઉદ્ગાર નીકળ્યો ' ઉસ ગહો અનમેના ખાત્રુ સ ગાત " એકા

એક વિરતન શુરાંગના મુર્છિતથઇ પ્રીયત્તમના અંગપર ઢળી પડી ........................
તેનો અમર આત્મા સદાને માટે શુર લોકમા પહોચી ગયો

૩

એવા અનેક રત્નો રણમાં રોળાઇગયા રજપુતવિરો અનુપમ શૌર્ય દર્શાવી સ્વધામે સીધાવ્યા ખુની અલાઉદીનની પ્રચંડ સૈન્યાએ ચીતોડના શુભ સુર્યને ઝાંખો કર્યો રાજ મહેલની અનેક સતિ સાધ્વિ વિરાંગનાઓ પતીવ્રતપણાના ટેકની ખાતર પ્રાણ હુતિ અર્પી વિરગતીએ પહોચી અનાઉદીનની ઊચ્છિષ્ટ અનિતિમય અમર આશા એક ત ગઇ જે ચીતોડ આ સમય સુધી સ્વતંત્ર અને વિરગણોનું નીવાસ સ્થાન હતું તેજ ચીતોડ આજે વીજાતીય શત્રુઓથી પાદાક્રાંન્ત થઇ ગયુ તેનો પવીત્ર અધીકાર આજે નષ્ટ થયો અલાઉદીનના ચિતોડમા પ્રવેશ કર્યાના સમાચાર સાંભળતાજ રાજ રમણીઓ અને સતી સંન્નિઓએ અગ્નિનો આશ્રય લીધો પદમણીની શોધમા અલાઉદીન ઘણુ ભટકયો પરંતુ આખરે નીરાશ થયો, ચિતોડ પ્રતિ તેનો ક્રોધ સો ગણો વૃધ્ધી પામ્યો. આખરે કૃતઘ્ની સેનાપતિ માલદેવને ચિતોડની વ્યવસ્થા રાખવાનુ સોપી સ્વદેશ તરફ ચાલ્યો ગયો, રાણા લક્ષ્મણસિંહનો પુત્ર અજયસિંહ બાળક હમીરને સાથે લેઇ અરવલ્લીના પહાડી ડુંગરોમા રહેવા લાગ્યો, સમય જતાં વિરકુમાર હમીરે પુન: ચિતોડનો ઓધાર કર્યો અને પાછુ રજપુત રાજ્ય તિલક અંકીત થયું અસ્તુ!

રમુજી

---

# બાળકોનો બાગ.

### દોહરા

એક ઇશ છે જગતના,
કેશ નમન બહુપેર;
હર્ષ થકીઆ વર્ષમાં.
જોમો લીલા લ્હેર ૧

રહો સંપ કુટંબમાં,
નરહે દુખલગાર;
વર્ષ મુબારક હો સદા,
સોમા અપર પાર ૨

પરમેશ્વર કરૂણા કરી,
નવનિધ ભર ભંડાર;
દઇ સુખ સંપતને સદા,
રક્ષા સરજન હાર, ૩

### ત્રોટક

લઈને પ્રથમાક્ષર તેહ જુવો,
મનનો વળિ શંપય તેહ ધ્રુવો,
ખુબશાલ મુબારક હો તમને,
વદતો મુખભારેકગ આશિષને, ૧

# શોધ ખોળ અને વિનોદ.

( લેખક બાઈઝભાઇ એન. ગજ્જર-ચાગા )

એંકદર પુષ્પોની જાતિમાં સેંકડે ત્રીસ જાતિનાં પુષ્પ સફેદ રંગનાં હોયછે.

જર્મનીમાં ઘોડાને મોટા અને બળવાન કરવાને માટે ડાકીમાં મધનું મિશ્રણ કરીને ખવરાવે છે,

હોલાંડમાં એવો રીવાજ છે કે સોળ વરસથી ઓછી ઉમ્મરવાળો છોકરો નાટકમાં જઈ શકતો નથી તથા મદિરા (દારૂ) વેચવાવાળાની દુકાનપર પણ નથી જઇ શકતો

જે કેદી પોતે કેદી દશામા ઉદ્યોગ કરીને જે દ્રવ્ય કમાય છે તેનો ⅓ ભાગ તેને કેદી અવસ્થામાંથી મૂક્ત થવા પર મળે છે

પ્રતિ વર્ષ સૈબીરીઆમાં કેટલીક નદીઓનુ પાણી ઉપરથી તે નીચે સુધી જમી જાય છે આશ્ચર્ય કારક વાત તે છે કે નદીનાં જળચર ( માછલી, મગર, આદિ, ) પ્રાણીઓ બર્ફમાંજ જીવીત રહી ઉષ્ણ કાળમાં જ્યારે બર્ફ પીગળી જાય છે ત્યારે તે જલચર પ્રાણીઓ પૂર્વવત ફરવા લાગે છે.

મૂર લોકોમાં સ્ત્રીઓને પોતાની ઉમ્મર યાદ ન રહે એ વાત ઘણી મહત્વની માનવામાં આવે છે.

યુરોપ ખંડમાં ભિન્ન ભિન્ન દેશોમાં લગભગ એક લાખ ડાકટર છે, પ્રત્યેક દેશોની વસ્તી અનુસાર વિભાગ પાડતાં ઈંગ્લાંડમાં ડાકટરોની સંખ્યા અન્ય દેશ કરતાં અધિક છે. ઈંગ્લાંડમાં ડાકટરોની સંખ્યા ૨૮૯૦૦ છે. ડાકટરોની સંખ્યામાં આબાદીના હીસાબથી તેના વિભાગ કરવામાં આવે તો દશ હજારપર ૭૦૮ની ગણત્રી આવે છે. સૌથી ઓછા ડાકટર બલ્ગેરીઆમાં છે ત્યાનુ પ્રમાણ પ્રતિ દસ હજારપર ૪૭ આવે છે. જર્મનીમાં ૨૫૦૦ ડાકટર છે ત્યાંનુ પ્રતિ દ૫ હજાર પર ૫૧ આવે છે ઇટાલીમાં ૧૮૨૭૦ ડાકટર છે ત્યાંનુ પ્રમાણ પ્રતિ દસ હજાર પર ૬૫ છે.

બી એન ગજ્જર.

# ભૂખે મરતા અનાથોને

# બચાવો!!

---

ભુખ્યાને ભોજન, તરસ્યાને પાણી ને રખડતાને નિવાસ આપવો એ હિન્દુ ધર્મનો મહાન્ સિદ્ધાંત છે તેને અનુસરીને નડીઆદ હિન્દુ અનાથાશ્રમમાં ભુખે મરતાં નિરાધાર બાળકો, વૃદ્ધ અપંગો, નિરાશ્રિત વિધવાઓ આદીને પાળી-પોષણ કરવામાં આવે છે.

એકી વખતે રૂ. ૨૦૦) આપનાર ગૃહસ્થના નામની એક આરસની તખ્તી ઓફીસમાં ચોડી નક્કી ઠરેલાદીવસે વર્ષમા એક વખત દાતાના સ્મરણમાં અનાથોને જમાડવામાં આવે છે આવા ૫૫ દાતાઓ અત્યાર સુધીમાં મળ્યા છે

જે દાતા રૂ ૨૫) આપશે તે "ગૌદાન" ખાતે ગણી તેના ઉત્પન્નમાંથી અનાથોને દુધ આપવામાં આવશે.

એક રૂપીઓ ને તેથી વધુ દાન મોકલનારનાં નામ વાર્ષિક રીપોર્ટમાં પ્રગટ થાય છે રીપોર્ટ દરેકને મફત મળે છે.

મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.




'નમ્ર' વિશેષણને 'તા' ભાવ વાચક પ્રત્યય લાગી 'નમ્રતા' શબ્દ બન્યો છે. નમ્ર એટલે નરમ અને નમ્રતા એટલે નરમાઇ

આપણા સંબંધમાં આવતાં સર્વ પ્રાણીઓ જોડે નિર્દોષ પણે અને ભલમનપણાથી વર્તવું તેનું નામ નમ્રતા નમ્રતાનો હેતુ એ છે કે જાતે આનંદમાં રહેવું અને આસપાસનાને આનંદમાં રાખવાં.

આખું જગત ઘણું કરીને જે દુઃખ ભોગવે છે તેનું કારણ કુસંપ હોય છે. કુસંપ થવાનું કારણ એ છે કે બે પક્ષમાંથી એકે પક્ષ નમ્રતાનો ઉપયોગકરતો નથી. જ્યાં નમ્રતાનો ગુણ હોય છે ત્યાંથી કુસંપ દૂર જતો રહે છે. નેતરનાં ઝાડ પાણીના પ્રવાહને નમીને પોતાનું રક્ષણ કરે છે. મોટાં મોટાં વૃક્ષો પણ પવન આવે ત્યારે નમી પડે છે. જો તેઓ એમ ન કરતાં હોય તો ઉદક પ્રવાહ અને વાત પ્રવાહ રાક્ષસો તેમને સમુળાં ઉખેડી નાંખી ગમે ત્યાં ગબડાવી તેમનો અંત આણવા પુરતા સમર્થ છે. ટકકર સેવામાં બળની જરૂર પડે છેજ, પણ નમી જવાથી જો આપણો બચાવ થતો હોય તો ટકકર લઇને બળનો ક્ષય કરી નાંખવાની શી જરૂર ?

નિર્બળનું બળ છે. હાથ જોડીને, માથું નમાવીને અને ક્ષમા માગીને ઘણા ગુનેગારો છુટી ગયા છે.

નમ્રતા ધારણ કરવાથી આપણે હલકા પડીએ છીએ- એમ ધારવું ભુલ ભરેલું છે. નમ્રતા ધારણ કરવાથી ઉલટો સામાના મનમાં સારો અભિપ્રાય બંધાય છે ને લોકોમાં આપણી મહત્તા વધે છે.

મહાપુરૂષો હમેશાં નમ્રતાવાળાજ હોય છે. જેઓ અપુર્ણ હોય છે તેજ છલકાતા માલમ પડે છે. આંબાને કેરીઓ આવે છે. ત્યારે તેની ડાળીઓ નમી પડે છે, તેજ પ્રમાણે મનુષ્યે પણ વિદ્યા, ધન અને અધિકાર વધતો જાય તેમ તેમ વધારે નમ્ર થવું જોઇએ.

ફળ વધતાં અધિક અધિક નમ્ર થવાનો કુદરતી નિયમ વૃક્ષોમાં પણ માલમ પડેછે, તો મનુષ્ય જેવા બુદ્ધિમાન પ્રાણીએ એ નિયમ શામાટે અમલમાં નહિ મુકવો ? વિદ્યા વધતાં અભિમાન વધવું જોઇએ નહિ, પણ નમ્રતા વધવી જોઇએ, કારણ કે વિદ્યા વિનય વડેજ શોભે છે,

નમ્રતા ધારણ કરવાથી દુષ્ટ મનુષ્યો પ્રસંગે આપણને કનડે છે પણ ખરા, માટે એવે પ્રસંગે નમ્રતા સાથે હિંમત-

પણ જોડવાની જરૂર છે, એક સાપને કોઇએક ગુરૂએ ઉપદેશ કર્યો કે નમ્રતા રાખવી અને કોઇને પણ દુખ દેવું નહિ આથી સાપે કરડવાનું મુકી દીધું અને તેથી ગોવાળીઆઓ લાકડીથી તેને ગમે તેમ ગબડાવી હેરાન કરવા લાગ્યા. સાપે ગુરૂની આજ્ઞા છોડી નહિ અને ઘણો દુઃખી થયો ફરી તે ગુરૂએ તેની આવી દશા જોઇને તેમ થવાનું કારણ પુછયા પછી કહ્યું કે મેં તને કરડવાનીના કહી, પણ ફુંફાડો ન રાખવો એમ ક્યાં કહ્યું હતું! સાપથી બીજે દિવસે ગોવાળીઆ ડરવા લાગ્યા.

આપણને સહાય કરનારા, આપણી નમ્રતા જરૂર જુએ છે અને નમ્રતાના પ્રમાણમાંજ સહાય મળે છે.

સત્તાની બીક બતાવીને અને રોપ મારીને જે કામ બીજા પાસેથી લેવામાં આવે તેના કરતાં નરમાશથી કામ લઇએ તે અધિક અને સારૂં બને છે. નોકર ચાકર વગેરે તાબાનાં માણસો પ્રતિ નમ્રતા ન રાખવાથી તેઓ કંટાળી જાય છે અને કાંઈપણ કામ કરવાનું હોય તે વેઠની માફક કરે છે. બાળકો પાસેથી પણ એજ પ્રમાણે કામ લેવું જોઇએ.

નમ્રતા રાખવામાં ઉપરી અધિકારીનું ખોટું હોય, તોપણ હાજી હા કરવું એનો સમાવેશ થતો નથી. આજ કાલ નોકરીઆત વર્ગમાં ખુશામતનો પ્રચાર ઘણો જોવામાં આવે છે, કારણ કે તેઓના રોટલા ઉપરી અધિકારોના હાથમાં રહેલાછે. ઉપરી અધિકારીની મરજી બનતાં સુધી સાચવવી એ તાબેદારોની ફરજ છે, તોપણ અયોગ્ય રીતે ખોટી ખુશામત કદી પણ ન કરવી. વિનયી થાઓ, પણ ખુશામતીઆ ન થાઓ. ઘટે તેટલાંજ વખાણ કરો એક કવિ જમાનાનું વર્ણન કરે છે કે:—

આજ કાલ સહુ લોકને વખાણપર બહુ પ્રીત
દળવું જેની ઘટીએ, ગાવા તેના ગીત

સત્યરૂપી સૂર્યનો અસ્ત થઇ ગયો છે, અસત્યનો અંધકાર પ્રસરી રહ્યો છે, ખુશામતનો ચંદ્ર પંદરે કળા પ્રકાશવા મંડી પડયો છે. એવા જમાનામાં પ્રપંચી અને લુચ્ચા લોકો ફાવવા લાગ્યા છે.

રે ભરતખંડ, કવિના વર્ણન મુજબ તારી હાલત ન થવા પરમેશ્વરને મારી પ્રાર્થના છે.

નમ્રતાને ખુશામત એક ગણવાનાં નથી. સામાનું માન સચવાય અને આપણું રૂડુ દેખાય એનું નામ નમ્રતા છે. સામો ખોટાં વખાણથી ફુલાય અને આપણો અચ્છી રીતે સ્વાર્થ સધાય એનું નામ ખુશામત છે.

આપણે આપણા ગુરૂપ્રતિ કેવી નમ્રતા રાખવી? તેઓ જ્યારે ઉભા હોય ત્યારે ખાસ કારણ વગર આપણે બેસવું ન જોઇએ. તેમના કરતાં મોટા છીએ એમ માનવું ન જોઇએ. તેમને જે કાંઇ પુછવું તે જીજ્ઞાસાથીજ પૂછવું, પાંડિત્ય દર્શાવી વાદવિવાદ કરવાના હેતુથી નહી.

મોટાને તેમની યોગ્યતા પ્રમાણે માન આપવું ને નમ્રતા રાખવી

બરાબરીઆ સાથે હેત પ્રીતથી ભળવુ અને મદદ કરવી,

ઉતરતા સાથે માયાળુપણે વર્તવું.

આ પ્રમાણે આપણે સર્વ ઠેકાણે સર્વ સાથે વિનય રાખવો જોઇએ કારણ કે ખુબસુરતી કરતાં વિનયમાં વધારે મોહિની છે.

બોલવા ચાલવામાં, કામ કરવા કરાવવામાં, પહેરવા ઓઢવામાં લેવા દેવામાં એમ સર્વ ઠેકાણે વિનય રાખ્યો હોય તો મનુષ્ય બહુ સુખ પામી પ્રતિષ્ઠિત થાય છે.

જ્યાં જેમ ઘટે તેમ બોલવું યોગ્ય વ્યવહારમાં કોઇનેપણ કચવાવવું નહિ જેને જેટલું ઘટે તેટલું માન આપવું. વેશવાણીમાં તોછડાઇ ન રાખતાં સદ્વર્તન રાખવું એનું નામ નમ્રતા છે. જેઓ એવી નમ્રતાવાળા થાય છે તેનો ધર્મ સચવાય છે, લાજ સચવાય છે, સમય સચવાય છે, શુભ કાર્યો થાય છે, જશ વધે છે, ધનવિદ્યાનાં વખાણ થાય છે અને ટુંકમાં જીવિતનું સાફલ્ય થાય છે માટે નમ્રતાને કોઇએપણ રીસાઇ જવા દેવી એ યોગ્ય નથી.

આ પ્રમાણે માબાપ, સ્ત્રીપુત્ર, ગુરૂ અને નોકર વર્ગ તથા લોક પ્રતિ યોગ્ય નમ્રતા રાખવાની છે. એ બધા કરતાં પણ ઇશ્વરને નમીને ચાલવુ એ શ્રેષ્ઠ નમ્રતા છે. તેમાં સર્વ સાથેની નમ્રતાનો સમાવેશ થઇ જાય છે. નમ્યો તે પરમેશ્વરને ગમ્યો એ કહેવત પણ પ્રચલિત છે. ઈશ્વરથી અયોગ્ય કાર્ય કરતાં ડરવું એ ઇશ્વરપ્રતિની નમ્રતા છે. જેણે આવી નમ્રતા ધારણ કરી છે તે ખરેખર એક મહાપુરૂષ છે.

ગોવિંદભાઇ રાયજીભાઇ.
દીવાન.

## શ્રી. જનારદન ભાસ્કર ગણેશ કરણીક તારાપુરકરના સવાલોનુ જવાબ.

( ૧ )

" મનતરંગ શમસ્યા "

પ્રત્યુત્તર—પુજારી પોતાના ઘેરથી સવાચાર શેર અને નવટાંક તેલ લઇ નીકળેલો હતો.

( ૨ )

" પાદ પુર્તી "

પ્રકાશિત ઉજ્વળ છે, અગર ગ અનોપમ ભયધરી
પ્રભુના પદ ચાહે મન અડગ જાણે રહ્યુ ભળી
કળાએના કપટી બગ સમ ઘુગાવે છળ કરી
વદે મીઠાં વેણો હ્રદય મહી રાખે નીચ છુરી

અલીહમર ચહુવાણ પોરબંદર.

## મનતરંગ સમસ્યાનો પ્રત્યુત્તર.

### મનહર છંદ.

તેલ ચમાવાને માટે, ગયો હનુમાન દ્વાર;
પુજારી તો એક ઘેર, થકી તેલ લઇને.
તેલ શેર ચાર અને, રોઢ પાસેર તો લીધું,
બનાવીયું બમણું, તે હનુ. પાસે યાચીને.
શેર પોણો નવમાંથી, રહ્યું પોણા ચાર શેર,
અરપીયું શેર પાંચ, પેલા હનુમાનને;
ગયો બીજા હનુમાન, પાસે તેલ ચડાવાને
તેને પણ બમણું, બનાવવાને યાચીયુ;
તીહાં પણ બમણું, બનીયુ શેર સાડા આત,
તેની અંદરથી શેર, પાંચ તો ચડાવીયું,
બાકી શેર અઢી લઇ, ત્રીજા હનુમાન પાસે.
ગયો તીહાં બનાવાને, બમણાંનું યાચીયું.
તીહાં પણ બમણું બનીયું તે શેર પાચ;
તે બમણું ત્રીજા હનુ.- મ નન ચડાવીયુ.
બાકી કાંઇ રહ્યુ નહિ, ખુશી થઇ ઘેર ગયો,
બધે શેર પાચ પાચ, શરણુ ચડાવીયું.

લી. મહેતા હેમચંદ દયાળજી મોસાળાવાળા,

કોસી, મથુરાં

## મનતરંગ સમશ્યાના ખરા જવાબ આપનારના નામ નિચે મુજબ:—

૧ નડિયાદ હિંદુ અનાથાશ્રમ તરફથી માણેકલાલ ખુશાલ.

૨ મંગળજી નારણજી, ધી ઇન્દોર માલવા યુનાઇટેડ મીલ્સ, ઠેકાણુ વીઠલવાડી પોષ્ટ નં, ૨

૩ સુલેમાન અબુ.

# નવરંગી બાગ.

## ઊંટ વૈદ્ય અબુધરામ

યાને.

## વૈદકમાં પણ વિચાર બળની વિપુલતા જોઇએ છે ?! !!

( લેખક બહેન ચંદ્રમણિ—જાણીકાર )




ચક ! તું તારા સંસારિક કાર્યથી વિમુક્ત થઇ ક્ષણવાર માટે વિના વિલંબે "વિજયપુર" માં પ્રવેશ કર ! જો કે "વિજયપુર તે હાલ "વિજયપુર" નથી ? કિન્તુ કુદરતના કોપથી ત્યાંના ઘણાખરા માણસો નારીપાસ થતાં "ચાંપાનેર" ની પેઠે હાલતો તે એક ગામડું છે. છતાં કેટલીક પણી ગાંઠી દુકાનો જોવામાં આવે છે. તેમાં "વિજયાનંદ" કરીને એક વૈદ્ય વસે છે. વૈદકનો ધંધો તેમની પેઢીઓગત ચાલતો આવેલો છે. જેથી તેઓ વૈદ્ય વિદ્યામાં ઘણાજ કુશળ છે. લોકોની પણ સારી આસ્થા છે, દુર દુરનાં ગામો તેમ મોટાં મોટાં શહેરોમાંથી પણ તેમને આમંત્રણ આવે છે. ઇશ્વર કૃપાએ જશરેખા પણ સારી પડેલી છે. અર્થાત તેમણે હાથપર લીધેલો દરદી આરોગ્ય જ કારો નહિ થયો હોય ? પછી તે અસાધ્ય વ્યાધિગ્રસ્ત શે નથી હોતો ! કોણ જાણે તેમનામાં શો દૈવી ચમત્કાર હતો કે, દરદીને તેમનાં દર્શન થતાં અરધો આરામ થઇ જતો જેથી સૌ કોઇ તેમને "ધનવંતરી" ના ઉપનામથીજ બોલાવતું. જો કે "ધનવંતરી" તે "ધનવંતરી" જ હતા ? તેના જેટલું સામર્થ્ય આપણા 'વિજયાનંદ' માં નહોતું. અને હોય પણ નહિંજ કિન્તુ મૃત્યુ લોકમાં વૈદકને વિષે તેવી નિપુણતા ધરાવતા વૈદ્યરાજને કદિ તેમ કહેવામાં આવે તો તે સ્વાભાવિક યોગ્યજ ગણાય આટલું છતાં પણ રાવણના કુળનું નખોદ વાળનાર મંદરાજને તેમના તરફથી માનનો તાજ મળ્યો નહોતો.

"મુઇ આ ભિખ ! ભિખ માગી માંગીને થાક્યા. પણ હજી હાલ ન મટયાં ! ત્યારે પેલી કહેવત મુજબ" ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર નકટ નોકરી, ને નિદાન ભિખ, એટલું પણ ન આવડે તો વૈદુ શીખ " તો એમાં શું ખોટું ! વગર ભંડોળનો વેપાર ? ને પેલા "વિજયાનંદ" ની પેઠે જ્યાં જઇએ ત્યાં પોબાર ?. આવકાર સાથે લાડુની જદાર! અને વળી એક મફકર પણ તૈયાર ! છે પછી પૈસાદાર થતાં વાર ! હજાર વાર આપણે પણ એજ કબુલ ? કેમ મનવા છે કંઇ ભૂલ ?"

"વિજયપુર" માં વસતા 'અબુધરામ' ઉક્ત વિચાર નૌકામાં બેઠી મનઃ ઉદધિમાં મુસાફરી કરતા હતા. નિશ્ચયરૂપ કિનારો નજીક આવતાં તેઓ ઉતરી પડ્યા. પાંચે પોષાકથી સજ્જ થઇ ગૃહના દ્વાર બહાર નીકળ્યા રથંભ્યા ? અને સારા શુકન થતાં ચલાવ માંડ્યું. પ્રશ્ન ઉઠશે કે ક્યાં ? પ્રત્યુત્તરમાં તે પુછવાનું પ્રયોજન નથી ? આપો આપજ જાણશો.

" કેમ વિજયાનંદ " ભાઇ ?"

" આવો ' અણુધરામ ' છે કંઇ નવાઇ ? "

" નવાઇ શી ? એતો જરા કામે ? "

" ભલે! કોઇ દિવસકહી છે ના મેં ? " એમ કહી બેસવાને આસન આપ્યું.

" આ શું થાય છે ? "

" એ તો જરા દરદીને માટે દવા ઘુંટાય છે."

" શેની દવા ? "

" રેચની દરદીનું પેટ સાફ થવા. "

" થોડા દિવસ પર આવ્યો ત્યારે પણ એજ હતી ? "

" હા. એના વિના વ્યાધિની જડ નથી જતી."

" શું એકલા રેચથીજ દરદી સારા થાય છે?"

" નહિ નહિ બીજી પણ ઉપાય છે. "

" હશે કંઇ ગરમ ? "

" હા. ત્યાર શિવાય શેની રહે શરમ. "

" ઠ્યો હવે રજા–આપ ઓટી માગ્યા છો. "

" આવ્યા હતા શા કામે અને એમને એમ ચાલ્યા કેમ ? '

' ના ના એતો સહજ "

' ના ના શું હા હા કહોને ? કામ વગર કોઇ આવે કે ? "

' નહિ નહિ એતો ખાસ મળવાના ભાવે ? "

' વારુ ત્યારે પધારજો. "

એમ કહી " વિજયાનંદે " પાન સોપા- રી આપી કે તે લઇ ' અણુધરામ ' ઉતા- રે પગલે વહેલું આવે ઘર !

" હું માગે બેટા બધાને રેચજ આપતો હું ? ને પછી ગરમ તે પેલી શુઠ, મરીને પી- પર ? બીજું શું હોય ? તેમાં તે કરમ સોડા ખાણીને વાજ આવે છે ? દીઠા એ ' ધનવં- તરી ? ' પણ હોય બિચારા અજ્ઞાન એમને મનજ આ વાત પણ ખરી. ભલે ગમે તેમ હોય ! પરંતુ આપણે તો ઠીક પેરેપેરે પુછી લીધું ? જો કદાચ પુછત તો મારો બેટો આ- પણને પણ ઉડાવત ? પણ આપણે એનાથી ક્યાં કાચા છે જે ? કેવી ચાપડ ખવાડી તે ? ભાઇ સાહેબ એકલાજ બધે માતેના ચાંદની ૧૬૬ આ, મતા હતા. તેની હવેજ ખબર પડશે તો ? "

પ્રસ્તુત વિચાર માળાના મણુકા એક પછી એક મૂકતા ' અણુધરામ ' ઘેર આવ્યા. સાથે માર્ગમા આવતી દુકાનમાથી નેપાળો પણ લાવ્યા શુઠ, મરીને પીપર, તેથી પણ ગજવુંતર ? તેને પણ વીસરે એવા ક્યાં છે એ વર ? બધી વાત કાયદે સર ? મિથ્યાભિમાનીનાં મુકુટ તેમાં શુ હોય કસર ! લીધો ખલ કે નાખ ને- પાલો ! વાટગો કે કાઢ ભાગે ? પછી શુઠ કે તેને પણ ઘુટ ! આવ્યા મરી કે ઉતાવળ કરી ? પછીથી પીપર કે બોટલ છે હાજર ! લીધો કે ભર ? લીધો કે ભર ? બુચ દીધા કે કબાટમાં ધર ? એ રીતે અનેક ભિન્ન પદાર્થોના પાઉડરથી બોગ્ગલના બાટલ ભરી કબાટમા ખડકી દીધા ક્યુ ? વૈદ્ય થતા શી વાર લાગે છે ? આ પણ્ ' અણુધરામ ' પણ આજથી ભિક્ષુક મટી વૈદ્ય બન્યા દરદીઓ પણ ગાડ ડાંઆ પ્રવાહની પેઠે એક પછી એક આવવા લાગ્યા નાડી તપાસી કે આપ રેચ ! તેમાં નાગી નિર્ગશણુ જાહો તેનો ગજ મેં ? એતો પગરણુમા રેચ અને પરીણામે શુઠ, મરીને પી- પરના મિશ્રણ શિવાય બીજ નહોતા કરતા અન્ય બોટલો તે ફક્ત ભભકાની ખાતરજ રાખતા પરંતુ ' કાગડાનુ બેસવું ને તાલી- પડવુ એ ન્યાયે ' ઘણા દિવસની આતુરતાએ કેટલા- ક કેસો અલ્પ અ સરે સુધરી પણ જતા અને મફકર પણ પટોપટ આવીને હાથપર પડતા આથી તો ' અણુધરામ ' ખુશ ખુશ થતા હતા કે —

' આવી દરદી દેતા બુમ, રેચ આપતા તે થાય ગુમ '
' વૈદક વૃક્ષે લટકી લુમ, લક્ષ્મિની આ શી ધામધુમ '

' વાહ ! વાહ ! ! વૈદક તે વૈદક ? ને ભિ- ખને ભિખ શી વૈદકથી બોલ બાલા ! ને ભિ- ખકા મું કાલા ! ! '

વચ્ચે કેટલોક કાળ વ્યતિત થતાં એક દિવસ ' અણુધરામ ' ' વિજયાનંદ ' ના ગૃહમાં વા તોના તડાકા મારતા બેઠા છે. એટલામાં ત્યાં ' બીજલ ' રાયકો આવ્યો.

" બાપા ' ધનવંતરી ? ' જરા ઉઠોને ! "

" ક્યાં !"

" જરાક મારા ઘર લગન ?"

" કેમ !"

" બાપા મારી હાંઢ કંઇક કોલવઇસે."

" શાથી વારૂ !"

" તે તો પ્રભુ જાણવાવાળો પણ ચરીને આવી ત્યારની એમની એમ પડીસે. નથી વાગોળતી કે નથી પાણી પીતી મેં તો આ દશેક દન થયાંજ રૂપીઆ પાંચહો ખરચીને આણીસે. ન કરે નારાયણ ને જો કંઇ થયું તો મારી તો બૈયુંજ જોહી જવાની ! તમારે આથે જહ છે ને હારી થાય તો હારૂં બાપલા."

" ચરવા ક્યાં ગઇ હતી !"

" જહનમમાં ? તારા બાપના પેલા મુકેલા ગોચરમાં ? તેની તારે બધી શી પડપુછ ? આપો રેચ પછી ગરમ કે ઝટ દુઃખ નરમ ? આ બધું મને સંભળાવવા પુછતો હશે ખરૂંકને ! પણ બંદા સૌ સમજે છે. કે પહેલાં રેચને પછી ગરમ તો વૈદ્યનો રહે ધરમ તેમાં તે શેનો રાખે છે ભરમ તારા કરમનો ?" ' અણુધરામ ' મનમાંજ બબડયો.

" બાપલા આ પાસેના વગડામાંજ "

" ત્યાં ચરવામાં શું હતું ?"

" ચરવાનું ? બાવળ, શીમડો, લીમડો, વડ, કોઠી, પીપળો એવાં વનીવનીનાં ઝાડજ તો બાપલા બીજું શું હોય ?"

પ્રસ્તુત હકીકત નિવેદન થતાં દણુભર ' વિજયાનંદે ' આંતરવૃત્તિની આરાધના નિમિત્તે પોતાનાં ઉભય ચક્ષુરૂપ ગૃહનાં પોપચાંરૂપ દ્વારબંધ કીધાં નિશ્ચય થતાં પુનઃ ખોલ્યાં પુસ્તપેલાકથી સજ્જ થઇ ' બિજલ ' સાથે ચાલવા માંડયું. ' અણુધરામ ' પણ સાથે સાથેજ સીધાવ્યા. ત્યા જઇ સાંઢને તપાસી. તો તેમને પોતાની ધારેલી ધારણા ફળીભુત થએલી જણાઇ. કે તુર્તજ એક ઉખળ મંગાવવામાં આવ્યું. અને સાંઢની ડોકને મજબુત પકડવાની આજ્ઞા કરી. બે જણ પાસે તેના બે છેડા ઝલાવી તેના ગળા ઉપર ખુબ જોરથી મર્દન કરવાને કહ્યું. ક્રિયા પુર્ણ થતાં સાંઢને પુનઃ તપાસવામાં આવી. વ્યાધીનો પરાભવ થયો જાણી. ' બિજલ ' ને ચારો નાંખવાને કહ્યું નાંખ્યો. સાંઢે તે ખાવા માંડયો. તત્પશ્ચાત પાણી આણીને મુકયું. તે પણ તે પી ગઇ. ' બિજલે ' હરખાતાં હરખાતાં રૂપિઆ દશ લાવીને ' ધનવંતરી ' ના હાથમાં મુકયા. તે લઇ તેઓ સ્વગૃહ પ્રતિ રવાના થયા.

વાંચક ! આ સાંઢને શું રોગ થયો હતો તે જાણ્યું ! નજાણ્યું હોય તો જાણી લે ? તેણે ચરવામાં કાંઇ ગળ્યું હતું. ગળે નહિ ઉતરવાથી તે અધવચજ અટકી રહ્યું તે આપણા ' વિજયાનંદે ' બુધ્ધિબળથી જાણી લીધું. અને તેથીજ તેમણે તેના ગળા ઉપર ઉખળથી મર્દન કરાવ્યું હતું. બુધ્ધિની તો એક બલિહારીજ ઓર છે. કારણ કે વિચાર બળની વિપુલતા સિવાય કાબેલ વૈદ્ય પણ કવચિત તેમાં ગોથું ખાઇ જાય છે.

" મારે બેટો " વિજયાનંદ " બડો ઉસ્તાદ દેખું ! નહિ રેચકે નહિ ગરમ ? ફકત એક ઉખળથીજ પોતાનું કામ કાઢી લીધું. ? અને રૂપિઆ દશ લઇ ચાલતો થયો પણ એમાં ઉસ્તાદ શેનો ? કેટલાક એવા ગળાના રોગો એ ઉખળથીજ મટતા હશે તો ? આ રણે પણ સાથે હતા તે ઠીક થયું ? કે આ પણ એક નવો ખખતરો શીખ્યા ?" ઉક્ત વિચાર કરતા " અણુધરામ " ઘરે પડયા.

વાંચક ? હવે તું આ " અણુધરામે " હાથ કરેલા અખતરાની અજમાયશોનું અવલોકન કરવા તત્પર રહેજે ? એક વયોવૃધ્ધ ડોશી કેટલોક સમય થયા પથારી વશ પડી છે. ધરગત્તું ઔષધ ચાલે છે. હવે તેને ગળે પાણી સરખું પણ ઉતરતું નથી. ? તો પછી, અન્ન જ તો ઉતરેજ ક્યાંથી ? આ ભયંકર બ્યાધિથી ગભરાઇ આપણા ' ધનવંતરી ' ને તેડું થયું. પરંતુ ભેગ જોગે કહ્યો કે ડોશીમાના કમનસીબે એજ કાર્ય નિમિત્તે તેઓ બહારગામ ગયા છે. પરિણામે

પેલા ' અનુધરામ ' ને આમંત્રણ થયું તે ગયા. નાડી તપાસી, ગૃહનાએ સઘળી હકીકત નિવેદન કીધી. તતક્ષણ પેલા ઉખગાની વાત યાદ આવી. સ્મૃતિ થઇ મંગાવ્યું. અને તે ડોશીના ગળા પર બળ કરી ફેરવવામાં આવ્યું શું ફેરવે ? ધરડું પાન ? ફેરવતાંજ તેની આંખોના ડોળા તરી ગયા ? અર્થાત ડોશીમાનો પ્રણાત્મા નિર્નિમેષમાં પોતીકા કરેલા કર્મનો જવાબ આપવા માટે યમરાજની અદાલતમાં હાજર થયો ! અને તેજ ક્ષણે અન્ય-વ્યક્તિના આનન દ્વારા અગણિત ગાળોનો પ્રસ્તાવ પડતાં ' અનુધરામ ' પણ હતાશ થઇ ધરભણી છ પાંચ ગણી ગયો.

વાંચક ! ઉંટ વૈદ્યના અખતરાનું અવલોકન કીધું ? આજકાલ વૈદક જાણે વાદમાંજ વટાણું હોયની ? તેમ જેને તે શીખ વૈદ્ ? ત્યાં ને ત્યા એનાજ ઓડો ? એટલુંજ નહિ પણ રોજીંદા, સાપ્તાહિક, પાક્ષિક, માસીક ઇત્યાદિ પેપરોમાં પણ 'નવાણું ટકા એનીજ ધમાલ ? તે સાથે જાહેર નોટીસ તરીકે તીડની પેઠે ઉભરાતાં છુટાં હેંડબીલો પણ તેટલાંજ ? એકાદ બે ઉપચાર હાથ કીધા કે પછી જોઇ લ્યો ? પેલા ગીર્વાં-ભાઇની માફક ' મેં બી ડીય ' ? પરંતુ વૈદક વિષય કેટલો બધો વિષમ અને ગહન છે ? તેતો તેનું તિક્ષણ દ્રષ્ટિથી નિરિક્ષણ કરનાર અભ્યાસી અનુભવિજ જાણે ? પત્થર શું પ્રમાણે ? જ્યાં આવા ઉંટ વૈદ્યો વસતા હોય ત્યાં બિચારા દરદીઓની શી દશા ? વૈદકમાં પણ વિચાર બળની વિપુલતા જોઇએ છે ? માટે તેવા ઉંટ વૈદ્યોથી સાવધ રહી તું તારા જાની જીગરને જોખમના નીસગ અબ્ધિમાં નાખીશ નહિ ? આ લેખ લખવાનો મારો ઉદ્દેશ પણ એજછે. અસ્તુ ?

લેખક

બહેન ચંદ્રમણી.

---

## બાઇબંધનું વાર્ષિક લવાજમ,

### તથા જાહેરખબરોના ભાવ

સ્થાનીક રૂ. ૧॥ બહારગામ રૂ ૧॥।

રકુલ લાયબ્રેરી અને મોસાયટીઓ માટે,

રૂ. ૧। પોસ્ટેજ જુદું.

આ માસીકમા ૧૨ માસ જાહેરખબર છાપવાના દર ૧ પૃષ્ટના રૂ ૨૫ ½ પૃષ્ટના રૂ. ૧૨] ¼ પૃષ્ટના રૂ. ૭] અગાઉથી લેવામાં આવશે.

હેંડબીલ વહેચામણી ( ૧૫૦૦ કોપી ) રૂ. ૪ કેટલોગ વહેચામણી ( દરેક પ્રતનું વજન તોલા ૧॥ થી વધું ન હોય એવા ) રૂ ૫ દીવાલીના ખાસ અંક સાથેની વહેચામણીના ભાવ અને ખાસ નંબર માટેના દોઢા ભાવ.

## કેટલીક સુચનાઓ,

૧ આ માસિક સર્વ મનોના સમાન વિચાર દર્શાવનાર છે પક્ષાપક્ષી ઉપર લક્ષ અપાતું નથી

૩ ગમે તે કોમના નાહના અથવા મોટા સારા લેખો લખે એવા લેખકોને બાઇબંધ સહ પ્રેમ આમંત્રણ કરે છે.

૪ લખ્ખો સારા કાગળ ઉપર એકજ બાજુ સાહીથી ચોખ્ખા અક્ષરે લખી મોકલવા.

૫ કોઇ પણ લેખ પ્રસિદ્ધ કરવો અથવા પાછો મોકલવો કે નહિ તે અધિપતીની મરજી ઉપર છે.

૬ સમાજદ્રોહી લખાણો લેવામાં આવશે નહિં.

અધિપતિ.

# પ્રીતિની ફજેતી

( લેખક—ચંદ્રમણિ-જલોરકર )

નજર કરો નાથ જરા નિરખી સોનારી—એ રાગ

આશક—કામનિ પ્રિત કરી મેં તારી; ભુલ થઈ છે મારી
આવડી જાણી નહોતી તને મેં; ઠીક કરી ઠગનારી-કામની-ટેક
સાખી-પ્યારી ગણીને પ્રાણથી, માગ્યું સુખતે વાર
તો પય આપ્યું આણી મેં; તારૂણી તે વાર
તો પણ તેં કમજાતજ આખર; જાત જણાવી તારી-કામની. ૧

સાખી-ઉત્તમ જ્ઞાતી માહરી; તું નીચ જાતીનાર
વા'લાંનો વેરી બની; તુજથી જોડયો પ્યાર
આબરૂ ને ધન જોબન કેરી; મેં કરી પુર્ણ ખુવારી-કામની. ૨

સાખી-ધનથી ખાલી હુ થયો; જાણી કરે નકાર
પણ પર પાણી ફેરવ્યું; નીચ નફ્ટ ધિક્કાર
લોભી બની જરની પર ઉપર, પ્રેમની જાળ પથારી-કામની. ૩

સાખી-માટે સજ્જન માં કરો; પરનારીથી પ્રિત
જર જશને જોબન હરે. એ વિણ અન્ય ખચિત
નર્ક વિષેજ નિવાસ કરાવે; હું કહું સત્ય પુકારી-કામની ૪ .

માશુક—જા નીચ નફ્ફટ દુર અહીંથી; ખાશે ગાળતું મારી
છે ન પિછાન લવારી કરે શું; કૂલટા જાત હમારી-જા નીચે. ટેક

સાખી-નિતનિત પુરૂષો અવનવા; ભોગવીએ ધરી પ્રિત
પ્રેમ પાસ બંધન કરી; ને હરી લઇએ વિત્ત
ખાલી થયે મુકીએજ ખસેડી, એ કુળ રીત હમારી-જા નીચે.૧

સાખી-પરિમળ લેવા પુષ્પથી; પ્યાર ધરે જો ભ્રંગ
તો પળમાં તજી, આણદે; આપ બીડાતાં અંગ
કમળની શી કસુરજ તેમાં; બોલની બોલ વિચારી-જા નીચ.૨

સાખી-પણ પર પાણી ફેરવ્યું; મેં નહિ તેંજ ગમાર
પરણ્યુત સ્રીને પરહરી; મુજથી જોડયો પ્યાર
કપટનું થયું ચપટ લંપટ, છટ્ છટ્ વ્યભિચારી-જા નીચ ૩

સાખી-જોબન જશ શુભ સ્નેહને; વળી ગુમાવ્યું વિત્ત
એજન કેણે મોકલ્યું, કે મુજથી કરી પ્રિત
સાંભળજો ગુણી સર્વ જનો; પરનાર રતિ બલિહારી-જા નીચ ૪




પૈસાની પ્રભુતાઇ-જગતમાં પૈસાની પ્રભુતાઇ;
વિણ પૈસે કોઈ નહીં આવે, કહેતા મુખે ભાઈ. ટેક.

જ્ઞાની તે ગાંડામાં ખપતો, પાસે નહીં જો પાઈ;
ગાંડો તે જ્ઞાનીમાં ગણાતો, પૈસો છે સુખદાઈ. જગતમાં-૧

પૈસા વિણ પત્નિ પણ ખસતી, લાગે પતિ દુ ખદાઈ;
પ્રૈસાને એ પ્રભુ માનીને, છોડે સઘળી સગાઇ. જગતમાં-૨

ગાંડીને વળી પૈસો મળતાં, સૌ કહે એ ડાહી;
પૈસાને વાપરતા પડે, લાવે વેર વધાઈ. જગતમાં-૩

જ્ઞાન ધ્યાન પૈસામાં માને, જાય વેપ પલટાઇ,
પૈસાને હું પથ્થર માનું, ઊંડી નર્કની ખાઇ. જગતમાં-૪

એ પૈસે કંઇ લાખ મુવા છે, નથી કાંઇ નવાઇ;
ભલે મૂર્ખ માને પૈસાને, પૈસો જાણે સુખદાઈ જગતમાં-૫

જો પાતર ઘર પૈસો હોએ, સતિ બને તે નાંહી;
દાન ધર્મને પ્રભુ ભજનમાં, જાણો સાચી પ્રભુતાઈ. જગતમાં-૬

વિણ પૈસે તું પ્રભુ ભજન કર, નહીં પામે લઘુતાઈ
કકુ હિમ્મત તું મનથી કરીલે, પૈસો નહીં સિધ્ધાઇ. જગતમાં-૭

હાલ વડોદરા સુલતાનપુરા
તારીખ. ૧૩—૩—૧૫

લેખક
કકુ મોઘાભાઈ મહેતા (પેટલાદ)

---

Regd N B. 628

આ

જગા

જાહેર ખબરો માટે

ભાડે

આપવાની

છે.

સચિત્ર માસિક ચોપાનિયું.

# બાળબંધ જેમા જોવાયલું છે નવરંગ

પુ ૮ મુ ] અપરેલ સન ૧૯૧૫ [ અંક ૪ થો

## સુખી સહવાર



ઘણું કરી આપણા બાળકો ઉંઘમાથી રડતા ઉઠે છે તેમને આવા પીકચરો બતાવવાથી તેઓ ખુશ મીજાજ થતા જાય છે.

અધિપતિ—કે. એમ ઝીયાઅલી.—વડોદરા.

આ પત્ર ખુદ દાદ મુલ્લા ઝીયાઅલીએ "ધી ક્રેસન્ટ પ્રિન્ટીંગ વર્કસ" વડોદરામાં

પોતાના માટે છાપી બાળબંધ ઓફીસમાંથી પ્રગટ કર્યું, તા ૨૭-૫-૧૫

# ભૂખે મરતા અનાથોને

# બચાવો!!

ભુખ્યાને ભોજન, તરસ્યાને પાણી ને રખડતાને નિવાસ આપવો એ હિન્દુ ધર્મનો મહાન સિદ્ધાંત છે તેને અનુસરીને નડીઆદ હિન્દુ અનાથાશ્રમમાં ભુખે મરતાં નિરાધાર બાળકો, વૃદ્ધ અપંગો, નિરાશ્રિત વિધવાઓ આદીને પાળી પોષણ કરવામાં આવે છે.

(એક વખતે રૂ. ૨૦૦) આપનાર ગૃહસ્થના નામની એક આરસની તખ્તી ઓશરીમાં ચોડી નક્કી કરેલા દીવસે વર્ષમાં એક વખત દાતાના સ્મરણમાં અનાથોને જમાડવામાં આવે છે આવા ૫૫ દાતાઓ અત્યાર સુધીમાં મળ્યા છે

જે દાતા રૂ ૨૫) આપશે તે "ભોજન" ખાતે ગણી તેના ઉત્પન્નમાંથી અનાથોને દુધ આપવામાં આવે.

એક રૂપીઓ કે તેથી વધુ દાન મોકલનારનાં નામ વાર્ષિક રીપોર્ટમાં પ્રગટ થાય છે રીપોર્ટ દરેકને મફત મળે છે.

મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

# આનંદબોધ

જેમાં જોડાયલુ છે

  

નવરંગ.

પુ ૮ મુ ] અપ્રેલ સન ૧૯૧૫ [ અંક ૪ થો





( દેસાઇ મોતીલાલ મથુરભાઇ મુ. દસાડા )

રાગ ગઝલ

ફુલની મિસાલે તુ ખીલ્યુ ફુલ, ફુલ્યે ભુંડા ફુલ્યમાં,
જાશે ખરી પાખડી ખરી, અબ ઘડી ભોળા ભુલ્યમા.
અભિમાન મદિરાપાન મુકી (કુ) કર્મમા તુ ડુલ્યમા
ચેત ચચળ ચેત્ત મન ચતુરાઈ પડી કયમ ચુલ્યમા
વાદળ તણો જે રગ ઢગ સદા નહી સરખો રહે.
ચદ્ર પણ ક્ષય પામતો જે દેવ તો તુ કોણ કહે !.
ભારતિ સમી ચડતી દિસે, પડતી પ્રમાણે ઓટછે,
દઇ દોટ ખોટી ચોટ દે ક્રુર કાળની તુ ચોટ છે.

## અવિશ્વાસુ મિત્રને

નમાલું બોલવું હાવે,
કદી એ ના કરી શું સહી
પ્રપંચી પ્રેમના ફટકા
અરે અમને મુબારક નહી—૧
ગુમ્યો એ શેઠની શઠતા
ભરૂંસે તો ભુલાવ્યા તંહીં
છતાં એ જારમાં ફસવું
કદી અમને મુબારક નહી—૨
દીને ચંદ્ર નકામો છે
સ્મૃતિમાં વાત આવી ગઇ
ભલાએ વ્હેમના કટકા
કદી અમને મુબારક નહી—૩
અધાપિ પ્રેમના બીજે
રહ્યા ચ્હોંટી હૃદયમાં અહીં
તથાપિ ઝેરના ઝરણાં
કદી અમને મુબારક નહી—૪

પ્રવાસમાં — વકતા.

તા. ૭-૧-૧૫.

## એક અભિલાષા.

નજરે, વિધ રંગ તરંગ તરે!
દિલડું મહત્વા તલપીત મરે!
મન એક કહે, પ્રભુ બીજું ચહે!
દુઃખની ગણના તહીં કોણ લહે!
સહુ રંગ વિષે રસ એષ કર્યો!
દિલડું સમજે નહિ ત્યાં શું ચહે!
પ્રભુ એક મદદ ત્હમારી મ્હને!
મન એહજ રંગ વહાવ ખરે!
રસિકો કવિઓ ઋષિ સર્વ કહે!
રસ રંગ વિલાસ નિતય રહે!
બસ અમૃત એક પ્રભુ રસતે!
રસ અંજલીની અભિલાષ મ્હને!

"સારદા-વિહાર"
તા. ૩૦-૧૨-૧૪ } "અલક્ષ જ્યોતી"

# આપણી સહાયતા કોણ કરશે ?

આપણી સહાયતા કોણ કરશે? એ પ્રશ્નનો ઉત્તરએ છે કે આપણી સહાયતા કોઈ નહિ કરે.

શું પરમેશ્વર પણ આપણી સહાયતા નહિ કરે?

ના.

કેમ? પરમેશ્વરને તો આપણે આપણો સહાયક માનીએ છીએ; તો પછી તે આપણી સહાયતા નહિ કરે? કોઈ મનુષ્ય આપણી સહાયતા ન કરે એ તો ઠીક, પણ એ કેવી વાત કે પરમેશ્વર જેને આપણે આધાર રૂપ માનીએ છીએ તે આપણી સહાયતા નહિ કરે ? (!)

એક વખત એક ગાડીવાન જંગલમાં થઈને જતો હતો તેવામાં તેની ગાડીનું પૈડું કીચ્ચડમાં ચોટી ગયું. તેણે પોતાની સહાયતા માટે "હરકુલિસ" નામક દેવતાની સ્તુતી કરી અને સહાય માગી "હરકુલિસે" તેને કહ્યું કે પહેલા તું તે કાઢવાનો પ્રયત્નકર. માટે જે મનુષ્ય સ્વપ્રયત્ન કરતો નથી તેને ઇશ્વર પણ સહાય કરતો નથી God helps those who help themselves!

તાત્પર્ય એ છે કે જ્યાં લગી મનુષ્ય પોતે સ્વપ્રયત્ન નહિ આરંભે ત્યાં લગી તેની સહાય કોઇ પણ કરશે નહિ. સ્વપ્રયત્ન, સ્વાવલમ્બન અને આત્માવલમ્બન એજ મનુષ્યે આમની ઉન્નતિના ઉપાય છે. દરેક પ્રાણીને પોતાની ઉન્નતિ અથવા સુખની પ્રાપ્તિ અર્થે સ્વપ્રયત્ન આદરવો પડે છે. પ્રાકૃતિક નિયમ—પરમેશ્વરની ઇચ્છા—એવો છે કે પ્રત્યેક મનુષ્ય પોતાની ઉન્નતિ અર્થે સ્વપ્રયત્ન કરે. આવી અવસ્થામાં પરમેશ્વરની ઇચ્છા—પ્રાકૃતિકનિયમ વિરૂદ્ધ જે લોકો સ્વપ્રયત્ન નથી કરતા તેમની સહાયતા પરમેશ્વર પણ કેવી રીતે કરે ? આપણા લોકો જ્યારે ને ત્યારે કહે છે કે પરમેશ્વર અમારો સહાયક છે પરન્તુ દિલગીરી સાથે કહેવું પડે છે કે તેઓ તે વાતનો અર્થ સમજતા નથી. પરમેશ્વર કયે રસ્તે મદદ કરે છે તે તેઓ જાણતા નથી. પરમેશ્વર આપણો સહાયક છે એમાં સદેહ નથી, પણ તે ક્યારે ? જ્યારે આપણે પોતે આપણા સહાયક થઇએ—જ્યારે આપણે પોતે આપણી ઉન્નતિ અર્થે સ્વપ્રયત્ન કરીએ ત્યારે! તે વગર નહિ!

આ વિષયમાં આપણે ભુલવું ન જોઈએ કે સ્વાવલમ્બનમાં આત્મવિશ્વાસ, દ્રઢ નિશ્ચય અને સતત્ પ્રયત્ન વગેરે ટેવો ભળેલી છે. જે મનુષ્ય પોતેપોતાનો સહાયક બનવા માગે છે. જે મનુષ્ય પોતેપોતાના ઉપર અવલમ્બિત રહી પોતાની ઉન્નતિ કરવા માગે છે, તેનો સૌથી પહેલો પોતાની આંતરિક શક્તિ ઉપર વિશ્વાસ હોવો જોઇએ. પરમેશ્વરની કૃપાથી મનુષ્યમાં એક એવી સ્વાભાવિક શક્તિ છે. એવી વિલક્ષણ યોગ્યતા છે કે જો તે તે શક્તિનો સારાસાર ઉપયોગ કરે, તો તેને આ સંસારની કોઇપણ વસ્તુ અસંભવિત નથી. કહેવામાં આવેછે કે પ્રયત્નશીલ મનુષ્યની ભાષામાં "અસંભવ" શબ્દનો ઉપયોગ છેજ નહિ. જો મનુષ્ય ખરેખર મનુષ્યજ બનવા ધારે તો તેણે પોતાની સ્વાભાવિક શક્તિને ખીલવવી જોઇએ

જે મનુષ્યોને પોતાના આત્મબળપર જ્યાં લગી વિશ્વાસ નથી ત્યાં લગી તેવા મનુષ્યોની આંતરિક શક્તિઓનો વિકાસ થતો નથી અને તેની સત્ય ઉન્નતિ પણ થતી નથી. જો કોઇ મનુષ્ય પોતે પોતાની ઉન્નતિ માટે—અન્ય મહેનત કરે એવો વિચાર રાખે તો એવા મનુષ્યોની આધ્યાત્મિક બળની શ્રદ્ધા નષ્ટ થાય છે; અને ધીમેધીમે મનુષ્યનું મનુષ્યત્વ પણ નષ્ટ થઇ જાય છે. જે સમાજમાં કે જે દેશમાં આવા મનુષ્યોની સંખ્યા મોટા પ્રમાણમાં હોય છે તો એ સમાજ અગર દેશની અહરનિશ અધોગતિ થતી જાયછે. તેમજ તે હંમેશ પરાધિન થઇ જાય છે. અને તેને એમજ થાયછે કે જ્યાં સુધિ અન્ય મનુષ્યો અમારી સહાયતા નહિ કરે તો અમારી ઉન્નતિ છેજ નહિ. એ પ્રમાણે પરતંત્ર થતા થતા એવા મનુષ્યો નિર્માલ્ય થઇ જશે કે નાના નાના કાર્યોમાં પણ તે અન્યની મદદ માટે તરફડીયાં મારશે.

આ અમારૂં કહેવું સત્ય છે કે નહિ તેની ખાત્રી માટે તમારે દુર શોધવા જવું પડે એવું નથી આપણા સામાજીક સુધારાને માટે પણ સરકારના કાયદાની અપેક્ષા કરી રહયા છે. શું આપણે આપણા દેશવાસીઓની શીક્ષાને માટે સરકારની ઉદારતા પર અવલંબિત નથી? આપણે આપણા વર્તનમાં નીતિનું આચરણ સરકારના કાયદાનુસાર દંડના કે કેદના ભયથી નથી કરતા શું? કયાં લગી ગણાવીએ હાલતો આપણે નીતિવાન અથવા ધાર્મિક બનવા માટે પણ સરકારના નીયમોનો આશ્રય શોધવા જઈએ છીએ. વર્તમાન સમયમાં આવી જાતના મત ધરાવનારા ઘણા છે કે સરકારની મદદ વિના અમારી ઉન્નતિ કદાપિ થઈ શકે નહિ. વળી કહે છે કે જો સરકારની સહાયતા મળે—જો વ્યવસ્થાપક સભા Legislative council. માં કોઇ સારા સારા નિયમ ઘડાય તો અમારા દેશમાં અને અમારા સમાજમાં એકદમ સુધારો થઇ જશે. ફક્ત સરકારના કાયદાથી, કાયદાની સહાયતાથી ઉન્નતિ જઈ જશે એમ માનવું તે તેમની ભ્રાંતિ છે! ખરી ઉન્નતિ તો સરકારની મદદથી અગર વ્યવસ્થાપક સભાઓના કાયદાથી થવાની નથી. કોઈપણ સરકાર અગર સભા એવા કાયદા બાંધી શકશે નહિ કે જેથી "આળસુ માણસ ઉદ્યોગી બને, લોભી મનુષ્યો લોભનો ત્યાગ કરે, ક્રોધી મનુષ્યોના હૃદયમાં પ્રેમની ધારાનું વહન શરૂ થાય, દ્વેષ અને મત્સર કરનારા મનુષ્યોના મનમાં સહાનુભૂતિ અને દયા ઉત્પન્ન થઈ જાય.

જે મનુષ્ય પોતાનું યથાર્થ સ્વરૂપ ભુલીને ફક્ત વ્યસનનેજ આધિન છે તે શું સરકારના કાયદાથી વ્યસન છોડી દઇ શકે? કદાપિ નહિજ.

આવી વાતામાં અમારી કોઇ પણ મદદ કરી શકતા નથી; તેમજ સરકાર એવો કોઇ પણ કાયદો બાંધી શકતી નથી કે જેને લઇને મનુષ્યના હૃદયમાં મનુષ્યત્વની પ્રાપ્તી થાય. આ વાત મનુષ્યના પોતાનીજ હાથમાં છે.

એક ગ્રંથકારે લખ્યું છે કે "પરમેશ્વરે મનુષ્યની સ્હામા બે માર્ગ આવી રાખ્યા છે. એક નીતિ અર્થાત ઉન્નતિનો અને બીજો અનીતિ અર્થાત અવનતિનો, આ બન્નેમાંથી કોઇ પણ એક માર્ગનો સ્વીકાર કરવાને એ સ્વતંત્ર છે. એકથી સુખ અને બીજાથી દુઃખ પેદા થાય છે, સારાંશ એ છે કે કોઈપણ મનુષ્ય પોતાની ઉન્નતિ પોતે

પોતાના આત્મવિશ્વાસના બળથી કરી શકે છે. બીજાની મદદથી તેની ઉન્નતિ થઈ શકતી નથી, જે દેશમા સ્વાશ્રયી મનુષ્યોની સંખ્યા મોટા પ્રમાણમા હોય છે તેજ દેશ ઉન્નતિ અગર સુખના શીખર પર પહોંચી શકે છે. સમાજો અને સંસ્થાઓમા જોશો તો સર્વ સ્થળે એનો એજ રહાફુટો માલમ પડશે, સ્વાશ્રયી મનુષ્યોની સંખ્યા જુજ હોવાને લીધે—અને દરેક સંસ્થામાં એવા એકાદ બે હોવાને લીધે થોડાજ વખતમાં સંસ્થા અગર સમાજ હતી નહતી જેવી થઈ જાયછે. પોતાથી કામ ન થતા તેઓ સંસ્થાન માથી ગાળીયું કાઢી નાખી અલગ થાય છે અને તેનો અપવાદ તેના અસલ નેતાઓને માથે હળી પડતાં ફરી અન્ય સ્વાશ્રયી મનુષ્યો તેઓની સંસ્થાઓમા ભાગ લેતા નથી અને જ્યારે જ્યારે તેઓ નવા સમાજો સ્થાપવા તૈયાર થાય છે, ત્યારે સ્વાશ્રયી લોકો તેમાં કદી જોડાતા નથી. અને એવા લોકોની હંમેશા ફજેતી થાય છે. સ્વાશ્રયીઓ તો મહાત્માઓનુ અનુકરણ કરી આત્મોધ્ધારના માર્ગમા વળે છે. અને અન્યને પોતાના ગુણોથી મોહીત કરે છે.

ઉપર સરકારની સહાયતાના સંબંધ માં જે કાંઇ લખવામાં આવ્યું છે તે ઉપરથી અમારા બન્ધુઓનુ ધ્યાન ખેંચીએ છીએ, કે આધુનિક, રાજનીતિના શાસ્ત્રકારોનો એવો મત છે કે લોકોનું કલ્યાણ અથવા ઉન્નતિ કરવાનું કર્તવ્ય સરકારનું નથી સરકારનુ કર્તવ્ય તો ફક્ત એટલુંજ છે કે પોતાના રાજ્યમા લક્ષ્મી, જીવ, અને સ્વાધીનતાનું રક્ષણ કરવુ. જો પ્રજા માં કોઇ રીતે હાની થતી હોય તો તે થતી હાની અટકાવવાનું અથવા જો શત્રુ પીડા કરે તો તેને રોકવાનું એ સિવાય નું કોઇ પણ કર્તવ્ય સરકારનું નથી. દેશની ઉન્નતિ સરકારના નિયમોથી થતી નથી, પણ મનુષ્ય માત્રના સ્વપ્રયત્નથીજ થઇ શકે છે. રાજ્યની ઉન્નતિ પ્રત્યેક મનુષ્યના આત્મવિશ્વાસ, દ્રઢ નિશ્ચય અને સતત્ પ્રયત્ન ઉપર આધાર રાખે છે હા! જો કદી પ્રત્યેક મનુષ્ય પોતાની ઉન્નતિ માટે સ્વપ્રયત્ન કરે અને સરકારની સહાયતા લઇને પગલાં ભરેતો અવશ્ય ફાયદો થાય અર્થાત સ્વપ્રયત્ન વિના સરકારની મદદ માગવા ન જવું એ ખોટુ છે સ્વપ્રયત્ન ન કરનાર મનુષ્ય તદ્દન પરાધિન થઇ જશે. સ્મરણમાં રાખો કે ' પરાધિનતામાં સ્વપ્ન પણ સુખ નથી "

સ્વાવલંબન અને આત્મવિશ્વાસનો અન્યોન્ય સંબંધ છે. જ્યા લગી મનુષ્યનો આત્મવિશ્વાસ જાગૃત રહે છે ત્યા લગી તે સ્વપ્રયત્ન કરી શકે છે. આત્મવિશ્વાસથી મનુષ્ય પોતે પોતાની સહાયતા કરી શકવાને શક્તિવાન થાય છે. અને જેમ જેમ આત્મવિશ્વાસ દ્રઢ થાય છે. તેમ તેમ ઉન્નતિ માર્ગમા નડતા અડચણરૂપી ટેકરા નાશ પામે છે અર્થાત આ બેમા ન્યુનાધિક તુલના કરવી નીરર્થક છે-બન્ને પરસ્પર સહાયક છે

આજકાલ પાશ્ચિમાત્ય વિજ્ઞાન શાસ્ત્રીઓએ એવી વાત સિધ્ધ કરી છે કે આત્મોન્નતિને માટે ઉચિત આનુવંશિક સંસ્કારોની બહુજ જરૂર છે અંગ્રેજીમાં આનુવંશિક સસ્કારોને Heredity કહે છે આ આનુવંશિક સંસ્કારોના કરતા હું કોઇ વ્યકિત, કુટુબ, સમાજ વા દેશમાં અન્ય ગુણોનો વિકાસ વિશેષ જોઉં છું. અંગ્રેજ લોકોમા સ્વાધીનતા, દ્રઢ નીશ્ચય અને પ્રયત્ન શીલ શક્તિ એવા અનેક ગુણો આનુવંશિક સંસ્કારોના કરતા વધારે સ-

હતી પંક્તીના છે. અંગ્રેજ લોકોએ પોતાની ઉન્નતિ માટે સ્વપ્રયત્ન કર્યો હતો. ભારે સંકટો પડવા છતાં પણ સ્વપ્રયત્ન કરી આત્મોન્નતિ કરવાનો પોતાનો ઉદ્દેશ છોડયો ન હતો. આ ગુણોનો આનુવંશિક સંસ્કાર આ લોકોમાં એટલો બધો પ્રબળ થઇ ગયો હતો કે પ્રત્યેક વ્યક્તિએ પોતાનો ઉદ્દેશજ સ્વવલમ્બનને બનાવી દીધો હતો-છે. આ શું આશ્ચર્યની વાત નથી કે જે જાતના પ્રત્યેક મનુષ્ય સ્વાવલમ્બન દ્વારા આત્મોન્નતિ કરવી એ આપણું પવીત્ર કર્તવ્ય છે એમ સમજે છે. આવીજ જાતિઓ સભ્યતા, સુધારો અને ઉન્નતિના સીખરે પહોંચે છે. અને એઓના રાજ્યનો આજે આટલો બધો વીસ્તાર પણ તેનેજ લઇને થવા પામ્યો છે ધન્ય છે. એવા સ્વાવલંબીત પુરૂષોને કે તેઓએ પોતાનું રાજ્ય બધે સ્થાપ્યું છે અને હજુ પણ કહેવાય છે કે અંગ્રેજ મુલકમાં કદાપિ " સુર્યાસ્ત " થતો નથી.

અદ્યાપિ પણ આપણા દેશમાં વર્તમાન સમયમાં ઉત્તમ આનુવંશિક સંસ્કારોનો પ્રભાવ બહુ થોડો માલુમ પડે છે, પરંતુ પ્રાચીન સમયમાં એવા સંસ્કારનો પ્રભાવ ઘણો હતો. પ્રાચીન ગ્રંથો વાંચતાં જણાય છે કે ઉતમ આનુવંશિક સંસ્કારો પ્રાપ્ત કરવાની એ સમયના લોકોની તીવ્ર ઇચ્છા હતી. સર્વને વિદીતજ હશે કે ભાગીરથ મુનીને ગંગાજી ભુલોકપર લાવવાને શું પ્રયત્ન કરવો પડયો હતો. આ કથા વાંચે પહેલાં આનુવંશિક સંસ્કારોને લઇને ભગીરથની પહેલાં સગર, અશુંમાન અને દીલીપ લગી ત્રણ પેઢીઓથી ગંગાજીને ભુલોકપર લાવવા બરોબર ઇચ્છા થઇ અને એ ઇચ્છા પ્રત્યેક પેઢીઓમાં પ્રબળ થતી ગઇ અને એ ઇચ્છાની અત્યંત તીવ્રાવસ્થામાં ભાગીરથનો જન્મ થયો. ભાગીરથે ગંગાજીને ભુલોકપર લાવવાનો પોતાનો જીવનનો ઉદ્દેશ સફળ કર્યો, આ કથા સાચી હો વા જુઠી પણ કહેવાનું તાત્પર્ય એ છે કે આ કથામાં આનુવંશિક સંસ્કારોનું મહત્વ જણાય છે. જ્યારે કોઇ માણસને કોઈપણ વસ્તુની ઇચ્છા લાંબા વખત સુધી થાય અને પ્રબળ ને પ્રબળ થતી જાય ત્યારે તે ઇચ્છા અવશ્ય સફળ થાય છે.

જ્યારે કોઇ કામ અસાધ્ય છે એમ જણાય તથાપિ એ વાત આપણે ભુલીએ નહીં ત્યારે આપણી આત્માવલંબનની શકિત તે સિદ્ધ કરવાને સમર્થ થાય છે. એકજ નિશ્ચિત ઉદ્દેશની ભાવના સ્વાવલમ્બન દ્વારા આત્મોન્નતિ કરવાની કલ્પના અનેક પેઢીઓ સુધી જાગૃત રહેલી જોઇએ: આપણે જો ઉદ્દેશનું સ્વપ્નમાં પણ વિસ્મરણ ન કરી વિશ્વાસ રાખીએ કે આજ નહિંતો કાલે અને કાલ નહી તો પરમ કોઇપણ વખતે અમારો ઉદ્દેશ સફળ થશે. આવી વાતોનો વિચાર સરખો પણ ન લાવવો જોઇએ કે તે કામ આપણા જીવનમાં બનશે કે નહિ મ્હોટાં મ્હોટાં મહત્વના કામો પણ એક દિવસમાં સિધ્ધ થતા નથી.

" Rome was not built ina day "

આપણે જોયું કે ગંગાજીને લાવવાને ( ભુલોકપર ) ત્રણ પેઢીઓનો વિચાર— સામર્થ, દઢ નિશ્ચય, સતત્ પ્રયત્ન અને સ્વાવલમ્બનની આવશ્યકતા પડી. જો મનુષ્ય આનુવંશિક સંસ્કારોને મહત્વનો માને, અને જો પોતાના જીવનની સાર્થકતા માટે પોતાના ઉદ્દેશો સ્થિર કરીલે અને સદાસર્વદા એનુંજ ચિંતન કરે અને મનન કર્યા કરે— આ પ્રકારે પોતાના ઉદ્દેશનું

રાત્રી દીવસ ધ્યાન કરતાં કરતાં ને પોતેજ આત્મ વિશ્વાસના બળપર આપ્રેયત્ન કરવા માંડશે; અને તે પોતાની ઉન્નતિનો ઉપાય પોતે પોતાની મેળેજ શોધી કાઢશે જો આ કાર્યમાં કાંઇ વિલમ્બ થાય તો તેથી નિરાશ ન થવુ જોઇએ. ભગીરથના પ્રયત્નનું રહસ્યને આદર્શ ગણી આપણે લોકોએ સ્વાવલમ્બન દ્વારા પોતાની ઉન્નતિનો પ્રયત્ન સદા કરતા રહેવુ જોઇએ "સિધ્ધિ અને સફળતા દૂર નથી પણ તમારી પાસેજ છે.

દીલગીરીની વાત છે કે આપણે સિધ્ધિ (કાર્યની) ઘણીજ સિઘ્રતાથી ચાહીએ છીએ. પરન્તુ આપણે લોકો જીવનના કોઇ ઉદ્દેશને સ્થિર કરતા નથી જ્યારે આપણો ઉદ્દેશજ સ્થિર નથી તો પછી પ્રયત્નજ શા રીતે કરી શકાય પ્રત્યેક મનુષ્યના અ ત.કરણમાં "હુ પોતે પોતાની સહાયતા કરીશ હું પોતે મ્હારા પોતાના કુટુંબની સહાયતા કરીશ, હુ પોતે સમાજ અથવા દેશની સેવા કરીશ, અને હુ માનવ જાતીનો ઉદ્ધાર કરીશ, " એવી સદ્દિચ્છાઓ જાગ્રત રહેવી જોઇએ આ સદ્‌ગુણોના "બી" છાત્રવસ્થામાં રોપાવુ જોઇએ. મનુષ્યના જીવન સમયમાં જોઇજ સદ્‌ગુણના બી રોપાય નહી અને જો તે સમય આપણે જીવનનો ઉદ્દેશ સ્પષ્ટ રીતે નિશ્ચીત કરી ન શકયા તો પાછળથી કાંઇ હાથ લાગશે નહીં જો મનુષ્યનો ઉદ્દેશ એકવાર સ્થિર થયો તો તે મનુષ્યને પોતાના જીવનની સફળતા માટે આહી તહી ભટકવાની ઝરૂર પડશે નહીં સફળતાની કુચી આપણા પોતાના હાથમાં છે. એ વાતતો સિધ્ધ થઇ ચુકી છે કે આપણી સહાયતા કોઇ નહી કરી શકે આપણે આપણી ઉન્નતિ માટે સ્વપ્રયત્ન કરવો જોઇએ તો પછી જો આપણે આપણી ઉન્નતિને માટે સ્વ પ્રયત્ન ન કરીએ તો તે દોષ આપણોજ છે ? કારણ કે ઉન્નતી કરવી કે ન કરવી તે આપણે પોતાનેજ આધીન છે. જો આપણું મન સ્વયં સહાય અને આત્મોન્નતીને માટે અનુકુળ ન હોય તો આ ક્ષણિક સુખમય સંસારમાં આપણી સહાયતા કોઇ કરી ન શકે, જો આપણું મન આત્મોધ્ધારને માટે અનુકુળ હશે તો આપણે જે ચાહીએ તે કામ કરવાને શકતીવાન થઇશું તાત્પર્ય એ છે કે મનો નિગ્રહ તે સ્વાવલમ્બાન અને આત્મોન્નતિની સાચી કુંચી છે. શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં એક ઠેકાણે કહ્યું છે કે मनएव मनुष्याणां कारण बंध मोक्षयों આ મનના પ્રભાવથી મનુષ્ય એક સમય સ્વાવલંબી, સ્વાધીન અને સુખી થઇ જાય છે અને બીજે સમય તે પરાવલંબી, પરાધીન અને દુઃખી થઇ જાય છે. આપણે આપણા મનની નીચ અને સ્વાર્થસાધક વૃત્તિઓને આધિન થઇ સદા દુઃખમાંજ ફસાઇ રહીએ છીએ. જો કર્મના સિધ્ધાંત પર વિશ્વાસ રાખવામાં આવે છે તો કહેવું પડશે કે વર્તમાન પરાધિનતા આપણા નરસા કાર્યોનું ફળ છે. જેવી રીતે નરસાં કર્મો દ્વારા આપણને પરાધીન અવસ્થા પ્રાપ્ત થઇ છે. એવી રીતે એ પરાધીનતામાંથી મુકત થવાની કુંચી સારાકર્મો પર અવલમ્બી રહી છે. જો સ્વાવલમ્બન દ્વારા આપણે આપણા અંતઃકરણમાં સદ્‌ગુણનો વિકાસ કરીશું અને ઉચીત શિક્ષા દ્વારા આપણે શીલની ઉન્નતિ કરી સદાચારમા રહેવાને પ્રયત્ન કરીશું તો આપણે પરાધીનતામાંથી મુકત થઇશું. એમા સંદેહ નથી. શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને ઉપદેશ કીધો છે કે.

उद्धारेदात्मना ऽऽत्मानमात्मानम वसादयेत
आत्मैवह्यात्मनो बंधुरात्मैवारिपुरात्मन

આ આધ્યાત્મિક અને સનાતન તત્વમાં અધિક લાભદાયક વાત સ્વાવલમ્બન દ્વારા આત્મોન્નતિ કરવાના વિષય પરત્વે કહી છે બન્ધુઓ ! આપણે જોયું કે આપણી સહાયતા આપણા સિવાય અન્યના હસ્તમાં નથી આપણને બીજાઓ ઉન્નતિ પર લાવે આપણને બીજાઓ સુખ આપે આપણને સર્વ પ્રકારે બીજાઓ સુખી કરે એ વીચારજ ભૂલ ભરેલો છે, અને આવા વીચારો કદી પણ મનમાં લાવવા યોગ્ય નથી એક હીંદી કવી કહી ગયો છે કે "मांगना भला न बाप सौं जो बिधि राखे टेक." એ સુત્રને ધ્યાનમાં રાખી વર્તન કરવું જોઇએ. અમારી આંતરીક પ્રસા–અમારી આત્મ જ્યોતીના સીવાય કોઇ અમારી સહાયતા કરી શકે નહી. આપણે તો માત્ર આત્મ વીશ્વાસના બળપર આપણી સહાયતા છે એમજ માનવું જોઇએ અસ્તુ.

દીનબન્ધુ.

હિંદી પરથી ફેરફાર સાથે.

# કર્મવીર સત્યાગ્રહી દેશભક્ત શ્રીમાન મોહનલાલ

## ગાંધીના જીવન ચરિત્ર પરથી લેવા જોગ કેટલોક બોધ

( લખનાર—પી. કે. મહેતા, બી. એ., ભરૂચ. )

ગયા અંકના પૃષ્ટ ૧૫૦ થી ચાલુ.

પોતાના વિરોધીઓને પણ તિરસ્કાર કરવાને બદલે ગાંધી તેમને ઓર મદદ આપતા, ૧૯૦૪ ના પ્લેગ વખતે મી. ગાંધીએ સમગ્ર મનુષ્યજાત પ્રતિના પોતાના પવિત્ર પ્રેમને લીધે ગોરાઓ અને કાફરાઓની સેવા ઉઠાવી. આમ એક વખત નાહ પણ વારંવાર મી. ગાંધીએ ત્યાંની ડચ સરકાર અને બ્રિટિશ સરકાર એ બંનેને બોર લોકોના વિગ્રહ વખતે ઝુલુ લોકોના બળવા વખતે, ખાણવાળાની હડતાળ વખતે અનેક પ્રસંગે મદદ આપી છે, અને આ પ્રમાણે પોતે વસુધાનેજ કુટુંબ તુલ્ય લેખે છે. એવું ઉદારચરિત મહાશય મહાન દેશભક્ત ગાંધીએ પુરવાર કરી આપ્યું છે. જો દેશમાં આવા નરો થોડા ઘણા પણ પાકે તો તેનો ઉદ્ધાર નિમિષમાત્રમાં થઈ જાય.

દેશ સેવા ત્યારેજ થાય કે જ્યારે બે શુમાર દુ:ખ સહન કરવામાં તૈયારી બતાવવામાં આવે; દેશ સેવા ત્યારેજ થાય કે જ્યારે હજારો વિપરીત પરિણામો સહન કરી તમામ અનર્થોને મારી હઠાવવામાં—દૂર ફેંકી દેવામાં આવે; દેશસેવા ત્યારેજ થાય કે જ્યારે જેલને મહેલ ગણવામાં આવે, દેશસેવા ત્યારેજ થાય કે જ્યારે અડગ ધૈર્ય રાખવામાં આવે, દેશસેવા ત્યારેજ થાય કે જ્યારે આત્મિક બળ અને આત્મિક અમરત્વમાં નિ:શંક વિશ્વાસ રાખવામાં આવે, દેશસેવા ત્યારેજ થાય કે જ્યારે વિષયવાસના તથા ભોગતૃષ્ણા તથા લોભલાલસાનો સમૂળગો પરિત્યાગ કરવામાં આવે. જયાં સુધી એક માણસ પૈસાટકો બૈરીછોકરાં, પોતાનો જીવ ઇત્યાદિ સંસારસુખ અને ક્ષણભંગુર મિથ્યા વૈભવોમાં આસક્તિ રાખે ત્યાં સુધી તેનાથી દેશસેવા થઈ શકે નહિ. મી. ગાંધીનાં ચરિત્ર તરફ નિગાહ કરો તો તમને જણાઇ આવશે કે, "ઇંડીયન ઓપિનિયન પત્ર ચલાવવાને માટે તેણે રૂ. ૩૦,૦૦૦ ની એક ગંજાવર રકમ પોતાની નિર્જીવ કમાણીમાંથી કાઢી આપી હતી; અને આવીજ રીતે તેણે પોતાની બધી આવક અને પોતાનું સર્વસ્વ દેશસેવા માટે આપી દઈ સાદાઈ—ફકીરીનો અંગીકાર કર્યો હતો ! સત્યયુગના સમયમાં આર્યભૂમિના ઋષિમહર્ષિઓ—સાધુ-સંતો મહાત્માઓ "Plain Living and

high Thinking એ સિધ્ધાન્તને અમલમાં મૂકતા હતા તેજ મુજબ આ મોજમઝાના હલીહાલમાં વિશ્વવંદ્ય આર્યમુનિ ગાંધીએ તેજ પ્રાચીન સિદ્ધાંતને પોતાના મહામંત્ર તરીકે ગ્રહણ કરી આખી દુનિઆને આશ્ચર્યચકિત કરી નાંખી છે! કહે છે કે મુંબઈથી ટ્રેનમાં પોતાને વતન જતા હતા તે વેળાએ સખ્ત ઠંડી હતી તોયે તેઓએ મોજાંઓજાં પહેર્યાં ન હોતાં અને સાદા દક્ષીણી જોડાં પહેર્યાં હતા! સાદાઇનો અવધિ!

અરે બંધુઓ! જરા વીચાર તો કરો કે આ આત્મભોગ આપનારા સમર્થ પુરૂષે આવી ફકીરીનો સ્વીકાર શા માટે કર્યો છે? ખીતાબ મેળવવાની કોઈ લાલચથી? પૈસા મેળવવાની કોઈ લાલચથી? ખોટી કીર્તિ મેળવવાની કોઇ લાલચથી! નકામી વાહવાહ કરાવવાની કોઇ લાલચથી? સ્વાર્થ સાધની કોઇ લાલચથી? દેશને ને જગતને છેતરવાની કોઇ લાલચથી? નહીં, નહીં. પરંતુ એ ફકીરી તમારા દેશની સેવા બજાવવાની લાલચથી; એ ફકીરી તમારૂં કલ્યાણ કરવાની લાલચથી; એ ફકીરી તમારી સન્મુખ અનુકરણીય દ્રષ્ટાંત મૂકવાની લાલચથી; એ ફકીરી તમને સન્માર્ગે દોરવાની લાલચથી.

ત્યારે આ પ્રમાણે આપણેજ માટે અથાગ શ્રમ વેઠનાર, બેશુમાર દુઃખ સહન કરનાર, અનુપમ આત્મભોગ આપનાર આર્યઋષિ દેશભક્ત ગાંધીની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે અને તેમ કરવાને કોઈ કલમ કે જીભ અસમર્થ છે. મી. ગાંધીને કશો બદલો જોઇતો નથી; પરંતુ તેણે આપણને આત્મભોગનો ઉત્તમમાં ઉત્તમ ધડો શિખવ્યો છે અને તે ધડા મુજબ આપણે ચાલીને હિંદની ઉન્નતિ અલ્પ કાળમાંજ કરવી આવી જાતનોજ બદલો મી ગાંધી ઇચ્છે છે.

લેખ સમાપ્તિ પૂર્વે એક અગત્યની વાત એ ધ્યાનમાં રાખવાની છે કે, મી. ગાંધીના ધર્મપત્ની પણ કોઈ સાધારણ હૃદયબળવાળી કે સાધારણ કોટિની સ્ત્રી નથી. પોતાના વ્હાલા પતિ અને પોતાના વ્હાલા પુત્રો કેદમાં જતા અને ત્યાં આગળ તેઓ અન્ન ખાતા નહીં, માંદા પડતો, અને અનેક દુઃખો સહન કરતા, તે વારે મિસીસ ગાંધી જ્યારે આ સર્વ હકીકત સાંભળતા ત્યારે ખેદ નહિ પામતા પોતાના પતિનું કામ પોતેજ માથે ઉપાડી લેતા હતા. પોતાનો પતિ સાથે સાથે રહી તેને દરેક કામમાં મદદ કરતા હતા. આફ્રિકામાં જ્યારે હડતાળીઆઓની સ્ત્રીઓને આશરો આપવાનો હતો ત્યારે મિસીસ ગાંધીએ તેમને ઘણી મદદ કરી હતી. હિંદની સ્ત્રીઓ પણ સત્યાગ્રહની લડતમાં—ધર્મ યુધ્ધમાં કમર કસી તૈયાર થઇ હતી એ જાણી કયા દેશબંધુનું અંતઃકરણ આનંદથી પ્રફુલ્લિત નહિ થાય? એ જાણી

કયા દેશબંધુનાં-કયી દેશબ્હેનનાં મુખમાંથી ધન્યવાદનો ઉદ્‌ગાર-નર્ષોદ નહિ થાય! મિસીસ ગાંધી જેવી વીરક્ષત્રાણી સ્ત્રીઓ હિંદમાં કેટલી છે! જ્યાં સુધી આવી સ્ત્રીઓ હિંદમાં થાય નહિ ત્યાં સગણ આર્યસંતાનોને હાથે દેશનો ઉદ્ધાર થવો અશક્ય છે નેપોલીયન મિસીસ ગાંધી જેવી માતાનોજ વીરપુત્ર હતો અને શિવાજી મિસીસ ગાંધી જેવી માતાનોજ વીરતનુજ હતો માટે સ્ત્રીઓને સંગીન કેળવણી આપો અને તેમને તેમની ફરજ અને કર્તવ્યથી યથાર્થ રીતે વાકેફ કરો.

છેવટઃ—મી ગાંધીનાં મને વર્ણભેદ જેવું કશું નથી. એઓની દ્રઢ માન્યતા એવી છે કે આપણે સૌ એકજ જગત્કર્તાના સંતાનો છીએ અને તેથી આપણે સૌ ભાઈ બ્હેનો છીએ. આ સુત્રને લીધેજ આફ્રિકામાં હિંદુ, મુસલમાન, પારસી વિગેરે, તેમજ સ્ત્રીઓ, છોકરાંઓ, ધરડાંઓ વિગેરે, સર્વ કોઇ એકમેકને સાહાય્ય આપતાં અને એકજ લક્ષ્ય ધ્યાનમાં રાખી હરેક પ્રકારનું દુઃખ હસતે મુખડે મર્દન કરવા તૈયાર થઇ રહ્યાં હતાં. મી ગાંધીને પોતાની આત્મિક શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ છે અને પરમાત્મા ઉપર પૂર્ણ શ્રધ્ધા છે. દરેક મનુષ્યમાં આત્મા છે; દરેક મનુષ્યને સ્વતંત્રતા પ્રિય છે. સ્વાતંત્ર્યને ખાતરજ પોતાની જાતનું વિસ્મરણ કરીને અને પોતાની જાતનાં સુખને અગ્નિમાં હોમીને મી. ગાંધી પોતાના દેશને કાજે કોઈ પણ ભોગે સત્યાગ્રહની લડત ચલાવતા રહ્યા હતા અને તે લડતનું શુભ પરિણામ આપણી નજર આગળ મોજુદ છે. ટુંકામાં એટલુંજ કે દેશભક્તિના યજ્ઞકુંડમાં મી. ગાંધીએ પોતાનાં તન, મન, ધનનું બલિદાન આપ્યું છે અને જગતના મહાન દેશભક્તોની નામાવલિમાં મી. ગાંધીએ પોતાનું નામ પણ અમર કરી દીધું છે. હૃદયપૂર્વક પ્રાર્થના એકે અમારાં હૃદયના હાર જેવા, ગુજરાત—કાઠીયાવાડનાં અંધકારમય ગગનમંડળમાં ચળકતા—ચમકતા તારા જેવા, ગુજરાતીઓને પતીતપણાંના-દાસપણાંનાં-અસ્ત્રહીનપણાંના-કાયરપણાનાં કલંકમાંથી મુક્ત કરનાર કોઇ પ્રભુના પ્યારા દેવાંશી મહાત્મા જેવા નરવીર મી ગાંધીને જગન્નિયંતા અધિક શક્તિ આપો, અધિક નવું જોમ આપો, અધિક આયુષ્ય આપો, અધિક સુખ આપો. તથાસ્તુ.

## અંતે.

Breathes there a man, with soul so dead,
Who never to himself hath said,
"This is my own, my native land!"
Whose heart hath never within him burned,

As home his footsteps he hath turned,
From wandering on a foreign land!—
If such there breathe, go, mark him well.
For him no minstrel raptures swell;
High though his titles, proud his name,
Boundless his wealth as wish can claim,
Despite those titles, power, and pelf,
The wretch, concentred all in self,
Living, shall forfeit fair renown,
And, doubly dying, shall go down,
To the vile dust, from whence he sprung,
Uuwept, unhonoured, and unsung.



# આનુઓનો બાગ.

## જુગારી પતિને પાલવે પડેલી પ્રિયાની

## કષ્ટ કથા.

( લેખક—ચંદ્રમણિ ઝવેરકર )

તેરી ઉલ્ફતમેં હુવા બદનામ—એ રાગ

સખી સુણ કષ્ટ કથા આ વાર; રમે છે જુગાર મમ ભરથાર—સખી—ટેક.

ગઈ હું પરણી સાસરે બે'ન, પડે ના ચિત્ત વિષે કંઈ ચેન,
ઉદાસી રહુ અરે ! દિન રાત, મળ્યો મુજ કંથ મને કમજાત;

સાંભળને તું સૈયર મારી; મળે ન મુજ પર વા'લ
જોઈ ટેવ જુગાર તણી; અંતરમાં ઉઠે જ્વાળ
લાવ સોદાગર થઇ ફરનાર—રમે છે ૧

ઘડિ ભર ટકે ન ઘરની માંય, જાય જ્યાં જુગાર ખેલે ત્યાંય;
અરે ! છે દામ દહું જ્યારે હૃદયમાં રોષ ધરી ત્યારે

ભણે મુખેથી જા લે જવાનો; બેસ રાંડ કમજાત
જો જાદે વદનેથી વદી તો, મારીશ હું બે લાત
કોણ તું મને કહી શકનાર—રમે છે. ૨

ભલે આ થાય દેહ નિપાત, તજવું ટેવ કરી ઉત્પાત,
આખરે હું છું અબળા જાત, જાણી નવ કરશો મારી ઘાત;

સમજી એવું ગઈ જ્યાં રમતા, લઈને લાવી ઘેર
બેશ શિખામણ દેતાં બે'ની, લાગી કડવી ઝેર
કેર વરતાવ્યો મારી માર—રમે છે. ૩

વદન તે વેળાનું વિકાળ, ખરે, જોતાં છુ કરશે કાળ,
ડરી નહિ શિખ દેતાં એને, કહે શું લાજ નહિ જેને,

જેમ શ્વાન આવે નિજ મંદિર; મારી કાઢે બા'ર
લાજ નહિ ઉરમાં તે લેશે, ફરી આવશે દ્વાર
સાર સમજે નહિ એમ ગમાર—રમે છે. ૪
તજે ના ટેવ જુગાર તણી, થાય શું દીધે શિખ ઘણી;
રોજ રમવાને દોડી જાય, રમીને હૃદયે રાજી થાય;
ખરે ! કોયલા કોઇ લઇને, સાબુથી સો વાર
ધૂવે સ્વચ્છ વારિમાં તોપણ, શ્વેત કદિ ન થનાર
પાર પામે તેનો ન લગાર—રમે છે. ૫
આખડિ રળવાની લીધી, ઉડાવી મીલકત સૌ દીધી,
પાઇ ઘરમાં ન રહી જ્યારે, ટેવ તસ્કરની ગ્રહી ત્યારે,
શિખ આપી આપીને થાકી; નથી અવર ઉપાય
કહે સખી મારે શું કરવું; જીવ અતિ અકળાય
કાય બળી રાખ થાય નિરધાર—રમે છે. ૬
વેરી હા ! થયાં માત ને તાત, જુગારીને સાંપી સાક્ષત,
અફળ આ ખોયો મુજ અવતાર, એવાં માબાપોને ધિક્કાર;
અણું વિચાર ન આણ્યો ઉરમાં; નાખી કૂપ મોઝાર
પરણી સુખ ન પામી પતિનું; શો સજવા શણગાર
હાર અવલોકી ઉઠે અંગાર—રમે છે. ૭
ધરામાં હું દુઃખીયારી નાર, એમ લોકો મૂકે ઉદ્‌ગાર,
કષ્ટ કોઇને ન હશે આવું, અરે ! કયાં નાશીને જવું;
કોમળ કાયા હતીજ કેવી; બની ગઈ બેહાલ
વ્યાધિ વપુમાં હોય કદાપિ, ટળે સખી તત્કાળ
જ્વાળ આ કદિ નહિ બુઝનાર—રમે છે. ૮
હવે તો થાય મોત મારૂં, એવી આશા ઉરમાં ધારૂં,
કંથનું કષ્ટ જોઇ ભારી, રોઇ રોઈ મરૂં સખી મારી;
ભોજન તો ભાવે નવ ભાવે; નાવે નિદ્રા નેન
આમ તેમ આળોટી કરીને; ગાળું છું નિત રેન
બે'ન મે તજ્યું બિછાનું સાર—રમે છે. ૯
કષ્ટ આ મુજથી નવ સે'વાય, કર્યાં શું હશે પાપ મેં હાય ! ! !
લખ્યાએ લેખ હશે વિધિએ, મળ્યો આ ભવે જુગારી—એ;
"ચંદ્રમણિ" સૌ શોક તજીને; ભજ ભવતારણ જેહ
લલાટમાં જે લેખ લખાયા; થાય ન મિથ્યા તેહ
દેહ ના દમતી બે'ન લગાર—રમે છે. ૧૦

# ઉપયોગી વાતો.



વીછીનાં ડંખ ઉપર વીંછી જે વખતે ડંખે તેજ વખતે જો તે મળે તો તેને મારી ને કચડી નાખે અને દરદ ઉપર બાંધે તો તરતજ આરામ થઈ જાય છે.

તોતડા પણું-એ એબ રાજવંશીઓ સાથે મુલાકાત કરવાથી, તેમજ રોણદાર ગ્રહસ્થો સાથે વાત ચીત કરવાથી દુર થઈ જાય છે, યુનાનનો એક પ્રખ્યાત વકતા મોંઢમાં કાંકરા નાંખીને દરિયા કિનારે ઉભે રહીને જોરથી ભાષણ કર્યા કરતો હતો. લાંબી મુદત સુધી આમ કરવાથી તેનુ તોતડા પણુ દુર થઈ ગયું અને છેવટ તેના ઉત્તમ ભાષણોની આખા યુનાનમા પ્રશંશા થવા લાગી એ વકતાનું નામ ડેમાસ્થેઝ હતું.

વાળ ધોળા ન થાય-જો બીજે કે ત્રીજે દીવસે માલકાકણીનું તેલ બે ત્રણ ટીપાં પતાસોમા નાખીને હમેશ ઉપયોગ કરવાં રહે તો વાળ સફેદ થવાનો સંભવ ઓછોજ રહે.

બરોળનો એક સહેલો ઉપાય- આ ઉપાયથી એક અઠવાંડીઆમાં આરામ થઈ જાય છે. ઓરડીના પાદડ બરોર, તે બરોર પાણીમાં એટલે સુધી ઉકાલે કે માત્ર નવટાંક પાણીજ બાકી રહે. સહવાર સાંજ એક નવ ટાંક પીધાથી ઘણો જલદી આરામ થાય છે. અનુભવ સિદ્ધ છે.

મુનતખેબ

# રાણી માતા એલેકઝાંડ્રાની રેહેમદિલી.

મહારાણી વિકટોરિયાની રહેમ દિલીના ઘણા દાખલાઓ મોજુદ છે તેમ રાણી માતા એલેકઝાંડ્રાની ખુબિઓ પણ મન ઉપર છાપ બેસાડે તેવી છે સને ૧૯૦૯ નો એક દાખલો નમુના તરીકે રજુ કરવામાં આવે છે.

લંડનમાં એક ઈસ્પીતાલ છે જ્યાં અનાથ દરદીઓને રાખવામાં આવે છે અને ઘણી દીલદારીથી તેમની સેવા કરવામાં આવે છે. ત્યાં મારથા નામની એક યુવતી દરદી આવી હતી જેણી ખહીર્યાં પીડાતી હતી તેણીની છેવટની ઈચ્છા એવી હતી કે " રાણીમાતા એલેકઝાંન્ડ્રાના દર્શનનો લાભ મળે "તેણીએ પોતાની ઇચ્છા દવાખાનાની વડી ડોકટરનીને દર્શાવી, પણ તેણીએ એને સમજાવી કે એ કામ અશકય છે. છેવટ તે છોકરીએ એક ટુકો પત્ર મહારાણી એલેકઝાંડ્રાને નામે રવાના કર્યો. જેમાં લખ્યું હતુ કે " હુઝુર અમુક ટાઈમે ઇસ્પીતાલ આગળથી ગાડીમાં જવાના હોય તેની મને અગાઉથી ખબર મળે તો હું દર્શનનો લાભ લઈ લઉ "

એક સહવારમાં એક મોટર ગાડી દવાખાનાના દરવાજાની પાસે આવીને ઉભી રહી, તેમાંથી એક લેડી ઉતરી અને નર્સ ને પૂછ્યું કે મીસ માર્થાનું બિછાણું કયાંછે? " તે નર્સે એ લેડીને મહારાણી એલેકઝાંડ્રા તરીકે ઓળખી લીધાં અને પોતાની વડી ડોકટરનીને ખબર આપવા દોડી, તેણિને તરતજ આવી અ રાણી માતાને તે દરદી પાસે પોંહચાડયા મહારાણીએ તેણીની જોડે લાંબા વખત સુધી વાતચીત કીધી, પછી તેણીને ઘણો દિલાસો દીધો પછી બીજા દરદીઓને જોવા માટે તેઓ ગયાં. તેવામાં તે છોકરીના ખાંસવાનો અવાજ આવ્યો રાણી માતા તરતજ પાછાં તેણીની પાસે ગયાં અને પોતાની પાસેની ડબીમાંથી એક ગોળી કાઢી તેણીના મોમાં મુકી અને પછી રૂખસત થયાં

# "સરસ્વતિના ઉદ્દગાર !"



ઘનઘોર દુખના વાદળો દીનો ઉપર તૂટી પડે
ગુજરાતના ગુણવાનની, આંખો હજુના ઉઘડે
પ્રભુ ધન, એ પ્રભુ બાપ તે હાન્ટપકને આંસુ રડે
રસ્તે ભિચારા રડવડે, શેરી નળીમાં આથડે

આવું હું નહોતી જાણુતી કે ગુજરાતની સુંદર અને ભવ્ય ઇમારતો પાયા વિનાની ડગમગી રહી હશે.

પૂર્વે મારૂં ધારવું એવું નહોતું કે ગુજરાતના મનુષ્યો જીવ વિનાના ખોખાજડ હશે, એવી કલ્પના સરખીએ મને નહોતી કે મારા દેશબાંધવોના એક ટુકડા રોટલા માટે સરીઆણુ રસ્તા ઉપર મરી ઝુરીને પ્રાણુ જતા હશે.

શ્રીમાનો જરા આંખ ખોલી જુઓ ચક્ષુ ઉઘડા રાખી નજર કરો.પ્રભુએ આપેલા અને દેશને સાંપડેલા ધન ભર્યા ભંડારો તો ગંધાતી ગટરોમાજ વણાયા જાય છે.

કરવી મદદ અનાથને દુખી દીનો છે જેમના
ડાહ્યા જનો સમજે સદા, કદી તેમના પછી આપણા

"હે પ્રભો ગુજરાતના શ્રીમાનોની આંખો હજુ ઉઘડતી નથી પણ તારા દરબારમાં તો શુભાશુભ કૃત્યનો બદલો પ્રત્યેકને મળનારજ છે

શુભાશુભની તપાસ છે માલીકના દરબારમાં
નિત્ય ન્યાયની વ્હેંચાણુ છે કીરતારના દરબારમા

હે દયાળુ મારા વ્હાલુડાની આ કેવી કરૂણાજનક સ્થિતિ ?

શુ અન્ન વિના દુખીયા બન્યા મુજ બંધુડા ગુજરાતના
રસ્તે ભિચારા રડવડે, શુ એજ આ ગુજરાતના
ભુખના દુખે ગડથા કરે, ગલી કુચી એ ગુજરાતના
હો—હો–કરીને પ્રાણુ છોડે વ્હાલુડા ગુજરાતના

હવે તો દેશ–પરદેશ ફરીશ, ગુજરાતના શ્રીમંતોની પાસે મારા મોંઘા અરાકતો ને માટે પ્રાર્થના કરીશ.

---

+ ગુજરાતના પ્રવાસે નીકળેલી એક કુમારીકાએ કેટલાક ભાગમાં અનાથ નિરાશ્રીતો કે ભુખા સગડા—અપંગ અને અધાને ઠેકાણે ઠેકાણે અથડાતા જોઇ જે હૃદયને પીગળાવી નાખે એવા ઉદ્ગારો કાઢ્યા હતા તેનો ચીતાર આ કાવ્યમાં જણાય છે.

પઈસા, બાગ બગીચા વાડી ગાડીને લાડીના મોજ શોખમાં પડી અંધ બનેલા તવંગરોને કુદરતની ગેબી લાકડીના અચાનક અવાજની ચેતવણી આપીશ, સાથે કહીશકે કાળની તીક્ષ્ણ કટાર કરખને છ તીમાં ભોંકાશે-વાડી-વજીફા અને મોજ શોખના સાધનો છોડી-કીરતારના દરબારમાં કરેલા કૃત્યનો બદલો લેવા જવુંજ પડશે.

ન્યાય સભામાંથી પહેલો પ્રશ્ન એ થશે કે કેટલાં અપંગ આંધળા નિરાશ્રીતોને અન્નદાનથી સંતોષ્યાં-બાપુ પાછું ચોરાશીની ફેરીમાં ફરવું પડશે એ કમકમાટ ભરેલાં ઘોર નર્કોના દુખ કેમ સહન થશે વારૂ? આ સતે નો સંદેશો હું ગુજરાતમાં ઘેરઘેર પહોંચાડીશ અને અને હવે પછી નિરાશ્રિત સેવામાં હું મારૂ જીવન અર્પણ કરીશ.

વિચરી વિદેશે પ્રેમથી, ઘર ઘર ભમીશ હું આજથી
લુલાં, અપગો અંધની શોધયો કરીશ હું સ્નેહથી
છે ધર્મનો સિદ્ધાંત કે, નિરાશ્રિતો ને પાળવાં
નિજબંધુ જાણી તેમને અન્ન વસ્ત્રથી સંતોષવા
સતકાર્ય એ પ્રભુ આજ્ઞા, વિમુખજે તન થાય છે.
સૌપુન્ય પરવારી જતાં, તે ઘોરનર્કે જાય છે.

રતનલાલ નાગરદાસ વકતા.

# " પ્રેમની પેટી
# અને
# સ્નેહનો સોટી "

## ( એક અચળ પ્રેમની સુબોધક સ્નેહ વાર્તા. )

સાંધણ પૃષ્ટ ૧૩૦ થી

### પ્રકરણ ૫ મું.

વિશ્વાલયના નિશંક આકારના ગગન સુંબિત શીખરો અતિ રમ્ય અને મનોહર જણાય છે. ક્ષણે ક્ષણે હવામાં ગેબી અવાજ આપતા અને આકાશથી વાર્તા વાદ કરી રહેલા અર્ધનગ્ન ભાપતા સુનેરી ધ્વજા પતાકાનો દૃશ્ય ચીત્તા કર્ષક હોય છે.

શીખરથી સંધી કરી જોનાર પ્રેક્ષક આખા ક્ષેત્રને તેની દ્રષ્ટિમાં સમાવી શકે છે. ચારે દીશાનાં ફરણાં અને પહેલી પ્રભાતના રંગ અતિરમ્ય ભાપે છે. અધાપી આપણા ચકોરચક્ષુ નજીકમા વહેતી સુંદર સરિતાથી સંપૂર્ણ ગોષ્ઠિકરી રહ્યા નથી તે પહેલાં તો હૃદય દેવાલયના સુશોભિત અને રમ્ય બગીચામાં વિવિધ પ્રકારના સુવાસિત વૃક્ષો પાસે જઇ હર્ષઘેલું બની રમઝમ નાચતું આત્માને અનુભવાય છે. બેશક આવા પ્રસંગનો આનંદ વિરલ' અને દેખાવ મનોહર હોય છે છતાં આપુરીમાં કપટાચાર્યોની સંખ્યાથી મજબુત બનેલી એક ટોળીના કાળા કૃત્યોનું અત્યારે આપણે અવલોકન કરવાનું છે. તેઓના સમુદાયની સંખ્યા ચાળીશ લગભગમાં કલ્પી શકાય છે ગમે તેવો હુશીઆર કે ચાલાક મનુષ્ય અને આ લોકના કાવત્રામાં ફસાયા સિવાય રહેતો નહી.

ઘણાએ હુંશીઆર સમૃધ્ધિવાન, શેઠ શાહુકારોને તથા માલ–મત્તા વાળા તવંગરોને આ ટોળી ફસાવી ફેંસલો કરી ચુકી છે. એટલે હરેક કામમાં તેમનાં પાસા પોબારજ પડતા.

સંધ્યાનો સમય ક્યારનોએ વિતિ ચૂકયો છે અત્યારે નવ વાગ્યાનો વખત કલ્પી શકાય છે. આ અવસરે બે સુંદર વાહનો ત્યાંથી વિચરતા દ્રષ્ટિગોચર થાય છે આસપાસ થોડાક સિપાઈ અને હજુરીઆની મંખ્યા ગણત્રીમાં આવીજાય

કે. આ નાનો રસાલો વિશ્વનાથનો મધ્ય ચોક વટાવી ગંગ બજાર તરફ ચાલ્યો. કેટલીક ઝગમગતી! રોશનીથી સુંદર બનેલી દુકાનો પસાર કરી આ ટોળું ગલી કુચીમાં થઇ દક્ષિણ દીશામાં ઉતરતા ઢાળવાળા રસ્તા તરફ વળ્યું. આગળ ચાલતાં સાંકડાં માર્ગપર, એક મોટા ઘાટનું પણ ભવ્ય અને સુંદર મકાન આવ્યું. ત્યાં આગળ આ વાહનોને અટકાવવામાં આવ્યા, કોઇ આબાદ જણાતા રાજમહેલ જેવું આ મકાન તે આ દુષ્ટ ટોળીના ઘોર કૃત્યોનું નાટક ભજવવાનું રહેઠાણ સ્થાન હતું જેની અંદર નાના મોટા કુલ આડત્રીસ ઓરડાઓ હતા, તેમાં એવી આબેહુબ ઘટનાઓ ઘડવામાં આવી હતી કે છીણી હથોડાથી પણ તેના એક નકુચાને નુકશાન પહોંચી શકે નહી અમુક ચાંપ દાબવાથી અમુક અમુક ઓરડાના દ્વારો એક સાથે બંધ થઇ શકે. ચોકકસ ચાવી ફેરવવાથી એકદમ હવાનું ચલણ અટકી જાય અમુક કળ દાબવાથી સપળે ઝેરી પવન ફુંકાય અમુક ભોંયરામાંથી ફ્લાણા બજારમાં નીકળાય કે નકકી કરેલી શેરીમાંથી વચલા ઓરડામાં અવાય—કોઇ ન કળી શકે એવી ભેદ ભરી ઘટણાઓ આ મકાનમાં યોજાએલી હતી, રસાલા સાથે આવેલ દંપતિને ઉપર જણાવેલ મકાનમાં લઇ જવામાં આવ્યા. સુશોભિત ફરનીચરથી વિભુષિત બનેલા એક સુંદર દીવાનખાનામાં આ પ્રેમી જોડાનો સત્કાર કરવામાં આવ્યો. મધુ કુમારે પ્રશ્ન કર્યો કે "દીવાનજી! શાહજાદા સાહેબ કયાં છે! તેઓ કેમ જણાતા નથી!" સામા મનુષ્ય તરફથી કાંઇ પ્રતિઉત્તર મળ્યો નહી તે તો ચુપા ચુપ ત્યાંથી ચાલ્યો ગયો, પ્રેમલત્તા અને મધુ કુમાર એક બીજા સામું આશ્ચર્યતાથી જોતાં વિચાર કરવા લાગ્યા. ફકત પાંચ મીનિટ તો નહી થઇ હોય, તેવામાં એક ચાંપ તે ટોળીના મનુષ્ય તરફથી દબાવવામાં આવી; કે તુર્તજ સર્વત્ર અંધકાર વ્યાપ્ત થયું. ફડાફડ સઘળાં બારી બારણાં એકી વખતે બંધ થઇ ગયાં.— (અપુર્ણ)

લેખક.

રતનલાલ નાગરદાસ વકતા-બોરસદ.

## ફતેહ કોની છે?

ફતેહ તેની છે જે કામ કરે છે.
ફતેહ તેની છે જે કમથી અખાડા કરતો નથી
ફતેહ તેની છે જે મુસીબતમાં પણ હિમ્મત હારતો નથી.
ફતેહ તેની છે જે દુઃખ દરદની હકીકત જાણે છે.
ફતેહ તેની છે જે નિષ્ફળતાથી પાઠ શિખે છે.
ફતેહ તેની છે જે દ્રઢ રહે છે.
ફતેહ તેની છે જે ઊંચા ઊંચા રસ્તાપર ચાલે છે અને અડચણો પર કાબુ મેળવે છે

# બાળકોનો બાગ.

## મુબારકબાદી.

અંક ૧ લા પૃષ્ઠ ૫૬ થી ચાલુ.

અતી રીધ્ધિને સીધ્ધિથી સૂખ પામો
નિશીદીન તે હર્ષ આનંદ જામો
વધો સંતતિ સ્નેહને સંપ જોડી
કૃપાનાથ હરો શાતિને કષ્ટ તોડી ૪
અહો ગ્રાહકો લોભ વિશેષ રાખો
પ્રિતે પુસ્તકો વાચીને સ્વાદ ચાખો
પ્રભુપાસ યાચું સદા હસ્ત જોડી. કૃ ૫
અતી રંગ જામો નવે રંગ સાથે
મહોબાઇ બધો સુકુમાર હાથે
પ્રિતે વાચજો હર્ષથી ગર્વ છોડી કૃપા ૬
સુગંધી ફુલોને વળી હાર તોરા
સદે ભોગવો ગ્રાહકો હેમ દોરા
કડા કંઠીને વીંટિઓ નીજ જોડી. કૃ. ૭
સુવાસીક તે તેલ ફુલેલ ઘાલો
સુશોભિત તે શીષના થાય બાલો
રમાડો જમાડો શીશુ સ્નેહ જોડી. કૃ. ૮
જમો જુક્તિથી મીષ્ટ પકવાન સારા
પુરીને ઘિરો લાડવા છેજ પ્યારા
કરો સ્વાદ માટે કદી પાન ચોડી કૃ. ૯
ફરો બાગમાને હવા સ્હેર લેવો
મુખે દેય આશીષ કર્ણીક એવો
અખંડીત રહો બાઇબંધોની જોડી
કૃપાનાથ હરો શાતીને કષ્ટ તોડી. ૧૦

દોહરો

વાચો પ્યારા પ્રેમથી, ધરી હૃદયમાં વ્હાલ,
ભાસ્કરની આશીષથી, થાય મુબારક સાલ,

લેખક

ભાસ્કર ગણેશ કરણીક—તારાગપુરકર

## મનની સ્થિરતા.

( દેસાઇ મોતીલાલ મથુરભાઇ. )

મહાન પુરૂષો અને ઓલીઓ ગમે તેવા દુર્ઘટ કામો સમયમાં પણ પોતાના મનનેવશ, સ્થિર-રાખી શકે છે. "જેણે મન. જીત્યું તેણે જગતજીત્યું" मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः। સામાન્ય મનુષ્યો વ્યવહારમાં મન ઉપર સારો કાબુ રાખે છે. એક ભુખ્યો બ્રાહ્મણ શુદ્રના પકવાનથી લલચાતો નથી. અને મન સ્થિર રાખી શકે છે, મહાન યોગીઓ વ્યવહારમાં વિચરતા છતાં તેમાં લબ્ધ થતા નથી અને જળ કમળ વત રહી શકે છે.

ભગવાન બુદ્ધ, એક વેશ્યાના ઘરમાં રહેતા હતા, છતાં તેમની પવિત્રતા, અને મન ઉપરના અનુપમ સામર્થ માટે કોણ અજાણ્યું છે. મહાત્મા જીસસ ક્રાઈસ્ટ મેરી મેગ્ડેલેની ના ઘરમાં રહેતા હતા, છતાં તેઓ પોતાના ઉત્તમ મનોબળથી કલંકિત નહોવા અને પુજ્ય ગણાયા હતા.

મહાન પુરૂષોના માનસીક બળ—મન ઉપરના કાબુ—માટે અનેક દ્રષ્ટાંતો છે. ગમે તેવા વિકટ પ્રસંગમાં પણ મહાન પુરૂષો મનની સ્થિરતા સાધે છે-રાખી શકે છે. એટલુંજ નહી પણ તેવા વિકટ પ્રસંગો માં મહાન કાર્ય કરે છે. જે કાર્યો મનની સ્થિરતા વિનાં સાધવાં અશક્ય છે છતાં તેઓ પોતાના મનને વશ વર્તાવિ—તેને સ્થિર કરી ઉત્તમ કાર્યો કરી શકે છે. કેદ ખાના જેવા દુઃખ કર ગ્રહમાં અને અનેક ચિંતા, અને દુઃખોથી ગ્રસ્ત છતાં પણ નીચેનાં મહાન પુરૂષોએ મહાન કાર્યો કર્યાં છે. "બુનીયન" જ્યારે જેલમાં હતો તે વખતે તેણે "જાત્રાળુઓની કતા" ( Pilgrims Progress ) નામનો પ્રસિધ્ધ ગ્રંથ લખ્યો હતો.

"મીલ્ટને" એક ઉત્તમમાં ઉત્તમ પુસ્તક તે જ્યારે આંધળો અને વળી કેદખાનામાં હતો ત્યારે લખ્યું હતું..

"ડેનીઅલ ડીફો" જ્યારે કેદખાનામાં હતો ત્યારે તેણે પ્રસિદ્ધ "રોબીન્સ- ક્રુસો" નામનું પુસ્તક લખ્યું હતું.

"વોલ્ટર રાલ્ફે" પોતે જ્યારે કેદ ખાનામાં હતો ત્યારે " History of the World" જગતનો ઇતિહાસ લખ્યો હતો. લોક માન્ય તિલકે કેદખાનામાંજ વેદાંત જેવા ગહન વિષયપર—ગીતા—ઉપર અવર્ણ નિય ટીકા લખી છે.

આવાં અનેક દ્રષ્ટાંન્તો છે. જેનું મન સ્થિર છે તેનેઃ—

પાષાણની ભીંતવાળું ગૃહ, યતું કારાગૃહ નથી, લોઢાના સળીયાનું પાંજરૂં તે પાંજરૂં થતું નથી. "શાંન્ત ગંભીર અને નિષ્પાપ જેના મનો વ્યાપાર છે તેને કેદખાનું-પાંજરૂં-સ્વર્ગ સમાન છે." "મન જીત્યું તેણે જગત જીત્યું"



# નવરંગી બાગ.



## બજ ટિકોરા ચંગ.

### એક ટીકા.

ટેલીફોન—વાઢ વ ઙ અધિપતિ રાજના મગજમાં પણ શું ભુસું ભરાયું કે આંક „ અંકમાં " મુસ્લિમ સંસાર ચર્ચા " લખીને એવી ઉંધી સલાહ આપી કે જેઓ શરાબ પીએ છે તેઓએ જિના પણ કરવું એટલે એક સાથે બે ગુન્હા કરવા.

ટેલીગ્રાફ—આહા ! ભાઇ તમારી સમજની પણ બલિહારી છે, અરે ત્યાં તો એમ લખ્યું છે કે તમે હલકી નુકશાનકારક શરાબ પીઓ છો તો ભારી ફાયદાકારક કેમ નથી પીતા ?

### મેમણ ઝવેરીનું ઝવેરાત.

એમ વળી એક મિત્રની ભલામણ લઇ આ મેમણને ઘેર મેમાન થઇ અવાતું હશે કે ? આજકાલ ગામમાં ચોરીઓ ઘણી થાય છે અને વળી સુટ સ્ટોકીંગ તથા ચસ્મા પેહરેલા ચોરો આવે છે માટે અમારે ઘેર આપનો સમાવેશ થાય એમ નથી આપ એડીટર આવવાના છો એમ મારા મિત્રના ને આપના ત્રણ કાગળો અગાઉથી મને મળ્યા છે. પણ લાચાર છું કે વિઘાની મને ભારે સુગ છે.

### એડીટરને ચોર બનાવ્યા તો ભિખારી શા માટે ન બનાવવા ?

સલાહકાર-ભાઈ તમે કામે ત્રણ આનાનું તરબુજ ફોડી ખાધું. પરમ દીવસે ચાર આના ચાહ પાનમાં થઇ ગયા. સનીવારે નાટકમાં ચાર રૂપિયા ખર્ચી આવ્યા અને એવું ઘણુંએ ખરચ થાય છે જ્યારે આ માસિક ઘણું સસ્તુ છે સરાસરી રોજની એક પાઈ જેટલી વાત છે વળી એડીટર કલમના ભાઈ છે માટે તમારૂં નામ નોંધાવી દો, હું પણ ગ્રાહક થયો છું.

મે ઝવેરી-ભલેને તમારા જેવા દસ મુર્ખા ગ્રાહક થાય તો શું થઇ ગયું તરબુજથી કેવી ઠંડક વળી. ચાહ પાન કરવાથી મીત્રોમાં કેવાં વખાણ થયાં; નાટકમાં નાચ અને ગાયનમાં કેવો રસ પડયો અને ચોપડી વાંચવાથી એકતો આપણી આંખો દુખવા આવે બીજું આપણા જેવા (બે)આબરૂદારોની ધુળ ઝટકણી વાંચવામાં આવે માટે એ ન જોઇએ- ભલે અધિપતિ રોજ આવીને એક પાઇ લઇ જાય તો ખુશીથી આપીએ.

### બેરીસ્ટરની વિદ્વતા.

બેરીસ્ટર-હાં, મીસ્ટર આ ચોપાનિયામાં એકતો જસ્ટીસ તૈયબજીનો ફોટો છે ને બીજો મી. કુરૈશીનો તો શું એ બન્ને ગૃહસ્થો એકજ દરજાના હશે કે ?

મીસ્ટર-ના સાહેબ આ ઓરડામાં આપ અને હું અંન્ને બેઠા છીએ પણ જેવી જેની લાયકાત. (મુસાફર)

# હું ડીટેકટીવ કેમ બન્યો !

## " સોનેરી ટોળીનું સાહસ "

( લખનાર—રમુજી—પોરબંદર. )

પ્રીય મીત્ર, મ્હારે કહેવું જોઇએ કે હું એક સાધારણ ગામડામાં જન્મેલો અને થોડી જોઇતી કેળવણી પામેલો પણ નજરબાજ અને કસીલો માણસ છું. હું બાલ્યાવસ્થાથીજ હુંશીયાર ચાલાક ચાલચલણમાં વાચાળ અને મગજ શક્તિવાળો હોવાથી એક આફતના અખતરા તરીકે ગણાયો છું મ્હારા ગામના લોકો મને શીઘ્રવયથી 'ઉસ્તાદ' એ ઉપનામથી ઓળખે છે. હું જયાં જાઉં ત્યાં મ્હને લોકો ઉત્સાહથી બોલાવતા, અને અંતરથી ચહાતા હતા. મ્હને જોઇ સર્વ જનોના મુખપર હાસ્ય સ્ફુરી આવતું તેથી હું આનંદમાં મસ્ત રહેતો, પણ પ્રીય વાંચક ! એવી થોડી ખ્યાતી અને સુખથી હું પુર્ણ સંતોષ પામ્યો નહી, મહને જગમશહુર નામ કાઢવાની લાલચે ઉશ્કેર્યો, એ લાલચે ભાગ્યની કસોટી કરવા કાળચક્રની ઘટ માળમાં ઘુંચવણીની જંજાળમાં કેવો ફસાવ્યો ! એ ઇતિહાસ શ્રવણ કરી ત્હારું હૃદય દ્રવીભૂત થયા સીવાય રહેશે નહિ.

અલબેલી મુંબાઇ નગરી કહો કે મનોહર મુંબાપુરી કહો પણ આજ કાલ વ્હેપાર ઉદ્યોગમાં અગમ્ય ઉન્નતિને શીખરે પહોંચેલી પ્રવાસીને આકર્ષક એ મોહમયી નગરીના આશ્રયે જગઆશકારા થવાને મ્હારું મન ઉશ્કેરાયું.

સવારમાંજ સ્ટેશનપર આવી રેલ્વેટ્રેનમાં ચઢી બેઠો. મ્હારી પાસે ફક્ત દસ રૂપીઆ રોકડા અને કપડાં વીગેરેથી ભરેલી એક ટ્રંક હતી, આ મોહમયી નગરીમાં પ્રથમજ આગમન મ્હારા જન્માન્તરમાં હતું, ગ્રાંટરોડ સ્ટેશન આવતાં સુધી મુંબાઇ જતા પ્રવાસીઓમાં સોનેરી ટોળીના કાવત્રાં અને છુપી પોલીસની પોલીસી એ વિષયની ચર્ચા વીશેષ ચર્ચાતી હતી પળે પળે મ્હને છુપી પોલીસના અમલદાર થવાની હોંસ સ્ફુરી આવતી. અને એ કાવત્રાબાજ ટોળીને પકડવાની અંતરમાં હજારો યુક્તિઓ ઘડી કાઢતો. એ વિચારમાળે વિચારમાંજ ઉતરવાનું સ્ટેશન આવી પહોંચ્યું. રળીઆમણું આ મ્હોટું સ્ટેશન જોઇ કેટલાક પાસીન્જેરો સાથે હું પણ ગ્રાન્ટરોડ ઉતરી પડયો, મ્હારી સાથે ટ્રેનમાં બેઠેલા બે ઘડીના સોબતીઓ અન્યો અન્ય પ્રણામ કરી કોઇ વિકટોરીયા ફેટીનમાં તો કોઇ ટ્રામ ગાડીમાં બેસી પોત પોતાના સ્થળ તરફ સીધાવ્યા, મ્હેં પોતે પગ પાળા ચાલીને આ ચીતાકર્ષક શહેરની શોભીથી ચરા માટે જોતાં જોતાં જવાનો નિશ્ચય કર્યો; માણસોની ગીરદી, વહેપાર ઉદ્યોગની ધમાલ સમુદ્રની ખાળી શુભ, વૈભવ અને મ્હોટા એંગેન ચુંબીત મહેલો વીગેરે અનેક પ્રકારની ભવ્યતા જોઇ હું તો આભોજ બની ગયો, થોડે સુધી ગયો નહી હોવું એટલામાંજ એક માણસ મ્હને ઠોકર મારી જમીનપરથી કાંઇક લેઇ પસાર થતો જણાયો, ત્વરાથી પાછો આવી તે માણસે મ્હને પ્રશ્ન કર્યો કે શું આ પાકીટ આપનું છે ! તમારા પગ પાસેની મ્હને મળ્યું. માટે તમોને પાછું મળવું જોઇએ ! નાજી મ્હારી પાસે એવું પાકીટ હતુંજ નહી. મ્હેં કહ્યું.

વારુ ત્યારે ન્યાયની રીતે એમાં જે કાંઇ હોય તેનો અડધો હીસ્સો મ્હારે તમોને આપવો જોઇએ, ઓહો: આમાં તો એક વીંટી સીવાય કાંઇ જણાતું નથી, જુઓ સાહેબ આ સોનાની જ હશે કે ! કેટલું વજન ધારી શકો છો ?

મ્હેં મનમાં વીચાર કર્યો કે આ માણસ કેવા પ્રમાણીક જણાય છે, મુંબાઇ જેવી સ્વરૂપી વાન નગરીના નીવાસીઓનો ઉદાર દિલના હોય એમાં નવાઇ શું! મ્હેં તે વીંટી હાથમાં લઇ તપાસી જોઇ કહ્યું કે હાજી ખરી સોનાનીજ છે, અને આશરે એક તોલા વજન હશે ધારી શકાય

ત્યારે તો તમો પચીસ રૂપીઆનો આંકડો આંકી શકયા ઠીક હું તમારા લાગની અરધી કીમત આપીને લેઇ જાઉં, પણ લાચાર છુ, મ્હારી પાસે ખીસ્સામા હાલ કાંઇ નથી. કોઇ ચોકશીને ત્યા વેચવામાં પુછ પરછ થાય અને વાત ચહેરાઇ જાય. માલ જાયતો જાય પણ ફજેતી થાય, માટે મારા મહેરબાન, મ્હેને કાંઇક આપીને આ વીંટી અને પાકીટ બસે તમોજ લઇ જાવ, હું ખુશી છું, મ્હે તે વીટીને ફરીથી બરાબર તપાસી જોઇ. ખરી લાગવાથી મન લલચાયું આ ભલા દેખાતા માણસપર કોઇ પ્રકારનો વ્હેમ પણ આવ્યો નહી, મ્હે કહ્યું ભાઇ મ્હારી પાસે તો ફક્ત સાત રૂપીઆજ વેંચ્યા છે તમે કહો તેમ કરીએ, ફીકર નહી આપ જે આપસો ત્હેમાં મને પૂર્ણ સંતોષ થશે કારણ કે જે મળશે તે મફતનુંજ છે,

પ્રીય પાઠક લોભની લઘુતાથી મ્હારી ચાલાકીમાં ધુળ પડી, પ્રથમતો હુ મનમાં ફુલાઇ ગયો કે મ્હારૂ ચાન્સ ખીલવાનુ આ મંગળાચરણ છે, ત્યારબાદ ધન્યવાદ દેતો સાત રૂપીઆ આપી વીંટી વાળુ પોકેટ લેઇ શેખચલ્લીના વીચાર કરતો આગળ ચાલ્યો.

હજુર, ચોરાયેલું પોકેટ તમારી પાસે છે કે ? આ શબ્દો સાંભળી હું ચમકયો, અને પછા વળીને જોયું તો એક પોલીસ મેન માગે હંમ પોતાના હાથમાં લેતાં ઉપરનો પ્રશ્ન મ્હનેજ પુછતો જણાયો.

ના સાહેબ મ્હે ચોરેલું નથી, ગભરાઇને એકદમ જવાબ આપ્યો, તમે સભ્ય અને સારા માણસ જેવા જણાવ છો અને આ અકાર્ય .મ .કર્યું ? મહેરબાન આ પોકીટ મ્હારૂં નથી અને કોઇનું ચોરાયેલુ હશે એમ હું કબુલ કરૂં છુ, પણ મ્હેં તો એક ચાલીત માણસ પાસેથી સાત રૂપીઆ રોકડા આપી ખરીદ્યું છે. ખીસ્સામાંથી પાકીટ બાહેર કાઢી પોલીસ મેનને બતાવતાં કહ્યું. સંભાળજ્યો મીસ્તર તમો એક ગુનોહ છુપાવવા ચોરીની સાથે જુઠું બોલી ડબલ ગુન્હેગાર થાવ છો. શું તમો જાણતા નથી કે મુંબાઇની પોલીસ ગુન્હેગારોના ઉમરની છુપી વાત પણ જાણી શકે છે, આ માણસના ખીસ્સામાથી તમે પોતેજ ઉઠાવ્યું છે એ કેટલીક બાબતોથી હું સાબીત કરી શકું છું, એક માણસને બતાવતા પોલીસમેને પોતાની પોલીસી વાપરી.

ડીક સાહેબ જે કહોતે મ્હારે કબુલજ પડશે, અને તમો જે કહો તે સત્ય ઠરશે, કારણ કે સત્તા આગળ શાણપણ નકામું છે, એ હું સમજુ છું. ખરૂં શું છે તે મ્હારો અંતર આત્મા જાણે છે, આપ હવે ત્હેનું શું કરવા માગો છો ?

આવા ઉધ્ધત જવાબથી તમારે ઘણું સહન કરવું પડશે તમારા આત્માની છુપી વાત કાલે ન્યાય કોર્ટમાં જાહેર થતાં સુધી મ્હારા કબજામાં રેવડી ઉપર નજર કેદ રહેવું પડશે. તે પોલીસ મેન મારા હાથમાથી પોકીટ ખુંચાવી લેતા બોલ્યો.

ત્હેના આવા શબ્દોથી ભવીષ્યમાં શુ આફત આવશે, અને હું કેવા સંકટમા ફસાયો છું એ વિચાર આવતા ગર્વ ગળીત દયામણા દેખવાનો થઇ ગયો અને તે પોલીસ મેનને કરગરીને કહેવા લાગ્યો કે મહેરબાન સાહેબ હુ તદન અણજાન માણસ છુ, આ મુંબાઇ નગરીમા પ્રવેશવાનો આ પ્રથમજ પ્રયાસ છે મ્હારા પ્રતે દયાની લાગણીથી ઉપકાર વૃતિ રાખશો તો મ્હારો આત્મા આપને શુભ દિશ દેગે

ફીકર નહી, તમારૂ નામ અને કીયા ગામના રહીશ છો, અહીંયાં કોને ત્યાં કએ સ્થળે ઉતારવાના છો એ મને નોધાવવું પડશે:

જી સાહેબ મ્હારૂં નામ નાહાનાભાઇ મ્હો લાલ ઉસ્તાદ છે, ગામ ચકલાસીમાં ચોરા

પાસે મ્હારૂં ગૃહ છે અહીંયાં વડનીવાદી પાસે ખજાડા ગલીમાં શેઠ ખટપટદાસ ગરબડદાસ રોકડીઆને ત્યાં ઉતરવાનો છું.

ઠીક જાવો ત્યારે સવારે સમન્સ પહોંચતાં મઝંગાવ ચોકી પહેરાપર અગર સ્માલ કૉજ કોર્ટમાં વખતસર હાજર રહેજો એમ કહી તેઓ ચાલતા થયા.

નિરાશ વદને નશીબને ઠપકો દેતો હું આગળ ચાલ્યો, થોડે દુર ગયો હોઇશ એવામાં વળી બીજું નસીબ જાગ્યું.

કેમ દોસ્ત નાહાનાલાલ? ક્યાંથી આવો છો ખુશીમાં તો છો કેની? આપના પિતાશ્રી શું કરે છે? તેઓની તબીયત સારી હશે! ઘણાં વખતથી આપના મહેલાસી ગામમાં આવવાનું બની શક્યું નથી, માટે હું ઘણો દીલગીર છું હમોને તો જરા ન્હાનપણમાં જોએલા, તમો મને ભાગ્યેજ ઓળખી શકો એમાં નવાઇ નથી કારણકે મ્હારા તે વખતના ફેસમાં અને હાલના દમામાં ઘણોજ તફાવત પડી ગયો છે હું ધારૂંછું કે, હમારા ન્હાના ગામડામાં હજુ પ્લેગનો ઉપદ્રવ નહીંજ હોય, પ્રભુકૃપા સારી છે કેની. ?

આ અપરીચીત માણસને હું ઓળખી શક્યો નહીં. હેનો હેતાળ સ્વભાવ અને માયાળુ મીષ્ટ વાક્યોથી કોઇ અંતરનો સગો હોય તે કરતાં પણ વિશેષ પ્રેમ ફુરતે મ્હેં હેની સાથે નજર મેળવી મ્હારી, આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, હેણે મ્હને છાતી સરસો દાબી હીંમત આપી મ્હેં અથ ઇતી મ્હારૂં બ્યાન કહી સંભળાવ્યું સાવધાન થા, એજ સોનેરી ટોળીનાં માણસો, મ્હને પાકીટ આપનાર એજ અને પાછું લેઇ જનાર પણ એજ, ફીકર નહીં હું આ બાબત સરકારમાં નોંધાવીશ. અને ખાનગી તપાસ કરીશ,ભાઇ તું બે ઘડી મ્હારી સાથે ચલો આવ

વાચક મિત્ર! હું તો એક ન્હાનકડા ગામડાનો ઉસ્તાદ, તે આજે શહેરના ઉસ્તાદના પણ ઉસ્તાદને ત્યાં પરોણા તરીકે રહેવા જાઉં છું. પહેલાં મ્હને લેશ પણ ખબર ના પાડી, ઘણોજ આગ્રહ અને ઉંડી લાગણીનો ભાવ જોઇ તેને ત્યાં જવામાં મ્હારાથી ના કહી શકાયું નહીં. હેની હું સાથે ચાલ્યો સરીઆમ રસ્તાથી આડકતરા કેટલાક ગલી કુંચીના રસ્તા વટીવી એક સુંદર દેખાવવાળા મકાન પાસે આવ્યા હેણે કહ્યું ભાઇ આ મકાન આપણુંજ છે. રહેવા ઇચ્છા હોય ત્યાં સુધી સુખેથી રહો ખાવો પીઓ અને મોજ કરો કોઇ પ્રકારની હમને અડચણ નડશે નહીં. હું હેની સાથે એ મકાનમાં પ્રવેશ્યો ઉપર બે દાદર ચડ્યા પછી તે ચવા મીત્રે એક દીવાનખાનું ઉઘાડ્યું જેમાં શોભીતાં હાંડી ગ્લાસ તખ્તા અને ટેબલ ખુરશીઓ કબાટ વીગેરે ફરનીચર ગોઠવેલું હતું. આ આરામ ચેરપર વીશ્રાંતી લ્યો, હું આપને જમવાની ગોઠવણ કરી આવું. અગર કપડાં ઉતારી નીચેની ચાલીમાં મ્હોટો નળ છે ત્યાં સ્નાન કરી આવો હેનાથી ઘણો ખરો શ્રમ ઓછો થઇ જશે, અને જમતાં પહેલાં ન્હાવું જોઇએ એ નીયમ પણ સચવાશે; મ્હને એ સલાહ ઠીક લાગી અંગ ઉપરનાં સઘળાં કપડાં ઉતારી મ્હારી ટ્રંક પાસે ટેબલપર મુક્યાં ફક્ત ખડલવા માટે એક ધોતીયું લેઇ નીચેની ચાલીમાં ન્હાવા ગયો હું ન્હાતી વખત પણ વીચારવા લાગ્યો કે આ ભલો મીત્ર કોણ હશે? હું એને બીલકુલ પીછાણતો નથી; એ મ્હને સારી રીતે ઓળખે છે, મ્હારૂં ભાગ્ય કાંઇક સારૂં કે જેથી દુઃખમાં દીલાસો દેનાર અદ્દશ્ય મીત્ર અનાયાસ મળી આવ્યો, હું નાહી ધોઇને પરવાર્યો ઉપર જઇને જોઉં છું તો દીવાનખાનું બંધ હતું તે ઉઘાડી મ્હેં અંદર પ્રવેશ કર્યો મ્હારાં કપડાં કે પેટી કાંઇ મળે નહીં મ્હેં જરા ગભરાઇને બેચાર બુમ મારી. ભલા ભાઇબંધ હમો ક્યાં છો! પ્રત્યુત્તર કાંઇ મળ્યો નહીં પણ એવામાં એક કદાવર દેખાવનો મેમણ મારી પાસે આવતાંજ આંખો લાલચોળ કરી ધોટો ધુરકાવી બરાડી ઉઠ્યો. કાફર આ મકાન કેમ ખોલ્યું છે? એમ બોલવાની સાથેજ આ બંદાની બોચી ઝાલી બિચારા ગરીબડા ગાલ પર બે તમાચ ચોપડી કાઢી એની મસાલેદાર તીખી વાણી અને રસદાર સ્વાદીષ્ટ તમાચાથી આંખોમાં પાણી ભરાઇ આવ્યું છતાં પણ હું

ચાલવામાં હોશિયાર હોવાથી જનાબ આપે કોઇ સારા ગૃહસ્થની આબરૂમાં હાથ ઘાલતાં સંભાળો આ મકાન મ્હારા મીત્રનું છે અને તેઓ એજ ઉઘાડી આપ્યું છે; અલ્ હક હુંસ્ત્રા ત્હારી સામે ઉભેલો આ મકાનનો માલીક તદ્દને બીલકુલ પીછાણતો નથી. મ્હારા ધારવા પ્રમાણે હાલ જેલમાં ચાલી રહેલી પેલી હાવનાખાંગ ટોળીમાંનો તું હોવો જોઇએ અને ખીસ્સું ખાતર મારવાના ઇરાદે આ મકાનમાં આવ્યો હોઉ એમ સમજાય છે મઝુર કર હું ત્હને પોલીસને સ્વાધીન કરવા સુધારા નહીં. (અપુર્ણ આવતા અંકમાં સંપુર્ણ).

# चर्चा-पत्र:

## “लेखकोनुं लिलाम, अने रा. चन्द्र”

“ બાહ્યબંધ નવરંગ ” માસિક દ્વારા (અંક ૧, પુસ્તક ૮, પૃષ્ટ ૩૩ માં) લેખકોનું લિલામ એ વિષયમાં રા. ચન્દ્ર તરફથી કેટલીક રશ્મિઓનું પ્રતિબિમ્બ અસરેલું સુજ્ઞ વાંચકને સુવિદિત હશે. તે રશ્મિઓ શુકલપક્ષની છે, કે કૃષ્ણપક્ષની તે સુપાત્ર પાઠકને જણાઇ ગયું હશે.

“ રા. ચન્દ્ર ” સાહિત્ય સુધારો—કરી રહ્યા છે, પણ તેમણે સાહિત્ય અને સુધારો, શબ્દનો વિશાળતામાં અર્થ લીધેલો જણાતો નથી, શું સુધારો એટલે સારી ભાષા અને યોગ્ય રસની છાંટણીથી રંગાએલી પદ્યની પંક્તિઓજ ? અરે કેટલી મોટી ભુલ ! આવો હવે આપણે રા. ચન્દ્રના લિલામ સ્થાનમાં પ્રવેશ કરીએ

રા. કેશવલાલેજે “ બન્ધુ સમાજમાં ” જે જે વિવેચનો કર્યાં હશે—કરતા હશે, અને કરશે તેનો મૂળ આશય લેશ પણ સમજ્યા સિવાય રા. ચન્દ્રે તેમને કેવી કફોડી સ્થિતીમાં ગોઠવી દીધા છે ! તે ગોઠવતા અગાઉ તે સમ્બન્ધે કેટલોક વિચાર કર્યો હત તો જરૂરનો હતો. ઉમરેઠનો મૂળ શબ્દ કદાચ “ ઉમાસેત્ર ” હોઇ શકે, તે સમ્બન્ધે ટીકાકારને ટીકા કરવાનો લેશ પણ અવકાશ રહેતોજ નથી છતાંય તેમણે તો છુટથી કલમને નિરાંકુશપણે દોડાવી છે. કેવું સાહસ ! !

રા. કુન્દન પાત્ર પરત્વે બી એ ની ડીગ્રી તુચ્છ ગણે છે એ યોગ્ય છે, પણ બી. એ. ડીગ્રીમાં અંજાઇ ગયેલા ચન્દ્રને તે કેમ રૂચે ! બી. એ. ની ડીગ્રી મેળવ્યા છતાંય સેંકડો પૈકીના પાત્રોના શુષ્ક હૃદયમાં લેશ પણ રસ હોતો નથી. બી. એ. બનેલા સર્વ સુધારાના સરદાર હશે એ રા. ચન્દ્રની ધારણા સર્વાંશે અયોગ્ય છે. બી. એ. માં પ્રેસાર થએલા કેટલાકતો એવા છે, કે જેમને સુધારો શબ્દ આશ્ચર્ય જનક થઇ પડે છે. જ્ઞાનને ડીગ્રીઓ સાથે લેશ પણ સમ્બન્ધ નથી, જુઓ ! આપણા પ્રેમ ભક્ત નૃસિંહ, મીરાં, અને દયારામ ક્યારે બી. એ.માં પાસ હતા ? અરે ! એતો પ્રચીન પુરૂષોની વાત ! પણ આપણા હાલના સાહીત્ય સાગરમાંથી, ખોબે ખોબે પાણી પીનારા રા. પાઠક ક્યારે બી. એ. છે ? છતાંય અત્યારે બાહ્યબંધના વાંચકો વીચારમાંજ હશે, કે તેમને કયું ઉચ્ચપદ આપવું ! રા. વકતા એ શબ્દજ કેવો કર્ણ પ્રીય છે ! તેમનું નામ સાંભળતાં કેવું આખું શ્મીત થઇ જાય છે ! ! ! (? ?)

સાહીત્ય ક્ષેત્રમાં બીજ નાખી જળ સીંચી, તેનો મહાન વૃક્ષો બનાવી ફળની આશા વગર તટસ્થ રહી ફળો જોતાં અને હાલતો “ અહાદસેક, નો અચંડ અખંડ દવની પોકોરી ઇંઠીક રાહદારીઓના જીગરમાં રમી રહેલા રા. આર્ય

તો અર્થ પ્રસીદ્ધ છે. આપણા યુવક ચન્દ્રે આ આલીયા દાવીદ્ય (મસ્ત ફકીર) ને પણ લીલામમાં ગોઠવી દીધો છે. વાહરે! ચન્દરીઆ! રા. ચન્દ્ર લખે છે કે રા. "સાગરનાં કાવ્યો બીભત્સરસહીન તેમ બેવકુફ વીચારનાં છે" રા. સાગરનાં ગદ્ય પદ્ય લેખો જોયા જાણ્યા સિવાય તેવું કહેવાનો રા. ચન્દ્રને શું હક છે? શું પુરાવો છે!

સમર્પન-સિવકન બૅાર્ગ-આનેલિ-પ્રેમ ભક્ત હાગૌર-કલાપીની કેકા ઇત્યાદી પ્રેમ પોષક ગીતાઓ જોયા સિવાય રા. ચન્દ્રે અપૂર્ણો વરચાબો આ જે અયોગ્ય સાહસ કર્યું છે, તે ખરેખર ખેદ જનક છે. પોતાનીજ કલ્પેણ અને પોતાનાંજ વજનીયાંથી સાહીત્યના સરદારોની બારીકાઈઓના ગમે તેવાં વજન કાઢી અ-મલ કેમ મૂકયાં છે! તેતો રા. ચન્દ્ર જાણે. જુઓને! લેખોનું લીલામ એ શબ્દજ કેવો અપૂર્ણતા વાળો છે! અને કેવો અર્થ હીન ભાવ સુચવે છે! રા. સાગરની બરાબરી કરી શકે તેવું થતી અને પ્રેમામહી શૃંગાર અત્યારે ગુજરાતમાં કયું છે! ચન્દ્ર જાણી જોઇને શા માટે ..માં પડે છે.

રા. દીનબન્ધુ એ તો દીન જનોને સહાય કરી નથી પણ રા. ચન્દ્રે કેટલાક કુમુદ ખીલવ્યાં! શીતરશ્મિ કયાં ફેંકયા? કહેશો?

રા. પારાશરને તો તેમણે અસત્યનો આપનોજ બનાવ્યો છે. કારણ?

રા. સદાચારી-રા. સજ્જન-રા. પ્રેમયોગી અને રા. વીમળને પણ તેમણે લીલામમાં ખેંચતાણ કરવામાં બાકી રાખી નથી. તે તદન તો સત્ય નથીજ, પણ સ્થાનના અભાવે અને તે વીષય ખાસ અતી મહત્વનો નહીં હોવાથી શું જરૂર છે!

આ ઉંચેથી નીચે તણાતા ચન્દા! તમે જરા રા. કાન્ત-રા. ન્હાનાલાલ-રા. સુમન્ત-રા. દ્વિવેદીઆ-રા-કાંટાવાળા-રા. મકરન્દ ઇત્યાદિને પૂછો કે તમે જ્યારે સાહિત્ય ક્ષેત્રમાં પ્રથમ પ્રવેશ કર્યો ત્યારે ગદ્યપદ્ય કેવા લખતા હતા? અને આ ચન્દા! તેમની હાલની કૃતિ સાથે સરખાવો તે.! અલબત! અત્યારે તો પ્રત્યેક વિરલ વ્યક્તિ અગ્ર સ્થાને છે. ચન્દ્ર સાહિત્યને વગોવાયવું ઇચ્છે છે! ઑહહો!! મહત્ત્વાશો ચન્દ્ર શુદ્ધ કયાંથી જુએ! સાહિત્યના અગ્ર ગંભવ અવલોકન કારની માફક રા. ચન્દ્રે આ અવલોકન કર્યું છે. (!) (જાણે સાક્ષાત નવલરામભાઇ.) તેમનું આ અવલોકન પાણી વલોવા જેવું નથી શું!

દરેક ભાષામાં એક એવા લેખક થઇ જાય છે, કે જેમાં ને તેમાં અવલોકન કારો તેનુંજ નામ આગળ ધરે અંગ્રેજીમાં કોઇએ જુદા સ્વરૂપમાં નાટક લખ્યું તો અવલોકનકારો અને ટીકાકારો એમજ લખે કે "શેક્સ પીયરે આ તત્વનું નાટક પોતાના નાટકમાં દાખલ કર્યું નથી. માટે આ નાકામું છે." જો કોઇ શેક્સપીયરની શૈલી ઉપરજ નાટક લખવા માડે તોય ટીકાકારો તો કહેવાનાજ કે "શેક્સ પીયરનું અનુકરણ કરવાની દુષ્ટતા કરવાની હિંમત દેખાડનાર આ લેખકને શું ઇનામ આપવું તે સમજાતું નથી." ગુજરાતીમાં કોઇએ જો નવલકથા લખી તો ટીકાકાર તુરત લખશે કે "આ નવલકથા લખના અગાઉ રા. ગોવર્ધનભાઇની સરસ્વતી ચન્દ્રની નવલકથા લેખો વાંચવાની જરૂર હતી." ગુજરાતીમાં જ્યાં સાહિત્યની વાત નીકળી કે તુરત ટીકાકારો અને રા. ચન્દ્ર જેવા યુવક લેખક અવલોકન કારો "નવલકથા સમ્બન્ધી હોયતો રા. ગોવર્ધનભાઇને"—"નવી શૈલી બાબત હોયતો રા. ન્હાનાલાલને" આવા મંડી પડવાના. હાસ્ય રસમાં તો આપણા રા. રમણભાઇ કયાં નથી!

આવા ધૂમસનાં વાદળાં જેવા અજ્ઞાન ટીકાકારોથી ડરી લેખકોએ શા માટે નિરાશ થવું જોઇએ. જ્યાં સ્વાર્થ રહિત છડેક પૂકારતો છે અને સનમ મંદિરમાં શિરાણી શરાબ ઉડાવવો છે, ત્યાં આવા જતોની દરકાર શી રીતે રાખી શકાય?

વિરોધીઓની ટીકાની પરવા રાખ્યા સિવાય આપણે આપણું કાર્ય કરવું જોઇએ. ખરું કારણ આપણા મનને ખબર છે આજે

ખસ ! જે સિધ્ધાન્તોને આપણે સત્ય ગણતા હોઇએ અને જે મુજબ સદાકાળ વર્તો જવાનું હોય તેને સારૂ માન હાનિ—પ્રાણ હાનિ પણ સહન કરવી પડે, તેમાં શું થઇ ગયુ .

ટીકાને પાત્ર—પ્રાણહાનિ પણ સહન કરવી પડે, તેમાં શું થઇ ગયું ?

ટીકાને પાત્ર કોણ નથી કહો જોઇએ ? પણ ટીકા તો સ્થાને સંભવે-સ્વાર્થ રહિત હોય તો—આવી અદેખાઇની નહિ આજ કાલના અવલોકનકારો અને ટીકાકારો સાહિત્ય અને સુધારાને નામે જે મોટાં મોટાં બણગાં ફુંકી રહ્યાં છે, તે તદન નામનાંજ ! કહેવા કરતાં કરી બતાવવું સર્વોત્તમ છે, રા, ચન્દ્રે આ અવલોકન કરી જે ટીકા કરી છે, તે કરતાં તેમણે કરી બતાવ્યું હત તો ઠીક પડત ! વ્હાલાંઓ ! સત્ય દ્રષ્ટિએ કંઇ કહેવાનો અવકાશજ નથી. આ ચર્ચાપત્ર સત્યની નજરથી લખાયું છે. પ્રિય વાચક ! તું એમ ન ધારતો કે સિતારાવાળા તરફ કટાક્ષ અગર સિતારામાં જણાવેલા લેખકોની તરફેણમાં આ ચર્ચાપત્ર લખાયું છે. તેમ કરવા અને તેમ થવા લેશ પણ આશય નથી; પણ મ્હારા બિરાદર ચન્દ્રને અંદર ખાને સમજાવવા નિમિત્ત રૂપ છે, ૐ શાન્તિ.

| | |
|---|---|
| સનમ—મન્દિર<br>૨૦-૧-૧૯૧૫<br>વસંત પંચમી. | લી.<br>કુદરતમાં,સુન્દરતા<br>નિહાળતો.<br>ભક્ત પ્રેમાનન્દ |

# વહેપાર ઉદ્યોગને આશિર્વાદ

એક મહાન પુસ્તક ગુજરાતી ભાષામાં સામાન્ય પ્રજાને ઉપયોગી થઇ પડે એવી રીતે પ્રગટ કરવાનું કામ "ધી મોડર્ન એડવર્ટાઇઝીંગ સોસાયટી—બરોડા" એ પોતાને માથે લીધું છે. તેને લગતી કેટલીક અગત્યની હકીકત અત્રે રજુ કરી દરેક શખ્સ તેનું વિચાર પુર્વક મનન કરશે એવી આશા રાખવામાં આવે છે.

૧ મજકુર પુસ્તકનું નામ "કીમતાઇનો સરળ માર્ગ અને જાહેરાતનો ભંડાર" રાખવામાં આવ્યું છે.

૨ સદર પુસ્તકનું કદ ક્રાઉનસાઇ " અને જાડાઇ ૧૦॥ ઇંચ જેટલી તથા પૃષ્ટ ૫૦૦૦ થશે.

૩ સદર પુસ્તકની પુરે પુરી ૫૦૦૦ નકલો છાપવાનું કામ ચાલુ થઇ ગયું છે. અને આગળ ચાલુંજ છે.

૪ સર્વ કોઇ કબુલ કરે છે કે હિંદુસ્તાનનો વહેપાર હજુ બાલ્યાવસ્થામાં છે, અને તદન અંધાધુંધ રીતે ચલાવવામાં આવે છે, થોડી મહેનતે થોડી પુંજીએ અને થોડા વખતમાં વધુ કમાણી કેમ કરવી તે જ્ઞાન હજુ હીંદી પ્રજામાં બહોળા પ્રમાણમાં પ્રસર્યું નથી તેથી તેવું વાંચન પુરૂં પાડનારા પુસ્તકો ઘણો મોટો ફેલાવો પામવાની આવશ્યકતા સ્વીકારવામાં આવે છે. તેથી આ પુસ્તકમાં તેવું વાંચન પુરૂં પાડીને સાથેજ વ્યાપારની ખીલવણીનું મુખ્ય સાધન જે પ્રખ્યાતી છે તે માટે જાહેર ખબરો દાખલ કરી તેના લાભનો અનુભવ આપવાનું વ્યાજબી વિચારી તેવી સ્ટાઇલપર આ પુસ્તક પ્રગટ કરવાને માટે ઘણી મુશ્કેલીઓ સમક્ષ હોવા છતાં સોસાયટીએ તે કામ પુર્ણ કરવાની ખંત સાથે હિમ્મત ભીડી છે !

૫ એ પુસ્તકના દરેક પ્રષ્ટમાં નિચેના અડધા ભાગમાં ધંધાદારીઓની જાહેર ખબરો દાખલ કરવામાં આવે છે તેનો નમુનો બાઇબંધ માસિકના ગયા સાલના ૨, ૩, ૪, ૫ મા અંકના છેલ્લા પાનાઓ જોવાથી સમજાશે. અથવા નિચેના સરનામે એક આનાની ટીકીટો મોકલવાથી શરૂઆતના ૧૮ પૃષ્ટ મોકલવામાં આવશે.

૬ જે સાહેબો રૂ. ૫ સાથે પોતાની જાહેરાત મોકલશે તો તે જાહેર ખબર એક વારતો બાઇબંધ માસીકના અંકમાં પ્રગટ થઇ જશે, અને વળી શ્રીમંતાઇના પુસ્તકની પાંચ હજાર પ્રતોમાં પણ તે છપાઇ જશે ઉપરાંત એ પુસ્તકનો એક વિભાગ તૈયાર થએ બહાર પડશે અને તે તદન મફત મોકલી આપવામાં આવશે. એવી રીતે ત્રણ ગણો લાભ મેળવવા રૂ. ૫ની શું વિસાદ છે. !

૭ પ્રથમ વિભાગ ૧૦૦ પૃષ્ટનો પ્રગટ કરવામાં આવશે, તે જેઓ ખરીદ કરવા માગતા હશે, તેમને સાડા પાંચ આનાનીજ કિંમતે મળી શકશે.

૮ મંગાવેથી વધુ હકીકત વિગેરે લખી મોકલવામાં આવશે. એક આનાની ટીકીટ બીડનારને સાથે કેટલીક ઉપયોગી ભેટો મોકલવામાં આવશે.

પત્ર વહેવાર નિચેના સરનામે કરવો.

જનરલ મેનેજર ધી મોડર્ન એડવર્ટાઇઝીંગ સોયસાટી

મુગલવાડા—બરોડા

## ઈદ નજદીક આવે છે!



### દોસ્ત આશનાઓને તોહફો શું આપશો?

તે માટે અમો આપને એક નાદાર સંવાદ આપીએ છીએ અપટુડેટ અતિ સુંદર આપવા લાયક ભાઈબંધ-નવરંગ માસિક પત્રનો ખાસ ઈદ નંબર મોટી તૈયારીથી છાપવાનું કામ ચાલુ થઈ ચુક્યું છે. તેમાં શું જોશો?

આસમાનમાં ચાંદ ઉપર મરત ઉડની હંસમુખી "ઈદપરી" અને તે પછું ખોલ આદ અંદરની બાજુ બીજા સંખ્યાબંધ સુંદર જોવા લાયક પિક્ચરો, વાંચવા લાયક નિશ અને પેટ પકડીને હસાવે એવા રમુજી ટુચકાઓ તથા બે ઘડી ગરક થઈ જાઓ એવી વાર્તાઓ. તાકીદે નામ નોંધાવો છુટક અંકની કીમત ૬ આના ચાર અંક સામટા ખરીદનારને વધુ બે અંક તદન મફત આપીશું પોષ્ટેજ જુદું.

**સુચના**—ઉપલો લાભ તા. ૩૦ જુન ૧૯૧૫ સુધીમાં નામ નોંધાવનારાઓનેજ મળશે.

### વાર્ષિક ગ્રાહકને ખાસ લાભ.

ભાઈબંધ-નવરંગ એક અતિ ઉપયોગી, રમુજી, બોધ દાયક અને સસ્તું માસિક ચોપાનિયું હોવા છતાં તેનું લવાજમ ટપાલ સાથે માત્ર રૂ. ૧ાા છે.

જેઓ અમારા ચાલુ ગ્રાહક છે તેમને તથા જેઓ જુન ૧૯૧૫ આખર સુધીમાં આ વર્ષના ગ્રાહક થશે તેમને ઈદના ખાસ અંકની એકને બદલે બે કોપીઓ આપવામાં આવશે જે તેઓને પોતાના મિત્રોને ભેટ આપવા માટે એક સુંદર સાધન થઈ પડશે—

આ એકજ માસિક છે કે જે દરસાલ ત્રણ ત્રણ ખાસ મોટા અંકો કાઢે છે. એક અંગ્રેજી નવા વર્ષનો, બીજો ઈદનો અને ત્રીજો દીવાળીનો—

**ઈદ નંબરના અગાઉથી પૈસા આપનાર જે એક વખત વધુ આરતી** બગદાદ શરીફવાળા પીર સઈયદ ઇબ્રાહીમ સાહેબની **હાથી ઉપરની સ્વારી** ના દબદબો ભર્યો દેખાવ રજુ કરનારો ફ્રેમમાં બેસાડવા લાયક સુંદર અને મુબારક ફોટો ભેટ મોકલવામાં આવશે **સિલકમાં હશે ત્યાં સુધીજ મળશે.**

નિચેના સિરનામે તાકીદે લખો,

**મેનેજર ભાઈબંધ—વડોદરા.**

તા. ક. અમારા ચાલુ ગ્રાહકોને ઈદ નંબરની વધુ કોપીઓ જોઈતી હશે તો ૪ આનાની કીમતે આપીશું પણ તે માટે જુન ૧૯૧૫ ના તા. ૩૦ મી સુધીમાં નામ નોંધાવી દેવા.—

૭૮૬
Regd R. N. B. 628
સચિત્ર માસિક ચોપાનીયું

# બાદબંધ જેમાં જોડાયલું છે નવરંગ.

પુ. ૮ મું ] માહે મે ૧૯૨૫ ઇ. [ અંક ૫ મો

દોલત—મીલ્કત!!!



તન્દુરસ્તી——આરોગ્યતા.

અધિપતિ—કે. એમ. ઝીયાઅલી.—વડોદરા.

આ ચોપાનિયું ખુદાદાદ મુસ્તા ઝીયાઅલીએ ધિ ડેસન્ટ પ્રિ. પ્રેસ વડોદરામાં તા. ૨૨-૭-૧૯૨૫ ના રોજ છાપ્યું અને બાદબંધ ઓફીસમાંથી પ્રગટ કર્યું.

## અનુક્રમણીકા.



## સુચનાઓ અને નિયમો,

૧ આ માસિક સર્વ મતોના સમાન વિચા[ર] દર્શાવનારૂં છે પક્ષાપક્ષી ઉપર લક્ષ અપા[તું] નથી.

૩ ગમે તે કોમના નાહના અથવા મો[ટા] સારા લેખો લખે એવા લેખકોને ભાઈબં[ધ] સહ પ્રેમ આમંત્રણ કરે છે.

૪ લખાણો સારા કાગળ ઉપર એકજ બા[જુ] શાહીથી ચોખ્ખા અક્ષરે લખી મોકલવ[ા.]

૫ કોઇ પણ લેખ પ્રસિદ્ધ કરવો અથવા પાછ[ો] મોકલવો કે નહિ તે અધિપતીની મરજ[ી] ઉપર છે.

૬ સમાજદ્રોહી લખાણો લેવામાં આવશે નહિ[.]

અધિપતિ,

# ભૂખે મરતા અનાથોને

# બચાવો!!

ભુખ્યાને ભોજન, તરસ્યાને પાણી ને રખડતાને નિવાસ આપવો એ હિન્દુ ધર્મનો મહાન્ સિદ્ધાંત છે તેને અનુસરીને નડીઆદ હિન્દુ અનાથાશ્રમમાં ભુખે મરતાં નિરાધાર બાળકો, વૃદ્ધ અપંગો, નિરાશ્રિત વિધવાઓ આદીને પાળી પોષણ કરવામાં આવે છે.

એક વખતે રૂ. ૨૦૦ આપનાર ગૃહસ્થના નામની એક આરસની તખ્તી ઓફીસમાં ચોડી નક્કી કરેલા દીવસે વર્ષમાં એક વખત દાતાના સ્મરણમાં અનાથોને જમાડવામાં આવે છે આવા ૫૫ દાતાઓ અત્યાર સુધીમાં મળ્યા છે.

જે દાતા રૂ. ૨૫) આપશે તે "ગૌદાન" ખાતે ગણી તેના ઉત્પન્નમાંથી અનાથોને દુધ આપવામાં આવશે.

એક રૂપીઓ ને તેથી વધુ દાન મોકલનારનાં નામ વાર્ષિક રીપોર્ટમાં પ્રગટ થાય છે રીપોર્ટ દરેકને મફત મળે છે.

મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

બાળબંધ
જેમાં જોડાયલું છે
નવરંગ.

પુ. ૮ મું.] મે સન ૧૯૧૫. [અંક ૫ મો.

# ચાલુ જમાનાનો સુધારો.

### ગઝલ.

સનાતન ધર્મને માટે, લઉં હું લેખની મારી;
ખરે મુજ ધર્મની વાતો, મને બહુ લાગતી સારી ૧
હજી ઉંડા કંઈક ભેદો, રહ્યા છે ધર્મમાં મારા;
ગયાં વર્ષો જશે કંઈક, સુધારાના દીસે વારા. ૨
ભર્યું છે જ્ઞાન ઊંડુ ત્યાં, અરે શાસ્ત્રો બધે મારા,
ભલે નાસ્તિક બબડતા કે', નહીં એ કાયદા સારા. ૩
બધા એ કાયદા સારા, કુટુમ્બિ જ્યાં મળે ભેગાં;
ઊંડા ગુહ્યાર્થ છે એમાં, બતાવો કયાં દીસે વાંધા. ૪
કહેશે નાસ્તિક અને સુધરેલ, ઘર ઘાલ્યું ઘરેણાથી;
પરંતુ આજની ફેશન, ભરી ખોટા દમામોથી. ૫
થઇ છે આબરૂ થોડી, બને રૂડાં વિના રોડી;
અરે જુલ્ફાં અને ઝાલર; દીસે નહીં લેશ પણ રૂડી. ૬
થતાં ગાત્રો બધાં ખુલ્લાં, જણાતી એબ પોતાની;
ઝીણાં લુગડાં ઝીણાં વસ્ત્રો, દીસે બાજી ફસાવાની, ૭

અહીં સુધરેલ છે સુધર્યા; નથી સુધર્યા સુધરવાનું;
તજી નીજ કુળ મર્યાદા, અધર્મે નહીંજ ડરવાનું. ૮
ગઇ સંધ્યા ઉંચે ઉડી, અને શાસ્ત્રો બધાં બુડી;
પુરાણો સૌ ગણી પોથાં, ચડે હૉટલ વિના કોડી. ૯
જમે ભંગી અને જંગી, બધાએ એક પંગતમાં;
દીએ પોતે પીએ સાગા, અને રંગાય રંગતમાં. ૧૦
થયો આ તે સુધારો કે, કુધારો જગતમાં પેઠો,
ધર્યાં સૌ ફેશની ફાંકા, કળિ દીસે અજબ બેઠો. ૧૧
ગયા સૌ વેદ ભણનારા, ગયા સૌ યજ્ઞ કરનારા;
ગયા સૌ જ્ઞાનીઓ સારા, હતા જે ધર્મ ધરનારા. ૧૨
ફર્યું છે ચક્ર સૃષ્ટિનું, બધું અવળું જણાએ છે,
હવે તો જે કુધારો તે, સુધારો જગ ગણાએ છે. ૧૩
મનુએ કાયદા બાંધી, જગત્‌ને રાહ બતલાઓ;
હવે તો એ ગણી ફાંફાં, અધર્મે ત્રાસ વર્તાવ્યો. ૧૪
અધર્મે ત્રાસ વર્તાવ્યો, અધર્મે નાશ બતલાવ્યો.
સુધારે કેર બહુ કીધો, કુધારો ઠેઠ ફેલાવ્યો. ૧૫
પ્રભુજી જાગજો પ્રીતે, અમારા ધર્મ જોવાને;
પ્રભુજી માગું હું નીત્યે, દીયો ભવ-સિંધુ તરવાને, ૧૬

હાલ વડોદરા સુલતાનપુરા
તારીખ. ૧૧-૪-૧૫

લેખક.
કકુ મોઘાભાઇ મહેતા—પેટલાદ,

---

# અચોન્કિત વિલાસ.

( ૧ )

જગમાં ફરકે જય ધ્વજ,
થાયે દેશોધ્ધાર,
દીવાન કહું છું, તેજ—
સત્ સિધ્ધાંત વિચાર,
સત્ સિધ્ધાંત વિચાર,
હ્રદયમાં ધરી લ્યો, ભ્રાતા,
ન ડરો, પાળો ધર્મ,
એક થાઓ કરી દઢતા.
વૃધ્ધિ કરો સાહિત્યની,
તજી દ્યો વ્યર્થ ઉપાયો
એક સાધ્યે સૌ સધાય
સૌ સાધ્યે સૌ જાય.

( ૨ )

અંગ્રેજી સાહિત્યનો
નથી પારાવાર,
સેમજ જર્મન. ફ્રેન્સનો-
નથી કાંઇપાર,
નથી કાંઇ પાર,
જાપાનીનો પણ ભાઈ.
રહ્યા તમોજ મુરદાર,
નર્જે ગુર્જરી દેશ છાઇ.
સિધ્ધિ કરો તજી વિલ્લતા-
હાવે પણ વાંચક-ભ્રાત !
"મનના હાર્યા હાર છે.
મનના જીત્યા જીત ! ?"

( ૩ )

ગયા સભામાં પ્રેમથી,
માન લીધે મંતવ્ય,
ઘેર આવી કહેવા લ ગ્યા;
થશે જે ભવિતવ્ય,
થશે જે ભવિતવ્ય,
થશે સ્વયં કાર્ય સૌયે.
કેમ પાળીએ કર્તવ્ય ?
કરીએ કેમ હમો એક ત્યારે !
દીવાન ભારતની દશા,
ફરી ! ! ! જયાં પ્રચાર
"આંખે જોઇ ચેતવું,
મુખ જોઇ વ્યવહાર ! ! !

( ૪ )

વાંચક, ભારત-ભુમિના-
મહા મહા વિદ્યાન,
હાવે પોતાનાજ દેશમાં-
નથી પામતા સનમાન-
નથી પામતા સન્માન.
વીર, સજ્જન, ગુણધારી
પામે છે અભિમાન,
વિદેશી માયાચારી.
વાંચક, કેમ અચરજ કરે,
તે તો લોક પ્રસિધ્ધ.
"ઘરના જોગી જોગટા,
અન્ય ગામના સિધ્ધ."

અ દીવાન.

### ધાર્મિક ભેદ ભાવ.

"જવું સારૂં નથી કદિ જૈનના મંદિરમાં?
કોઇ રીતે સારી નથી કષ્ણુની ઉપાસના !
શભુનું સ્મરણ કરે થવું જવું શું છે કહો?
રામ નામ લેવાથી શું સિધ્ધ થશે કામના!
"બુરા છે મુસલમાન !" હિંદુ મહા"
કાફિર છે ! "!
એવી હોય પરસ્પરમાં બુરી જ્યાં ભાવના
પ્રેમ હોય ન પોતાનું, ઐક્ય ફરી કેમ
કરી થાયે ?"
કેમ સહે હિન્દ માતા નવી નવી યાતના!"

અ દીવાન.

# મઝહબ અને સાઈન્સ.

## એક મહાત્માનું ભાષણ—૩

( ત્રીજા અંકના પૃષ્ઠ ૧૪૬ થી ચાલુ )

જો આપણે રૂહ=આત્માની હસ્તી અને તેની શક્તિથી ઈન્કાર કરી દઈએ અને મઝહબ=ધર્મને માણસના વ્યવહારમાંથી કાઢી મુકીએ તો માણસનું જીવતર તદન નકામું અને નિષ્ફળ થઇ જાય છે. જો માણસ માત્ર આ જડ વસ્તુની દુનિયાને અને આ ટુંક વખતના જીવનને પોતાની પુર્ણતા સમજી લે તો શું તે માણસાઇ ઇચ્છાઓ જે એના મનમાં ઉછાળા મારી રહી છે, આ દુનિયા પુરી કરી શકે છે ! શું માણસની જીંદગીનો મકસદ માત્ર એટલોજ છે? કે તે અહીં આવે અને થોડા દિવસો સારી નરસી રીતે પસાર કરીને ચાલતો થઇ જાય ! શું સાઇન્સની વિદ્યા સત્ય નીતિ અને સાચા વિવેકનું શિક્ષણ આપી શકે છે !

ભલાઇ બુરાઈ અથવા ધર્મ અધર્મ માત્ર એજ નથી, કે તે અમારા અંગત કે વ્યવહારીક નીચા અને હલકાં મકસદની માફક કે વિરૂદ્ધ છે; બલકે એનું મલતાપણું અને વિરૂદ્ધતા તે કાયદાથી જરૂરી અને અગત્યની છે જે અમારાથી ઉંચો અને ઇશ્વરી (ઇલાહી) કાયદો છે. માણસના અંતઃકરણમાંથી આ કાયદાના વિચારને તદન ભુસવી નાખો અને ઇશ્વરી હમેશનું જીવન, ઈન્સાફ, પરહેજગારી અને અઝાબ તથા સવાબના વિચારોને બીલકુલ કાઢી નાંખો તો પછી માણસ શું રહી જાય છે ? માત્ર એક જંગલી જાનવર બલકે તેથી પણ બદતર! એમાંથી ઉન્નતીની સઘળી શકની ઉડી જશે, અને આદિયતના ઝેરથી સાચો અને પવિત્ર વિવેક કરમાઈ જશે. મઝહબને માટે સૌથી મોટી આફત અતિશ્યોક્તિ છે. એક મઝહબે કોઈ એક ખુબીને લીધી અને તેને આસમાન (આકાશ) પર ચઢાવી દીધી. અને બીજી ખુબીઓને તદન વિસારી દીધી બીજા ધર્મે કોઈ બીજી ખુબીપર એટલો જોર આપ્યો કે કાઇ બીજી ખુબીઓની કાંઇ કીંમતજ ન રહી. યહુદી મઝહબે જાહેરી અરદાનની પાબંદીમાં એટલી અતિશ્યોકતીથી કામ લીધું કે અાતેની સફાઇ અંતરની પવિત્રાઇ પીઠ પાછળ જઈ પડી.

તેની વિરૂદ્ધ ઇસાઈ મઝહબે અંતરની પવિત્રાઇપર એટલો ભાર આપવો કે જો તે પર અમલ કરવામાં આવે તો દુનિયા અને સંસારી સંબંધો સર્વ

વીસાદ વગરના થઈ જાય છે. મતલબ કે જુદા જુદા મઝહબોએ સચ્ચાઇના જુદા જુદા પાસાઓને ખાસ નજરથી જોયા અને બીજી બાજુઓ એમજ રહી ગઇ. આ અતિશ્યોકિતથી મઝહબોમા પડતી દશા બેઠી જો કે તે વાત જે પડતીના કારણ રૂપ થઇ તે ભારે ખુબીની હતી પરંતુ તેમાં એટલી અતિશ્યોક્તિથી કામ લેવાયુ કે તે પોતે એબ બની ગઈ અને બીજી ખુબીઓ આ અતિશ્યોકિતના કારણે કમજોર થઇ ગઇ. જેવી રીતે કોઇ ખાસ અવ્યવને કસરત કરાવવાથી બીજાં અવ્યવો કમજોર થઇ જાય છે એવીજ રીતે નૈતિક અને આત્મિક શકિતઓનું પણ થાય છે; કે એકને હદ ઉપરાંત ઉત્તેજન આપવાથી બીજી કમજોર થઈ જાય છે. મઝહબની પુર્ણ સત્યતા અને ફતેહમંદીનો ભેદ એ છે કે તે સઘળી બાબતોમાં સમતોલપણુ કાયમ રાખે. જુદા જુદા જમાનામાં જુદા જુદા પેગમ્બરો મહાત્માઓ આવ્યા અને પોત પોતાના જમાનામાં જે સચ્ચાઇ કે નેકીમાં અતિશ્યોકિત જોઇ તેને તોડવાને માટે બીજી સચ્ચાઇ કે નેકીમાં અતિશ્યોકિત કરી દીધી, પરિણામ એ આવ્યુ કે સંપુર્ણ સુધારો ન થઈ શકયો, પણ એટલું જરૂર થયું કે સચ્ચાઈની સઘળી બાજુઓ પર વખતો વખત અજવાળુ પડી ગયું પણ એકજ સમયમાં સઘળી ખુબીઓ ભેગી થઈ શકી નહિં—એના સંપુર્ણ સુધારા અને મજબુત વ્યવસ્થાને માટે કે સઘળી સચ્ચાઈ એક ઠેકાણે ભેગી થઈ જાય. એક સંપુર્ણ માનુષની જરૂર હતી જે- અરબસ્તાન માં ઉતપન્ન થયો. (રૂહી ફીદાહ ) તેણે માણસની જુદી જુદી પ્રકૃતિ ઉપર અને સચ્ચાઈના સઘળા પાસાઓ પર એવી ઊડી નજર નાંખી કે જે વિરૂદ્ધતાઓ અત્યાર સુધી ચાલી આવતી હતી તેનો નાશ થયો અને એક એવા મઝહબ–ધર્મનો સિલસિલો કાયમ થયો જે માણસની દીન અને દુનિયાની નજાત–મુકિતનું સાધન બન્યો પયગમ્બરે ખુદા (સ. અ.) આ વિરૂદ્ધતાનું કારણ અને સુધારાના મુળ ભેદને ઘણીજ સારી રીતે જાણતા અને સમજતા હતા જેથી તેઓ મુબાલેગા–અતિશ્યોકિતથી દુર રહ્યા અને સમ તોલ પણું જાળવી રાખ્યું અને તે વિરૂદ્ધતાઓમાં હમેશને માટે એકયતા કાયમ કરી દીધી આનો રસ્તો હતો જેને માટે કહેવામાં આવ્યું છે, કે બાલથી બારીક અને તલવારથી તેજ છે. પયગમ્બરે ખુદાએ આ ઉખ્યાણાને ઉકેલ્યું અને માણસની સંપુર્ણ ઉન્નતિ તથા સુધારાનો પાયો નાખ્યો જેનો ઉપકાર આ આલમ પર હંમેશ હંમેશ રહેશે જેવી રીતે મુબાલેગા અતિશ્યોકિત પડતીની નીશાની છે અને સઘળી ખરાબીઓની મુલ છે તેવીજ રીતે સામેલ પણું સઘળી નેકીઓનું મુળ છે. માણસની સ્થિતી એક રસાકસીમાં છે કે તે વધ ઘટથી બચીને હદમાં રહી શકતો નથી માટે એવી કેળવણીની જરૂર હતી જે એ રીતે દીલ સમતોલ પણાપર રાખે અને તેની કોઈપણ શકિતમાં ઘટાડો થવા પામે નહિ.

( સંપુર્ણ )




“ માશૂક હુંયા આશક માશૂકનુમા હું;
બુલબુલમે લગન ફુલમેં બૂહોકે બસા હું;
અંદાજ હયઁ સબ આશકા માશૂકકે મુઝમેં;
કભીં સોજે જિગર દિલ હુ કભી નાજો અદા હું;
ગોરો શનવા હોતો મેરી રમ્જકો સમજે,
હુક યે હય્ હે મર્યે રાજે હકીકત કી સદા હુ!”

પ્રિય વાંચક હું કોણ છુ વારુ ? આપે મને ઓળખી કે ? આપની મુગ્ધતાથી કલ્પી શકાય છે કે, આપ મને ઓળખતા નથી, કારણ કે, જો આપ મને જાણતા હોત, તો આપના મુખ મંડળમાં વિસ્મયતાને બદલે હર્ષની છટાજ છવાયલી દેખાત ! આપની અસ્વસ્થતા, અસંતુષ્ટતા, આશ્ચર્ય દર્શક મુદ્રા, શોકાપન્ન દૃષ્ટિ અને અશાંત પ્રકૃતિ આદિ નિનાદ કરીને કહી રહી છે કે, અત્યાર સુધી તો આ વિલક્ષણ વનિતાને આપ નથીજ ઓળખી શક્યા ? આપના મુખમાથી નીકળતા ઉદ્ગારો સપ્રમાણ સિધ્ધ કરી રહ્યા છે કે, આપ મારાથી સર્વથા અજ્ઞાન છો. આપની શિથિલતા સાક્ષી આપે છે કે, હું આપના જ્ઞાન માર્ગમાં આવી શકી નથી. એતો આપ જાણોજ છો કે, અનેક પ્રસગે આપને અમુક કાર્ય કરીને પશ્ચાતાપ કરવો પડે છે, અને સત્ય પુછો તો એનુ મુળ કારણ એજ છે કે, આપનામાં મારા પરિચયનો અભાવ છે, અને તેથીજ આપ સફળતાનો સાક્ષાત્કાર કરી શકતા નથી અત્ર મારા કથનનો આશય એવો નથી કે, આપ મારા અસ્તિત્વનેજ નથી જાણતા, કિંતુ મારા કહેવાનો મથિતાર્થ એટલોજ છે કે, આપ માત્ર મારા સત્ય સ્વરૂપને નથી ઓળખતા મારા અસ્તિત્વને તો આપ સારી રીતે જાણો છો, પરંતુ આપણો પરસ્પર શો અને કેવા પ્રકારનો સબધ છે અને આપે મારી સાથે કેવી રીતે વર્તવુ જોઇએ, એવું જ્ઞાન કે ભાન આપને નથી આપની સાથેના મારા સબંધથી આપ અજ્ઞાત છો અને તેથીજ વારવાર આપને અફળતા તથા નિરાશા સાથે યુધ્ધ કરવુ પડે છે. જે સુજ્ઞ અને વિચાર શીલ જનોએ મને ઓળખી છે, અને મારા સત્ય સ્વરૂપને જાણ્યું છે, તેમની સાથેના મારા સત્ય સબધ વિશેના જ્ઞાનને પ્રાપ્ત કર્યું છે અને મારી સાથે તદનુસાર વર્તન રાખ્યું છે, તેમના ચરણોમાં સફળતાએ પોતેજ આવીને પોતાનું મસ્તક નમાવ્યું છે—તેઓ આશા, સફળતા

અને વિજયશ્રીના ભોક્તા સ્વ.મી થયા છે! આજે તેમનું અસ્તિત્વ આ ભુમંડળમાં નથી, કિંતુ નભો મંડળમાં તેઓ સુર્ય સમાન પ્રકાશિત છે અને માર્ગ ભ્રષ્ટેને સત્ય માર્ગ બતાવી રહ્યા છે! તેમના જીવનની એક એક ઘડીના વિલક્ષણ શિક્ષણ આપનારી છે, અને તેમનો પ્રત્યેક શબ્દ જીવન સાર્થકયની ચાવી સમાન છે. તેમનું પવિત્ર નામાભિધાન જિવ્હા-પર આવતાંની સાથેજ ઘડી ભરને માટે સમસ્ત શોક અને કલેશોનો લય થઇ જાય છે; વિષાદ અને ખેદ, આનંદ તથા હર્ષના સ્વરૂપમાં પરિવર્તિત થાય છે. હૃદય તરતના ખીલેલા પુષ્પ પ્રમાણે પ્રફુલ્લ થઇ જાય છે. મસ્તિષ્કમાં એક પ્રકારની સ્ફુર્તિનો આવિર્ભાવ થાય છે; નિર્જીવ સંવેદનામાં જીવનનો સંચાર થાય છે અને અંતઃકરણો દધિમાં અપાર આનંદ લહરીઓ ઉદ્દભવવા માંડે છે. એથી વિરુધ્ધ જે લોકો મારાથી અજ્ઞાત છે, મારા સંબંધનું જ્ઞાન ધરાવતા નથી અને મારી સાથે યોગ્ય વર્તન રાખવાની કળાથી અનભિજ્ઞ છે તે લોકોનાં શીરપર સંકટનાં વાદળા નીરંતર ઘેરાએલાંજ રહે છે; અન્ય જનોને તેમના સુખ દર્શનથી પણ ઘણું થાય છે, તેઓ કાયર કહેવાયા છે અને સફળતાના પ્રદેશથી તેમનું સ્થાન હજારે ગાઉ દુર હોય છે! સત્ય આનંદની છટાનો તેમને સ્પર્શ પણ થતો નથી અને હૃદયની સ્થિરતા તથા શાંત વૃતિના દર્શનનો લાભ સ્વપ્નમાં પણ મળી શકતો નથી! લક્ષ્ય વધિકોટય વધી સંપત્તી, મંદીર, અને મહાલયોની ભવ્યતા, સુરાંગના સમાન સુંદરી સમુદાયની સમીપતા, નાના વીધ ભોજનોની સ્વાદીષ્ટતા આદી વસ્તુઓ તેમના હૃદયને સ્થીરતા અને શાંતીનો સંપર્ક કરાવી શકતી નથી! તેઓ પ્રાસાદવાસી, પર્ણકુટી નીવાસી કે અરણ્યવાસી હોય, છતાં તે સર્વ સ્થ.નો તેમના માટે કારાગારના પિંજર રુપજ છે! તેમના માટે આ સંસાર કુંભીપાક નરક કરતાં અધીક ઉતમ નથી! મીત્ર સંમેલન, નૃત્ય ગાન, કીવા સાધુ મહાત્મા સમાગમ આદી સર્વ તેમના માટે નીરાસ છે; તેમના માટે એ સર્વ તાલ હીન સંગીત, લવણ હીન ભોજન અને સોગંધ રહીત સુમન સમાન છે.

પ્રિય સજ્જનો જો આપને હૃદય સંતોષની અપેક્ષા હોય, જો આપ સત્ય આનંદને મેળવવા માંગતા હો અને આપને આત્મશાંતીની આકાંક્ષા હોય, તો આવો અને મારામાં લક્ષ પરોવો, મને ઓળખો, મારી સાથે મૈત્રી કરો અને મને પોતાની કરી લ્યો ? આપ પ્રાણી માત્રપર સત્તા ચલાવવા રાજ્ય કરવાની ઇચ્છા રાખો છો ખરા કે! જો આપની એવી ઇચ્છા હોય, તો આવો, અને પ્રથમ મારાપર સત્તા ચલાવો; પણ શર્ત એટલી કે, તે સત્તા બળાત્કાર યુકત નહિ, કીંતુ પ્રેમમયી અને પ્રણય મંડીતાજ હોવી જોઇએ;

"ખમફિયા દેતે હો કયોંજઆપે દિકી અંય દાગ બંદાપરવર, એ મહબ્બતમેં હુકુમત કયસી ?"

ઘણા લોકો મારી વસ્તુ સ્થીતીને ન જાણતાં મને પોતાની શત્રુ માની લે છે. મને જોઇને ઘૃણા બતાવે છે અને તેમની જીહ્વા મારાપર અનેક પ્રકારના આક્ષેપોની ઝડી વર્ષાવવાને આઠો પ્રહર તત્પર રહ્યા કરે છે. સારાંશ કે, મારા સાથે શત્રુતા રાખવામાંજ તેઓ પોતાનું પરમ કલ્યાણ માને છે. પરંતુ હું દ્રઢતાથી કહું છું કે, આમ કરવામાં તે લોકો મહા ભયંકર ભુલ થાય છે; કારણ કે, હું કાઇની શત્રુ નથી, પણ સર્વની સત્યશીલ સખી મિત્રીણી છું! સર્વના શ્વાસોશ્વાસની સહચારીણી છું! કદાચિત આપનાં આપ્તજનો આપ સાથેના પોતાના અંગીય સંબંધને તોડી નાખશે અને આપના કહેવાતા સત્ય મિત્રો આપને ત્યાગીને ચાલ્યા જશે; પણ હું તે સહગામિની છું. કે જે આપને કોઇપણ સ્થિતીમાં કદાપિ ત્યાગી જવાની નથી! હું આપના ખાનપાન, નિદ્રા, જાગૃતી, ગમન, સ્થીતી, સુખ અને દુઃખ આદીના સર્વ સમયમાં આપની સાથેની સાથેજ રહ્યા કરું છું. રાજ્ય સિંહાસનપર જેમ હું આપની સાથે વિરાજું છું તેમજ ભિક્ષુકના આપના અવતારમાં પણ આપની સાથેજ

ભમીને ભિક્ષા વૃત્તિ કરૂં છું, રંગ મહાલમાં સૌન્દર્યવતી નવયૌવના નારીના નૃત્ય સંગીત સમારંભમાં જેમ હું આપની કક્ષામાં બેસું છું તેમજ રણભુમીમાં ભયંકર યુધ્ધના સમયમાં પણ આપના અગ્રભાગમાં હું ઉપસ્થિત રહું છું. સારાંશ કે, અંધકારમાં આપની આ પ્રતિચ્છાયા આપથી ભિન્ન થઇ જાય છે, પરંતુ હું અંધકારમાં પણ આપની સંગતિમાં હોવા છતાં ખેદનો વિષય છે કે, આપ મારા જેવી એક, પ્રાણસમર્પક મૈત્રીણીને પોતાની શત્રુ માનો છો અને કારણવિના અનેક આપત્તિઓમાં આવી પડો છો ! આપ મને મહા રિપુ માનવામાંજ પોતાનું હીત ધારો છો ખરા, પણ શોક માત્ર એટલોજ છે કે, એક શત્રુ પાસેથી કદીપણ કલ્યાણની જરાયે આશા રાખી નથી શકાતી, એ વિશેનો આપ લેશ માત્ર પણ વિચાર કરતા નથી, મારા પ્રિયજન, હું આપને નાના વિધ સુખસાધનોથી શણગારિત અપ્રતિમ ભવ્ય ભુવનમાં પ્રવિષ્ટ કરવાને તૈયાર છું, જ્યાં મહાન્ સમૃધ્ધિવાન સમ્રાટો પણ આપના ચરણોમાં મસ્તક નમાવવાના કાર્યને પોતાનો ધર્મ માનતા હોય છે, તે ઉન્નતિના ઉચ્ચતમ શિખરપર આપને ચઢાવી દેવાને આ દાસી તૈયાર છે, પણ શર્ત માત્ર એટલી કે, માત્ર મારી સાથે મિત્રતા કરો મને આપની પોતાની ધારો અને મારી જોડે યોગ્ય વર્ત્તન રાખો !

કાચનું પાત્ર વસ્તુતઃ શ્વેત હોય છે, પરંતુ તેની સાથે જેવા રંગનો સમાગમ થાય છે, તેવા રંગનું તે દેખાય છે !, એજ પ્રમાણે નિઃસંગતઃ હું પણ શુધ્ધ અને પવિત્ર હોવા છતાં આપ મને જેવી દ્રષ્ટિથી જુઓ છો તેવાજ પ્રકારનું મારૂં રૂપ આપના જોવામાં આવે છે. જો આપ મને શત્રુની ભાવનાથી નિરખો, તો એમજ માની લેવું કે, હું આપની તે શત્રુ છું કે જેની જોડી આ અખિલ સંસારમાં મળવી અશક્ય છે. આપ ભલે ને સપ્તમ આકાશમાં વસતા હો પણ ત્યાંથી જો આપે મને શત્રુ તરીકે જોઇ, તો પછી હું આપને રસાતલમાં પહોંચાડવામાં પળ માત્રનો પણ વિલંબ કરતી નથી; આપને રાજસિંહાસનપરથી નીચે ઉતારી આપને ભીખ માંગતા કરવા અને ઘરઘરની ઠોકરો ખવડાવવી, એ માત્ર મારી આંખના એક ઇશારાથીજ થઇ જાય છે ? આપને સ્વતંત્રતાના ઉદ્યાનમાંથી કાઢી પરતંત્રતાના બંધનમાં નાખી દેવા, એ તો મારી એક સાધારણથી પણ સાધારણ કળા છે અને આનંદના સ્વર્ગમાંથી ખેંચીને શોકના સમુદ્રમાં ગબડાવી દેવા, એ મારા ડાબા હાથનું કામ છે. એથી વિરૂદ્ધ જો આપ મને પોતાની મૈત્રિણી તરીકે નિહાળો તો અપ્રતિષ્ઠાની ગર્તામાંથી બહાર કાઢી આપને પ્રતિષ્ઠા તથા મહત્તાના આસને બેસાડવા, એ પણ મારીજ કામ છે; રસાતલમાંથી કાઢીને આકાશસ્થ બનાવવા, એ મારો સરળ વ્યવહાર છે; દાસત્વના બંધનેથી મુક્ત કરી સ્વતંત્રતાના ક્ષેત્રમાં આપને વિહરાવવા, એ તો મારી નિત્યની કર્તવ્ય શીલતા છે.

પ્રકાશની ગતિ એક વિપળમાં એક લાખ અને છયાસી હજાર માઇલની કહેવાય છે, પરંતુ મારી ગતિ તેના કરતાં પણ તીવ્ર ગામિની છે. સૂર્યને પ્રકાશનિધીના નામથી ઓળખવામાં આવે છે. પરંતુ હું સૂર્ય કરતાં પણ અધિક તેજોમયી છું ? ચંદ્રશીતલતાનો ભંડાર મનાય છે, પરંતુ મારા જેટલી શીતલતા ચંદ્રમાં પણ નથી ! અગ્નિની ઉષ્ણતા કરતાં જો ક્રોધમાં પણ વિશેષ ઉષ્ણતાનો નીવાસ હોય, તો તે કેવળ આ આપની સેવિકામાંજ છે ! સારાંશ કે, મારી શક્તિની સમાનતા કોઇપણ અણુ પરમાણુમાં નથી તે નથીજ ?

ઋષિ, મુનિ, મહાત્મા, ફકિર, ઓલિયા, પીર અને પયગંબરો આદિ સર્વના ઉપદેશનો સાર માત્ર એટલોજ છે કે, મારી સાથે મિત્રતા કરો ભગવાન શ્રી કૃષ્ણે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં વારંવાર કેવળ મનેજ પોતાની કરી લેવાનો

બાધ આપેલો છે. શ્રીગુરૂ નાનકદેવજી એ સમસ્ત સંસારના વિજયનું રહસ્ય મને પોતાની કરી લેવામાંજ બતાવ્યું છે. વ્હાલાઓ, મને જીતો મારાપર વિજય મેળવો અને મને પોતાની પ્રણયિની કરી લ્યો, એટલે પછી માની લેજો કે આ સર્વ સંસાર આપનો દાસાનુદાસ છે ? હવે મને આપ કેવી રીતે જીતી શકશો, એટલોજ પ્રશ્ન માત્ર અવશિષ્ટ રહે છે; તો એનો નિર્ણય હુંજ આપને કરી આપુ છું. આપ મારી વિરૂદ્ધતા કરીને મારાપર કદાપિ વિજય મેળવી શકવાના નથી. કિંતુ પ્રેમ અને પ્રણયથી મને તત્કાળ આપ પોતાની આજ્ઞાધારિણી દાસી બનાવી શકશો. પ્રેમ એક એવી અલોકીક વસ્તુ છે કે, જે સંકટનું નિવારણ કરે છે, અસંભવનીયને સંભવનીય બનાવે છે અને અઘટિતને ઘટિત કરી દેખાડે છે. માયા અઘટિત ઘટના પટીયસી કહેવાય છે અને માયાનો પ્રીતીના અર્થમાં પણ પ્રયોગ થાય છે. એટલે પ્રીતી પણ અઘટિત ઘટના પટીયસી હોય તો તે સ્વાભાવિકજ છે. સારાંશ કે. પ્રેમના મંત્રથી મને વશ કરો, મને પોતાની સખી બનાવો, એટલે પછી એક દાસી પ્રમાણે હું આપના મનોભાવ પ્રમાણે સર્વ પ્રકારે આપની સેવા બજાવતી રહીશ, સદૈવ આપને સત્ય અને સરળ માર્ગ બતાવીશ અને આપને જેથી હાની થાય તેવું કોઈપણ વર્ત્તન કરીશ નહિ, મારાપર બળાત્કાર અને અત્યાચાર ન કરો, પણ મને નમ્રતા અને પ્રીતિ ભાવનાતીજ પોતાની બનાવો અને તેમ કરીને પોતાના માનવ જીવનની સાર્થકતા કરી સંસારની સફળતાને સહજમાં પ્રાપ્ત કરી લ્યો !

પ્રિય પાઠક, આપ મારા આ લાંબા વ્યાખ્યાનથી કદાચિત ગભરાઇ ગયા હશો; કારણ કે, અદ્યાપિ આપને મેં મારૂં પોતાનું નામ જણાવ્યું નથી, આપ મારૂં નામ સાંભળવાને અને મારી સાથે પરિચિત થવાને આતુર હશો અને એટલા માટે હવે આપને હું પણ અધિક આતુરતામાં ન રહેવા દેતાં મારા નામનો સ્ફોટ કરી દઉં છું ? સાંભળો; હું આપની કૃપાવતી સખી છું અને આપના શિરપર કૃપાની વૃષ્ટિ વર્ષાવવા માટે ઇશ્વરે મને અહીં મોકલી છે, આપણો પરસ્પર સંબંધ કયારથી અસ્તિત્વમાં છે, એ કહી શકાય તેમ નથી; છતાં એટલું તો હું કહી શકું છું કે, જ્યારથી આપ છો, ત્યારથીજ હું પણ છું; અને જ્યાં સુધી આપ રહેશો, ત્યાં સુધી હું પણ રહેવાનીજ ! અર્થાત જો આપને મારી પાસેથી કામ લેવાની કળા આવડતી હોય, તો હું આપની દાસી છું, અને નહી તો આપની સ્વામિની છું ! દાસીની દશામાં સંપૂર્ણ દાસધર્મ બજાવું છુ અને સ્વામીનીની સ્થીતીમાં દાસ દાસી પાસેથી સેવા પણ તેવીજ કરાવું છું—તેમને મારી ઇચ્છા પ્રમાણે નાચ નચાવું છું ! મારી એ ચેષ્ટાઓ એવી છે કે, જેથી સમસ્ત સંસાર ચકિત થઇ જાય છે. મારૂં નામાભિધાન "મનોવૃત્તિ" છે, મારો જાતિ સ્વભાવ ચંચળતા છે; વ્યવસાય કર્ણધારકતા છે અને મારૂં નીવાસસ્થાન; તમારૂં હૃદય મંદીર છે,

"ન હમ મુઝસે જુદા હરગીજ નહું તુમસે જુદા મયજ
બસા હું તન બદનમેં જું રહે હૈ આગ લકડીમેં,"

મુંબઇ, તા, ૨૧–૩–૧૯૧૫

લી. આપનો
સર્વપ્રિય
રામ—જીજ્ઞાસુ.

# હુસ્ન-સુંદરતા.

હકીમ અફલાતુનનો અભીપ્રાય હતો કે પરવર દિગારે ઇનસાનને જે સર્વથી મોટી બે ઉંચી બરકતો બક્ષી છે તેમાં એક અકલ (બુદ્ધિ) અને બીજી હુસ્ન્ (સુંદરતા) છે. અફલાતુનના મન પ્રમાણે આ બે બરકતો, માલ, દોલત, ખાનદાન, અને માન મરતબા કરતાં ચઢીઆતી છે. કદાપિ કેટલાક લોકો આ હકીમના અભીપ્રાયની વિરૂદ્ધ થશે અને કહેશે કે તંદુરસ્તીથી વધારે કોઇ નેઅમત નથી; પણ તેઓએ યાદ રાખવું જોઇએ કે અસલી હુસ્ન્ તેજ નસીબદાર લોકો માલેક થઈ શકે છે, જેમની તંદુરસ્તી સારી હોય છે; સુંદરતા તંદુરસ્તી વગર કાયમ રહી શકતી નથી, પણ તંદુરસ્તી હુસ્ન્ વગર કાયમ રહી શકે છે. ખુબસુરતીથી તે લોકો પણ આંખમીચામણી કરી શકતા નથી જેઓ દુનિયાના સુંદર દેખાવો તરફ પુગની નજરથી જુએ છે, જ્યાં સુધી આપણે જગતના સરજનારની કારીગરી ઉપર નજર નાખીએ છીએ તો ખુલ્લુ જણાય છે કે ખુદાવંદે કરીમ પોતે સુંદરતાનો પેદા કરનાર છે. કુદરતનું એક દ્રષ્ય અમારા વર્ણનની સચ્ચાઇને માટે પુરતું છે. મોરને જુઓ ખુદાએ તેની પુંછડીને કેવાં પ્યારાં અને ચળકતાં રંગ આપ્યાં છે. ફુલોને જુઓ એમ જણાય છે કે જાણે પોતાના હુસ્નૂં અને રંગોમાં એક બીજાથી વધી જવાનો ઇરાદો કરી રહ્યાં છે. એવી મનહર વસ્તુઓમાં સૌથી વધારે માણસના ચહેરા પર નજર નાંખો તે નુરના સાંચામાં ઢાળવામાં આવ્યો છે. એમ જણાય છે કે તે મહાન કારીગરે સૌથી પહેલાં એનેજ બનાવ્યો છે.

આ ઉંચા વીચારોથી ઉતરીને હવે આ નગ્ન નજરથી હુસ્નને પરખો, એ તરફની જોતાં પણ હુસ્નમાં ઘણા ફાયદા છે સીરત પછી સુરતજ એક એક એવી વસ્તુ છે જેથી આપણી જીંદગીના બનાવો પર મોટી અસર થાય છે. સીરતની હકીકત પછી જણાય છે પ્રથમ સુરત ઉપર આકર્ષાઈનેજ મિત્રાઈ બંધાય છે અને એજ મિત્રાઈ મજબુત થઇને પ્રેમનું રૂપ પકડી લે છે.

ઘણા ધંધા અને કામોને માટે એવાજ માણસો વધારે પસંદ કરવામાં આવે છે જેમના ચેહેરા મનહર અને સમજ-

દાર જણાય છે. જીંદગીના ઘણા રસ્તાઓમાં લોકોને અનુભવ મળ્યો છે કે એમની દોલત મટીને એમના ચેહરાઓ સાથે ઘણું લાગતું વળગતું હતું કોઇનું કહેવું છે કેઃ—

હુસ્ન એક સોનેરી તાજ છે જે માણસની ચઢતી પડતી ઉપર ભારે અસર કરે છે; એજ સુંદરતાએ તકદીરોના ફેંસલા કર્યા છે, અને એણેજ રાજ્યોના કારોબારની લગામને પોતાના હાથ કરી લીધી છે.

સંપૂર્ણ સુંદરતાને ચીતારાઓની પીંછી પથ્થર ફોડવાની છીણીએ આરસી કરી દીધી છે. નહિં તો કુદરતાએ પોતાના બાળકોને ઘણી ખુબસુરતી આપી છે. હુસ્નની બે જાતો છે એક જાતી અને બીજો ખ્યાલી " જાતી હુસ્ન તે છે જે એકજ માણસની સુરત અને ચેહરાના મનહર આકારથી બન્યો હોય ખ્યાલી હુસ્ન તે વસ્તુનું નામ છે કે જે જુદા જુદા માણસોના કોઇ કોઈ ખુબસુરત અવયવોની ચુંટણીથી ઉત્તપન્ન થયું હોય એવાંજ ખુબસુરત સ્ત્રી પુરૂષોના ચોકકસની સુંદરતાના જોગ બળથી યુનાનીઓએ પોતાના દેવતાઓ અને દેવીઓની ઘણી સુંદર અને શાનદાર સુરતો બનાવી હતી. જે હંમેશથી કારીગરીના ઉત્તમ નમુના તરીકે ઓળખાવવામાં આવે છે.

હુસ્ન શું છે ? એની ઉત્તમથી ઉત્તમ તારીફ જો એક શબ્દમાં કરી શકતા હોય તો તે "ડોળ છે," માણસના ચેહરાની ખુબસુરતીમાં ચેહેરાના જુદા જુદા ભાગના ડોળની ખુબસુરતી હંમેશ સામેલ રાખવામાં આવી છે, ખુબસુરતી ઘણું કરી જે નાકના દેખાવ પરથી ગણવામાં આવે છે. એની ઓછી વધની ઉંચાઈની ખુબસુરતી વધે અને ઘટે છે. સુંદરતા અને મનહરતામાં મોટો તફાવત છે. 'હુસ્ત' જેમ અમો ઉપર કહી આવ્યા તેમ ચહેરાના સઘળા અવયવોના ખરા અને વાજબી ડોળનું નામ છે પણ " મનહરતા ", તે વસ્તુ છે જેની તારીફ શબ્દોથી થઈ શકે એમ નથી પણ તેથી એક સાધારણ જોનારનું લક્ષ ચેહરા તરફ દોરાય છે. જેથી આંખને રોશની અને મનને આનંદ મળે છે જેવી રીતે એક 'સારી છબીના તારીફ એવીજ રીતે એક સખ્સના મુખડાથી મનહરતા જાહેર કરી શકાય છે કે પણ જો એક નરના મા- હિતગારની નજરથી તેને જોઇએ તો તેમાં ઘણી ખામીઓ ખુલી દેખાશે જોકે ચેહરાની ઘણી બનાવટો સુંદરતાની હદથી કેટલીક દુર હોય છતાં બનવા જોગ છે કે ચોખ્ખું મુખડું ચળકતી આંખો અને ઠીક નાકને લીધે તે ઘણું મનહર દેખાય એવી રીતે ઘણી વખત જોવામાં આવ્યું છે કે કોઇ ખુબસુરત લાંબો વખત ટકી રહેનારી હીલચાલ ચહેરાને મનહર બનાવી દે છે. અને જો તે હીલચાલ ન હોય તો ચેહેરો

તદન સાદો અને ફીકો દેખાશે. ખરૂં એ છે કે ઘણું કરી ચેહરાની મનહરતાનું મુખ્ય કારણ દિલ આકર્ષનારી હલકી હંસી (ખુશ ચેહરો) હોય છે ઉપરાંત મુખડાની મનહરતામાં કેટલોક ભાગ વાળની ખુબસુરતીનો પણ હોય છે.

ચાળીસથી સાઠ વરસની વયમાં ચેહરો અને શરીર કેટલેક દરજ્જે ભારી થઈ જાય છે. એ સમયમાં બાળ વયની સુંદરતા ફરીથી એક વાર દેખાવ આપે છે અને તે પછી કરચળીઓ પડવા માંડે છે. અને હુસ્ન હમેશને માટે વિદાય થઇ જાય છે. પણ કેટલી સ્ત્રીઓની ખુબસુરતી બીજાઓ કરતાં કેટલીક મુદ્દત વધારે પણ ટકી રહે છે.

હુસ્નને માટે તંદુરસ્તી જરૂરી છે તંદુરસ્તી એજ હુસ્નની મુળ છે. તંદુરસ્તી જતી રહે તો ખુબસુરતી પણ ધીમે ધીમે ખસતી થાય છે. ખુબસુરતીના આધાર આ ત્રીપુટી ઉપર છે

૧. આરોગ્ય આત્મા, ખરૂં અંતઃકરણ

૩. તંદુરસ્તી શરીર એ બાબતો પુરતી હશે ત્યાં સુધી સુંદરતામાં પણ કમી થશે નહીં. જે મનહરતાનો જીવ છે. પછી તે એક ગુલાબના ફુલમાં હોય અથવા કોઇ સુંદરીના રૂખસારમાં પણ બનાવટી હુસ્ન, બીમાર હુસ્ન છે જે જમાનાની સાથે ઢલતો જાય છે. કાયમ હુસ્નની જડો તંદુરસ્તીની અંદર ઘણી ઉંડી પહોચેલી હોય છે.

હુસ્ન દુનિયાની બીજી ચીજોના જેવું નથી તે તો દુનિયાની ચીજોનો જીવ છે. તે ઉત્પત્તીની દરેક ચીજોની અંદર પેવસ્ત છે અને જે ઠેકાણેથી તે ઓછું થયેલું કે ચાલ્યું ગએલું જણાય છે ત્યાં એવી નૈનિક ખરાબીની સાબીતી મળે છે કે જેથી દુનિયા બેચેન બની જાય છે.

ઘણા લોકોને ખબર નથી, પરંતુ વિવેક સારી રીતભાત, મનહર અદા ખુલતો રંગ અને મોટી ચોખી આંખોને સરી પાચન શકિતની સાથે મજબુત સબધ હોય છે.

તંદુરસ્તી—આરોગ્યતાને ખોરાકને તાબે છે જે આપણે ખાઈએ છીએ અને હાજર કરીએ છીએ. વળી તે પવનને પણ તાબે છે જે આપણે સ્વાસની સાથે પેટમા લઈ જઈએ છીએ. વળી અસર થાય છે જે આપણે ભોગવીએ છીએ, ટુંકામાં આપણી આરોગ્યતા તંદુરસ્તીના ચોકકસ કાયદાઓ પર આધાર રાખે છે.



# આનુઆનો ભાગ.

## " કુચ્છ નહીં "

### ઉર્દુ નઝમ; ગુજરાતી તરજુમા સાથે

૧ હુસ્ને સીરત ગર નહીં તો હુસ્ને સુરત કુચ્છ નહીં.
દિલ નહીં જબ સાફ તો યેહ ગોરી રંગત કુચ્છ નહીં.

( જો ) રીતભાત સારી નથી. ( તો પછી આ ) સુંદર મુખડું કુચ્છ ( ખીસાદમાં ) નથી; ( અને જો ) મન ચોખ્ખું નથી. તો આ ગોરી રંગત કાંઈજ ( કામની ) નથી !

૨ ચાહિયે આકિલ કો; હો આઝાદ દામે આઝસે;
હય કિનાઅત સબસે અવલા હિર્સે દૌલત કુચ્છ નહીં.

( જે શખ્સ ) બુદ્ધિવાન છે. તેને દુનિયાના ફંદાથી છુટા રહેવું જોઈએ; સંતોષ ( એ ) સર્વોતમ છે. અને ધનનો લોભ કાંઇજ ( ઉપયોગનો નથી=ફોકટ છે.

૩ દોસ્ત દિલસે દોસ્તકા હમ દર્દ હો તો બાત હય;
વર્નાહ મુંહ દેખેકી દુનિયામેં મોહબ્બત કુચ્છ નહીં !

( જો એક ) મીત્ર અંતઃકરણથી ( પોતાના ) મિત્રની સાથે દિલસોજીની લાગણી ધરાવતો હોય તો ( એક ) વાત ( મિત્રતા ) છે નહિંતર મોઢું જોયાની (ચાર આંખની શરમની) પ્રીતી (એ) કાંઈ (પ્રેમ) નથી

૪ શૌહરો ઝન ચાહિયે આપસમેં મિલ જુલકર રહે;
વર્નાહ દોનોં કે લિયે ઘર ભરમે રાહત કુચ્છ નહિ.

પતિ અને પત્નિએ અરસ પરસ હળીમળીને રહેવું જોઈએ; જો તેમ નહિં કરશે તો બન્નેને માટે આખા ઘરમાં કાંઈજ સુખ નથી !

૫ યારને બાહિલ હૈ તો મરદાંકા પઢના હય ફુઝુલ;
નેવ હો કમઝોર જીસકી વોહ ઇમારત કુચ્છ નહીં !

સ્રીઓ (જ્યારે) અભણ છે. તો પુરૂષોનું ભણવું (પણ) વ્યર્થ છે. (કારણ કે ) જેનો પાયો (જ) કમજોર હોય તે ઇમારત કાંઇ (જ) નથી !

૬ લડકિયોંકા ઝેવરે અઅમાલ હસના ચાહિયે;
નુકરઓ ઝરસે અગર હો ઝેબો ઝીનત કુચ્છ નહી !

કન્યાઓને ભલાં કાર્યોનાં ઘરેણાં જોઇએ ચાંદી અને સુન્નાથી જે શ્રૃંગાર કર્યો હોય ( તોતે ) કાંઇજ નથી=નકામું છે !

૭ ઔરતોંકી ઝાત પર હય મુન્હસિર ઇસ્લાહે કૌમ;
ફ઼ર્ઝસે અપને ઉન્હે અફ઼સોસ હરાબત કુચ્છ નહી !

સ્રીઓની જાત ઉપરજ કોમનો સુધારો અટકેલો છે ( પણ ) ખેદ થાય છે કે, તેણીઓને પોતાના કર્તવ્યથી બીલકુલ પ્રેમ નથી.

૮ ફ઼ર્દ હય સબમેં વોહ ઔરત જીસમેં ઇસ્તિકલાલ હય;
મર્દ જીસ્મે નામકોભી નહિમ્મત કુચ્છ નહીં !

સર્વમાં તે સ્ત્રી શ્રેષ્ટ છે કે, જેણીમાં દ્રઢતા છે, (પરંતુ) મરદ ( કે ) જેમાં લેશ પણ હિમ્મત ન હોય તે કાંઇજ ( હીસાબમાં નથી.

૯ હો રહી હેં આદિયે ઈસરાફે બેજા ઔરતે;
આહ કયા ઈન્કી નઝરમેં માલ દૌલત કુચ્છ નહીં !

સ્રીઓ બિન જરૂરી ખર્ચ કરવાની ટેવ વાળી થતી જાય છે, અફ઼સોસ શું તેણીઓની નજરમાં માલ મતા ( ની ) કાંઇજ ( કિંમત ) નથી !

૧૦ ભાઇ બેહનોંકા બહમ ઉલ્ફ઼ત શેઆરી ચાહિયે;
એક ઘરમેં રહે કે આપસકી અદાવત કુચ્છ નહી !

ભાઇ બહેનોએ એકમેકમાં પ્રેમનું વર્તન રાખવું જોઇએ; ( કેમકે ) એકજ ઘરમાં રહીને એક બીજા સાથે દુશ્મની ( કરવી એ બીજું ) કાંઈ નથી ( પણ ધિક્કાર છે ! )

૧૧ સિલ્ક મરવારીદ ગોયા હય યેહ નઝમ દિલ પસંદ,
પિઝદે અહમકગરચે, ઇસ્કી કદ્રો કીમત કુચ્છ નહી !

આ મન પસંદ પદ્ય જાણે કીમતી મોતીની માળા છે. જો કે મુર્ખ આગળ એની કદર કે કીમત કાંઇજ નથી.

# પત્રની ચોરી.

પત્રને ચોરીથી જોવું દીન અને દુનિયા બન્નેમાં અતિ નીચ અને હલકી વાત લેખાય છે, ખાસ કરીને કેળવાએલો અને સુધરેલા લોકો તો આ નીચ વાતને ઘણીજ ખરાબ નજરથી જુએ છે, પરંતુ મને ઘણુંજ અફસોસની સાથે કહેવું પડે છે કે આ ટેવ અભણ માણસોમાં કે માત્ર અધુરી અક્કલની સ્ત્રીઓમાંજ નથી પણ સારા કેળવાએલા લોકોમાં પણ છે, ચોરીથી કાગળ વાંચનારને કાંઈપણ જણાતું નથી પરંતુ કેટલીક વખત લખનારને તેથી ભારે ખમવું પડે છે.

કબુલ કરીએ કે કાગળમાં કોઈ એવી વાત નહોતી, જેથી કાંઈ નુકસાન પહોંચે તોપણ લાગણી દુખવવાનું પાપ તો નક્કી થશેજ, કે મારો કાગળ બીજાએ કેમ જોયો? કેટલીક જુવાન [illegible]ઓ જેમનાં તરતમાંજ લગ્ન થયાં હોય છે તેણીઓ પોતાના પતિ તરફ લખેલા પત્રે રવાના કરવામાં ઘણીજ સભાગથી કામ લે છે. માત્ર એટલાજ વિચારથી કે કોઈ અમારો પ્રેમ પત્ર વાંચી ન લે ! અને મોટા ભરોસાથી કોઈના ઉપર વિશ્વાસ રાખીને પત્ર ટપાલમાં નાખવા માટે આપે છે. હવે જો તે સખસ જેની ઉપર ભરોંસો કરવામાં આવ્યો હતો તે વિશ્વાસ ઘાત કરે તો કેટલા ખેદ અને અફસોસની વાત છે. અને જ્યારે તેને જેણે ઘણી રૂંભાળથી પત્ર લખ્યો હતો, અને સખત તાકીદ કીધી હતી કે જુઓ એની ઉપર કોઈની નજર ન પડે, ખબર પડશે કે મારો પત્ર ખોલવા અને વાંચવામાં આવ્યો છે તે કેવી ભારે સજા અને દિલગીરી થશે. પરંતુ જેમને ચોરીથી પત્ર વાંચવાની ટેવ હોય છે તેમને એ વાતનો ખ્યાલ વટીક આવતો નથી તેમ એવો પણ વિચાર થતો નથી કે જો એવી રીતે કોઈ આપણો પ [illegible] જોઈ લે તો આપણને પણ રજ અને અફસોસ થશે કે નહિં.

મારા સમજવામાં તો પત્રની ચોરી રૂપિયા પૈસાની ચોરી કરતાં પણ વધારે ખોટી અને ઘણીજ નીચ વાત છે. રૂપિયાના નુકશાનનો તો કોઈપણ રીતે બદલો વળવો સંભવિત છે પરંતુ ચોરીથી પત્ર વાંચવાથી જે નુકસાન પહોંચી જાય છે તે એવો હોય છે કે પસ્તાવા અને અફસોસ કરવા સિવાય બીજો કાંઈ તેનો બદલો હોઈ શકતોજ નથી. મારી મળતરી એક બાનુનો કિસ્સો છે કે તેણી કોઈક અવસર પ્રસંગે ગઈ હતી ત્યાં કોઈ રીતે તેણીના કાનમાંથી સોનાનું જડાવ કર્ણફુલ નિકળી પડ્યું જે આસરે સો સવાસો રૂપિયાની કિંમતનું હશે, ભોગજોગે તેણીનો પતિ ઘણોજ પાજી મિજાજનો માણસ હતો, બાનુને પોતાના ધણીના મિજાજની ખબર હતી, વિચાર થયો કે આ નુકશાનથી તેઓ સખત નારાજ થશે, અને કોણ જાણે ગુસ્સામાં આવી શું થા શું કરી નાખે. તેથી ઘેર આવતાંજ તરત પોતના પીયરમાં પત્ર લખ્યો કે મારું કર્ણફુલ [illegible] રીતે ખોવાઈ ગયું છે માટે આપ [illegible] ઉદીનું મને ફક્ત ટેકોજ મોકલી આપો પછી આપ ત્યાં ધીમે ધીમે [illegible] તૈયાર કરાવી લેજો હું અહીંથી રૂપિયા મોકલી આપીશ.

પત્ર લખીને ટપાલમાં નાખવા માટે ચાકરડીને આપ્યો અને સખત તાકીદ કરી દીધી કે કોઈ તેને જોવા પામે નહીં. ભોગ જોગે આ વાત કોઈક ઠેકાણે ઉભી રહેલી નણંદ સાંભળતી હતી; મનમાં શેતાને દસ્કોરણી કીધી અને ઈશારાથી મામાને બોલાવી, કાંઈક આપી

લઇને અથવા ધમકી બીવરાવીને તેની પાસેથી પત્ર લઇને વાચ્યો અને જે વખત ભાઈ આવ્યો તેને સઘળી હકીકત કહી સંભળાવી હવે શું હતું ? ગુસ્સાનો થરમામેટર ૧૧૦ ડીગ્રીપર ચઢી ગયો. આ તરફ વહુને ખબર મળી કે સઘળી હકીકત જાહેર થઇ ગઈ છે એટલુંજ નહીં પણ હવે તો મામલો વધારે ગુંચવાઇ ગયો છે, કોણ જાણે ક્રોધી પતિ શું કરશે ? મન પર અપાર મસ્તી બેસી ગઇ, અને બાળકને માટે જે અફીણ હતુ તે પોતે ખાઇ ગઇ એતો બનું થયું કે અફીણ થોડુંક હતું તેથી પોતાનુ કામ કરી શકી નહીં થોડી વારમાં ઘર વાળાઓને ખબર પડી ગઇ, ડૉકટર હકીમ વિગેરે ભેગા થયા, ખુદા મહેનતે જીવ બચ્યો પણ ઘર ઉજડી ગયુ, કેમકે સાસુ અને ધણીના મતમાં એ મજ આવ્યુ કે હવે તેણીને ઘરમાં રાખવી મુનાસિબ નથી જેથી તે બાપડીને પીયર મોકલાવી દીધી.

હવે વિચાર કરવો જોઇએ કે આ સઘળો ફિસાદ અને બરબાદી કેમ થવા પામી ? માત્ર પત્રની ચોરીથી ? તે પત્ર ચોરીથી જોવામા ન આવને તો એ ઝગડા ઉભા થવા પામતેજ નહીં.

આ કીસ્સાથી તે બ્હેનોને જેમનામાં આ નીચ ટેવ હોય તેઓએ ધડો લેવો જોઇએ. અને ખરા અંત:કરણથી આ ખોટી ટેવથી તોબા કરી હમેશ બચવાની કોશીશ કરવી ઘટે છે, તેમજ સઘળા પુરૂષોએ પોતાની અબળાઓ સાથે મોહબ્બત અને પ્રેમથી વર્તવુ જોઇએ જેથી તેણીઓ પ્રેમની કદરદાન બની વફાદાર અને સેવા ગુજારનાર બને નહિં કે તમારી એટલી ધાસ્તી રાખે કે સેહજ નુકશાન થતા બીકથી પોતાનો પ્રાણ ખોઇ બેસે.

( શરીફબીબી )

# જર્મનીના કયસરની વીંટી.

જર્મનીના કયસરની પાસે એક વીંટી છે જેની તવારીખ ઘણી વિચીત્ર છે. તે બાદશાહી કુટુંબની એક તાવીઝ સમજવામાં આવે છે. શાહઝાદા જાનના સમયથી એવું ચાલ્યું આવે છે કે જર્મનીના રાજા પોતાના મરણ વખતે પાટવી જે એક સીલબંધ કવર આપે છે, એ કવરમાં એક વીંટી હોય છે. જેમાં એક કાળા પથરાનું નંગ જડેલું હોય છે. શાહઝાદા જોનની સ્ત્રી જ્યારે સુવાવડમાં પોતાના બાળક સાથે પલંગપર સુતેલી હતી તે વખતે એક મોટું દેડકું આવીને પલંગપર ચઢી ગયું તેણે પોતાના મોઢામાંથી તે પત્થર કાઢીને ત્યાં નાંખ્યું અને પોતે ચાલ્યું ગયું.

એ પથરાની ઘણી સંભાળ લેવામાં આવી અને તે તેણીના ધણીને આપવામાં આવ્યું વડા કયસર ફ્રેડરીકે તેની વીંટી પર જડાવી લીધું.

હાલના કયસર વીલીયમ બીજા પણ તેને અમુલ્ય જવાહેર સમજીને સઘળા મોટા મોટા પ્રસંગે હાથમાં પહેરે છે અને મુબારક સમજે છે.*

*લોકો કહે છે કે ગંડા, તાવીઝ, જંતર, તંતર અને તોટકા ને સર્વ વહેમ છે અને મુખ બોલાજ તેનો ઉપયોગ કરે છે, પણ શોધ કરવાથી સાબિત થયું છે કે દરેક પંકતીના લોકો તેનો યકીન રાખે છે—એક દાખલો જર્મનીનો આપ્યો ને બીજા પણ આગળ ઉપર પ્રગટ કરવામાં આવશે. એડીટર.

# હીરા-માણેક.

**ઉડાવ પણું**-માણસનો સર્વથી મોટો શત્રુ છે ! ( બાયર )

**ઉદ્યોગ**-ઉન્નતીનું પગથિયું છે. ( તોરડો )

**નૈતિક શક્તિ**-દુનિયાપર હકુમત કરે છે, નહિં કે હેવાનિયત પણુ-( હાર્ડેન )

**ફતેહમંદી**-એક એવી વસ્તુ છે જેને લંડન વાસીઓ ધર્મની પેઠે પુજે છે ! ( ગર્ડસ્મેન )

**તક**-થી દરેક શખ્સે લાભ લેવો જોઇએ ! ( હાર )

**તકરારી**-માણસ એવા મછી સમાન છે કે જે પાણી વગરના તલાવમાં જાળ નાંખે છે. ( મૉરલે )

**નેકી**-ની નિશાની ખુશમીજાજી છે ! ( એમરસન )

**મિત્ર**-મેળવવાની ઉત્તમ રીત એ છે કે પોતે ~~ગોઇસ્ત~~ મિત્ર બનીજાઓ ( એમરસન )

**તવંગરી**-ઉદારતા વિનાની દૌલત, મુફલેસી કરતાં પણ ખરાબ છે. ( એમરસન )

**ઝીંદગી**-નો હેતુ, શોધની એક ચાકળ છે જેને દરેક માણસે સમજી લેવી જોઇએ.

**ઉત્સાહ**-જે મહાન કામો ઇતિહાસમાં નોંધાયાં છે તે માત્ર ઉત્સાહનું પરિણામ છે. ( એમરસન )

**સાચો દેશભક્ત**-માણસ કોઇ રાજ્ય સ્થાપવાને બદલે પાઠશાળાની સ્થાપના કરે છે ( લૉર્ડ રોઝબરી )

**સંભાળ**-આપણે કોઇ મનહર વસ્તુ પ્રાપ્ત કરવા જતા એટલી સંભાળ રાખવી જોઇએ કે કોઇ અગત્યની બાબત પડતી મુકવામાં ન આવે. ( ,, )

**માલની સંભાળ**-તેજ માણસ કરી શકે છે જે દરેક પોતીકા સગર પરના શખસોને ચોર સમજે.

# "પ્રેમની પેટી અને સ્નેહની સોટી"

( એક અચળ પ્રેમની સુબોધ સ્નેહ વાર્તા. )

સાંધણ પૃષ્ઠ ૧૯૨ થી

## પ્રકરણ ૬ ઠું.

આજ કાલ ધીનોજપુર શહેરના વાસીઓ ઉદાશ જણાય છે. કારણ ત્યાંના લોકપ્રિય દીવાન સાહેબના જેષ્ઠ અને સદ્‌ગુણ સંપન્ન પુત્ર મધુકુમારનો હાલ કેટલાક અઠવાડીઆથી પત્તો મળતો નથી. ગીષ્મ રૂતુનો સમય છે. આજે અમીર મહેલના દીવાનખાનામાં સનતકુમાર, માતાજી, અને પિતા દીવાન સર્વત્ર એકઠા મળી કાંઇક વિચાર તથા વાત ચીત્ત ચલાવે છે.

પિતાજી કહે સનત ! આજે અઠવાડીઆના અઠવાડીયાં થયાં ભાઇ મધુનો કાગળ પત્ર નથી વળી કેટલીક સ્થળે તપાસ કરાવી પણ બીલકુલ પત્તો લાગતોજ નથી.

હવે ક્યાં ખોળ કરવી તે સમજાતું નથી ગમે તેમ મારીએ છતાં કાંઇ વિપરીત થએલું હોવું જોઇએ, નહીતો જે મધુની દરરોજ ટપાલ આવતી હતી તેની બે માસ થયાં કાંઇપણ ભાળ મળતી નથી, આ કાંઇ ઓછું આશ્ચર્ય કારક કહેવાય નહી. કેશનપુરના રાજનો કાશીપુરીના ગંગા તટપરનો બંગલો હાલ તદ્દન નિર્જન છે, એવો સંદેશો ગઇ કાલ રોજ પુરીના પુરોહીત તરફથી મળ્યો છે.

તપાસ કરતાં કાંઇ પત્તો મળતો નથી એવો ત્યાંના સ્ટેટ કારભારીનો કાગળ છે.

સનત કુમાર કહે, પિતા–માતા તમો બીલકુલ દીલગીર થશો નહી હું આવતી કાલે સ્પેશીઅલ ટ્રેનથી કાશી જઇશ અને ભાઇનો પત્તો મળશે ત્યારેજ પાછો આવીશ.

કાશીમાં ઘણા ઠગ અને ફાસીઆ લોકો ગુપ્ત વાસ કરી રહ્યા છે એવી ઉડતી વાતો સાંભળાય છે, તે કદાચ સાચી પણ હોય.

ઉપર પ્રમાણેના આશ્વાસક વચનો કહી સનત કુમાર પોતાના ખાનગી રૂમમાં મુસાફરીના સરઆમાનની તૈયારી કરવા ચાલી ગયો ગયે હેરા સદ શીલ અને ડહ્યા પુત્રો છતાં પુત્ર પ્રેમથી આદર્ષાઇ ક્યા માતા–પીતાને દીલગીરી ઉપજ્યા વિના રહેતી હશે. દીવાનજી વિદ્વાન તથા સમજુ છે. છતાં તેઓ ઉદાશ ચહેરે મહારાજાને મળવા

બગી જોડાવી દરબારગઢ તરફ ચાલ્યા મહારાજા કહે પધારો દીવાનજી કેમ અત્યારે આમ અચાનક આવવું થયું? ભાઇ મધુકુમારનો કાંઇ કાગળ પત્ર આવ્યો છે? દીવાન કહે ના—નામદાર ઘણી શોધખોળ કરાવ્યા છતાં તેનો બીલકુલ પત્તો લાગતો નથી, પુત્ર અને પુત્ર વધુ ડાહ્યા અને કેળવાયેલા છે, જો તેઓ સુખશાંતિમાં હોય, તો નિયમિત કાગળ પત્ર લખ્યા વિના રહેજ નહી, છતાં આ બનાવમાતો ગમે તેમ કાંઇ વિપરિત થએલું ભાસે છેજ. અને તેથી અ વતી કાલે મેલથી મારો સનત કાશી જ વા વિચાર રાખે છે તેમાં આપ નામદારની શું સલાહ છે? રાજા કહે બરાબર છે દીવાનજી પોતાના માણસો ત્યાં જઇ તપાસ કરશે તો એ મજ તપાસ કે કાંઇક કાંઇક બાતમી મળશેજ અને મારા પુત્ર પ્રતાપને પણ જવા આજ્ઞા કરૂ છુ તે સનત કુમારને વખતે ઉપયોગી થઇ પડશે વળી તમો મારા નામથી કાશીના રાજાને એક ખાસ પત્ર લખી દો કે તેઓ આ કામમાં છોકરાઓને જોઇતી મદદ આપે ઉપરાંત આજુ બાજુના બીજા રાજ્યાધિકારીઓ ઉપર પણ દરબારના સહી સીક્કા સાથે લખોટો મોકલી આપો કે તેઓ પણ આસપાસ તપાસ ચલાવે આ કામમાં હવે વીલંબ કરશો નહી ઉપર પ્રમાણે વ્યવસ્થાની વાતચીત ચાલે છે તેવામાં રાજકુમાર પ્રતાપસીંહ આવી પિતાને પ્રણામ અને દીવાનજીને સલામ કરી મહારાજા કહે કુમાર આવતી કાલે ભાઇ સનત કુમારની સાથે તારે કાશી જવાનુ છે. પ્રતાપે કહ્યુ ઠીક પીતાશ્રી શું હજી મધુકુમારભાઇનો કાંઇ પત્તો નથી લાગ્યો શું?

દીવાન કહે ના કુમારશ્રી હવે તમો પત્તો મેળવી લાવો ત્યારે ખરા, રાજકુમાર કહે દીવાન સાહેબ! હું અને સનત બન્ને થઇને આખી દુનિઆનું પડ ઉપાડીને પણ મધુકુમારભાઇની ખોળ કરી લાવીશું, કાંઇ પાતાળમાં તો નહી પેઠા હોયને? દીવાન કહે કુમારશ્રી ધન્ય છે તમારા ઉતસાહને વધુ શું? મહારાજા! હવે મને રજા છે? સઘળી ગોઠવણ જઇને સત્વર કરી નાખું છુ! રાજા કહે હા, પધારો આવા કાર્યમાં ઢીલ થવી જોઇએ નહી.

## પ્રકરણ ૭ મું.

પ્રેમલતાની નાની બહેન સ્નેહલતા જ્યારે પ્રેમલતાને સાસરે વળાવી હતી ત્યારે તેની સાથે સહેવાસને માટે એક બે માસ બહેનની સાથે રહેવા આવી હતી તે અત્યારે પણ અહીં છે બંગાળી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતાં અંગ્રેજીમાં પાંચમું ધોરણ શીખે છે.

બહેન-બનેવી મુસાફરીમાં ગયા અને હજી પાછા ફર્યા નહી તેથી તે આખો દીવસ ઉદાસ રહ્યા કરે છે વખતે અશ્રુપાત પણ કરે છે પ્રેમલતાનો કાશીથી દરરોજ તેનાપર પત્ર આવતો અને તેમાં લખેલી નવી જુની ઐતિહાસીક બાબતોનું વર્ણન વાંચી સ્નેહલતા આનંદ પામતી પણ હાલ કેટલાક દીવસોથી બીલકુલ ખબર અંતર આવતી નથી જેથી આ ડાહી છોકરી દીલગીર રહે છે. પ્રેમલતાના સાસુ-સસરા અને સનત કુમારને આ ડાહી બાળકીનો સ્વભાવ બહુજ ગમી ગયો છે તેઓ તેને ખરા અંતઃકરણ પુર્વક ચાહે છે. અને તે આનંદી ચહેરાવળી બાળકીની સૌ કોઇ તારીફ કરે છે. સ્નેહલતાને સંગીતનો સારો શોખ છે અને તે પ્રેમલતા પાસેથી સારંગી બજાવવાનુ કામ થોડું થોડુ શીખી છે—સાંજે સવારે ઘરના સઘળા માણસો એકત્ર મળી સ્નેહલતા પાસે સારંગી અને સંગીત ગવરાવે છે તેના મીઠા—મધુરા સંગીતથી સનત કુમારને અહો આનંદ થાય છે. છતા હાલમાં તે આનંદ ઉડી ગયો છે અને સનત કુમાર કાશી જવાની તૈયારી કરી રહ્યો છે.

આ તરફ રાજકુમાર પોતાના પ્રવાસનો સરસામાન ગોઠવાવી રહ્યો છે. એવામાં મહારાજાનું આગમન થયું. કુમારે નમસ્કાર કર્યા અને બોલ્યો પિતાજી હું તૈયાર થઇ ગયો છું, હવે કાંઇ આજ્ઞા છે. રાજા કહે ! પુત્ર આજે હું તમારી બુધ્ધિને કસોટી ઉપર મુકવા તૈયાર થયો છું–અને તે વાસ્તવિક છે. કારણ હવે તમે બાળક નથી. માટે હવે તમારે કાર્ય સિધ્ધ કરી તમારી હુંશીઆરી બતાવવી જોઇએ તું રાજવંશી છે અને સનત કુમાર ખાનદાન કુળનો અમીરવંશી છે–દુનિઆ અને દેશ–પરદેશમાં–ભિન્ન ભિન્ન જાતના કાબેલ, અને ચાલાક મનુષ્યો વસે છે તેમના પ્રસંગમાં આવતાં સંપુર્ણ સાવધાન રહેવું જોઇશે તથા કુમાર ! હરકોઇ રીતે મધુકુમારનો પત્તો મેળવવોજ જોઇશે.

રાજકુમાર બોલ્યો પિતાજી ! તમારી કેળવણીના પ્રતાપે જેવી વાત તેવા વિચાર અને જેવો ગુનો તેવી તમાચ મારવાનો પાઠ હું શીખ્યો છું, અને સનતકુમારભાઇતો મારા કરતાં પણ ચાર ઘણા હુશીઆર છે તે આપ જાણોજ છો. જો આ દુનિઆમાં કોઇ પણ મધુકુમારભાઇ હશે તો તો પત્તો મેળવીશું જ. એમ ચોક્કસ સમજવું બીજું શું ?

સ્ટેશનપર જવાનો વખત થવા આવ્યો એટલે નિત્ય કર્મ આટોપી સનત કુમાર તૈયાર થઇ આવ્યો કે તુર્તજ બન્ને ઉછળતા યુવાનો સરસામાન ગોઠવાવી વિક્ટોરીઆમાં બેસી સ્ટેશન તરફ રવાના થયા. પાછળ દીવાનજીની બગી પણ વળાવવા સ્ટેશનપર આવી પાંચ દશ મિનિટ નહી થઇ હોય તેવામાં કલકત્તા મેલ સુસવાટ કરતો પ્લેટફોર્મ આગળ આવી થોભ્યો

કાશીમાં તથા બીજા અન્ય સ્થળોમાં બહુ સાવચેત રહેવા જેવું છે હરેક કામમાં ચાલાકી તથા યુકિતથી પગલું ભરવું. જરૂર પડે તો પોલીસની મદદ લેતા ભુલવું નહી. જે જે હકીકત બને તેનો નિયમિત પત્ર લખતા રહેવું”ઇ. ઉપયોગી સુચનાઓ બન્ને મિત્રોને દીવાન આપતા હતા. તેવામાં ગાર્ડે વીશલ મારી સ્ટાર્ટ–ગએલના બે ઘંટા બન્યા ટ્રેન ઉપડી. જોત જોતામાં વેગ વધ્યો અને મેલ દ્રષ્ટિમાંથી આગળ નીકળી ગયો.

તા. ૧૫ મી જુન ૧૯૧૫ } સેવક રતનલાલ નાગરદાસ વકતા. બોરસદ.

# માયાને ઉપાલંભ.

માયા નહી તારો વિશ્વાસ, નહી તારો વિશ્વાસ—માયા
મોહ રૂપ તું જગમાં ભાસે, ઉપજાવે બહુ ત્રાસ,
પ્રભુ નામ જન તુંથી વિસારે, લંપટતાનો કરે પ્રકાશ,—માયા
અનીતિ અધર્મ કરે જન તુથી, પાપથી અંધ થતા તુજદાસ
મોહ પાસથી બાંધી નરને, બતાવે નર્ક નીવાસ—માયા
સત્ય અસત્યનો ભેદ ન તારે, અંધકાર તુજ પાસ
પ્રપંચની તુ બની વિધાતા, બાંધે પ્રપંચી પાસ—માયા
ઝેર વેર બહુ તુમાં ભાળ્યું, કરતી બહુ કંકાસ
કવીવર કેરો દાસ કકુ આ, કરતો સત્ય ઉજાશ—માયા

તા. ૨૮—૪—૧૫
હાલ સુલતાનપુરા.—વડોદરા.
કકુ મોધાભાઇ મહેતા—પેટલાદ

# નવરંગી બાગ.

## સ્નેહી પ્રત્યે.

શું મિત્ર જશો તમે દુર હશો, એમ અંતર વિષે
યાદ થશો,
ફરી ક્યાં મળશો, એમ હૈયે હર્ષને આન દશો?
રસ રેલવજો બસ ભેળવજો
અભ્યાસ વિષે મન મેળવજો
કો દીન કરૂણા પ્રેમ કરી,
એમ અંતર વિષે યાદ થજો.
સત્ય સાચવીએ નિત્ય નિત્ય નમીએ
પ્રભુને કાલા કરીએ, એ કૃત્ય સદા શુભ આચરીએ
આ ચંદ્ર હજી ઉંચે ચઢવું
નહીં ધારો કે પાછા પડવું
પડવાને માટે તો ચઢવું
નહીં ચઢવું તો શાને પડવું !

લેખક
તા, ૨૫ મી એપ્રીલ ૧૯૧૫ } રતનલાલ નાગરદાસ વકતા બોરસદ

## તમારા માટે.

તમે બોલી રહ્યા હો તો અમોને બોલવા દેજો
લખો છો શું કરો છો શું જરાએ જાણવા દેજો
કરો છો પ્રેમની વાતો બનો મસ્તાન યોગીઓ
અમારી બુધ્ધિના કાટે તપાસી તોલવા દેજો
દયા ઉપર બતાવો છો વળી સમભાવ વાણીમાં
પરિક્ષા ભાવની કરવા તમાચો મારવા દેજો
ચઢો છો આશમાને જઇ કહો પાતાળમાં જાઓ
હૃદયના દ્વારનું તાળું તમારૂં ખોલવા દેજો
લખો તેવું કરો છો કે વૃથા મોટાઇની વાતો
ખરૂ છે કે બધું ખોટું બધા અવલોકવા દેજો

તા. ૨૭ મી એપ્રીલ ૧૯૧૫ } લેખક રતનલાલ નાગરદાસ વકતા.

## મીત્રને.

બંધુ—આખરે પણ તારી મનોભાવના દ્વારાએ. સત્ય શું તે તેં ખોળી કાઢ્યું ! હવેજ તને અનુભવ થયો, " કે એક ઉંચી મુકાએલ ઇંટ અનેક ઉંચી ઇંટ મુકાવે છે, " જે પહેલું જાણવાની જરૂર હતી તે હવે સમજાય છે. જે વખત હું તારા સાથે વાદમાં ઉતરતો તે વખત તું અનેક દલીલો આપતો અનેક શંકાઓ કાઢતો અને અનેક ઉદાહરણોથી સત્ય શું તે સીધ્ધ કરવા તું મથન કરતો પણ આખરે તારીમનોભાવનાએ ખરૂં શું તે તને કહ્યું અને પત્રો દ્વારે તે મેં જાણ્યું. જાણ્યું અને સંતોષ થયો આનંદ થયો અને તે આનંદમાં કંઇ લખું એમ ધારી મારી મનોવૃતીને શાંન્ત કરવા કંઇ લખ્યું " સત્ય સત્યજ આખરે કાળના પ્રવાહમાં ટકી શકે છે " એ વાકયે મારા હૃદયને આનંદ સાગરમાં નાતુ કર્યું.

મારા વીદ્વાન મીત્રે હવે સત્યતાની પરીક્ષામાં પસાર થવાની તઇયારી કરી સત્યના કીલ્લા ચણવાની શરૂઆત કરી. એ જાણીને મારી મને.વૃતી સતેજ થઇ અને તે સતેજ મનોવૃતીથી આ લેખ લખવો શરૂ કર્યો.

મનો બળથી લખાએલા લેખ, હૃદતાની કેવી અસર કરે છે. તે મારા હૃદયે આજેજ જાણ્યું ખરેખર અસત્યતાના પ્રવાહમાં તણાતા અસંખ્ય મનુષ્યો સત્ય અને અસત્યમાં ભેદ ગણતાજ નથી. તેમને મનતો તેઓ જે કરે છે કહે છે અને બતાવે છે તે બધું સત્યજ છે એવી માન્યતા હોય છે, અને તેથી જગતમાં સત્ય ઢંકાઇ જઇ અસત્યનો અંધકાર પડે છે, તમો તે અસત્યના અંધકારથી મારા બંધુને મુક્ત રાખ્યો છે અને રાખો અને તેના મધુર શબ્દો મને નીત્ય સાંભળવા દ્યો. કે " સત્ય સત્યજ આખરે કાળના પ્રવાહમાં ટકી શકે છે"

એજ મારી મનોવૃતી છે, પ્રભો! એજ મનોવૃતી સફળ થાય એવી તારી પ્રત્યે મારી પ્રાર્થના છે.

તા. ૨૮–૪–૧૫ } કકુ ઓઘાભાઈમહેતા
હાલ સુલતાનપુરા, } પેટલાદ

# હું ડીટેકટીવ કેમ બન્યો?

## "સોનેરી ટોળીનું સાહસ."

(લખનાર—રમુજી—ઓરસટકર.)

(અપરેલ અંકના પુષ્ટ ૧૯૯ થી ચાલુ-સંપુર્ણ)

પ્રીય વાંચનાર તું ટુંકામાંજ સમજ્યો હશે કે આ મ્હારી શી દશા, પેલો મેમણ ત્હેનું દીવાનખાનું ચોતરફ જોઈ રહ્યો કાંઈ નુકશાન થએલું નહીં માલુમ પડવાથી અને મ્હારા હૃદય ભેદક કાલાવાલાથી, ઘણાજ પ્રયત્ને હુ ત્યાંથી છુટવા પામ્યો, ઉઘાડે શરીર ખુલ્લે માથે ફક્ત એક પહેરેલા પોતીઆભેર પ્રવેશતાં રમણીક અને પાછા ઉતરતાં ભયંકર ભાસેલા મેહેલમાંથી બાહેર નીકળી પડયો: વાંચક! મારી અતુલ વ્યથા આ સમયે કેવી હશે? તેનો ત્હને અનુભવ થયા વીના તું શું કલ્પિ શકે? બે દીવસની રાત્રી ભુખે તરસે અને નીતરતાં ચક્ષુએ, નિંદ્રા દેવીના વિયોગે, સેંકડો સંકલ્પ વિકલ્પ સહીત એક મંદીરના ઓટલા ઉપર કાઢી; બીજે દીવસે સવારમાં વિચાર કર્યો કે આ લખીતા શેઠને ત્યાં આવી કંગાલીયત ભરેલી સ્થીતીમાં જવું એ ઘણુંજ શરમ ભરેલું છે! ત્યારે હવે જવું કયાં? આ સ્વલ ધુર્ત નગરીમાં શું દયાળુ મનુષ્યો નહીંજ હોય? ફીકર નહીં; હવે મ્હારી પાસે ઠગાવાનું શું સાધન છે કોઈ સારા માણસને મ્હારો દુખી અહેવાલ કહીશ તો તે દયાખાઇ મ્હને જરૂર મદદ કરશે એમ વિચરતાં વિચારતા ગાયધુનીપરના વિશાળ રાજ્ય માર્ગમાં આવી પહોંચ્યો.

પ્રભાતનો સમય હોવાથી ધર્માત્માઓ દેવદર્શને જતા આવતા હતા તેઓમાંના કેટલાકને ઉભા રાખી મ્હારી સર્વ બીના કહી સભળાવી તે સાંભળી દયાળુ દેવોના હૃદય દ્રવી આવ્યાં તેઓ સાથેજ બોલી ઉઠયા કે "એ સોનેરી ટોળીનાં કાવત્રાં મ્હને" કપડાંની અને થોડાક રોકડ પૈસાની ગોઠવણ કરી આપી રહમે એક વીશી હતી તે બતાવી તેઓ ચાલતા થયા. હું તે વીશીમાં જમી આવ્યો, વિતેલી વાતને વિસારે મુકી બની શકે તેટલી દીલગીરી દુર કરવા મનોબળથી પ્રયત્ન આદર્યો, પછી મ્હારા ઓળખાણ વાળા દોકડીઆ શેઠને ત્યાં વડની ગાદીએ ગયો; તેઓએ મ્હને ઘણાજ આદર સત્કારથી પોતાને ત્યાં રાખ્યો. તેઓએ, ફરી હું આવા ઠગ લોકોથી

ફુરસદ નહી ત્હેને માટે ડિટેકટીવ વાર્તાઓનાં અને ધુર્ત પુર્ણાનુભવનાં પુસ્તકો વાંચવા આણી આપ્યાં. ઘોડાગાડીમાં પોતાની સાથે બેસાડી હમેશાં જોવા જેવાં સ્થળોનો અનુભવ દર્શાવતા હતા ! મ્હને રાત્રી દીવસ ધુર્ત લોકોને યોગ્ય બદલો આપવા, મ્હારી હોંશીઆરી દીપાવવા અને સરકારમાં શાબાશી મેળવવા, એ વિચારોનીજ જંખના થયા કરતી હતી છેવટે ડીટેકટીવ પોલીસ તરીકે જાહેર આવવાના નીર્ણય પર આવ્યો હવે તો હું પોલીસ કોર્ટના રીપોર્ટો, સોનેરી ટોળીના કાવત્રાં આરસેની લુપીન–શાહુચોર–શેરલૉક હોમ્સની કારગીર્દી વીગેરે વાંચવામાંજ સઘળો વખત રોકવા લાગ્યો કોઇ વખત સમાચાર પત્ર દ્વારાએ ભેદ ભરેલાં ખુનોની ખબર મળતાં તેવા ભેદો ખુલ્લા કરવાને જીવ તલપી આવતો, મ્હને ડિટેકટીવ થવાનો ભારે શોખ લાગ્યો જ્યારે હું નામાંકિત પ્રખ્યાત ડિટેકટીવમાં ગણાઇશ ત્યારે કૉનસ્ટેબલો પોલીસ કમીશનર મેજીસ્ટ્રેટ, જડજ અને વકીલ બેરીસ્ટરો સાથે મ્હને સારી ઓળખાણ થશે એવા વીચારો આવતાં હું ફુલાઈ જતો હતો; કેટલાક ગુન્હા પકડયા પછી સરકારમાં સારાં સરટીફીકેટો મેળવી ઘણા માન સાથે નોકરીમાં જોડાવું ! એમ ધારી પ્રથમ તો મારકેટનાં ખીસ્સાં કાતરુઓને મંદીરમાંથી જોડા ચોરનાર ક્સાલદાસોને, કે મસ્જીદમાંથી છત્રી ખાઇને ઉઠાવી જનાર મવલાબક્ષોને શોધવામાં રોકાયો. પણ એવાં સાધારણ કાર્યોથી જગ મશહુર નામ થઇ શકે નહીં, એમ વીચાર પલટાતાં રાજદ્વારી પ્રપંચો ખુલ્લા પાડવા લાખો રૂપીઆની મ્હોટી ચોરી પકડવા રાજવંશી ખુનીઓને જાહેરમાં લાવવાનાં સ્વપ્નાં હું જોવા લાગ્યો.

મ્હને એક જોઇતી તક મળી આવી; હું ઊતર્યો હતો તે શેઠની દુકાને વહેપાર ધમધોકાર ચાલતો હતો; હું દુકાન ઉપર કોઈ કોઇ પ્રસંગે બેસવા જતો હતો, એક વખત હું બેઠો છું એવામાં એક ચમકતી આંખોવાળો અણીઆળા કાનવાળો અને ઘાતકી દ્રષ્ટિવાળો એક માણસ એ પેઢી ઉપર ચઢી આવ્યો, દુકાનના મુનશી સાથે આડી અવળી વાતો કરતો બીજા બેઠેલા માણસોના મુખ તરફ બારીક નજરે દ્રષ્ટિ કરી પધારજો સાહેબ કરી ચાલતો થયો. હું સામુદ્રિક ગ્રંથ અને માનસ સાસ્ત્ર અને મસ્તક વિધ્યા થોડાક દિવસો ઉપર અવલોકી ગયો હતો. એ આવનાર માણસનાં કેટલાંક ચીન્હો ઉપરથી બરાબર બદમાશ છે. એમ હું ત્યારથી સમજી ગયો. એક ડીટેકટીવને છાજતી સર્વ સંભાળ સાથે ત્હેની પુઠ પકડી. તે ઘણી ઝડપથી ચાલતો, થોડેક દુર જતાં એક બીજો માણસ ત્હેને મળ્યો તેઓએ એક બીજાના કાનમાં ગુપચુપ ખાનગી વાતો કરી લીધી તેઓની મુખ મુદ્રાના ફરતા પલ્ટા ઉપરથી હું તરેહ તરેહનાં અનુમાન બાંધવા લાગ્યો

પેલા પહેલા મળેલા બદમાશનાહાથ ના ઇશારાથી હું સ્હમજ્યો કે મ્હારા શેઠના સંબંધનીજ કાંઇક વાત થાય છે, ઠીક શું કાવત્રું રચાય છે, તે બરાબર સમજવું જોઇએ, પેલો નવો આવનાર માણસ શેઠની દુકાન તરફ ચાલ્યો ત્હેને જવા દઇ હું તો પેલા મી. બદમાશની પુઠે પુઠેજ ચાલ્યો તે આજુબાજુ ચો તરફ દ્રષ્ટિ રાખી આવતા જતા રાહદારીઓને બરાબર નીહાળી ચાલતો હતો ચાલતાં ચાલતાં અમો ઘણે દુર ચર્ચગેટ સ્ટ્રીટ તરફ આવી પહોંચ્યા ત્યાં એક રડીના મકાનમાં તે પેશી ગયો હું પણ હીમત રાખી તે મકાનમાં જેવો પેસવા જાઉં છું તેવોજ એક માણસે મ્હને રોકયો હું હાજર જવાબથી બોલી ઉઠયો કે જે અંદર ગયા તેઓ મ્હને એક ખાનગી કામ માટે બોલાવી લાવ્યા છે આ જવાબથી મ્હને અંદર જવા રજા મળી, એક નાની ઓરડીમાં એ સ્ત્રી સાથે નીચેની વાત કરતાં મ્હેં કાંઇક સાંભળ્યું.

" તે માણસ ઘેર કે દુકાને છે નહી ઘણી તપાસ કરતાં પણ મળ્યો નહી મોહનપ્રસાદને તપાસ કરવાનું સોંપી હુ બીજી ગોઠવણ માટે પાછો આવ્યો છું મી. બદમાશ બોલ્યો.

" એમકે, આજને આજ આ કામ કરી શકશો કે નહી એ બાબત શંકા થાય છે હું પોતે ધારૂં તો એક પાન પટ્ટી આપ- તેથી મ્હારૂ નામ ખુલ્લું થવાનો સંભવ રહે છે, હું એને રાત્રીના દશને શુમારે ચોપાટીપર ફરવા લાવીશ ત્હમો તૈયાર રહેજ્યો જો ગફલતમાં કાર્ય પુર્ણ નહી થઇ શકે તો નવનીતલાલનો વિશ્વાસ તદન ઉઠી જશે અને રમણીયો ચગી જશે તો સાવચેત રહેશે આપણે બન્ને તરફથી બગડીશું".

એ બન્ને નાંમ સાંભળી મ્હને ધ્રાસ્કો પડયો, રમણલાલ હું ઉતર્યો છું એ શેઠનો એકનો એક લાડકો પુત્ર છે, અને નવનીતલાલ ત્હેના પીત્રાઇ કાકાનો દીકરો છે હું આ કાવત્રાંનો મર્મ બરાબર સ્હમજી ગયો કારણ કે રમણના પીતાને અને નવનીતના પીતાને કટ્ટુ વેર ચાલે છે એ હું જાણતો હતો, બન્ને છોકરાઓ લહેરીલાલા આ દુષ્ટને ત્યાં આવતા હોવા જોઇએ ક્રૂર હ્રદયના નવનીતે આ દુષ્ટ રાંડને લક્ષ્મીની લાલચ આપી ફોડી હોય એમ સ્હમજવાથી હું તુરત બાહેર પાછો નીકળ્યો. શેઠને ઘેર આવી તપાસ કરી તો રમણલાલ બે દીવસથી પુને કોલેજમાં પરીક્ષા આપવા ગયો છે, અને નવનીતલાલની તપાસ કરતાં સુરત તેની સાસરીમાં ગયેલો માલુમ પડયું ત્યારે આ ભેદ શો ? એની ઉંડી ઘુંચવણમાં પડયો શેઠના ભૈયાને સાથે લેઇ હું પણ ચોપાટી ઉપર રાતના દશ 'વાગ્યાને શુમારે ફરવા નીકળી પડયો દરીયા કીનારે ધીમે ધીમે આગળ જતાં એક

નીરજન્ય સ્થળે બેશવાનો વિચાર કર્યો, ચો તરફ અંધકાર છવાએલો હતો, અમો બે મીનીટ બેઠા નહી હોઇએ એટલામાં ચાર પાંચ માણસોએ આવી અમોને મજબુત બાંધી લીધા; મ્હારી સાથેના સૈયાએ ઘણું જોર કર્યું પણ ફાવી શકયો નહીં અમારા બન્નેના મ્હોડામાં સખ્ત ડુચા મારવામાં આવ્યા અમો બરાબર કબજે પડેલા જોઇ તેઓ માંહે માંહે વાતો કરવા લાગ્યા, "કહ્યું દીલબરખાંન ઉનકી તુમકો પીછાન હય કે?"

હા, યાર એહીજ મોહનપ્રસાદ ઓર એ દુસરા હે વો ઇમામબક્ષ હોયગા જ્યારે એ લોકો અમોને ગાડીમાં નાંખી ચોકીપર લાવ્યા ત્યારેજ અમો સ્હમજ્યા કે તેઓ ભાયખળાના ડીટેકટીવો હતા.

હવે વધુ શું જાણવા માગો છો! ચોકીપર ચાંચડ કેમ માર્યા તે જાણવું છે! કે સવારે કોનીસ્ટેબલ સાહેબે મ્હારી તપાસ કેમ ચલાવી તે જાણવું છે! કે બપોર થતાં માજીસ્ટ્રેટ સાહેબની પાસે અમોને ખુની તરીકે ઉભા રાખ્યા તે જાણવું છે? મ્હેં જ્યારે ખરે ખરી વાત કહી ત્યારે કોર્ટમાં જે હસાહસ થઈ રહી અને માજીસ્ટ્રેટ પોતે પણ વાહ ઉસ્તાદજી વાહ ઉસ્તાદજી એમ બોલ્યા એ ખીના જાણવી છે! અને ઘેર જતાં શેઠે વધાવી લીધો અને શેઠાણીએ વારણાં લીધાં તે વાત સાંભળવી છે? એ બધી બાબતો જવાદે યાર, હું કહું તે સાંભળ મ્હારી જુબાની સાંભળ્યા પછી તે બાબતપર ડિટેકટીવોએ વધુ તપાસ ચલાવી એક રાંડને (જેનું મ્હેં મકાન જોયું હતું) પેલા ખરા મોહનપ્રસાદ અને પેલા મી બદમાશોને એક ખરા ખુની તરીકે પકડી કોર્ટમાં રજુ કર્યા મ્હેં સાંભળેલાં નામ સંજ્ઞાવાળાં એટલે જુદાં હતાં તેને બદલે ઝવેરી કનૈયાલાલનું ખુન થયું હતું મ્હેં આપેલી બાતમી સીવાય તે પકડી સકાય એમ નહોતું ત્રીજે દીવસે મ્હને પોલીસ કમીશનરનો હુકમ મળ્યો કે રૂ. ત્રીસના પગારની એક ડિટેકટીવની જગ્યા તેમના મારફત નીમાઇ છે, આજ બાર વાગે કોર્ટમાં મળવુ, મ્હારી ખુશાલીનો પાર રહ્યો નહીં મહેનત સફળ નીવડી, પછીથી અનુભવ વધતાં મ્હેં ઘણા કેસો પકડયા અને હું ડિટેકટીવોમાં ઉસ્તાદ ગણાઉં છું.

લખનાર—રેમુજી

# બરમીસ લોકો.

રંગુન—બરમામાં નવો ગએલો એક મિત્ર ત્યાંનો હેવાલ નિચે મુજબ પોતાના પત્રમાં લખે છે જેથી એકવાર ત્યાંનુ ચિત્ર નજર આગળ ફરી જાય છે.

અહીંના પરૂષોમાં લુગી પહેરવાનો સામાન્ય રિવાજ છે. લુગીના બન્ને છેડાઓ ભીડી લઇ ઘાઘરા રૂપે તે પહેરી લઇ બાંધવામાં આવે છે શરીરમાં કોટ પહેરે છે અને માથા પર એક રૂમાલ ટોપીના રૂપમાં ઓઢી લઇ એક બાજુ ગાંઠ મારી તેનો છેડો ફુમટા મિસાલ લટકતો મુકી દે છે. પણ નવી ફેશનના લોકો માથા પર એક ચીથડું લપેટી લે છે અથવા ઉઘાડે માથે રહે છે. બરમીસ સ્ત્રીઓ આઝાદ, હંસમુખી અને રંગીલાસ્વભાવની હોય છે. આપ તેઓથી જાણ્યુ પિછાણ્યુ વગર ગમે તેવો મજાક કરો, તેણીઓ તમને તેવોજ જવાબ આપશે. અબ હેમોટે ભાગે એવી છે જેણીઓ જબ.- ની.ની ખર્ચ કરવાને તૈયાર છે પણ વહેવારૂ કામની વાત આવતાંજ ગુસ્સે થઇ જાય છે! હું એમની સઘળી સોસાયટીમાં ભળ્યો છું ભાષા ન જાણવાના કારણે વાતચીતની મજાહ આવતી નથી પરંતુ ટ્રાંસલેટરના આધારે ઘણો ખરો રસ મેળવી લઉં છું આ દેશ અજબ આઝાદી અને રંગીની ધરાવે છે બરમાના લોકો બહુ ઉડાઉ, મોજીલા અને સંતોષી છે જેવી રીત પહેરવેશનો ડોળ અરબોથી મળતો આવે છે તેવીજ રીતે તેમની રીતભાત અને ટેવ પણ લગભગ અરબો જેવીજ છે અરબોમાં સૌથી મોટો ગુણ મહેમાનદારીનો છે. આપ બરમા કોમને પણ મહેમાનદારીમાં અરબોથી ઉતરતી પામશો નહીં; આપ વગર મુલાકાતે વગર જાણ્યુ પિછાણ્યે, ગમે તે બરમાના ઘેરમાં ચાલ્યા જાઓ; તે અને તેનો કુટુંબ તમારો આદર સત્કાર કરશે જો તે ગરીબ હશે અને પોતે ભુખ્યો હશે તો પણ પોતાની વહાલી વસ્તુને, મકાનના વાસણોને, કે સ્ત્રીના ઘરેણાંઓને પણ ઘરાણે મુકી તમારા માટે ખાવા પીવાનો સામાન તૈયાર કરશે. જો તેને ખબર પડશે કે તમે બરમાના હાથનું રાંધેલું જમતા નથી તો તે કાચુ સીધું રજુ કરશે, તમે તમારી ઇચ્છા પ્રમાણે રાંધી લેઓ, મકાનમાં જે ઉત્તમોત્તમ બિછાણું હશે, તે આપને માટે પાથરી આપશે અને પોતાની છોકરી કે બેરીને તમારી સેવામાં મુકી દેશે, પણ કેટલાક બદમઆશ હિંદુસ્તાનીઓએ તેનો ગેર લાભ લઇ પોતાની શાખ ગુમાવી દીધી છે, તેથી શહેરના વસનારાઓ ઘણું કરી એવા ભલા માણસો ઓછા જણાશે પણ ગામડાઓમાં અત્યાર સુધી એવીજ સ્થીતિ છે. હિંદુસ્તાની લોકો એવીજ રીતે મહેમાન થઇ જાય છે અને પછી તેમની સ્ત્રી કે દીકરીને નસાડી જાય છે. છતાં પણ તે લોકો ગુસ્સે થતા નથી. તે નસીબને ઘણું માને છે; તેમની એવી આસ્થા છે કે જે જેની કીસ્મત! એમને ત્યાં મરણ થવા પર લાશને ઉત્તમ પ્રકારના પલંગપર સુવરાવવામાં આવે છે અને શકિત મુજબ બે દીવસ ચાર દીવસ ઘરમાં રાખવામાં આવે છે. સગાવહાલા અને મિત્રમંડળ ભેગું થાય છે જેટલા દીવસ લાશ રહે, ભારે રોશની કરવામાં આવે છે, અને તવાએફોનો નાચ તથા ભાંડ લોકોની નકલો થયા કરે છે, આવનારા દરેક શખસને આઇસક્રીમ, પાન, સિગાર વગેરે આપવામાં આવે છે. હું અનેક જગ્યાએ દીલાસા માટે જઇને એ બાબતનો અનુભવ લઇ ચુકયો છું એ લોકો ભારે ખરચ કરનારા છે વખતો વખત પઇસાને ખાતર ખુન

વિગેરે પણ થતાં રહે છે નાની છોકરીથી લઇને ઉંડુ ઘરડી સુધી મોઢામાં લગભગ એક ફુટ લાંબો સિગાર ઘાલી રાખે છે. અરબ લોકો પણ સિગરેટના આશક તરીકે પ્રખ્યાત છે. એક બરમી સ્ત્રીઓનો આખા દીવસનો પ્રોગ્રામ આ પ્રમાણે હોય છે, ઘણી વહેલી ઉઠે છે અને પોતાના કામકાજમાં મંડી જાય છે. સાંજના ચાર વાગ્યા સુધી એક વહેપારી, એક મજુર અથવા એક કારકુન પેઠે કામ કરે છે, ચાર વાગતાંજ નહાઇ ધોઇ સારો ડ્રેસ કરીને જમે છે અને મહોલ્લાઓના ચોકમાં સહેલીઓ સાથે બેસે છે અને છાબડીવાળાઓ પાસેથી ખાવા પીવાની ચીજો લઇને ખાય છે, અથવા સઘળીઓ મળીને બજારમાં જાય છે અને બજારમાં જે છાબડીવાળાઓ બેઠા હોય છે તેમની પાસેથી ખરીદીને ત્યાંજ ઉભી ઉભી ખાય છે. પછી સહેલગાહે હરેફરે છે. ઘણું કરીને એ સ્ત્રીઓ ખેલ તમાશાનો ઘણો શોખ ધરાવે છે. જ્યાં પણ નાચ હોય ત્યાં એ પહોંચી જાય છે. ઘણી છુટથી નાચ જુએ છે બરમા નાચ પણ ઘણો મજેદાર છે, તેજ અરબી ઢબ ઉપર હોય છે.

બરમા પુરૂષો આખો દીવસ ઘરમાં રહે છે અથવા કાંઇક કામકાજ કરે છે સાંજે મોજ શોખ માટે નિકળે છે. એમના ચહેરા કરમાએલા અને સ્ત્રીઓના ચહેરા ખીલેલા હોય છે હું એક બે બનાવ લખું છું તેથી આપને બરમા સ્ત્રીઓના સ્વભાવનો ખ્યાલ આવશે એમની મહેમાનદારીનો અંદાજો એ ઉપરથી થશે કે એક દીવસ અમે કેટલાક મિત્રો જંગલની તરફ નિકળી પડયા એક ખેતરમાં એક ઝુંપડું દેખાયું, આગળ જવાનો રસ્તો તે તરફથી હતો. જ્યારે ત્યાંથી અમે પસાર થયા તો એક કુતરો ભોંકવા લાગ્યો, અમે તેનાથી બચીને નિકળ્યા, તેવામાં એક ડોસી ઝુંપડામાંથી એમ કહેતી સંભળાઇ "દીકરા જેમ! એઓ આપણા મીજવાન છે, સારા લોકો મીજવાનનો સત્કાર એવી રીતે નથી કરતા! કુતરો ચુપ થઇને ચાલ્યો ગયો. એમની આદીનો પણ એક દાખલો સાંભળો, અમે સર્વે ચાલ્યા જતા હતા. રસ્તામાં એક લાકડાનો પુલ આવ્યો, અમે સઘળા તે ઉપરથી પસાર થતા હતા કે પાછળથી એક બરમીઝ છોકરી લાંબા પગલાં ભરતી આવી લાગી, પણ પુલ પહોળો ન હોવાથી તેણી અમારાથી આગળ નિકળી શકી નહીં. જ્યારે પુલ ઉતરી ચુકયા તો તેણી ઉતાવળી આગળ વધી. સામેથી એક ડોસી આવતી હતી તેણે તેણીને ટોકી, "અલી, એટલી ઉતાવળી કયાં દોડી જાય છે?" તેણીએ જવાબ આપ્યો. આ સઘળાઓ મારા આશક છે અને હું એમની આશક છું તેથી એમની જુદાઇમાં દોડતી ફરૂં છું" ડોસી હસી અને બોલી "હું આવી રીતે રસ્તામાં અજાણ્યાઓ પર આશક થતી ફરશે તો હું તારી ખબર લઇ નાખીશ"

બરમાની નાટક પણ અજબ રીતની હોય છે. હું કેટલીકવાર ત્યાં ગયો હતો. આપણે ત્યાંની પેઠે વર્ગ હોતા નથી માત્ર ચાર આના ફીકટના હોય છે. નાટકશાળાનું મકાન ઘણું વિશાળ છે. પુરૂષ અને સ્ત્રીઓ પોત પોતાનો બીસ્તરો સંગને આવે છે. જે વહેલા આવે તે આગળ અને જે મોડો આવે તે પાછળ બેસે. દરેક શખસ પોત પોતાનો બિસ્તરો પાથરી દે છે અને શ્રીમંત કે ગરીબ સર્વે એક સ્થિતિમાં બેસે છે. નાહના બાળકથી લઇને ઘરડી સ્ત્રીઓ સુધી નાટકમાં આવે છે, ખેલ અગ્યાર વાગે ચાલુ થાય છે અને સર્વે ખેલ જોવામાં લુબ્ધ થઇ જાય છે. જ્યારે જરા આળસ આવે તો બિસ્તરાપર સુઇ જાય છે. સવારના ૭ વાગ્યા સુધી ખેલ થાય છે, બે કલાક ઉંઘ કાઢીને વળી ઉઠી બેસે છે. અમો એક વખત ગયા ત્યારે એક બરમાએ કાંઇ પણ ઓળખ વગર માત્ર અમને અજાણ્યા જાણીને પોતાના ગાલીચાપર જગ્યા આપી જ્યાં તેની છોકરીઓ વગેરે પણ બેઠી હતી. તે સઘળીઓ અમને જોઇને ખુશ થઇ, પુરૂષ અને સ્ત્રીઓ જોડ જોડમાં બેસે છે ગરમી ઘણી હતી, બરફ અને લેમન અને ... આપ્યાં તેમ વારંવાર

સીગાર પણ આપતો હતો, મને આ વિવેક ઘણુંજ ગમ્યું, બીઓ પાસેથી પખા લઇને અમને આપ્યા હતા, માર્ગી બાજુમા એક સુંદરી બેઠી હતી, મેં વિવેકથી પખો આપ્યો, પછી શું હતું. બસ સહેલીઓમાં તાનીક થવા લાગી. એકે બીજીને કહ્યું. બઇ એ મોટી નસીબદાર છે. પખો આપનાર પણ ફાંકડો છે." મતલબ કે એક બીજાની મશ્કરી કરવાને એક વાત હાથ લાગી ગઇ. અમે એ વાતો સમજ્યા નહી. તો પણ અમને આનંદ આનંદ થતો હતો. બીજી વખત નાટકમા ગયા તો એક સુંદર બિછાણું પથરેલું હતુ તે ઉપર જઇ બેઠા બિછાણાનો માલીક આવ્યો તો દુરજ બેસી ગયો અને જ્યાં સુધી અમે બેસી રહ્યા તે આવ્યો નહિ એટલુજ નહી પણ અમને પોતાના મહેમાન સમજી પખો અને સિગરેટ વિગેરે આપી ગયો. વળી એક વખત ગયા તો પ્રેક્ષકોથી આખી નાટકશાળા ચીકાર ભરાએલી હતી, કેટલીક સુંદરીઓની પાસે બેસવાનો અમે ઇરાદો કર્યો તો તેણીઓએ જગા કરી આપી અને તકીયો તથા પંખો આપ્યો. આ રીત ભત હમેશ સાધારણ રીતે ચાલુ છે.

ઘણુ લખવું છે. પણ વખત પુરતો નથી. ઇન્શાઅલ્લાહ ફરી કોઇ વાર !

નિઝામ.

# વિયોગી વિયોગી.

## ગઝલ.

ચતુરા સ્નેહથી બાંધી, લીધો છે ત્હેં મને જીતી,
વિયોગે તારાથી હાવે, જશે શે ! રાત હે ! વીતી
દેખાડી સ્નેહ પ્હેલાનો, વીંધ્યુ છે. ઉર ત્હેં મારૂં;
હવે શાને સતાવે તું, કે દેખું મુખ નહીં ત્હારૂં.
પ્રીયા હરદમ આવે છે, જ્હાં જોવું હું ત્હાં નીરખી;
પ્રતિમા દીસે છે. રૂડી, ન બોલે તું રહે વિમુખી.
શાંણી સતાવે શું ? , નથી આ સ્નેહનો ધારો,
વીયોગે હું બળેલો હું, રીબાવી શું મને મારો.
દયા દીલ લાવ દેવી તું, પુજારો રાત દીન પુજે,
છતાં મારે તું ધા એવો, ન કોયી લેશ તે રૂએ
વદુ શું હું વધુ વ્હાલી, શાણી તું સર્વ સમજુ છું.
કર રાંત આ તનને, હવે સ્નેહેથી ભેટી તું.
કરૂ ચીન્તન સદા તારૂં, મળ્યું મન થાયરી ન્યારૂ,
રટુ રામા રટણ તારૂં, છે લાગે નામ તુજ પ્યારૂં.
ડુબેલો દુ:ખમાં હું છું, નથી તુજ વીણ કો આરો,
ભલે લાગે તુને જો યોગ્ય, ડુબેલાને ઉગારો.

સાંકડીશેરી.
૨૬-૫-૧૫

રાયજી છ. ભટ.




( લેખક—ચંદ્રમણિ જગ્ણોરકર. )

## ગઝલ—કવ્વાલી.

અરે ! બુલબુલ ગયું ક્યાં તું; કીધો તેં વાસ ક્યાં તારો ?
નથી કયાંએ નજર પડતું; શું ? આવો સ્નેહ છે તારો ?
ઘડિ બે ઉપરે બુલબુલ; મઝેથી બોલતું તે તું
પલકમાં ક્યાં ગયું પોચી; ગમ્યું પ્યારા તને એ શું !
દગો દેવો ઘટે આવો; કરીને પ્યારના બુલબુલ !
ખલકમાંહે ખરે ! આતો; અજબ તારો દીઠો મેં રૂલ
જરાતો આંખ હું સામું; મીંઠાં તારાં નયન ખોલી
ગયું ક્યાં હાય ! તું ચાલી; લગાવી ગેબની ગોળી
જડીને સ્નેહની જંજીર; ઘટે શું ! જાવું હે ! બુલબુલ !
જહાં પર તું હતું મારૂં; અરેરે ! ખુશનુમા એક ગુલ.
મધુર અલ્ફાજ શા તારા; જીગરને શાન્તિ શી આપે ?
થનાં તેની મને સ્મૃતિ; મૃદુ મમ કાળજું કાપે
રતિમાં છે અતિ પીડા; રતિ ના માનતો હું જે
થતાં વિજ્ઞાન સમજાયું; મને સો આજ હા! હા! તે
દયા શું આવીના જરીએ; મને મૂકી જતાં બુલબુલ !
થયો હું પ્રેમવશ પોતે; કરી મેં એજ ભારે ભૂલ
ગયું તે હા ! ગયું હાવે, અરેરે !!!! કયાં તને ગોતું
થયું સો ધુળ તું જાતાં; હૃદય મારૂં રહ્યું રોતું
જતાં તું હું પડયો ઝાંખો; ઉડી ગઇ અંગની લાલી
ન કોડી કામનું કોને; પડયું આ પિંજરૂં ખાલી
થયું તે ના થયું હાવે; થવાનું ના નથી પ્યારા
પ્રભુ આપો સદા શાન્તિઃ તને બુલબુલ હે ! મારા.

---

### ભાઈબંધના ગ્રાહકોને સુચના.

ભાઈબંધનો આવતો અંક ઈદના ખાસ અંક તરીકે દળદાર અને સચિત્ર પ્રકટ થશે જે ગ્રાહકોના લવાજમો બાકી છે તેમને તથા જેમના લવાજમો આ માસથી ખલાસ થાય છે તેમને મજકુર અંક વી. પી. થી મોકલવામાં આવશે.

મેનેજર.

# અજબ ખૂન.

લેખક દિવાન.

( ગય પુસ્તકના પૃષ્ટ ૨૦૯ થી ચાલુ. )

## અષ્ટમ પરિચ્છેદ.

છોટાલાલની માતાએ ફરી મને કહ્યું કે "જેણે છોટાલાલની હત્યા કરી છે તે મને માલુમ થઇ ગયું છે. શું તમો મને સહાયતા કરશો ?" મેં ઉત્તર આપ્યો "હું તમને સહાયતા કરવા સર્વ રીતે પ્રસ્તુત છું. પહેલાથી હું હત્યાચારોની શોધમાં છુ; પરન્તુ હમણે સુધી એવું કોઇ સન્ધાન મને નથી મળ્યું જેથી હત્યાચારીનો પત્તો મળે. તમો કહો છો કે જેણે હત્યા કરી છે તે મને માલુમ છે, તેનો પુરો હેવાલ સાંભળવા પછી કહી શકાય કે હત્યાચારીને પકડયો સમજાય છે યા નહિ."

એણેણે કહ્યું "સાંભળો, કાલ રાત્રે મેં જોયું કે છોટાલાલ જીવીત છે. તે હાર લઇ પીતામ્બરની દુકાને ગયો. પીતામ્બર આંખો ફાડી હાર જોવા લાગ્યો. સમજો કોઇ વાઘ શિકાર પર તૈયાર થઇ રહ્યો હોય. પછી તે વાતો કરતા કરતા પીતામ્બરના મકાનના બીજે માજલે ગયા, અને પછી એક ઝરૂખામાં ગયા. તે ઝરૂખામાં ચારે સંગે મરમરના મેજ રાખ્યા હતા. દરેક મેજ પાસે એક એક ખુરસી પણ હતી ઝરૂખા સામે જે એક મેદાન છે. લોખંડની રેલિંગ લાગી રહી હતી. પીતામ્બરે તેમાંની એક ખુરસી પર છોટાલાલને બેસાડયો અને હાર લઇ તેને કહ્યુ કે "તમો અહિં બેસો ! હુ રૂપીઆ હમણે લાવી આપું છું. તેમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો, થોડા વખત પછી છાનોમાનો તે આવી છોટાલાલ પાછળ ઉભો રહયો અને અકસ્માત છોટાલાલની છાતીપર છરી ચલાવી. હું તે જોતાંજ પોકારી ઉઠી અને તેથી મારી નિંદ્રા છુટી ગઇ. મારૂ દીલ ધડકવા લાગ્યુ અને પછી ઉંઘ આવી નહિ. પ્રાતઃકાલ થતાંજ હું તમારી પાસે આવી છું. તમો થાણાપર જઇને કહો કે પોલીસ પીતામ્બરને કેદ કરે, હું સ્ત્રી છું, પોલીસમાં જવામાં ડરૂં છુ, પણ સાવધાન, રસિકાન્તને માલુમ ના થઇ જાય. નહિતો તે તેને કહી દેશે અને તેથી પીતામ્બર નાસી જશે.

મેં આ કહાણી સાંભળી ઘણી કઠિનતાથી હસવું રોકી રાખ્યું આ ગાંડીને કેમ કરી સમજાઉ ? ધીરેથી બોલ્યો "આતો આપના સ્વપ્નાની વાત છે. પોલીસ તેના ઉપર વિશ્વાસ રાખી શકતી નથી."

તેણે જવાબ આપ્યો "સ્વપ્ન છે તો શું ? તે સ્વપ્ન કદી જુઠું હોય નહી. ઇશ્વરેજ આવી રીતે મારા દીકરાની હત્યાની હકીકત પૂરી રીતે જણાવી છે. શું ઇશ્વર મનુષ્યોને વિશ્વાસઘાત કરે છે ?"

મેં કહ્યુ "તમારી હકીકતથી પીતામ્બરે છોટાલાલની છાતીપર પાછળથી છરી ચલાવી, તે કેવા પ્રકારે સંભવીત થય ? પાછળથી કોઇ છાતીપર છરી ચલાવી શકતું નથી. તેવા અતિરિક્ત છોટાલાલની દેહપર છરીના ઘાવું કંઇ ચિન્હ પણ ન્હોતું નહિં નહિં, હું પોલીસને તમારી આ હકીકત નથી કહી શકતો. તેવું કરવાથી તે મને ગાંડો કહેશે."

મારી આ વાતથી તે રમણી કંઇ વખત સુધી ચુપ રહી. પછી તેણે કહ્યું ઠીક, એક કામ આપ કરી શકો છો. આપ પીતામ્બરને ત્યાં

જઇ કોઇ પ્રકાર તેના ઝરૂખાને જોઇ આવો ! યદિ તે ઝરૂખો મ્હારા, સ્વપ્ના અનુરૂપ હોય તો મારૂં સ્વપ્નું અવશ્ય સત્ય છે. નહિતો હું સમજીશ કે પીતામ્બર હત્યાચારી નથી બીજો કોઇ હશે."

મેં તે વાત સ્વીકારી લીધી અને છોટાલાલની માતાને વિદાય કરી પીતામ્બરને મળવા આવ્યો.

## નવમ પરિચ્છેદ.

પીતામ્બરના મકાને પહોંચતાંજ તેણે ઘણો આદર સત્કાર કર્યો અને બેસવા આસન આપ્યું આમ તેમની વાતો પછી છોટાલાલના ખુન વિષેની હકીકત નીકળી. મેં કહ્યું "છોટાલાલની હત્યાથી કોઇને હાની થઇ યા નહિ પણ તેની માતાની દશા તો બહુ દુઃખમય થઇ ગઇ છે."

પીતામ્બરે પુછયું "કેમ ?" તેથી મેં તેઓની દુર્દશાનો કંઇ હાલ કહી સંભળાવ્યો અને બોલ્યો "અહિં ઘણી ગરમી થઇ રહી છે ચાલો બ્હાર બેસીએ."

પીતામ્બરે જવાબ આપ્યો "બ્હાર કેમ ? આવો ઉપર ઝરૂખામાં જઇએ, તે સ્થાન હવા માટે બહુ સારૂં છે." એમ કહીને ઉપર આવ્યો હું પણ તેની પાછળ પાછળ આવ્યો. ઝરૂખામાં જતાંજ મેં જે દૃશ્ય જોયું તેથી મને ઘણું આશ્ચર્ય થયું ઝરૂખો તેવોજ હતો, જેવો છોટાલાલની છોટાલાલની માતાએ સ્વપ્નમાં જોયો હતો, હું હજી નવાઇ પામ્યો ? શું, સ્વપ્નની વાતો પણ સત્ય હોય છે ? એક ગોળ મેજ પાસે જઇ પીતામ્બરે મને એક ખુરસી પર બેસાડયો અને પોતે બીજી ખુરસી પર બેઠો અને કહેવા લાગ્યો" છોટાલાલની માતાની દુર્દશા પર હું ઘણો દુઃખી થયો, પરન્તુ જે ભાગ્યમાં છે. તેનાથી કોણ બચી શકે છે!" મેં કહ્યું આપ જે કહો છો તે સત્ય છે. પણ તેવી દશામાં તેની સહાયતા કરવી આપનું કર્તવ્ય છે." આ વાત પર પીતામ્બર ચીડાઇ ગયો. અને બોલ્યો "મને શી જરૂર પડી છે કે તેને સહાયતા કરૂં ?"

મેં ધીરેથી કહ્યું "આપ વિચારો કે આપનું કામ કરતાં છોટાલાલનું જીવન નષ્ટ થયું. યદી તે આપને માટે હાર ના લાવત તો તેની હત્યા થાત નહિ. અને તે હારનું મુલ્ય આપવા માટે તેની માતાને ભીખ માગવી પડે છે. આપને ઉચિત છે કે તે હારનું અડધું મુલ્ય તે દુઃખીણી અબળાને આપી દે.

પીતામ્બર ઘણો કોપીત થઇ બોલ્યો 'તેવું કદી પણ થઇ શકનું નથી. આપ આ શું કહો છો ! મેં જે પ્રથમ ૧૦૦૦ રૂપીઆ છોટાલાલને આપ્યા હતા તે ભુલી ગયા મારી એ ખોટને કોણ પુરી કરશે ? છોટાલાલની માતાએ હારવાળાને તેનું મુલ્ય આપી દીધું, તેણે તેમ પણ કરવું જોઇતું હતું. કે મારા રૂપીયા પણ આપી દેવા હતા. પરન્તુ દયાવશ થઇ રૂપીઆનો દાવો કર્યો નહિ તેમ છતાં આપ મને મારૂં કર્તવ્ય શીખવવા આવ્યા છો ?

આ વાણીથી મારૂં મન એટલું દુખિત થયું કે તેને તેજ ઠેકાણે મેથી પાક જમાડું પણ હું મારા હાથને દમન કરી બોલ્યા 'આપ ધનવાન છો. પણ તે નાંઇ—"

"બસ હું કંઇ સાંભળવા ચ્હાતો નથી. હું ધનવાન છુ તો શું કોઇને મારા ધન પર અધિકાર છે ?" આમ કહી તે ઉભો થયો હું જે અભિપ્રાયથી આવ્યો હતો, તે પૂરો થઇ ગયો હતો તેથી હું આ લક્ષ્ય વેધ કરવા બધા સરક્યો.

પીતામ્બરની રજા માગી, જ્યારે ચલવા લાગ્યો તો ઝરૂખા સામે એક વૃક્ષ પર દ્રષ્ટિ પડવાથી મારૂં હૃદય કંપી ઉઠયું; તે વૃક્ષ બાવળનું હતું!!!!

## દશમઃ પરિચ્છેદ.

અત્યાર સુધી આ બન્ધુ પરમાનન્દની જે હકીકત આપે વાંચી છે. તેથી આપ મારા નામથી સારી રીતે પરિચિત થઇ ગયા હશે કેમકે હું તેજ અમાગોઓ દરયોકાન છું જે

મુર્ખતાથી છોટાલાલ પરલોક સીધાવ્યો જે દુરાચારી કુટિલ પંડિતથી છોટાલાલ ની જીવનીય હત્યા થઇ હતી તેના જાનમાં હુ પણ ફેરવાયો હતો. પરંતુ ઇશ્વરની દયાથી અને પરમાનન્દની તીક્ષ્ણ બુદ્ધિ તથા અપુર્વ દક્ષતાથી મને અકાળ મૃત્યુનો ભય ન્હોતો આ ઘટનાની સંપુર્ણ હકીકત પરમાનન્દને વિદિત નથી, જેથી મેં લેખીની ઉઠાવી.

પુર્વ પરિચ્છેદમાં વર્ણિત ઘટનાના કંઇ કાળ પશ્ચાત પીતામ્બર પુનઃ મારા ચિકિત્સા નિવાસમાં ચિકિત્સાને લીધે આવ્યો આ કંઇ નવી વાત નહોતી કેમકે પીતામ્બરને એવો રોગ હતો કે સદા માટે દુર થવો અસંભવ હતો. કદિ તો પીતામ્બર સુસ્ત રહેતો. અને કદિ તે રોગથી ગ્રસિત થઇ જતો તો કંઇ કાળ સુધી મારા આશ્રમમાં રહેતો

પીતામ્બરના આવવાના બે દીવસ પછી યમુનાબાઇ આવી જેનો ઉલ્લેખ આવિષ્કરણના દ્વિતીય પરિચ્છેદમાં થઇ ચુક્યો છે. બન્ને રોગના કારણે આવ્યા હતા પરન્તુ મેં તેમનામાં રોગનું વિશેષ લક્ષણ ના જોયું. અને તેના અતિરિક્ત મેં તે પણ જોયું કે તે સ્ત્રી અને પુરૂષ બહુધા એક સાથે કોઇ વિષય પર એકાન્તમાં વાતચીત કર્યા કરે છે. તેમાં કોઇ હાનીની વાત તો હતી નહિ, કારણ કે હું તે બન્નેને કંઇ દીવસોથી જાણું છું, પણ તેથી આ બન્નેની નિન્દા થવાનો ડર હતો આના પહેલાં જ્યારે તે આવ્યા હતા ત્યારે પણ એકાન્તમાં વાત ચીત કર્યા કરતાં તે સમય તેમની સાથે છોટાલાલ પણ રહ્યા કરતો હતો. પરમાનન્દને આ ઠીક લાગતું ન્હોતું અને મને કંઇ વખત પીતામ્બર વિષે કહી પણ સંભળાવ્યું હતું. છોટાલાલના મૃત્યુથી મારા મનનો તેના પર વિશેષ સન્દેહ પણ છે. યદ્યાપિ મને દ્રઢ વિશ્વાસ છે કે પીતામ્બર નિરપરાધી છે અને પરમાનંદનો વિચાર અનુચિત છે," પછી મેં એવું વિચાર્યું કે યદી તે સમય પીતામ્બર સાથે છોટાલાલની વાતચીત ન થાત તો છોટાલાલને અકાલમાં કાલનો ગ્રાસ થવું પડત નહિ. તે માટે મને આ વખતે તેમની એકાન્તમાં વાતચીત ઠીક લાગી નહિ.

અપૂર્ણ

## તવારીખી તથા નસીહતી અને રસીક ઇસ્લામી કીતાબો.

### ઠે૦—તુરેઇમાન ઓફીસ—ભાવનગર—કાઠીયાવાડ.

**શાહેઝાદી અબ્બાસા—સુનેરી નામ, પેજ ૪૫૪. રૂ. ૧।** બગદાદ, હારૂનનો દરબાર, ખુબીહા, જઅફર, અબ્બાસા, નજુમીનું નાહક ખુન, હારૂનનો અપરંપ ઇશરતને જલસો, જઅફરના અબ્બાસા સાથે નામના નીકાહ, અબ્બાસાને બે પુત્રનો જન્મ, એક ઘણીજ વીચીત્ર અને અજાયેબીઓ ભરેલી બેશુમાર ફાયદાવાળી હીકાયત, ગનસર દવાનકીનો વીચીત્ર હેરત ભરેલો અહવાલ, અબ્બાસાએ બન્ને પુત્રોને છુપાવીને મક્કે મોકલવા અબ્બાસા અને જઅફરનું ભોપાળું જઅફર, અબ્બાસા અને તેના છોકરાને હારૂને કતલ કરાવાનો ગમખાર અહવાલ, જઅફરના બાપ ભાઇ વી૦ ઉપર સખ્ત ઝુલમ કરવો, હારૂન રશીદની છેલ્લી સ્થિતિ અને મરણનો અહવાલ વી૦ ઘણી બાબતો.

**કુલસુમનું કીસ્મત—સોનેરી નામ, પેજ ૪૯૨, રૂ ૨॥** વાંચનારનું દીલ ભરાઇ આવી ચોધાર આંસુ વહે છે, તેમજ હસવું પણ આવે છે. પકવાનની ઘણી ચીજોની પુરી રીત, ભરતકામ, નાની નાની બીમારી તાવ, મરડો, માથાનો દુખાવો, આંખ, દાંત, દાઢનો દુખાવો વી૦ વી૦ ની દેશી વઇસા બે પઇસાની દવાઓ; કુરઆને શરીફ વીગેરે પઢવા પડાવવામાં ઘણી અજાયબ બાબતો, એ બાઇ ઉપર પડેલ અજબ દુઃખ, મળેલું આશ્ચર્યકારક સુખ, ઓરતોમાં કરેલો સુધારો, તેના નાનાની બાદશાહી સખાવતો, નમાઝ, રોઝા, પડદો, વીવેક, ઉડાઉ ખરચથી બચાવ વી૦.

**તોહફતુલ મોઅમેનાત—સોનેરીનામ, પેજ ૨૦૦ રૂ. ૧** જ૦ ફાતેમા અ૦ ના નુર તથા જન્મથી વફાત સુધીનો, આપની વાલેદાની તથા આપની શાદીનો અહવાલ, આપના નામ તેના માયના આપની ફઝીલત મુસીબત શહાદત આપની આદત, સહીફો, ફરમાન વી૦

**અહવાલુન્નીસા—મ્હોટા પેજ ૨૦૦, રૂ. ૧.** દીકરીઓને પરહેઝગાર, સવહરની ફરમાંબરદાર બનાવવાની કીતાબ, ૫ કદામન સોનારણ ચોરનું ભોપાળું ઉઘાડનાર ઓરત, ગુલામની ઓરત બાદશાહથી ન લલચાતાં તેને શરમી દો કર્યો જાનના જોખમે પરહેઝગારી વાળ કપાવી. શવહરનું પેટ ભર્યું; આંધળી બહેરી અને હાથ પગ વીનાની છતા તમામ અવયવ વી૦ વી૦

**મીસંઘીટનું ઇસ્લામ-સોનેરી નામ, પેજ ૧૭૪, રૂ૦॥.** ઇંગ્રેજના એક છોકરીએ પોતાની હુશીઆરીથી ઇસલામની સચ્ચાઇની શોધ કરી કે ઘણા સવાલ જવાબ કર્યા પછી પોતે મુસલમાન થઇ ઇસલામની તવરેત અને ઇન્જીલથી સંપુર્ણ સાબેતી, યહુદી તથા ખ્રીસ્તીની નમાઝ, તવહીદ, પુનર્જન્મ નહીં હોવાની સાબેતી વલ્ક (ઇલ્હામની જરૂરત અને સાબેતી, પરદાની ખુબીઓ વી૦.

**ફાલ જોવાની દાનયાલ નબીની કીતાબ, રૂ ૧॥.** ભુત અને ભવીષ્ય વીગેરેની ઘણી બાબતો, નજુમ, ફાલ, જ્યોતીષ વી૦ મોટા ખર્ચે તરજુમો કરીને છપાવી છે.

| | | |
|---|---|---|
| **કુરઆને શરીફની મ્હોટી તફસીર,** ત્રણ ભાગમાં ... | ... ... | રૂ ૨૦ |
| કુરઆને શરીફ અરબી ગુજરાતી, ગુજરાતી તરજુમા સાથે | ... ... | રૂ ૧૦ |
| અમુલ્ય તાવીઝ હરણનું ચામડું કસ્તુરીથી લખેલું ... | ... ... | રૂ ૨॥ |
| **ખુશાબુએ બેહીશ્ત** ૫૦ મજલીસ ગુજરાતી ભાષા ... | ... ... | રૂ ૨॥ |
| **કુરઆને શરીફ** ખુબસુરત લાકીટમાં દુરબીન સાથે... | ... ... | રૂ ૨ |
| **રાહેનજાત** ૨૩ વરસથી પ્રગટ થતું માસીક વરસે ... | ... ... | રૂ ૨ |
| તોહફતુસ્સાએમીન રમઝાનના અઅમાલ નીશ વાએઝ | ... ... | રૂ ૨ |
| **મુખતારનામું,** કરબલાના ખુનીઓની કતલ, પેજ ૩૫૦ | ... ... | રૂ ૨ |
| કસસુલ અંબીયા, નબીયોનો અહવાલ પેજ ૨૧૮ ... | ... ... | રૂ ૧॥ |
| **અમ્માનો પારો** અરબી ગુજરાતી, તરજુમા સહીત... | ... ... | રૂ ૧॥ |
| ગેઆગાજુરસઆદત નફસની બીમારીઓનો ઇલાજ ... | ... ... | રૂ ૧। |
| **યાસીનવી૦** અરબી ગુજરાતી ૭ સુરા ગુજરાતી તરજુમો | ... ... | રૂ ૦॥ |
| દુરરેબેબહા ૧૨ ઇમામો અ૦ વી૦ નો અહવાલ ... | ... ... | રૂ ૧। |
| **નહજુલ બલાગાહ** ૯૦ અલી અ૦ ના ખુતબા કલામ | ... ... | રૂ ૧। |
| હદીકએ શીઆહ, શીઆ મઝહબની સાબેતી વી૦ ... | ... ... | રૂ ૧ |
| **ઝાદુલ આખેરત** દસ મજલીસ ઉરદુભાષા મોટા હરફ | ... ... | રૂ ૧ |
| મોઅજઝાતે મુરતઝવી ઉમદા ૫૦ મોઅજઝાની ... | ... ... | રૂ ૧ |
| **ખુદાની માઅરેફતની દલીલો** તેની વીચીત્ર કારીગરીયો | ... ... | રૂ ૧ |

અકીક ફીરોઝાની વીંટીયો છેડા મરન વી૦ પણ છે.

☞ અરધો આનો મોકલી ૭૫ કીતાબોનું મોટું લીસ્ટ મંગાવો.

# ફ્રેન્ડ ઑફ લાઇફ.

જેમ અમારી બીજી દવાઓની ચારદાંગ આલમમાં ધુમ મચી ગઇ છે તેમ હાલમાં અમોએ " ફ્રેન્ડ ઑફ લાઇફ " નામની શક્તિ અર્પણ કરનારી દવા બહાર પાડી માણસોની જીંદગી ઉપર મોટો ઉપકાર કીધો છે. આ દવાની શોધ ખોળ પાછળ દશ વરસ જેટલી લાંબી મુદતનો તેમજ નાણાંની મોટી રકમોનો ભોગ આપેલો છે.

આ દવાના સેવનથી ધાતુનો બગાડ, નપુશક પણું એટલે સંસાર સુખ ભોગવવાની અશક્તિ, શરીરના અવયવોમાં કમ તાકાતપણું, કુટેવથીજ્ઞનસો તથા વિર્યની થયેલી નબળાઇ, લોહીનું બગડવું, ભેજાનું ખાલી પડી જવું, અતિ સ્ત્રી સંગથી ગએલી તાકાત, ધાતુના અતિ બીગાડથી થએલી નબળાઇ, ગયેલી યાદ શકિત સ્વપ્નમાં વીર્યપાત થવો જ્ઞાન તંતુઓની નબળાઇ, કમરનો દુખાવો, પગની કળતર, તથા એકંદરે ટીંઇ માણસની ગમે તે કારણથી ગયેલી શકતીને આ દવા પાછી કુદરતી સ્વરૂપમાં લાવી આપે છે અને માણસને પહેલવાન માફક બનાવી આપે છે. વધારે લખાણ કરવા જરૂર નથી ગોળી ૬૦ની ડબી ૧ ની કીમત રૂ. ૧૦ દશ.

આ સિવાય અમારા મોહમેદન દવાખાનામાં દરેક બીમારોને લાગની દવાઓ હંમેશાં તાજીજ તૈયાર મળે છે. બહારગામના ઓરડરો વી. પી થી પણ સ્વીકારવામાં આવે છે દરેક પ્રકારની સલાહ મફત મોકલવામાં આવે છે, આફ્રિકાના ગ્રાહકોએ નાણાં અગાઉથીજ મોકલવા, દવા વાપરવાની રીત દવા સાથેજ મોકલવામાં આવે છે.

હકીમ ગુલામ-મહમદ
ઈલાહી બક્ષ-અમરેલી.
( કાઠીઆવાડ )

# ઇદ નજદીક આવે છે!

## દોસ્ત આશ્નાઓને તોહફો શું આપશો?

તે માટે અમો આપને એક નાદાર સલાહ આપીએ છીએ અપટુડેટ અતિ સુંદર ભેટ આપવા લાયક ભાઇબંધ–નવરંગ માસિક પત્રનો ખાસ ઇદ નંબર મોટી તૈયારીથી છાપવાનું કામ ચાલુ થઇ ચુક્યું છે. તેમાં શું જોશો?

આસમાનમાં ચાંદ ઉપર મસ્ત ઉડતી હંસમુખી "ઇદપરી" અને તે પાનું ઓછા બાદ અંદરની બાજુ બીજા સંખ્યાબંધ સુંદર જોવા લાયક પિકચરો, વાંચવા લાયક નિબંધો અને પેટ પકડીને હસાવે એવા રમુજી ટુચકાઓ તથા બે ઘડી ગરક થઇ જાઓ એવી મનહર વાર્તાઓ. તાકીદે નામ નોંધાવો છુટક અંકની કીંમત ૬ આના ચાર અંક સામટા ખરીદનારને વધુ એ અંક તદન મફત આપીશું પોષ્ટેજ જુદું.

સુચના—ઉપલો લાભ તા. ૩૦ જુલાઇ ૧૯૧૫ સુધીમાં નામ નોંધાવનારનેજ મળશે.

## વાર્ષિક ગ્રાહકને ખાસ લાભ.

ભાઇબંધ–નવરંગ એક અતિ ઉપયોગી, રમુજી, બોધ દાયક અને સસ્તું માસિક ચોપાનિયું હોવા છતાં તેનું લવાજમ ટપાલ સાથે માત્ર રૂા. ૧।।। છે.

જેઓ અમારા ચાલુ ગ્રાહક છે તેમને તથા જેઓ જુન ૧૯૧૫ આખર સુધીમાં એક વર્ષના ગ્રાહક થશે તેમને ઇદના ખાસ અંકની એકને બદલે બે કોપીઓ આપવામાં આવશે. જે તેઓને પોતાના મિત્રોને ભેટ આપવા માટે એક સુંદર સાધન થઇ પડશે—

આ એકજ માસિક છે કે જે દરસાલ ત્રણ ત્રણ ખાસ મોટા અંકો કાઢે છે. એક અંગ્રેજી નવા વર્ષનો, બીજો ઇદનો અને ત્રીજો દીવાળીનો—

ઇદ નંબરના અગાઉથી પૈસા આપનારને એક વધુ પ્રાપ્તી બગદાદ શરીફવાળા પીર સઇયદ અબ્દુલ કાદર જીલાની... — [illegible] — ... ઇબ્રાહીમ સાહેબની હાથી ઉપરની સ્વારી નો દબદબા ભર્યો દેખાવ રજુ કરનારો ફ્રેમમાં બેસાડવા લાયક સુંદર અને મુબારક ફોટો ભેટ મોકલવામાં આવશે. સિલકમાં હશે ત્યાં સુધીજ મળશે.

નિચેના સિરનામે તાકીદે લખો,

**મેનેજર ભાઇબંધ—વડોદરા.**

તા. ક. અમારા ચાલુ ગ્રાહકોને ઇદ નંબરની વધુ કોપીઓ જોઇતી હશે તો પાંચ આનાની કીમતે આપીશું પણ તે માટે જુન ૧૯૧૫ ના તા. ૩૦ મી સુધીમાં નામ નોંધાવી લેવા—

# મે, ગ્રાહકો અને વાંચકો પ્રત્યે,

મુરબ્બી ગ્રહસ્થો.

ખુદાવંદે કરીમ આપણુ સર્વેને ઇદની ખુશાલી મુબારક કરે. નેક હિદાયત આપે અને રોજી રોજગારમાં બરકત આપે. વળી લાખો માણસોનો જીવ લેણુ હાલમાં ચાલતા યુરોપી યુધ્ધનો જલદીથી અંત આવી આપણી ન્યાયી સરકારની ફતેહ થાય એવી દુવા ગુજારીશું.—

આ અંક.

એક વરસમાં ત્રણુ ત્રણુ ખાસ અંકો આપવા એ કેટલે દરજે સાહસ ગણાય તે એ કામ કરનારાઓજ સમજી શકે છે. ચિત્રોનુ કામ ઘણું ખરચાલુ હોય છે પણુ તે ખરચવા માટે અમારા વધતા જતા ગ્રાહકો અને જાહેર ખબરો છપાવનારા ગ્રહસ્થો અમને તેનો બદલો વાળીજ આપશે એવી અમને ખાત્રી છે,—

ગ્રાહકોને ઉપરાઉપરી અંકો આપવા અને વળી વરસમાં ત્રણુ ત્રણુ ખાસ અંકો કાઢવા એ અમારી પહેલ વહેલી યોજનાને "વિચિત્ર સાહસ" ની ઉપમા કેટલાક અધિપતિ બધુઓએ અમને રૂબરૂમાં આપી. અમને આશા છે કે તે પ્રમણે યોગ્ય રીત્યુ પણુ રીત પોતાના પત્રોમા લઇ અમને આભારી કરશે—યુરોપના મહાન યુધ્ધની અસર આખી દુનિયા ઉપર થઇ છે તો ભ ઇર્મ ધંધાંઇ તેમાથી બચી શકે નહિજ આ અંકના કાગળો હલકા છે પણુ તે પ્રથમના સારા ઉંચા કાગળો કરતાં પણુ મોંઘા પડ્યા છે તો આવા કાગળો નાપસંદ રવા માટે ગ્રાહકો અમને માફી આપશે એવી આશા છે

અમારો હેતુ અને આ અંકના કેટલાક લેખો.

અમારો હેતુ આપણા બધુઓમા નિતી અને હિન્દી કોમો વચ્ચે સંપ વધારવાનો છે અને તેથી ઘણા બારીક પ્રસંગોમાંથી પસાર થઇ આ માસિકને સાર્વજનિક તરીકે લોકપ્રિય બનાવવમાં પરમેશ્વરે અમને ટકાવી રાખ્યા છે તે માટે અમે તેનો ઉપકાર માનીએ છીએ. સર્વને ખુશ રાખવા એ બહુજ મુશ્કેલ કામ છે તે હરકોઇ સમજી શકે છે,—

પરસપર સંપ ત્યારે વધે કે એક બીજાના સિદ્ધાંતો અને તેની ખુબીઓ જાણવામાં આવે ત્યારેજ તેથી આ અંક ઇદનો ખાસ અંક હોવાથી અને "૯૬" એ મુસલમાનોનો મોટામાં મોટો તહેવાર હોવાથી એ તકનો લાભ લઇ આ અંકમાં અમે જે લેખો લીધા છે તે ઘણે ભાગે ઇસ્લામી પક્ષના જણાય છે પણુ તે એવી રીતે લીધા છે કે જેથી કોઇની લાગણી દુખાવાનો સંભવ નથી તેમ છતાં અમને ધાસ્તી છે કે અમારા કેટલાક હિન્દુ ગ્રાહકો "આતો મુસલમાનોના ખપનુ છે" કરી પડતુ મુકે નહિ પણુ દરેક સારી વાત પછી તે ગમે તે ધર્મની હોય તેથી વાકેફ થવું એ લાભ રહિત નથી તે સામે આ અંકમાં સર સૈયદનો ધર્માધતાનો લેખ ખસ લક્ષ આપવા જેવો છે. જેમ આ તકે અમે હિંદુ બધુઓને સબોધીએ છીએ તેમ દિવાળી પ્રસંગે નિકળતા બધુ ધના ખાસ અંક પ્રત્યે અમારા મુસલમાન ભાઇઓ એ પણુ એવીજ ઉદારવૃતિથી કામ લેવુ એવી અમે ભલામણુ કરીશું.

વળી આ અંકમાં અમે એક ઉર્દુ ભાષા અને ગુજરાતી અક્ષરોમાં "નેપોલીયન બોનાપાર્ટ" ની વાર્તા ચાલુ કીધી છે અમે જોઇએ છીએ કે ઉર્દુ ભાષા દિન પ્રતિદીન ઘણી ફેલાતી જાય છે અને તે તરફ લોકોની પ્રિતિ વધતી જાય છે ગુજરાતમાં સારી સારી પારસી માલકીની નાટક કપનીઓ ઉર્દુ ખેલો કરવામાંજ મોટો લાભ જુવે છે હાલ કેટલીક હિંદુ માલકીની નાટકો પણુ ઉર્દુ ખેલો કરવા લાગી છે, વળી ઉર્દુ ભાષાને ગુજરાતી હરફોમાં ઘણી વાર્તાઓ વિગેરે છપાય છે અને તેનો જબરો ઉપાડ થાય છે.

પણ અમને તેમાં એટલી ખોટ જણાય છે કે ઉર્દુ બોલનારા પરંતુ ઉર્દુ ચારે નહીં જાણનારા લોકો તેની ચોપડીઓ લઇ વાંચે છે જેથી કેટલાક ઉર્દુમાં આવતા ફારસી અરબી શબ્દોની જોડણી અને ઉચ્ચાર જેમ તે ચોપડીમાં સ્પષ્ટ હોતું નથી તેમ વાંચનારાઓ એકાદ શબ્દનો અર્થ નહિં સમજતાં આખા વાક્યનો મતલબ પામી શકતા નથી અમે આ ઉર્દુ વારતામાં જોડણી ઉપર ખાસ લક્ષ રાખ્યું છે. જેથી ઉચ્ચાર પણ બરાબર થઇ શકશે અને ફુટનોટમાં કેટલાક અઘરા શબ્દોના અર્થ પણ આપ્યા છે જેથી એ વાર્તા ઉર્દુપરથી ગુજરાતી ભાષાંતર કરનારાઓને પણ એક શબ્દકેષનું કામ આપશે.

મજકુર વાર્તાને છેડે બાકી દાદર એમ છપાયું છે તે શબ્દ પ્રુફરીડરની ભુલથી ખોટો છપાયો છે. ખરો શબ્દ બાકી દાદ એટલે સાધન છે એવો છે.

એવીજ રીતે "હિમતે મરદા ॥" નામની ઉર્દુ નઝમ માટે પણ સમજવું તે નઝમના પાનાઓના મથાળા પર છાપેલા ફીગરો અને "શ્રીમંતાઇનો સરલ માર્ગ" એ વાક્ય ભુલથી છપાયું છે તે ખોટું સમજવું. એ પાનાઓના આંકડા ૩૨૫ થી ૩૩૨ સમજવા વિનંતિ છે.

## શ્રીમંતાઇનો સરળ માર્ગ.

આ અંકના છેવટના ભાગમાં "શ્રીમંતાઇનો સરળ માર્ગ અને જાહેરાતનો ભંડાર" એ નામના પુસ્તકના ૩૪ પ્રુષ્ટ જોડ્યાં છે. એ એક ઘણું મોટું પુસ્તક છે જેનું વાંચન હિંદના આળસુ ભાઇઓને ઘણું લભ કારક નિવડે તેમ હેવાથી તે છપાવવામાં આવે છે એ પુસ્તક કેટલું ઉપયોગી છે તેની પ્રતને ખાત્રી થવાના હેતુથી તેના ૩૪ પ્રુષ્ટ આ અંક સાથે પ્રસિધ્ધ કરવામાં આવ્યાં છે જોકે પુસ્તક અપુર્ણ છે તો પણ તેના વાંચનમાંથી કેટલાક સંપુર્ણ દાખલા અને બોધ મળે તેમ છે આ પુસ્તકની પાંચ હજાર કોપીઓ છાપવામાં આવે છે અને એ પુસ્તકના દરેક પ્રુષ્ટના નિચેના અડધા ભાગમાં ધંધાદારીઓની જાહેર ખબરો છાપવામાં આવે છે. જેનાં માત્ર રૂ. ૫) રાખ્યા છે પણ જેઓ ભાઇબંધ માસિકમાં એકાદમાં ઓછી એક વરસ માટે પોતાની જાહેરાત છપાવે છે તેમની જાહેરાત મજકુર પુસ્તકમાં તદન મફત દાખલ કરવામાં આવે છે.

અધિપતિ.

---

## અભિપ્રાય.

### કાર્મનિયા ઓઇલ.

મુંબાઇ જુમા મસજીદમાં આવેલી ધી એંગલો ઇન્ડીયન ડ્રગ્ઍંડ કેમીકલ કંપની તરફથી બનાવવામાં આવતું ઉપલા નામનું માથામાં નાખવાનું તેલ દિન પ્રતિદિન વધુ અને વધુ પ્રસિધ્ધ તેમજ લોક પ્રિય થતું જાય છે તેનું કારણ તેની ઉત્તમતા મધુરતા અને ગુણ કારક હોવું છે! અમને તે મળતાં તે ઘણું ઉત્તમ અને તેની જાહેરખબરોમાં લખવામાં આવે છે તેવા ગુણ ધરાવતું માલમ પડ્યું છે.

એડીટર.

---

# ચિત્ર પરિચય.

## મે. રાજ્ય રત્નશેઠ મુલ્લાં મહમદઅલી શેખ શરફઅલી સાહેબ હરરવાળા.

### સિદ્ધપુર

મજકુર ગુઝરગ ગ્રહસ્થના ફોટાથી અમારો આ અંક શોભાયમાન થયો હોવાથી અમોને ઘણોજ આનંદ થાય છે મજકુર ગૃહસ્થ કોમ પરકોમ વતન અને રાજ્ય તથા દેશ અને પરદેશમાં મોટું માન ધરાવે છે. મજકુર ગ્રહસ્થનું મુબારક જન્મ સંવત ૧૯૨૦ માં થયું હતું જેથી હાલ તેમની વય ૫૧ વરસની છે. એમનું જન્મ એક સાધારણ સ્થીતિમાં થયું હતું પણ એવણ આપ બળથી અને જાતિ બાહોશીથી આજે લક્ષાધિપતિ થયા છે એબિસીનિયાગાં એમણે પ્રથમ વેપાર ચાલુ કર્યો ત્યારે એમનું કામ ચર પાંચ માણસોથી ચાલતું પણ અજે તેમને ત્યાં લગભગ અઢીસો માણસોનું પોષણ થાય છે. કેટલાક લોકો દુન્યા પ્રાપ્ત કરવા પાછળ એવા મંડી જાય છે કે તેમની આગળ બિજા કશા ની હસ્તીજ હોતી નથી પણ આ નર રત્ને મોટો વેપાર ચલાવ્યા છતાં એબીસીનિયાના રાજ દરબારમાં મોટું માન પ્રાપ્ત કરવા છતાં એવન દેશ અને માણસ જાત તરફની પોતાની ફરજ ને ભૂલ્યા નથી પણ તે બજાવવામાં પુરા ઉતર્યાં છે. એમની મહાન સેવાઓની કદર પિછાણી એબીસીનીયા સુલતાને એમને ત્રણ ચાર કીમતી ચાંદ અને ઉંચી પંક્તીના ખેતાબો આપ્યા છે. જેમ તેઓએ ત્યાં એટલું મોટું માન મેળવ્યું છે તેમ પોતાની કોમમાં મુલ્લાની પદવી અને વતનમાં ગાયકવાડ સરકાર તરફથી રાજ્ય રત્નનો ખેતાબ અને ચાંદ મેળવ્યો છે. એમને જ્યારે વડોદરા સરકાર તરફથી રાજ્ય રત્નનો ખેતાબ મળ્યો તે પ્રસગે એક રમુજી અને બમણી ખુશાલી ઉપજાવનારો બનાવ એવો બન્યો હતો કે એમને રાજ્ય રત્નનો ખેતાબ મળ્યો તે બાબે લાગતા વળગતા ઓ તરફથી મુબારકબાદીના પૂષ્કળ તારો આવ્યા હતા જે સઘળા તે દીવસે વાંચવા એ પણ અશક્ય હતું સઘળા તારો આ રાજ્ય રત્નના ખેતાબની મુબારકબાદીનાજ હશે એમ જાણી તે બાજુએ મુકાયાં પણ ચારેક દીવસ પછી ફુરસદે તે તારો તપાસતાં તેમાંથી એક એબીસીનીયાનો તાર એવો પ્રાપ્ત થયો કે જેમાં એબીસીનીયા તરફથી પણ તેજ દીવસે મળેલા એક નવા અને ઉંચા ખીતાબની ખુશ ખબર હતી. એવન પુષ્કળ છુપી સખાવતો કરે છે. અને જાહેર સેવામાં પણ પાછી પાની કરતા નથી સિધપુરમાં સ્ટેશનની સામેજ " મહમદ અલી ટાવર " એમની ઉદારતાના સ્થભ તરીકે જોવામાં આવે છે. એબીસીનીયામાં પોતાની કોમ માટે મસજીદ બાંધવાને ૧૦-૧૨ હજાર ડોલરની કીંમતની એક જમીન એવને આપી છે એટલુંજ નહિ પણ તે ઉપર મસજીદ બાંધી આપવાની પણ એમની ખહેશ છે. એવણ અંગ્રેજીમાં પણ માહવગથી સારૂં કામ કાજ કરી શકે છે. કેળવણીના હિમાયતી છે. અને માણુસ જાતના તથા ગરીબો ના મોટા હમદર્દ છે એમની ખુબીઓ લખવા માટે આ કટારો પુરતી નથી ! તેવણ સુખમય લાંબું આયુષ ભોગવે એવી આપણે ખુદા પાસે દોઆ ગુજારીશું.

### મીસ ભાનુમતી રતનલાલ

ચાલુ સાલની મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં આ ચંચળ હિંદુ બાનુ પાંચમે નંબરે પાસ થયાં છે. હિંદુ કોમમાંથી અત્યાર સુધી આટલે ઉંચે નંબરે કોઇપણ બાનુ પાસ થયાં નથી તેવણે મુંબાઇની ચંદા રામજી હાઇ સ્કુલમાં અભ્યાસ કર્યો છે અને દર વરસે પહેલા નંબરે પસાર થયા છે.

સનાતન ધર્મની પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થઇ સોનાનો ચંદ મેળવ્યો છે તેઓ મુંબાઇના જાણીતા વકીલ રતનલાલ રણછોડદાસ બી. એ. એલ. એલ. બી. ના પુત્રી થાય છે. બીજા ચિત્રોના પરિચય ચિત્રો સાથેજ છે.

### સર સૈયદ

એમનાં પરિચયની કાંઇ જરૂર નથી એનર રત્નની છબી આપવા માટે અમારા સંખ્યાબંધ મુસલમાન ગ્રાહકો તરફથી અમને પત્રો મળ્યા હતા અને તેમની માંગણી પૂરી કરવા માટે આ છબી આપવામાં આવી છે. સાથેજ તેમનો એક લેખ પણ આ અંકમાં હોવાથી તે છબી વખતસરનીજ લેખાશે.

અધિપતિ.

### આ અંકના ચિત્રોનું લીસ્ટ

૧ છદ પરી

૨ રાજ્ય રત્ન શેઠ મુલ્લાં મહમદઅલી. હરરવાળા.

૩ ડૉ. એમ. એ સુરૈયા.

૪ મી આઇ. એચ. એમ. અગ્રદાની

૫ મરહુમ સર સૈયદ અહમદ

૬ જુનાગઢની એક પુરાણી મસજીદ

૭ સોમનાથના મંદીરનું ખંડેર

૮ મીસ ભાનુમતી

---



શેઠ મુલ્લાં મહમદઅલી સાહેબ હરરવાળા.

રાજ્ય રત્ન—સીધ્ધપુર.

# ભાઇબંધ જેમાં જોડાયેલ છે નવરંગ

પુ. ૮ મું] જુન અને જુલાઇ ૧૯૧૫ ઇ. [અંક ૬ તથા ૭




ફૂલા હય મસરંતકા ચમન, ઈદ મુબારક

કેહતા હય હરએક ગુંન્ચા દહન, ઈદ મુબારક

હય ફઝલે ખુદા જલ્વહ ફેગન, ઈદ મુબારક

મિલ્તે હયઁ ગલે એહલે ઝમન, ઈદ મુબારક

હો તુમકોભી અય મુશ્ફેકે મન; ઈદ મુબારક

(ઇદુલ ફિતર સન ૧૩૩૩ હીજરી.)

# આર્યબંધુ

જેમાં જોડાયલું છે

# નવરંગ.

❋ પુસ્તક ૮ મું. ] જુન ૧૯૧૫ ઇ. [ અંક ૬ ઠો. ❋





આંખડી આંજી અમે તો ઇશ્કના સુરમા થકી,
તો નિહાળી પ્રાણપ્રિયા રમ્યમૂર્તિ એકલી.
સો 'ફરયો' કહે 'ફંદમાં છું' હું કહું 'સુખકંદમાં'
બુલબુલને બાગે મળી ગુલ રમ્યમૂર્તિ એકલી.
જોઉં છું મસ્તાનીભર્યું તો મો'તૃષ્ણા છીપતી,
દિલરૂ મારે વસી રહી રમ્યમૂર્તિ એકલી.
ફરહાદને આધાર'તો એક પ્યારી શીરીં નામનો,
મારે જીવન આધાર ત્યમ એ રમ્યમૂર્તિ એકલી.
દમબદમ કે સ્વપ્નમાં શું ઉંઘતાં કે જાગતાં,
આભાસ કે અભ્યાસમાં બસ રમ્યમૂર્તિ એકલી.
કાવ્ય કે લેખો લખું પીંછી થકી કંઇ ચીતરૂં,
શું શું લખું, શું ચીતરૂં, બસ રમ્યમૂર્તિ એકલી.
ધ્યાનમાં ગુલતાન સિંધુ ગાન ગંભીર ગાય છે,
એ ગાનમાં ગાઇ કહે છે રમ્યમૂર્તિ એકલી.

આ જાય ઝરણાં મંદમંદ જે ગાય મધુરા સુસ્વરે,
એ ગાનના સુરધ્યાનમાં બસ રમ્યમૂર્તિ એકલી.
શૃંગે શૃંગે ખીલી ખીલે બેલ એ બેલી વળી,
બેલમાં ઉભી ખડી રહી રમ્યમૂર્તિ એકલી.
પવન પેલો ગાય પેલો વૃક્ષવેલી કુન્જમાં,
નમી સો ઝીલી સાક્ષી પુરે કે રમ્યમૂર્તિ એકલી.
સંધ્યા સમે આકાશમાં રંગીત આછાં આભલાં,
રંગીત ગલીચે ત્યાં બિરાજે રમ્યમૂર્તિ એકલી.
રજનિ વિષે આકાશમાં મંદાકિનીના નૂરમાં,
બ્રહ્માન્ડ ને તેના ભીતરમાં રમ્યમૂર્તિ એકલી.
એ સ્વયંભૂ એ સનમ કહો પ્રેમમૂર્તિ કહો ખુદા,
મારે મને સર્વસ્વ છે એ રમ્યમૂર્તિ એકલી.
હું પુજારી આંધળો આશક બન્યો છું એહનો,
જ્યાં ત્યાં નિહાળું દિવ્યમૂર્તિ રમ્યમૂર્તિ એકલી.

બન્ધુ.

# મઝહબ અને સાઇન્સ.

## ( એક મહાત્માનું ભાષણ. )

( ગયા અંકના પૃષ્ટ ૨૦૬ થી આગળ ).

સમતોલપણું માત્ર માણસાઇ વ્યવહાર અને સંસારી કારોબારને માટેજ જરૂરી છે, એમ નથી; પરંતુ સઘળા વિવેક અને નેકી તથા આખા જગતનો આધાર એનીજ ઉપર છે! આ ધરતી, આ તારાઓ અને આખું ચક્ર જે ગર્દિશમાં છે, તે જો એક બાલ બરાબર પણ પોતાની હદથી આગળ પાછળ થાય તો આપણી સૃષ્ટિમાં એક કીયામત ઉભી થઇ જાય, અને આ આખું કારખાનું ધુળમાં મળી જાય; એજ સ્થીતિ જગતની સઘળી વસ્તુઓમાં છે. નેકી અને બદી શું છે? વિવેક શું છે? આરોગ્યતા કોને કહે છે? સ્વાદ ગંધ ચીજનું નામ છે ! જો આ સર્વ વાતોપર વિચાર કરવામાં આવે તો જણાઇ આવશે કે સઘળાનો આધાર સમતોલપણા ઉપરછે. જ્યાં એ નથી ત્યાં મજબુતી કેપાયદારીનીસુરત નથી, એજ આલમગીર અને અર્થમય નિયમ ઉપર પયગમ્બરે-ઇસલામના શિક્ષણનું બંધારણ છે એજ નિયમ ઉપર નજર ન રાખવાથી જુના મઝહબોની પડતી દશા થઇ, ઇસલામે આ ખોટને પુરી કીધી અને પોતાના શિક્ષણથી હમેશને માટે એવો પાયો નાખી આપ્યો કે જેમાં પડતી આવી શકેજ નહીં એ બીના આ વાતની પણ સાબિતી છે કે, પયગમ્બર સાહેબ, ઇશ્વરી જ્ઞાનના મોટા વિદ્વાન હતા, અને બન્ને જહાનના રહસ્યથી વાકેફ હતા ! જો કે રે હબાનિયત-યોગ ને ઇસલામે રદ કર્યો છે, સભ્ય સંસારને માટે ધારા બાંધી આપ્યા છે, છતાં એવું પણ શિક્ષણ આપ્યું છે કે તદન દુનિયામાંજ ગરકાવ ન થઇ જાવ, કેમકે દુનિયાની જીંદગી થોડાની રહી છે. નમાઝ, રોઝા હજની તાકીદ કીધી છે, જાહેરી વર્તનપર પણ એક હદ સુધી નજર રાખી છે. પરંતુ સાથેજ એવું પણ ફરમાન થયું છે કે નેકીના એજ અર્થ નથી કે નમાઝને માટે પુર્વ પશ્ચિમ તરફ મોઢું ફેરવી દીધું, પરંતુ અલ્લાહની મોહબ્બતમાં સગાંવહાલાં, નિરાશ્રિત, નિરાધાર મુસાફરોને પોતાનો માલ આપવો, ગુલામોને આઝાદ કરવા, ઝકાત આપવી, નમાઝ પઢવી, પોતાના વાયદાને પુરો કરવો, સખ્તી અને તકલીફમાં દ્રઢ રહેવું, એથી વધારે નેકીની શું તારીફ થઇ શકે છે ! એનો આધાર માત્ર જાહેરી નિયમો ઉપરજ નથી પણ ખુદાની સાચી મોહબ્બત, અને લોકો સાથે ખરી લાગણી અને નિસ્વાર્થ ઉપર છે ઇસલામની મોટી ખુબી એજ છે, કે, તે દુનિયા અને આખેરત, આલોક અને પરલોક, જડ અને આત્મિક આલમ બન્નેને સાચવે છે, અને જ્યારે માણસ જાહેરી અરકાન અને નિયમોનો પાબંદ થઇ ગયો તો પછી તેને માટે નેકીનો અર્થ ઘણો બહોળો થઇ જાય છે અને તે આગળ પગલું ભરે છે અને એનું આત્મિક ચેતન મજબુત થવા લાગે છે. ખુદ પયગમ્બર સાહેબની જીંદગી એ બાબતનો સાચો દાખલો છે. સહાબીયેઆંહઝરત સ. અ. કહે છે કે રસુલ ( સ અ. ) મ.થાની નીચે કમ્મલ મુકીને કઅબાના છાંયા તળે સુના હતા, પોતે મુશરેકોથી ઘણી ઇજા અને તકલીફ વેઠી હતી, મેં તેમની સેવામાં અરજ કીધી કે આપ કાફરોને બદદોઆ ( શ્રાપ ) કેમ નથી આપતા ? આ સાંભળીને આપ ઉઠી બેઠા, અને આપનો ચેહેરો લાલ થઇ ગયો, પોતે ફરમાવવા લાગ્યા:

" આગલા લોકોમાં એવા એવા બુઝર્ગ થઇ ગયા છે, કે અધર્મી લોકો એમાંથી કોઇને ખાડો ખોદી ઉભા કરી દેતા હતા અને તેમના માથાપર કરવત ચલાવીને તેમને બે ફાડ ચીરી

ાંખતા હતા પરંતુ એવી અસહ્ય વેદના પણ તેમને ધર્મથી ફેરવતી ન હતી, અને કોઇના ઉપર લોખંડની કાંસકી એટલી જોરથી ખેંચતા હતા કે તેના માંસમાં ઉતરી જઈ હાડકા સુધી પહોંચી જતી હતી, પરંતુ એ સખ્તી તેમને ધર્મ છોડવી શકતી નહીં." સત્ય ઉપર દૃઢ રહેવાનુ એથી વધારે શું શિક્ષણ હોઇ શકે?

એવીજ રીતે ઇસ્લામે સઘળા શિક્ષણોમાં સમતોલપણાને, ન્યાયને પ્રથમ સ્થાન આપ્યું છે પછી તે ભક્તિમાં હોય કે નીતિમાં. જેમકે ફરમાવ્યું છે કે—"બુરાઇનો બદલો તેવીજ બુરાઇ છે. વેર લેવું હોય તો તેટલીજ તકલીફ આપો, જેટલી તમને પહોંચી હતી, પરંતુ જો સબર કરો, માફ કરી દો, તો ખુદા તેનો બમણો બદલો આપશે, અને અલ્લાતઆલા એવા લોકો પર પ્રેમ રાખે છે." આ બાબતને જુદી જુદી રીતે જુદે જુદે ઠેકાણે ઘણી તાકીદથી વર્ણવી છે, અને વેર લેવા કરતાં માફ કરવાનો મોટો દરજ્જો બતાવ્યો છે અને છેવટે એટલે સુધી કહી દીધું છે કે "તમે ગુનેહગારો, જુલ્મ કરનારાઓ અને વિરોધીઓ સાથે સારી બક્ષવાનું, વર્તન રાખશો તો ખુદા પણ તમારી ભુલોને દરગુજર કરાવશે.

બદલો લેવો એ માણસની ટેવમાં દાખલ છે અને ન્યાયનો નિયમ છે. પરંતુ ઉત્તમ વિવેકનું ચાહવું એજ છે કે બુરાઇને બદલે ભલાઇ કરો, અને વિરોધીઓની ભુલ અને બુરાઇઓને માફ કરી દો, અને મોટે ભાગે દરગુજર કરો." વળી એમ ફરમાવ્યું છે કે, "બુરી વાતનો જવાબ એવો આપો જે સૌથી ઉત્તમ હોય."

એક બીજે ઠેકાણે ફરમાવ્યું છે કે "નેકી અને બદી બરાબર હોઇ શકતી નથી. બુરાઇનો બદલો એવા વર્તનથી કરો કે જે ઘણોજ સારો હોય જો એવું કરશો તો તમે જોઇ લેશો કે તમોને કોઇ સાથે શત્રુવટ હતી તો એકાએક જાણે તે તમારો દીલસોઝ મિત્ર થઇ ગયો છે. એવા ઉત્તમ વિવેકના ગુણ તેવાઓનેજ પ્રાપ્ત થાય છે, જેઓ સબર કરે છે, અને જેમના મોટા નસીબ છે."

વળી એમ પણ સમજાવ્યું છે કે "કોઇ પ્રકારની દુશ્મનાઇ તમને ન્યાયની વિરૂદ્ધ ન લઇ જાય અને કોઇની શત્રુવટ તમને ઇન્સાફ કરવાથી ન રોકે, તમે પોતાના શત્રુ અને મિત્ર સર્વથી ન્યાય અને ઉપકારનું વર્તન રાખો." સદ્‌વર્તન અને ભલાઇનું એથી વધારે બીજું કયું શિક્ષણ હોઇ શકે?

જનાબ પયગમ્બરે ખુદા સલ્અમે એટલુંજ નથી કર્યું કે માત્ર એક સમય એવા સમાન ધર્મનો પાયો નાંખ્યો તથા પોતાના જમાના વાળા માણસોનેજ ફાયદો પોહોંચાડયો અને બસ. પરંતુ એવા હેતુથી કે બોધ (હિદાયત) હમેશા જારી રહી જગતમાં કીયામત સુધી કાયમ રહે, એવી રીતે ફરમાવ્યું કે માણસ માણસ એક બીજાની બરોબર છે, કે કોઇ એક બીજાપર મગરૂરી ન લઇ જાય. પછી એમ બતાવ્યું કે માણસ કેળવણી વગર પોતે પોતાને સુધારી શકતો નથી. વળી એમ પણ છે કે એક માણસથી સર્વને સુધારવુ અશક્ય છે માટે એમને જાતિ, કુટુમ્બ અને મંડળોમાં વહેંચી નાંખ્યા, અને એવું ઠરાવી દીધું કે એક માણસ જે એમનામાં વધારે સદ્‌ગુણી હોય તે શ્રેષ્ઠતા ધરાવે છે, એમ કહેવાની મતલબ એવી છે કે જાતિનો દરેક શખ્સ પોતાના ગુરૂની નજર તળે છે. વળી સઘળા મંડળોને એકબીજા સાથે ઓળખ અને સંપ વધારવાની તાકીદ ફરમાવી પછી એમ ફરમાવીને કે इन्नमल मोमेनूना इखवतुन એટલે મુસલમાન મુસલમાન સઘળા ભાઇભાઇ છે, દુનિયાના વ્યવહારમાં જીવ અને જગતની ઉન્નતિમાં ચાલતો આત્મા ફુંકી દીધો. આ વાત માત્ર ઇસ્લામમાંજ જોવામાં આવે છે કે, અદના ગુલામ અને એક શહેનશાહ બરાબર છે, જાણે ઇસ્લામે ધર્મને સંપુર્ણ કરી દીધું. અને ખુદાની નેઅમતને આખા આલમ ઉપર ફેલાવી દીધી. એની સત્તા એટલી બોહોળી છે, એનો વિવેક એટલો પવિત્ર છે, એની કેળવણી એટલી વ્યાજબી અને માણસાઇ સ્વભાવને માફક આવતી તથા માણસાઇ ઉન્નતિને ટેકો આપતી છે, કે દુનિયાની જડ અને આત્મિક ઉન્નતિનું એથી બેહેતર કોઇ સાધન હોઇ શકે ...

# "અમને વાંચનનો શોક નથી."

આ માસિકપત્રના અધિપતિ મી. કે. એમ. ઝીવાખાજીએ પોરબંદરમાં મુસલીમ યુનિયન સોસાયટીના લેકચર હૉલમાં તા. ૧૮-૬-૧૫ ના રોજ સાંજે ૬ વાગે નીચે મુજબ ભાષણ કર્યું હતું.

મેનેજર.

બુઝરૂગ સદ્‌ગૃહસ્થો અને વ્હાલા મિત્રો—

હું કાંઈ મોટો વકતા કે મહાન ભાષણકર્તા નથી, છતાં હાજર રહેલાઓમાંના કેટલાક સાહેબોના આગ્રહને માન આપવા ખાતર થોડુંક બોલવાને અહીં ઉભો થઇ ગયો છું ! શેખ સઅદી સાહેબ ફરમાવી ગયા છે,

મર્દ બાયદ કેઃ ગીરદ અંદર ગોશ
વર નવિસ્તરસ્ત પંદ બર દીવાર

અર્થાતઃ—જો કોઇ નસીહત=બોધની વાત દીવાલ ઉપર લખેલી હોય તોપણ તે ગ્રહણ કરી લેવી, એ એક મરદનું કર્તવ્ય છે; ખુદાના ફઝલથી અહીં સર્વે મરદ હોવાનો દાવો રાખે છે, તેથી મને ખાત્રી છે કે હું એક માટીના પુતળા દીવાલ સમાન આપની રૂબરૂ ઉભો છું તેમ છતાં હું જે કાંઇ બોલીશ તે મારા મનમાંથી ઉપજાવી કાઢેલું નહિ પરંતુ વિદ્વાનોના પુસ્તકો ભણવો અને સત્સંગના પ્રતાપે પ્રાપ્ત થએલા જ્ઞાનમાંનો કાંઇક સાર અને થોડાક અનુભવી ઉદ્‌ગાર છે તે આપ લક્ષપૂર્વક સાંભળશોજ.

હવે મતલબ ઉપર આવતાં કહીશ કે ખુદાવંદે-કરીમે આપણને માણુંસાઇરૂપમાં એટલા માટે બનાવ્યાં છે કે આપણે તે સાચા મલેકની કારીગરીઓ જોઇ આશ્ચર્ય પામિયે, અને તેની રૂબરૂ આપણી જીંદગીની સાબેતીમાં તાબેદારીનું માથું નમાવી એક બીજા મનુષ્ય બંધુની ઉન્નતીમાં મદદગાર થઇએ,

દર્દે દિલકે વાસ્તે પયદા કિયા ઇન્સાનકો
વર્નહ તાઅતકે લિયે કુચ્છ કમ નથી કર્રૂબિયાં.

હવે આશ્ચર્ય થવાનું અને ફરજ સમજવાનું કામ અજ્ઞાની માણસથી બની શકે નહિ; તેતો મોટામાં મોટી અજાયબી જોઇને પણ " એતો ખુદાની કુદરત છે " એવું ટુંકું વાક્ય બોલી પોતાનો રસ્તો માપશે અને તેમાં તેને કાંઇ પણ રસ પડશે નહિ. એ લ્હાવો લેવાનો હક, તો જ્ઞાની માણસનોજ છે. ગમે તેવી ફરજ બજાવવાનું કામ સમક્ષ હોવા છતાં " મને તો ભુખ લાગી છે માટે જાઉં છું " કહી અજ્ઞાની ચાલતો થઇ જશે. પણ પોતાની ફરજ સમજી બીજાઓનું કલ્યાણ કરવાનું કામ તે જ્ઞાનીઓનુંજ છે.

મિત્રો ! ખુદાએ આપણને અક્કલ એટલા માટે આપી છે કે તેની રોશનીથી રફતારફ સારૂં-નરસું, નેકી-બદી અંજામ સવાબમાં તમીઝ કરીએ.

સાહેબો ! ઇન્સાનિયત અને અકલને રોશન કરનારી ચીજ તે તુક—પોતાનું સમજેલું બીજાના મગજમાં ઠસાવવું છે. હવે આપણે વિચાર કરીશું તો સહેજમાં સમજાશે, કે માણસને અલ્લાહ તઆલા તરફથી મળેલા ખેતાબ " અશરફુલમખલુખાત " તે આદમિયત અકલ અને તુક, એ ત્રણ ચીજોના મજમુઆનું નામ છે !

અમારી શ્રેષ્ટતાની પહેલી ફરજ હતી કે તે પરવરદિગારનો આ બક્ષિશ બદલ ઉપકાર માનતે, અફસોસ કે તે ફરજ બજાવી શકાઇ નહીં. તે ઉપરાંત દુનિયાની નફસાનિયતે, આપણી આંખોપર સ્વાર્થપણાની પટી બાંધીને આપણને એવા અંધકારમાં ધકેલી મુકયા છે કે ઉપકાર માનવો તો એક તરફ, આપણે ખુદાને ઓળખી પણ ન શકયા, અરે આપણને પોતાને પિછાણી ન શક્યા, મન અરફ નફસહુ ફકદ અરફા રબ્બોહુ અર્થાત્—જેણે પોતાની જાતને ઓળખી તેણે ખુદાને ઓળખ્યો ! હા, પણ કયાંથી ઓળખી શકીયે ઓળખવાનું જે મુખ્ય સાધન ઇલ્મ—જ્ઞાન છે તેની તો આપણે એક ફુટી બદામ જેટલી પણ કીમત આંકતા નથી, એટલુંજ નહીં પણ એક બીનજરૂરી ચીજ સમજી તેને ઉતારી ફેંકવાની સામે કોશીષ કરીએ છીએ.

ભાઈઓ ! એક ઉર્દુ શાયર ખુદા અને ઇલ્મના વસ્લનો ખ્યાલ આપે છે તે કહે છે,

> ' જલ્વએ ઇલ્મકી સુરતમેં ખુદા હોતા હય !
> ઇલ્મ કબ ઝાતસે ખાલિક કી જુદા હોતા હય ? '

સાહેબો ! આતો જરા ... વાત થઇ પરંતુ દુનિયાદારી માટે પણ શું કહેવામાં આવ્યું છે તે સાંભળો.

> ઇલ્મ હય કોમ કો સોતે સે જગાને વાલા
> ઇલ્મ હય ગર્દે કદુરત કો મિટાને વાલા,
> ઇલ્મ હય દવલતો ઇઝ્ઝત કો બઢાને વાલા
> ઇલ્મ હય સનઅતો હર્ફતકા સિખાનેવાલા,
> ઇલ્મ વોહ બહર હય ગૌહર હેં હઝારોં જીસમેં
> ઇલ્મ વોહ તેગ હય જૌહર હેં હઝારોં જીસમેં.

મહેરબાનો ! આટલું સાંભળ્યા પછી ઇલ્મ—વિદ્યા—જ્ઞાનની મહત્વતાનો કાંઇક ખ્યાલ આવે છે, જેથી ખેદ અને નિરાશા થાય છે કે આપણે ફુરસદની વખતે જ્ઞાન મેળવ્યું નહીં અને હવે ઘરસંસારી તેમ રોજગારી માણસથી શિખવા જવાનું બની શકે નહીં. વાત તો ખરી છે, પણ હું કહું છું, આપણને નિરાશ થવાનું કારણ નથી, જેમ આપણને કોઇ વિદ્વાન પાસે જવાની ફુરસદ નથી તેમ તે વિદ્વાનને પણ કરોડો માણસોને પોતાની રૂબરૂ બેસાડી પાઠ ભણાવવાનો અવકાશ નથી. ત્યારે કરવું શું ? ગભરાઓ નહીં એક વિદ્વાને કહ્યું છે કે "સંસારીઓની નિશાળ તે પુસ્તકાલય છે. " એટલે આપણે માટે જ્ઞાન મેળવવાનું સર્વથી સહેલું સાધન તે પુસ્તકોનું વાંચન છે. પણ તે કયારે ? કવિ દલપતરામના કહેવા પ્રમાણે

> સારી ચોપડીઓ શોભાય, હૈયું તે દેખી હરખાય;
> પણ વિગતથી જો વંચાય, તો તેમાંથી કારજ થાય.

ખુદાની મહેરબાનીથી આજ જમાનામાં લાખો છાપખાનાઓમાંથી સેંકડો વિદ્વાનોના અખ્ખો પુસ્તકો છપાઈ બજારે નાં પાણીના મુલે વેચાય છે. તેટલી સસ્તી કીમતે પણ ન ખરીદી શકનારા ગરીબો માટે ફ્રી લાઇબ્રેરીઓ સરકાર તરફથી તેમ પોતાની ફરજ સમજનારા અન્ય ગૃહસ્થો તરફથી ખોલવામાં આવે છે પણ શ્રીમંતોએતો પોતપોતાની ખાનગી લાઇબ્રેરીઓ રાખવાની ખાસ જરૂર છે.

ભાઇઓ જો આપણે સહવારમાં નાસ્તો કરવા પહેલાં કે રાત્રે બિછાને જવા અગાઉ થોડું થોડું વાંચવાનો નિયમ રાખીએ તો આપણને પથારીપર સુતાં સુતાં, ઝુલણાપર ઝુલતાં ઝુલતાં અને ઇઝીચેરપર પડયા પડયા આરામથી કાંઇક ઈલ્મ—જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. કહ્યું છે કેઃ—

ઘરમેં બયઠ કે સયર જહાંકી કરના
યેહ તમાશા કિતાબમેં દેખા.

અરે ! હું સહેલાઇની વાતો કરવામાં એક મોટી મુશ્કેલી તો ભુલીજ જાઉં છું ! મને મુસાફરીમાં પુષ્કળ લોકો તરફથી એવી ફરિયાદ સંભળાઇ કે "અમને વાંચનનો શૌક નથી" આહ, કેવી ભારે લાચારી ! કેવો નિરૂપાય રોગ ! અરે ભાઇઓ ! આ "શૌક" ના શબ્દે તો બસ મારી નાંખ્યા, વળી એ વાકય કાંઇ સાદી રીતે નહીં પણ એક ગગરૂરીની રીતે બોલવામાં આવે છે, જાણે કોઇ સદ્વર્તનવાળો માણસ કહેતો હોય કે મને શરાબ પીવાનો શૌક નથી, મને ગંજીફો રમવાનો શૌક નથી, મને જુગાર રમવાનો શૌક નથી અથવા મને હુક્કો ગગડાવવાનો શૌક નથી.

અફસોસ ! ઇલ્મ જેવા અમુલ્ય જવાહેરને અમારી અજ્ઞાનતાએ એક નકામા પથરા પ્રમાન ગણી કયાંનો કયાં ફેંકી દીધો છે.

"**વાંચનનો શૌક નથી !**" એવું કહેનારાઓએ જરા આંખો ઉઘાડી, મિજાજ ઠેકાણે લાવી સાંભળવું જોઇએ કે આપણા મજહબી ફરમાન મુજબ ઈલ્મ-જ્ઞાન એ કાંઇ શૌક કરવાની ચીજ નથી, પણ તેતો દરેક મુસલમાન મરદ અને સ્ત્રી ઉપર ફરજ છે.

तलबुल इलमा फरीज़तुन अला कुल्ले मुस्लेमिन व मुस्लेमातिन.

મિત્રો ! હું એમ કહેવા માંગતો નથી કે દરેક શખસે મૌલવી શિબલી યા સર સૈયદ બની જવું, તેમ થવાને સઘળા પાસે અવકાશ કે સગવડતા નથી પણ આપણને ઉપયોગી થઇ પડે એવું અગત્યનું જ્ઞાન બીજા વિદ્વાનો અનેક રાતના ઉજાગરાએ દીવા વેચી ચુંટી કાઢવા બાદ, ગાંઠના ગોપીચંદ કરીને પુસ્તકો અને ચોપાનિયાઓ છપાવી આપણે માટે તઇયાર કરે છે અને પરિણામે "**અમને વાંચનનો શૌક નથી**" એ વાકયરૂપી તરવારના ઝટકાથી સરણશરણ થાય છે. આ સંબંધે જેટલો અફસોસ કરીયે, તેટલો થોડો છે.

વળી કેટલાકો તો ઇલ્મ વગરજ પોતે મહાજ્ઞાની હોવાનું ભુસું પોતાના મગજમાં ભરી રાખે છે તેવાઓને કદાપિ આ ફારસી અશઆર સહેજ હુશિયાર કરી દેશે ! કહ્યું છે કેઃ—

આં કસ કે બેદાનદ વ બેદાનદ કે નદાનદ
અસ્પે ખિરદે ખીશ બઅફલાક રસાનદ

# પ્રભુ વિમુખ પ્રાણાત્માને ! ! !!

ગઝલ—કવ્વાલી.

જહાંપર જન્મને ધારી; તજી સો કૂકૃતિ તારી
વિષયની વાસના ટાળી; ભલા ગોપાલ ગાવો જા
બહુવિધ બાટલી તોડી, ન દીધી નામ પર કોડી
થયું શું લક્ષ્મિ જોડી, કંઈક તો તું હારો જા
તજી કૂસંગ હે ઠાલો; સદા સત્સંગ કર વા'લો
પ્રભુના નામનો પ્યાલો; તું પીને યાર પાવો જા
અરિ ખટથી કરી યારી; દીધા ગુણ હેતો વિસારી
પરંતુ તેહ સ્વીકારી; મઝા તેની લૂંટાવો જા
પર સ્ત્રી વિષની વેલી; નકી દે નર્કમાં ઠેલી
હરી વિભુ નામથી કેલી, અમર ખુશબો ઉડાવો જા
જગત્ મિથ્યા જરૂર જાણી; સદા દ્રગમાંગની આણી
જગત્પર જેટલા પ્રાણી; સરવનું શ્રેય ચાહો જા
બુરી બે વાસના ધારી; સરવને દુઃખ દેનારી
ખરે તેને તું સંહારી, અમર પદવી ધારતો જા

ચંદ્રમણિ-જણોદકર.




ના. શહેનશાહ જ્યોર્જ પંચમની સાલગ્રેહને દિવસે
ઉચ્ચારવામાં આવેલા શુભાશિષના ઉદગારો.

## " ઇંગ્રેજી વિજય."

( ચાલો સાહેલી (૨) ભુવનેશ્વરીના—એ રાહ. )

ઇચ્છીએ ચિત્તે, અમો સૌ પ્રિતે, વહીએ ઇલાહી દયાળુ જ્યે જેનો જય કરજો
ગ્રેટબ્રીટનની રૂડા રાજનની, સદાય સર્વદા હકતઆલા કરજો—
જીત્યા છે શુભ સકળ હિન્દની, શ્રેષ્ઠ સામ્રાજ્ય બ્રીટનને મળજો
વિનંતી થકી ખુદા યાચું એક તુજ પાસ, જર્મનીનો પરાજય કરજો
જગમહીં બ્રિટીશ ધર્મરાજ્ય, થજો દિગ્વિજય ખુદા હરજાન
ચમહારે જરમનો જજો રખ, વિઘ્ન બ્રિટીશના સહુ હરજો—ઇચ્છીએ.

લી. જમાલબેગ હયાતબેગ મીરઝાં—નિવાસી રાજકોટ.

---

# ઉપયોગી વાતો.

## વાળ વધારવાનો ઉપાય.

જ્યાં વાળ ન હોય ત્યાં તાજી ડુંગરી ખુબ મસળીને થોડું મધ ચોપડવું, એક કલાક પછી ગરમ પાણીથી ધોઇ નાંખીને થોડું કેસ્ટર ઓઇલ લગાવી દેવું ૧૦—૧૫ દિવસમાં ફાયદો જણાશે.

## લીંબુના ફાયદા.

૧. લીંબુ હોજરીને સાફ કરે છે.
૨. ગળાનો નાસુર હોય તો લીંબુના અરકનો ઉપયોગ કરવાથી પુરે પુરો આરામ થાય છે
૩. મસોડાનો સોજો અને દુર્ગંધ લીંબુનો અરક લગાડવાથી મટી જાય છે.
૪. લીંબુના અરકને ચાહમાં મેળવીને પીવાથી ચાના ગેરફાયદા દુર થાય છે.
૫. હાથ પરની શાહીના ડાઘા અને લુગડા ઉપર પડેલા ડાઘા લીંબુના અરકથી નીકળી જાય છે.
૬. લીંબુના અરકથી ધોવાથી દરેક વસ્તુ સાફ અને ચળકતી થઇ જાય છે.

# ચીનમાં સ્ત્રી શિક્ષણ.

(૨)

(લી. ભાઇશંકર એન. ગજ્જર—ચાંગા.)

સમ્રાટ્ ટાઇ ટિઆંગ ઇસાની સાતમી શતાબ્દિમાં હતો. તેની રાણી ટ્રિયેંગ-સુનચી ઘણી ધાર્મીક હતી. તે સંબંધી ધાર્મીકતાની ચર્ચા તો હજુ સુધી પણ થાય છે. ચીનમાં મૃત પૂર્વજોની પૂજા ઘણી ધામધુમથી થાય છે. તે પૂજા પુરૂષોજ કરે છે સ્ત્રીઓને તેમાં સામેલ કરવામાં નહોતી આવતી ૧૦૩૩ ઇ સ. માં ચીનની એક સામ્રાજ્યની સંરક્ષિકા હતી, સ્ત્રીઓને આ પૂજાથી દુર રાખવાની પ્રથાનો ઘણો વિરોધ કર્યો. ચીનમાં ધુમકેતુ ઉગવા પર આ પૂજા સામ્રાટ્‌ને કરવી પડતી હતી તે સમયમાં એક ધુમકેતુ પણ ઉગ્યો. જેથી મહારાણીએ સામ્રાટ્‌ને સ્ત્રીઓને સાથમાં લઇ પૂજા કરવાનો આગ્રહ કર્યો અને તેનો આગ્રહ સફળ પણ થયો

એ સ્ત્રીઓ અવશ્ય વિદુષી રહી હશે; નહિતો તેઓ કદાપી આવાં કાર્યો ન કરી શકત. વિદુષી રહી હોય અગર ના રહી હોય, પરંતુ તેમાં સંદેહ નથી કે તે સમયના લોકો તેમનો ઘણો આદર સત્કાર કરતા હતા. જેથી આજ પણ ચીનમાં તેમનું નામ ઘણા ભકિતભાવથી લેવામાં આવે છે. પ્રાચિન કાળમાં ચીનમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા ઘણીજ થતી હતી. માતૃ-પક્ષથીજ વંશ ચાલતો હતો. ચીનમાં ચાલુ સમયમાં પણ ઘણી દેવીઓની પુજા થાય છે. " ક્વાન ઇન " તે સૌમાં ઉત્તમ સમજવામાં આવે છે. દક્ષિણ ચીનમાં તેની વિશેષ પુજા થાય છે. દેવીઓની પુજાનો પ્રચાર એ વાતને ટેકો આપે છે કે ચીનમાં સ્ત્રીઓને ઘણો ઉચ્ચ દરજ્જો આપવામાં આવેલો હતો.

મધ્યકાળમાં ચીનમાં એક પણ એવી સુપ્રસિદ્ધ સ્ત્રી થઇ નથી. માલુમ પડે છે કે, સત્તરમી, અઢારમી અને ઓગણીસમી સન.ઇ.માં ચીનાઓએ સ્ત્રી શિક્ષણ તરફ બીલકુલ થોડું ધ્યાન આપ્યું છે. ઉચ્ચ શ્રેણીની સ્ત્રીઓ અવશ્ય કંઇ લખવું વાંચવું શીખી લેતી હતી. પરન્તુ તેમનો માનસિક વિકાસ નિમ્ન શ્રેણીવાળી સ્ત્રીઓથી અધિક નહોતો થતો. બાળીકાઓને, માતા, પિતા, સસરો-સાસુ, પતિ, પુત્રની આજ્ઞાનું પાલણ કરવું શિખવવામાં આવતું હતું. સ્ત્રીઓને પોતના પોષણ માટે પુરૂષના આધિનમાંજ રહેવું પડતું હતું. બાલ્યકાળમાં તે પિતાને, યુવાવસ્થામાં પતિના અને વૈધવ્ય દશામાં તે પુત્રના આધિન રહેતી હતી. નિમ્ન શ્રેણીની સ્ત્રીઓ પોતાના પરિશ્રમદ્વારા કંઇ કમાતી પણ હતી, તે પોતાના ઘરપર અને બહુધા ખેતરોમાં પણ કામ કરતી હતી. તેમને ઘરનું કામ અને મજુરી કરવનુ શિખવવમાં આવતું હતું. મધ્યમ અને ઉચ્ચ શ્રેણીની સ્ત્રીઓનું કામ પોતાના પતિ તથા માતા-પિતાને પ્રસન્ન રાખવા સિવાય કંઇપણ નહોતું. દરેક કન્યાનો વિવાહ થવો આવશ્યક સમજવામાં આવતું હતું, તેજ કારણે ધનવાન લોકોની સ્ત્રીઓ પોતાના પતિને પોતાની તરફ આકર્ષીત કરવાને માટે, પોતાનાં અંગોને જેમ બને તેમ ઘણું સુંદર બનાવવા ઉપાય કર્યા કરતી હતી. તેનેજ પોતાનો મુખ્ય ઉદ્દેશ સમજતી હતી. તેમને સુંદરતા વધારવાને તેન બીજાઓ સાથે વાર્તાલાપ કરવાનો ચિત્તાકર્ષક ઢંગ શીખવાડવામાં આવતો હતો.

પુરૂષોને ખુશ કરવાના આશયે પોતાના પગો નહાના કરવાની પ્રથા પાડી બાલ્યાવસ્થામાં હાડકાં નરમ હોય છે. તે સમયે કન્યાઓના પગ એવી રીતિથી તેમજ એવા જોરથી બાંધી લેતા હતા કે અંગુઠા વિના ચારે આંગળીઓ તદ્દન નિચે વળી જતી હતી. એડી પણ પગની અંદર સમાઈ જતી હતી. અંગુઠો માત્ર સિધો રહી શકતો હતો, આવી રીતે પગને બાંધી લેવાથી બાળીકાને ઘણીજ પીડા થતી તે મહીના સુધી રોયા કરતી હતી; પરંતુ સુંદરતા વધારવાને માટે તેને આ સઘળાં કષ્ટોને સહન કરવાંજ પડતાં પગનું રૂપ પણ ઘણું બેઢંગ થઇ જતું હતું. હરવું ફરવું બંધ રહ્યું, ઘણી મુસ્કેલીએ તે આમ તેમ ખસી શકતી. કંઇ દિવસો સુધી કોઇ કોઇ સમય મહિનાઓ અરે વરસો સુધી રોવા અને ચીસો પાડવા પર અથવા પગ પર દવા લગાડવાને અને પાટ બાંધવા સિવાય તે બાળીકા કંઇ પણ કરી શકતી નહિ, અન્તમાં સારૂં થઇ જવા પર, તે હાથ તથા ઘુંટણના બળથી આમ તેમ ખસી શકતી અને પાલખી અગર કોઇ બીજી સવારી પર કોઇ જગ્યાએ જઇ શકતી. ધનવાન સ્ત્રીઓની આવી દુર્ગતિ થતી નહોતી; કિંતુ જે સ્ત્રીઓને ગૃહ તથા ગૃહસ્થિનું કામ કરવું પડતું હતું, આકુલિત પ્રથાનો સિકાર થતી હતી; કારણ કે આ પ્રથાના સબબે તેમને પણ કષ્ટ સહન કરવું પડતુંજ પરંતુ તેમને આવી રીતે પગ ખરાબ કરવાથી તે કાઇ પણ રીતિથી શારીરીક કામ કરી શકતી નહોતી જેથી તેમનું સ્વાસ્થ શીઘ્રજ બગડી જતું હતું. આ પ્રથા ચીન દેશની ઉન્નતિમાં ઘણી બાધક થઇ.

## ઈસાઈ પાદ્રીઓની કન્યા પાઠશાળાઓ

ઇ. સ. ૧૮૪૪ માં કુમારી એલ્ડરગી નામની એક ઇસાઇ—ધર્મ પ્રચારી કરએ નિંગપો નગરમાં ચીની બાળીકાઓને માટે એક પાઠશાળા ઉઘાડી તે સમયે લોકોનો એવો ખ્યાલ હતો કે સ્ત્રીઓ બુદ્ધિ-હિન હોય છે તે પશુઓથી કોઇપણ રીતે ઉત્તમ નથી. અત એવ તેમને તો ગૃહ કાર્યનું શિક્ષણજ આપવું જોઇએ. કુમારી એલ્ડરને લોકોની સાથે આ વિષયમાં ઘોર સંગ્રામ કરવો પડયો. ઘણી મુસ્કેલીથી તેણે પોતાની પાઠશાળામાં બત્રીસ બાળીકાઓની સંખ્યા ભેગી કરી. તે બાળીકાઓને પુસ્તકો, કાગળો અને કલમ ખડીઆ સિવાય કંઇ મહીને આપવું પડતું હતું કે તે પાઠશાળામાં આવતી રહે, તેમને સિવણ, ભરત ગુંથણ, હિસાબ લખવો અને પુસ્તક વાચન સિખાવવામાં આવતું હતું. કંઇ દિવસો પછીથી આ પાઠશાળા સારી રીતે ચાલવા લાગી.

સ્ત્રી શિક્ષાના પ્રચારકોને ચીનમાં પ્રથમ કેવી અડચણોની સામે થવું પડતું હતું તે વાતનો પુરો પત્તો આ એક ઘટનાથી સારી રીતે માલુમ પડેછે એક ઇસાઇ ધર્મ પ્રચારકે એક ચીનાની પાસે જઇને પ્રાર્થના કરી કે તમારી કન્યાને હમારી પાઠશાળામાં શિક્ષણ લેવા સારૂ મોકલતા રહેજો ચીનાએ પાસે એક ઘોડા તરફ ઇસારો કરી કહ્યું—" શું તમો આ પશુને ભણાવી શકો છો ?" પાદરીએ ઉત્તર આપ્યો " પશુને ભણાવવું સંભવ નથી " ત્યારે ચીનો ધીટકાર દેતો બોલ્યો " યદિ તમો સમજદાર ઘોડાને ભણાવી શકતા નથી તો સ્ત્રીને કેવી રીતે ભણાવી શકશો ! " ચીની માતા—પિતા પુત્રીને ભણાવવું વ્યર્થ સમજતાં હતાં તે તેની નહાની ઉમ્મરમાં લગ્ન કરી દેતાં હતાં લગ્ન થતાંજ તેને પતિને ઘેર મોકલી દેવામાં આવતી હતી. પોતાના માતા—પિતા સાથે તેના સિવાય કંઇ પણ સંબંધ નહોતો રહેતો કે તે કોઇ કોઇ સમયે તેમને મળવા સારૂ આવતી અને સિઘ્રજ પોતાના પતિને ઘેર ચાલતી થતી હતી. જે કારણે ચીની માતા—પિતાઓના હૃદયમાં એ વિચાર ઉત્પન્ન થયો કે કન્યા પારકા ઘરની છે અને તેને શિક્ષણ આપવું ધન તથા સમય વ્યર્થ ખોવા બરોબર છે એક લેખકે ત્યાં સુધી લખ્યું છે કે ચીની માતા પિતાઓનો એવો ખ્યાલ છે કે " કન્યાઓને

શિક્ષણ આપવું તેઓ મનુષ્યના કુતરાના ગળામાં સોનાની માળા નાંખવા બરોબર છે. જ્યારે કુતરાનો માલીક પોતાના કુતરાને સીટી વગાડી પોતાની પાસે બોલાવી લેશે ત્યારે બહુમુલ્ય માળાથી પણ હાથ ધોવા પડશે !"

ગત પચાસ વર્ષની અંદર ચીનમાં પાદરીઓએ કંઇ પાઠશાળાઓ સ્થાપિત કરી; પરંતુ ધન અને અધ્યાપકોની કમીના કારણે તે લોકો તે કાર્યમાં સંપૂર્ણ રીતે સફળતા મેળવી શક્યા નહિ. ચીની ભાષા ઘણીજ અઘરી છે તેની વર્ણમાળાજ ઘણી વિકટ છે વિદેશીઓને તે ભાષાને એવા રૂપે શીખી લેવી કે તે બાળકોને ભણાવી શકે, સહેલ નથી ! પાદરીઓએ આ વિષયમાં ચીની સ્ત્રીઓની સહાયતા મેળવવા પ્રયત્ન કર્યો પ્રથમ તો તેઓને વાંચતી લખતી ચીની સ્ત્રીઓ મળીજ નહિ, અને જે એક બે મળી હતી, તે પ્રાચીનકાળના ઢંગ પર શિક્ષણ આપવું જાણતી હતી, આધુનિક પ્રણાલીથી બીલકુલ વિરૂદ્ધ હતો નિરાશ થઇને તેમણે પ્રથમ પોતાની પાઠશાળાઓની કન્યાઓને સ્ત્રીઅધ્યાપિકાનું કાર્ય શિખવાડવાનો આરંભ કર્યો. તેઓને પ્રથમ આ કામમાં ઘણી કષ્ટોની સામના કરવી પડી; પરંતુ અંતમાં તેઓને સફળતા મળી.

કષ્ટોતો ઘણાં ઉઠાવવાં પડયાં; પરંતુ વિદેશીઓએ ઘણી ચીની સ્ત્રિઓને શિક્ષણ દઇ દીધું તેમાંથી કેટલીક પ્રસિદ્ધ દેશ—ભક્ત, લેખક તથા ડૉક્ટર છે, ડૉક્ટર મેરી સ્ટોન, ડૉક્ટર ઇડાખાન ( યદિ હાલમાં તેઓનાં નામો અંગ્રેજ ઢબ પર છે પરંતુ એ બન્ને ચીની છે. ) ડૉક્ટર દેકિંગ ઇંગ, ડૉક્ટર લી બી ફૂ અને ડૉક્ટર જાઇ ફેંગ આદિ ચીનમાં પ્રસિદ્ધ ડૉક્ટર છે. સૌએ પાદરિઓની સહાયતાથી અમેરિકા જઇને ડૉક્ટરી શિક્ષણ પ્રાપ્ત કર્યું છે.

કયુકિંગ નગરમાં ડૉક્ટર મેરી સ્ટોનના ડેનફોર્થ મેમોરિયલ હૉસ્પિટલ નામનું એક મોટું ઔષધાલય છે તે સ્થળ ચિકિત્સા સંબંધી ઘણું પ્રસિદ્ધ ઔષધાલય છે અહીં ત્રણ હજાર રોગીથી અધિક રોગી પ્રતિવર્ષ તેની ચિકિત્સામાં રહે છે. દાઇઓનું શીક્ષણ આપવા સારૂ તેણે એક વિદ્યાલય પણ ખોલ્યું છે. તેમાં તે પોતેજ શીક્ષણ આપે છે પોતાના દેશીઓને શીક્ષણ આપવા સારૂ તેણે કંઇ અંગ્રેજી પુસ્તકોનો ચીની ભાષામાં અનુવાદ કર્યો છે. તેની પાસેથી શીક્ષણ મેળવનાર દાઇઓ પોતાના કામમાં ઘણી ચતુર નિકળે છે. અન્ય ઔષધાલયોમાં તેની પાસે શીક્ષણ મેળવનાર દાઇઓની ઘણી જરૂર પડે છે તે શીક્ષણ પણ ઘણું મેળવે છે તેણે ચિકિત્સા શાસ્ત્રના કેટલાક ગ્રંથો સર્વ સાધારણ મનુષ્યોના ઉપયોગમાં આવે તે કારણે ઘણીજ સરળ ભાષામાં લખ્યા છે. અધ્યયનશીલ થવા પર પણ તે રોગી નથી રહેતી તે ઘણી હસમુખી છે. તે સદા પ્રસન્ન ચિત્ત રહે છે અને ઘણીજ મીઠી વાત ચીત કરે છે.

પાદરીઓની ખોલેલી પાઠશાળાઓથી એક કામ ઘણું ઉત્તમ થયું છે. પાદરીઓ પગ બંધનના કાર્યથી ઘણા વિરોધી છે. જે બાળાઓ તેમની પાઠશાળાઓમાં શિક્ષણ મેળવે છે તે પોતાના પગ નહાના કરી શકતી નથી. તેમાં સંદેહ નથી કે કંઇ કન્યાએ પાઠશાળા છોડ્યા પછી પોતાના પગો બંધાવી લે છે. પરંતુ ઘણી કન્યાઓ પાઠશાળા છોડ્યા પછી પોતાના પગો બાંધવા તો દુર રહ્યા, પોતાની સખિ અને તેમની પરિચીત સ્ત્રીઓના કાનોમાં એવા મંત્રો ફુંકે છે કે તે દુષ્ટ રિવાજથી અલગ થઇ જાય છે.

## સ્ત્રી શિક્ષણના માટે ચીનાઓની ચેષ્ટા.

ઇ. સ. ૧૮૯૮ માં ચીની વ્યાપારીઓ અને અધિકારીઓએ મળીને શંઘાઇમાં એક કન્યાપાઠશાળા સ્થાપિત કરી. એ પ્રથમ પાઠશાળા હતી જે ચીનાઓના પ્રયાસથી સ્થાપિત થઇ. પુરૂષો તો તે પાઠશાળાને ધનની મદદ કરી હતી પણ સૌથી મોટું કામ સ્ત્રીઓએજ કર્યો શંઘાઇમાં રહેવાવાળી ચીની સ્ત્રીઓ પાઠ્યાલય

મહિલાઓની મળી, તેઓની પાસેથી પાઠશાળા સંબંધી સલાહ લીધી અને તેમની સલાહ મુજબજ કાર્યારંભ કર્યો પ્રથમ તે પાઠશાળામાં ઉચ્ચ વંશની સોળ કન્યાઓએ પ્રવેશ કર્યો દુર્ભાગ્યના વશથી ભૂતપૂર્વ મહારાણી ત્સિ હસીના હૃદયમાં એ વાત પેસી ગઇ કે આ પાઠશાળા મન્ચુરાજવંશને હાની પહોંચાડવાને માટે સ્થાપિત કરવામાં આવેલી છે. જેથી આ પાઠશાળા બે વરસ ચાલતા પર તુરત બંધ કરી દેવામાં આવી.

પરંતુ સ્ત્રી શિક્ષણ પર લોકોની શ્રદ્ધા વધતીજ ગઇ. ચીનાઓએ મહારાણીના કોપની કંઇ પરવા ન કરી મહોટાં મહોટાં નગરોમાં કન્યા-પાઠશાળાઓ સ્થાપિત કરવાનો આરંભ કરી દીધો. ઇ. સ. ૧૯૦૨ સુધી શંઘાઇમાં ચીનાઓના તરફથી ફરીથી બે પાઠશાળાઓ સ્થાપીત થઇ ગઇ. ઇ સ. ૧૯૦૩ માં એક, ઇ સ. ૧૯૦૪ માં એક ઇ. સ. ૧૯૦૫ મા ચાર, અને ઇ. સ. ૧૯૦૬ માં પણ ચાર પાઠશાળાઓ સ્થાપિત થઇ. એવી રીતે ઇ સ. ૧૯૦૭ ના આરંભમાં એકલા શંઘાઇ નગરમાં ચીનાઓ તરફથી બાર કન્યા પાઠશાળાઓ થઇ ગઇ. જે પાઠશાળાઓમાં આઠસેથી અધિક કન્યાઓ શિક્ષણ લેતી હતી. આ પાઠશાળાઓમાં વાંચવા લખવા ઉપરાંત શિલ્પકળા અને ઔષધશાસ્ત્ર સંબંધી પણ કેટલુંક જ્ઞાન અપાતું હતું. તેઓમાં વ્યાયામ કરવાને પરમાવશ્યક સમજવામાં આવતું હતું. પાંચ પાઠશાળાઓ એવી હતી જેમાં શિક્ષણ મેળવનાર કન્યાઓને પગ બાંધવાની પ્રથાનો ત્યાગ કરવાને ઉત્સાહિત કરવામાં આવતી હતી.

## સરકારી કન્યા પાઠશાળાઓ

ઇ. સ ૧૯૦૦ સુધી ચીની સરકારે સ્ત્રી-શિક્ષણને માટે કંઇ પણ ન કર્યું. તત્પશ્ચાત તે આ શિક્ષણ પક્ષપાતીઓને કંઇ સહાયતા આપવા લાગી. કેંઇ પ્રાન્તોના શિક્ષીત સાક્ષરોએ પણ પોત પોતાના પ્રાન્તોમાં કન્યા-પાઠશાળા સ્થાપીત કરી અને સ્ત્રી શિક્ષણનો પ્રચાર કરવાનો આરંભ કર્યો.

બાક્સર-વિગ્રહના પછી ચીનની મહારાણી પશ્ચિમ જાતીઓનું બળ પુરી રીતે સમજી ગઇ એ જોઇને કે પશ્ચાત જર્મનના અનુકરણથી જાપાન કેટલી ઉન્નતીપર આવ્યું છે કે આ એક મદન ચીન દેશને સહેજમાં પછાડી શકે તેમ છે. મહારાણીએ દેશમાં સુધારો તેમજ શિક્ષણનો પ્રચાર કરવાનો આરંભ કર્યો. સ્ત્રી શિક્ષણ તરફ પણ તેનું ધ્યાન ગયું તેણે બે લાખ રૂપીઆથી રાજધાની પેકીનમાં કેટલીક કન્યા-પાઠશાળાઓ સ્થાપીત કરી દીધી. તે સ્ત્રી-શિક્ષણનો એટલો પક્ષ ખેંચવા લાગી કે એક બે રલીમાના મઠ સુદ્ધાંમાં તેણે એક પાઠશાળા ખોલી દીધી. ઇ. સ. ૧૯૦૫ ફુચુ નગરમા સ્ત્રીઓને અદ્યાપી કામ શીખવાડવાને માટે એક વિદ્યાલય ખોલવામાં આવ્યું ઇ સ. ૧૯૦૬ માં ટેંગચૌ અને તેની આસપાસ નગરોમા પણ કન્યા-પાઠશાળાઓ સ્થાપીત થઇ ગઇ. તેજ વર્ષે મહારાણીએ કંઇ વિદ્વાનોને વિદેશની શિક્ષણપ્રણાલી જોવાને સારૂ પરદેશ મોકલ્યા. એ વિદ્વાનોએ ચીનમાં આવી શીક્ષણપ્રણાલીમાં ઘણા સુધારા કર્યા ઇ. સ. ૧૯૦૭ માં ચાંગશાના સરકારી વિદ્યાલયમાં અધ્યાપકોનું શિક્ષણ અને પ્રારંભિક વિભાગોમાં ત્રણ સ્ત્રીઓ અંગ્રેજી, ગણીત ચીની ભાષા અને ગૃહ પ્રબંધ શાસ્ત્ર ભણતી હતી. તેજ વર્ષે ત્સિની પ્રાન્તમાં એકસો એકત્રીશ કન્યા-પાઠશાળાઓ હતી, જેમાં ત્રણ હજાર કન્યાઓ શિક્ષણ લેતી હતી ઇ. સ ૧૯૦૮ મા સઝુચુઆ પ્રાન્તમાં ઓગણપચાસ સરકારી તેમજ ખાનગી પાઠશાળાઓ હતી જેમાં બઠ સો સત્તાણુ યુવતિઓ શીક્ષણ લેતી હતી. એકલા કેન્ટનમા પચીસ કન્યા પાઠશાળાઓ હતી ઇ. સ. ૧૯૦૮ મા શીક્ષણ વિભાગના મંત્રીએ દેશ ભરમાં કન્યા પાઠશાળાઓ સ્થાપિત કરવાનો વીચાર મહારાણીને જણાવ્યો અને તે પણ આજ્ઞા આપી દીધી કે મોટી મોટી પાઠશાળાઓમાં વિદેશી અધ્યાપી-

કાઓ નોકર રાખવામાં આવેલા બાળકો તથા બાળકીઓને માટે શીક્ષણ મફત આપવામાં આવ્યું સરકારી પાઠશાળાઓમાં ભણવા પૂસ્તકો પણ તીર્ધારીત કરવામાં આવ્યાં. ઇ. સ. ૧૯૦૯ માં સરકારના તરફથી નાનકીન નગરમાં નવ કન્યા પાઠશાળા સ્થાપીત થઇ એ નવ પાઠશાળાઓ તે કન્યાઓના અતિરીકત જે પાદરીઓ અને ખાનગી પાઠશાળાઓ શીક્ષણ લેતી હતી તેજ વર્ષમાં નાનકિંગ નગરમાં તેર સરકારી પાઠશાળાઓ સ્થાપીત કરવામાં આવી.

ચીનમાં સ્ત્રી શીક્ષણના ત્રણ વીભાગ છે સાતથી લઇને દશ વરસની ઉમ્મર સુધી કન્યાઓ પ્રથમ વીભાગમાં શીક્ષણમાં શીક્ષણ લે છે. તે આ ચારવરસની અંદર નૈતીક-શીક્ષણના અતિરીકત ચીની ભાષા, પ્રારંભીક ગણીત, ભરત ગુંથણ, સંગીત આદી શીખે છે. બીજા વીભાગમાં પણ ચાર વર્ષ સુધી શીક્ષણ લેવું પડે છે. જે વાતોના અતિરીકત જે પ્રથમ વીભાગમાં શીખવાડવામાં આવી છે. આ શ્રેણીમાં ચીની ઇતિહાસ અને સાહિત્ય, જાપાની અને અંગ્રેજી ભાષા, બીજ ગણિત, મનોવીજ્ઞાન શાસ્ત્ર અને વ્યાયામનું શીક્ષણ આપવામાં આવે છે. ત્રીજા વીભાગમાં અધ્યાપીકા બનવા અને બાળકો લાલન પાલન કરવાનું શીક્ષણ આપવામાં આવે છે. પ્રત્યેક જીલ્લામાં આ શ્રેણીનું એક વીદ્યાલય છે. આ વીદ્યાલયમાં પણ ચાર વર્ષ શીક્ષણ લેવું પડે છે. આમાં અધ્યાપીકાનું કામ, વીજ્ઞાન શાસ્ત્ર, ચિત્ર બનાવવું, ગૃહ પ્રબંધ, સીવણ, મહેનતનાં કામ તથા સંગીત આદીની શીક્ષણ હોય છે. આવા પ્રકારની સરકારી પાઠશાળાઓમાં સરકારની મંજુરી નથી લેવામાં આવતી સર્વ સાધારણ પણ સરકારની આજ્ઞા થઇને આવા પ્રકારની પાઠશાળાઓ ખોલી શકે છે. આ પાઠશાળાઓથી ઉત્તિર્ણ થઇને નીકળવા પર પ્રત્યેક મનુષ્યને ત્રણ વર્ષ સુધી કોઇ પણ પાઠશાળાઓમાં શીક્ષણ આપવાનું કામ કરવું પડે છે.

સરકારી પાઠશાળાઓમાં શીક્ષણ મેળવનાર કન્યાઓ રંગીન કપડાં નથી પહેરી શકતી. સાદાં કપડાં પહેરીને તેને પાઠશાળામાં જવું પડે છે,

સરકારી પાઠશાળાઓના મકાન નવાં બનાવામાં આવ્યાં છે, તેમાં લાકડાનો સામાન અને જે ચીજોના આધુનીક શીક્ષણ આપવામાં આવશ્યકતા પડે છે, કમી નથી. એ પાઠશાળાઓના શીક્ષક તથા શીક્ષીકાઓને પાદરીઓની પાઠશાળા કરતાં કંઇ અધીક પગાર મળે છે. ફૂચો નગરમાં સ્ત્રીઓના માટે એક નાર્મલ— સ્કૂલ છે. તેના શીક્ષકો અને શીક્ષીકાઓને ત્રીસ રૂપીઆથી લઇને એકસો વીશ રૂપીઆ સુધી માસીક પગાર મળે છે. અધીક પગાર આપવા યોગ્ય સ્ત્રી તથા પુરૂષોને સરકારી પાઠશાળાઓમાં નોકરી કરવાને માટે, ઉત્સહીત કરે છે. અદ્યાપી સરકારી પાઠશાળાઓમાં તે શાળા પ્રસિદ્ધ છે, તો પણ યોગ્ય અધ્યાપીકાઓની કમીના કારણે સ્ત્રી શીક્ષણ સંબંધી જેવી જોઇએ તેવી ઉન્નતી થઇ શકી નથી. પ્રથમ જાપાની સ્ત્રીઓને શિક્ષણ આપવા સારૂ નોકર રાખવામાં આવી હતી; પરંતુ તે ચીની ભાષા જાણતીજ નહોતી, અગર જાણતીતો ઘણીજ થોડી જે કારણે તે પુરી રીતે શિક્ષણ આપી શકતી નહી તત્પશ્ચાત્ પાઠશાળામાં શિક્ષણ લેતી કન્યાઓને એ વાતનો સારૂ ઉત્સાહિત કરવામાં આવી. કે તે શિક્ષણ લઇને, પાઠશાળા છોડવા પર, અન્ય કોઇ ધંધો કર્યા શિવાય અધ્યાપીકાનું જ કામ કરે એજ. માટે ટેસિન પ્રાન્તના સુબેદારે એક રાજ આજ્ઞા પ્રકાશીત કરી કે સરકારી પાઠશાળાઓમાં અધ્યાપીકાનું કામ શિખવા વળી પ્રત્યેક કન્યાને સરકારના તરફથી ત્રીસ રૂપીઆ માસીક સરકાર તરફથી મળશે અને શિક્ષણકાલ સમાપ્ત થવા પર તેને અધ્યાપીકાનું પદ આપવામાં આવશે વિદેશી સ્ત્રિઓતો અધ્યાપીકાનું કરવાવાળી ઘણી મળી શકતી પરંતુ સરકારે તેમને તે કારણથી નોકર ન રાખી કે તે સરકારી નોકરની હાસીયતમાં પણ

પોતાના ધાર્મિક વીચારોના પ્રચારને રોકવાને તૈયાર ન હતી જે વિદેશી સ્ત્રી અગર પુરૂષ સરકારી પાઠશાળામાં કામ કરે છે તેને પોતાની પાઠશાળાના નિયમોથી દુર થવું પડે છે તેને કાયદા કાનૂન તથા વિદેશી રાજ્ય—નૈતિક અન્દોલનોથી દૂર રહેવું પડે છે. આથમાં પાઠશાળાના અધ્યક્ષોની આજ્ઞાનું પાલન પણ કરવું પડે છે.

આટલું થવા પર પણ ચીનમાં ચાલુ સમયમાં હજારે એક સ્ત્રી શીક્ષીત છે. પરંતુ જે ગતીએ સ્ત્રી શીક્ષણમાં ઉન્નતી થઇ રહી છે તેને જોઇ કહેવું પડે છે કે, જાપાનની તરેહ કંઇ વર્ષોમાં ચીનની સ્ત્રીઓમાંથી પણ અવિદ્યાનો નાશ થઇ જશે. *

---

## કુદરત કીરતારની.

( નામ જપીશ નિત્ય તારૂં—એ ઢબ )

આપ ગતિ અતિ ન્યારી ! સૃષ્ટી સરજનારા
જો હૃદય ચક્ષુ ઉઘાડી, જગમહીં વસનારા.—
આપ૦ ૧

જમાના તણા ચકકરથી ચેતો !
ચડતી પડતી પણ સહુની દેખો !
ઇનસાનો આપણ અદના પેખો !
કુદરત ખાલીકની ખુબ દેખો !
જગત નાશવંત નિહાળી-સૃષ્ટી સરજનારા—
તા ૧૫-૬-૧૫ આપ૦ ૨

રાજકોટ. લી૦ મુસ્તાક.

* મેટનીબાલસીંદના એક લેખ ઉપરથી.

# બાળકોનો બાગ.

## ઝેરી ગેસ કેવી હોય છે ?

હાલ યુરોપમાં જે ભયંકર અને ખુનખાર લડાઇ ચાલે છે તેમાં જરમનો એક જાતનો ગેસ છોડી પોતાના મુકાબલાવાળા લશ્કરને ગુંગળાવી નાખે છે એવું આપણે સાંભળીએ છીએ તેની હકીકત જાણવાને ઘણા લોકો આતુર હશે. તેથી જરમનો જે ગેસનો ઉપયોગ કરે છે તેની હૃદયદ્રાવક હકીકત લંડન ટાઇમ્સના ખબરપત્રીએ પ્રસિદ્ધ કરી છે તે જણાવે છે કે પશ્ચિમ રણક્ષેત્રમાં ૬૦ નંબરની ટેકરી ઉપર બે દિવસ સુધી આ ભયંકર ઝેરી ગેસનો ઉપયોગ કરવામાં આવ્યો હતો અને તેથી આ ગેસથી પીડાતા જે મનુષ્યોને દવાખાનામાં લઇ જવામાં આવ્યા હતા ત્યાં હું તેમને જોવા ગયો હતો. શ્વાસ લેવાને માટે તેમને જે મુશ્કેલી પડતી હતી અને તેની વેદનાથી તેઓ જે હૃદયદ્રાવક ચીસો પાડતા હતા તેથી તે સીપાઇઓ કયા વોર્ડમાં છે તે પુછવાની પણ મારે જરૂર ન પડી આ વોર્ડમાં કુલ ૨૦ માણસો હતા તેમના ચ્હેરા તથા હાથ કાળા પડી ગયા હતા તેમના મુખ બંધ હતા અને તેમની આંખો પણ કાળાશપર હતી. શ્વાસ લેવા માટે તે પોતાનાં કાળાં પડી ગએલાં મોઢાં ઉંચાં નીચાં કર્યા કરતા હતા અને જે ચીસો નાખતા હતા તેથી મારૂં અંતઃકરણ પીગળી ગયું. આ ગેસ માટે હજી સુધી કાંઇ દવા શોધી કાઢેલી નહી હોવાથી તેમને ઉલટી કરાવી તે દ્વારા ગળામાંનો વળગી રહેલો કફ બહાર કાઢી નાંખાવવા તેમને ફકત મીઠું અને પાણીજ આપવામાં આવે છે આ ગેસની અસર પ્રથમ ફેફસાપર થાય છે અને છાતી કફથી ભરાઇ જાય છે એ કફ ધીમે ધીમે વધતાં શ્વાસ બંધ થઇ જાય છે અને ગળાથી છેક મોઢા સુધી ભરાતા માણસ મરી જાય છે આ ક્રીયા થવાને કોઇ કોઇ વખતે બબ્બે દીવસ પણ લાગે છે. આ ગેસથી ઘણા ખરા સીપાઇઓ તો ખાઇમાંજ મરી જાય છે અને જેને દવાખાનામાં લાવવામાં આવે છે તેમાંનો મોટો ભાગ રસ્તામાંજ મરી જાય છે જેના ઉપર આ ગેસની ઘણી થોડી અસર થાય છે તેમને ઘણું કરીને ન્યુમોનીયા થય છે. જરમનો આ ગેસને સીલીંન્ડરોમાં ભરી રાખે છે અને તે એટલા જોરથી છોડવામા આવે છે કે સો યાર્ડ ગયા પછીજ તે પ્રસરવા માંડે છે. પશ્ચિમ રણક્ષેત્ર મુજબ પુર્વ રણક્ષેત્રમાં પણ આનો ઉપયેગ કરવામા આવે છે આ ગેસના ગોટેગોટા પોતાના તરફ આવતા જોઇને રૈશીયનો હતાશ થઇ જાય છે. આ ગેસ ફકત માણસ ઉપરજ અસર કરતી નથી. પરંતુ પ્રત્યેક પ્રાણી ઉપર અસર કરે છે. જે પ્રદેશમાં આ ગેસનો ઉપયોગ કરવામાં આવે છે તે પ્રદેશમાં ગાય, ઘોડા વગેરે જીવતું રહી શકતું નથી.

# જાપાનમાં પતંગની રમત.

## પતંગની મેચ—

જેપાનમાં પતંગો ચઢાવવામાં મોટી હરીફાઇ ચાલે છે, અને તેની મેચો રમાય છે એ માટે બે અમ્પાયરો નક્કી થાય છે. પહેલા પતંગને ઉડાડીને તેને પુરતી ઉંચાઇએ જવા દઇને બીજા માણસો પોતના પતંગ એક બીજા સામે લડાવે છે. દરેક ટોળી પોતાનો પતંગ સામેના હરીફના પતંગ નજદીક લઇ જઇને તેની સાથે તે પતંગનો સમાગમ કરાવે છે પછી પોતાના હરીફનો પતંગ તોડી પાડવાની રસાકસી કરે છે. જે પતંગ સઘળાને હાર આપી પોતે એકલોજ સલામત ઉડયા કરે તે જીત્યો કહેવાય છે.

## પતંગ ચઢાવવાનો હુન્નર—

આવી રીને પોતાની જીત ટકાવી રાખવા પતંગને ઉડતી સ્થીતીમાં ચાલુ રાખવા ઘણાં ઘણાં માણસો તે પાછળ મેહનત ખેંચી રહે છે અને લાંબો વખત તેમાં રોકાઇ રહે છે હવે પોતાનો પતંગ બીજા સાથે કેમ લડાવવો એ એક ખરેખરો હુન્નર હોવાથી તે કાંઇ સહેલાઇથી શીખી શકાતો નથી. એકજ પતંગ પાછળ ૫૦ થી ૬૦ માણસો તેને ખેંચી ખેંચીને તદન લોથ પોથ થઇ જાય છે. ત્યાં સુધી પાછળ હઠતા નથી. ( આ તે પતંગ કે ટગ ઑફ વૉર. )

## ૯૦ ફીટના પતંગો—

આ હરીફાઇમાં કેટલાક પતંગો વપરાય છે, તે આ દેશની નજરે રાક્ષસી કદના ગણાવા જોઇએ. તે ૯૦ ફીટ જેટલા વીસ્તારવાળા ઘણાંજ મોટા અને ગોળ આકારના હોય છે. આ ૯૦ ફીટની તેઓની સાઇઝમાં તેને બાંધેલા પુછડાનો સમાવેશ થઇ જાય છે તે પતંગોની પહોળાઇ ૫૦ થી ૬૦ ફીટ થાય છે. અને તેમાં વપરાતો દોર એક ઇંચની જાડાઇના શણના દોરડાનો હોય છે, તેની લંબાઇ બે હજાર ફીટની થવા જાય છે

# મોત અને જીંદગી.

( મુન્શી વલીઉલહક નીઆ_લહક, એમ.સી—આંગરોલ. )

ઓ ! પ્યારી દુન્યા તને છેલ્લી સલામ ! ઓ ! મારા સગાં વહાલાં દોસ્ત આશના મા બાપ અને ભાઇ બેન તમને બધાને છેલ્લી સલામ ! હે ! મારૂં ઘરબાર અને મારી દરેક ચીજ વસ્તુઓ ! મેં તમારામાં મારી આખી જીંદગી ગુજારી છે અને દુઃખ તથા સુખ ઉઠાવ્યું છે, આજે તમારાથી પણ હમેશના માટે જુદો થાઉં છું તમારી યાદ મને બહુ સતાવશે. હું તમારો દરેક વખત ખ્યાલ રાખીશ. ઓ ! મારી દુઃખ અને સુખના સાથી મારા જાન અને માલ, ઓ ! મારી વહાલી અને તાબેદાર પ્રીય સદ્‌ગુણી કામની, તેં મારી ઘણી સેવા ચાકરી કરી છે અને મારા ખોટા અને ખરા વખતમાં મારી મદદગાર થઇ પડી છે આજ તને પણ છેલ્લી સલામ છે જો મેં સારા કર્ત્તવ્ય કર્યાં હશે તો સ્વર્ગમાં મળીશું, પ્રિય કામની તું મને યાદ કરી રડતી મા. તું પણ એક દીવસ આજ રસ્તે મારી પાછળ આવશે તને મારૂં એટલુંજ હવે કહેવું છે કે મને યાદ કરી મારા હકમા દુવા કરજે બસ.

ઓ ! મારી પ્યારી શોકની વસ્તુઓ અફસોસ ! આજે તમારાથી પણ હું છુટો થાઉં છું તમે મારા દીલને ઘણી વખતે આરામ આપ્યો છે આજે તમને પણ આખરી સલામ, સલામ, સઉને છેલ્લી સલામ

પ્રિય વાંચકો મરનારના હાલ પર વીચાર કરો અને લખેલી હકીકત લુઓ તો એક સારો ધડો લેવા સમાન છે કે મોતનો વખત કેવો મુસીબતનો હોય છે કેટલાકતો મરતી વખતે એવા એવા મન તોડનાર શબ્દો બોલી દુનીયાથી કુચ કરે છે અને કેટલાકને તો એટલું કહેવાનો અવકાશી મળતો નથી મતલબ કે દરેક માણસ મરતી વખતે ઉપર લખેલી હકીકત માંથી કંઇ પણ વીચાર વીના મુઝાએલા મનમાં નાખ્યા વગર જતો નથી એવા એવો વીચારોમાંજ હોય છે કે મોત આવી ગરદન દબાવે છે. પ્રિય વાંચકો ? મોત શું છે ? અને જીંદગી કોને કહે છે ? ખરો ભેદ અને અર્થ મોત અને જીંદગીનો શું છે ? એતો હમણા વિદ્વાનો માટે છોડીશ પણ સાધારણ અક્કલ પ્રમાણે બે બોલ આ તકે લખું છું:—

જીંદગી તેવી હાલતને કહે છે કે જેમાં માણસ પંખી અને પ્રાણી પોત પોતાના વીચાર અને મરજી મુજબ પોતાને દરેક રીતે "આઝાદ" એટલે છુટો સમજે, પોતાની મરજી માફક હોય પણ કૃત્ય કરવાને પોતાને શક્તિવાન અને લાયક જાણે, પોતાના આરામ માટે જેટલી કોશીષ અશક્ત હોય તે કરીને આરામ મેળવે છે, અને જીંદગીની જરૂરી વસ્તુઓ પુરી પાડી શકતો હોય ટુંકમાં જીંદગીનો એજ મતલબ અને સાધારણ "શીલોસોફી" છે.

મોત એવી હાલતને કહે છે કે જે જીંદગીથી તદન ઉલટી હોય અને દુનિયાની હાલત વીગેરે બાબતની કંઇ પણ અસર ન થઇ શકે અને એક એવી તો અન્તયમી બરેલી નવી દુનીયામાં ત્યાગ કરી જવું કે જેની કંઇ ખબર મળતી નથી.

**શએર.**

મરને વાલેપે હાય કયા ગુજરી,
કુછભી વાંકી ખબર નહી આતી.

હા ! એવા એવા વીચારો અને તેના મતલબ ઘણા લાંબા અને ઉંડા છે કે જે મોરી

કમજોર કલમથી હાલ લખાય તેમ નથી અફસોસ ! આપણે એ તરફ લગારે નજર ઉઠાવી જોતા નથી કારણ જીંદગીની એક એક પળ ઘણી કીમતી છે.

જ્યારે માણસ મરવા લાગે છે ત્યારે તે વીચાર કરે છે કે જો મેં મારા દરેક કામો સંપુર્ણ કરી લીધા હોત તો કેવું સારૂં થાત પરંતુ તે વખતે એવા ખ્યાલ વ્યર્થ છે કારણ કે તેનુ મોત આવી પહોંચ્યું છે તેની જીંદગીનું જામ છલકાઈ ચુક્યું છે, મોત આવ્યા પહેલાં જો એવા વીચાર આવતે તો કંઈ ફળ દાયક સાબીત થતે આ કીમતી જીંદગીની કદર અને તેને સારા સારા કૃત્યોમાં ખર્ચ કરવી એ તો મહાન પુરૂષોનોજ હક છે કે, જે એક મીનીટ પણ નકામા બેસી રહેતા નથી.

હવે મરનારના તે વીચારો કે જે હું ઉપર લખી ચુક્યો છુ તે દ્રષ્ટાંત રૂપી દર્શાવું છું ત્યારે માણસને કોઈ સખત બીમારી અથવા કોઈ બીજા કારણસર પોતાના મોતનું યકીન થઇ જાય છે કે હવે હું થોડીવારમાં આ દુનીયાથી કુચ કરી જઇશ ત્યારે તેને જુદા જુદા અનેક વીચારો આવી ઘેરીલે છે કે હાય ! મે જીંદગીમાં કંઇ ન કર્યું અને આખરે આ દુનીયાથી નીષ્ફળ થઇ બીજી દુનીયામાં જાઉ છું, મારા તે શા હાલ થશે ! એવા એવા વીચારોથી છુટકારો થયો નથી. કે બીજી દુનીયાનો ડર કે જે મઝહબે ( ધર્મ ) જીંદગીમાં બતાવી રાખ્યો છે અને જેને તે વખતે કંઇ ગણતરીમાં એ લેતા ન હતા હવે એને ઘણું દુ:ખ દેછે અને ચેન લેવા દેતો નથી આખરે એવીજ હાલતમાં પશ્ચાતાપ કરતો પોતાના દરેક સંબંધને તોડનો પોતાના સગાં વહાલાંને છેલ્લી સલામ કરતો અને પોતાની દરેક ચીજથી છુટો થતો આ દુનીયાથી કુચ કરે છે કે ઓ ! મારી પ્યારી દુનીયા તને છેલ્લી સલામ છે કોણ જાણે હવે તને છોડી કઇ દુનીયામાં જઇશ અને તારાથી ફરી ક્યારે મેળાપ થશે હું તુજમાં રહી નાનપણથી મોટો થયો ઘણાં ઘણાં આરામ ચેન ઉઠાવ્યા હવે તો મારી " રૂહ " મારા બદનને તજે છે કે જે " રૂહ " ના સબબે આ માટીનુ બદન થોડા દીવસ આ દુનીયામાં સૌથી શ્રેષ્ટ બની જમીન પર ફર્યો અને હવે પોતાના અસલમાં મળી જશે.

**શએર.**

ટો હે મીટીકા બાદે સબ્બે રૂહ<br>
સચ યેહ હે કે કુછભી નહીં ઇન્સાનમેં.

આખરે " રૂહ " આ બદનને તજી બીજી દુનીયામાં એટલે ખુદાની તરફ ચાલી જશે ત્યાર પછી જો મારા લાગતા વળગતાઓની મરજીમાં આવશે તો તે ઇજત આબરૂથી બદનને જમીનમાં દફન કરશે નહીં તો કોણ જાણે શા હાલ થશે.

જો સારા કૃત્યો કર્યા હશે તો " રૂહ " ને ત્યાં આરામ મળશે નહીં તો એવી એવી સખત મુસીબતોનો સામનો થશે કે ખુદાની પનાહ. !!

મતલબ કે માણસ કંઇ ચીજ નથી માટે લગારે સુસ્તી ન કરતાં સારા કામો કરો અને કોઇના દીલને આઝાર પહોંચાડો નહીં. આ દુનીયાનો ભપકો અને જાહોજલાલી વ્યર્થ છે એની તરફ લગારે મનને લલચાવા દેશો નહીં અને મોતનો હરદમ ખ્યાલ રાખજો.

---

# હીરા માણેક અથવા હિતવચનો.

૧....દરેક માણસનો મોટો શત્રુ તે આળસ છે. ને તે ચીંથરા પહેરાવે છે.

૨....શરીરને તેમજ મનને વધારે કસવાથી તે કેળવાય છે અને જીંદગીમાં જે કામ કરવાના તે બંનેને જરૂર પડે છે કે પ્રસંગ આવે છે તે કામ કરવાને શકિતમાન થાય છે.

૩....મેહેનતુ માણસને જેવું મહેનતથી મેળવેલું અન્ન સ્વાદિષ્ટ લાગે છે તેવુંજ મનને શ્રમ આપીને મેળવેલું જ્ઞાન શ્રમ આપનારને મીઠું લાગે છે.

૪....જે માણસના શરીર, બુદ્ધિ ને જાતિના ગુણો કે ચરિત્ર કેળવાયલાં નથી તે માણસ કેળવાયોજ નથી.

૫....જે માણસ પોતાની ફરજ બરાબર બજાવે છે તે સદા સંતુષ્ટ રહે છે ને તેને કદી ભય રહેતો નથી.

૬....જ્ઞાન મેળવવાના કરતાં ડહાપણ મેળવવું એ સારૂં છે. કેમકે ડહાપણનો ખોરાક જ્ઞાન છે.

૭....અભિમાનને વેગળેથીજ હાંકી કહાડજો કેમકે અભિમાન માણસને નરકના સ્થાનમાં લઇ જાય છે.

૮...કોઇ માણસના વાંક કે ખોટી ચાલને માટે તેની પાછળ બડબડવું તે નીંદા રૂપી નીચ કર્મ છે. હિંમત હોય તો તેના સુધારાના હેતુથી તેના સન્મુખ કહેવું, અને તેની હીંમત ના હોય તો ચુપ રહી એ વિશે ફરી બોલવું નહીં તે ઘણુંજ સારૂં છે.

૯....જે કામ કરો તે તમારી સઘળી શકિતવડે કરો; તમારૂં કામ તમને હાંકે તેવું ના કરો, પણ તમે તમારા કામને હાંકો.

૧૦....જે કરો તે સંપુર્ણ રીતે કરો. થોડું કરવું પણ તે સંપુર્ણ રીતે કરવું.

૧૧....જે કામ માથે લેવું તેમાં મન લગાડીને મચ્યા રહેવું એટલે તે ઉત્તમ રીતે સફળ થશેજ.

૧૨....દરેક સાથે ચોખા હૃદયથી અને સ્પષ્ટ વાણીથી બોલવું, અને જીભ આપણા હૃદયને છેતરી ન જાય માટે ચોખી રાખવી.

૧૩...દરેક માણસનું નાનામાં નાનું અંગ જીભ છે પણ તે મોટું અંગ ગણાય છે અને તે વડે માણસ ઓળખાય છે કેમકે મુર્ખ જ્યાં સુધી ના બોલે ત્યાં સુધી તે ડાહ્યો ગણાય છે માટે જીભને કબજે રાખવી એ જરૂરનું છે.

૧૪....સત્ય વડે અસત્યને ભલાઇ વડે બુરાઈને અને નમ્રતાથી ક્રોધને જીતો.

૧૫....વિદ્વાન માણસ આગળ પૈસો દાસ જેવો છે. માટે વિદ્યા મેળવો એકદમ પૈસાદાર તો થઈ શકાય પણ એકદમ ડાહ્યા નજ થવાય.

૧૬....ડાહ્યા થવાને ઠરેલ થાઓ ઉછાંછળા ના થાઓ; ઇર્ષા નહી પણ સ્પર્ધા કરતાં શીખો.

૧૭....પવિત્ર ગૃહસંસ્કાર કે સત્ય સંગતિ વિના હૃદય પવિત્રતા પ્રાપ્ત કરી શકાતીજ નથી.

લી. અબ્દુલ હબીબ બાવા-ધોરાજીવાલા. (બનુસા).

---

પાંચ વરસનો ભાઈ—જો હું મોટો થઇને નિશાળમાં માસ્તર થઇશ.

૭ વર્ષની બહેન—અને હું મોટી થઇને આઠ દસ બાળકોની માતા થઇશ.

ભાઈ—પણ તેઓ ભણવા આવશે ત્યારે ચામડું ફાડી નાખીશ.

બહેન—ઉભો રહે ! હું આજેજ બદલો લઇ લેઉં ( દે ઢપાઢપ. )

---

આટલુ કહી યમુનાબાઇ મારા તરફ જોવા લાગી મારો અભિપ્રાય શો છે. હું તે વિચારી રહ્યો હતો કે યમુનાબાઇનો આ વ્યવહાર ઘણો દુષિનીય છે.

સ્વામીજીથી ગુપ્ત રાખી બીજા પુરૂષ સાથે આમ મળવું અને તેની અજ્ઞાનાવસ્થામાં બકસને ગીરો મુકવી અત્યન્ત અનુચિત છે. હું આ વિચાર પ્રકટ કરવાનો હતો, પણ યમુનાબાઇ મારા મનના ભાવને જાણી ગઈ અને બોલી "આપના વિચારથી આ કાર્ય અનુચિત છે, પરંતુ હું લાચાર છું. બીજાના વિચારમાં આ કાર્ય અનુચિત થાત તેથી હુ આપના આશ્રમમાં પીતામ્બરને મળવા આવી છું પીતામ્બર તે બકસ લઇ રૂ. ૨૦૦૦ આપવા તૈયાર થયો છે. તેણે કહ્યું છે કે ઠરાવેલે દીવસે બકસ તેને પહોંચાડવાથી રૂપીઆ મળશે, પરંતુ બકસ પહોંચાડે કોણ ? હું સ્ત્રી છું, જઇ શકતી નથી. સ્વામીજીથી તો ગુપ્ત છે. દાસ દાસીઓને આ ગુપ્ત કાર્ય સોંપવું મુર્ખતા છે, તેમનો વિશ્વાસ શો ! પણ આપ મારા એક બન્ધુ છો તમારા પર મારો પૂર્ણ વિશ્વાસ છે. મારી તમારા પ્રત્યે પ્રાર્થના છે તે તમો આ દુઃખીણી પર દયા કરો."

યમુના બાઇના નેત્રોમાં અશ્રુભરાઇ આવ્યાં, સજળ નેત્રોથી મારા સામે જોવા લાગી, તેની આવી દુઃખનીય દશા જોઇ મ્હારૂં હૃદય ભરાઇ આવ્યું. મેં વગર વિચારે આ અનુચિત કાર્યમાં સહાયતા કરવાનો સ્વીકાર કર્યો.

## એકાદશ પરિચ્છેદ.

તે દિવસ પીતામ્બર પણ મને એકાન્તમાં મળ્યો. તેને મેં ઘણો હર્ષિત જોયો તે કદચિત તેનું વિચાર તો હશે કે યમુના બાઇને લીધે તે સમ્ભવિત નહિ હશે કે તે પછી ૨૦૦૦) રૂપીઆ આપી બકસ છોડાવી લે, અલબત બહુ મૂલ્ય બકસ અલ્પમૂલ્યમાં તેનું થઇ જશે. તેના આનન્દનું કારણ તેજ હશે. પરસ્પર વાતચીત કરીને તે નિશ્ચિત થઇ ગયો કે આગામી સપ્તાહના શુક્રવારે યમુનાબાઇની પાસેથી તે બકસ લેઇ તીજા પહોર તેના મકાન પર પહોંચાડું અને રૂપીઆ લઇ યમુનાબાઇને આપી દઉં.

બે ત્રણ દિવસ પછી પિતામ્બર અને યમુના બાઇ બન્ને આશ્રમથી પોત પોતાને ઘેર ચાલ્યા ગયા; તેમની સાથે મારા હૃદયની શાન્તિ પણ જતી રહી. ઇશ્વર જાણે મારા આગર્હિત કાર્યમાં સહાયક થવું યમુનાબાઇના માટે શુભ થશે અથવા નહિ.

મેં પરમાનન્દને આ વિચારોની કંઇ સુચના આપી હતી નહી પરંતુ તેની ચાલથી મને તે સન્દેહ થયો હતો કે આ વાતનો કંઇકંઇ પતો તેને મળી ગયો છે. એક દિવસ—નિર્દિષ્ટ શુક્રવારથી એક દિવસ પહેલા—તેણે મને કહ્યું "રશ્મિકાન્ત, કાલ સૌની ભાગ્ય પરિક્ષાનો દિવસ છે ! ઇશ્વર તમારૂ કુશળ કરે."

આ વાતથી મારૂં હૃદય કમ્પી ઉઠયું—કોઇ અભાગિનીય અમંગળની આશંકાથી મારૂં હૃદય ચંચળ થઇ ઉઠયું. પરંતુ પરમાનન્દે આ વાત કેમ જાણી અને કેવી રીતે ? આમ કેહેવાનું તાત્પર્ય શું છે ? ખૈર, મેં પરમાનન્દને કંઇ કહ્યું નહિ, કોઇ રોગીને જોવા માટે આશ્રમથી બહાર ગયો.

રાત્રિ વ્યતિત થઇ પ્રભાત થયું. આજ તેજ નિર્દિષ્ટ શુક્રવાર છે. ! કેટલાક દિવસોથી મારૂં મન ઉભરાઇ રહ્યું હતું આજ અધિક ગભરાવા લાગ્યું. પ્રભાતના નિત્ય કર્મથી પરવારી યમુના બાઇને ત્યાં ગયો. જ્યારે ત્યાંથી હું હીરાની બકસ લઇ આવ્યો ત્યારે અગીયાર વાગી ગયા હતા. પરમાનન્દની ખબર પુછી ત્યારે માલુમ પડયું કે તે પ્રભાતથીજ કંઇ બહાર ગયા છે, હમણા સુધી આવ્યા નથી, ન માલુમ કયારે આવશે. આથી મ્હારી ચિન્તા અધિક વધી ગઇ. હું તેની સલાહ લેવા ચ્હાતો હતો. પરન્તુ તે નથી કરી શકતો કે કઇ વાતની કેમકે હું પોતેજ જાણતો ન્હોતો આ અનિશ્ચિત

કાર્યમાં સહાયતા કરવી અનિચિત અવશ્ય છે, પણ આપત્તિ આવશે તેવો સંભવ નથી. ન જાણે પછી કંઇ અણધારી આપત્તિએ મને શંકાશીલ બનાવી દીધોછે. હું પરમાનન્દની વાટ જોવા લાગ્યો, પરંતુ પરમાનન્દની કંઇ ખબર નથી. ધીરે ધીરે એક વાગી ગયો, બે વાગ્યા, ત્રણ થયા, સુર્ય દેવ પશ્ચિમ તરફ વધવા લાગ્યા, પરન્તુ પરમાનન્દ આવ્યા નહિ. હું હવે થોભી શકતો નથી, કેમકે પીતામ્બરના મકાને પહોંચતાં એક કલાક થશે, પછી રૂપિઆ લઇ સન્ધ્યા પહેલાં યમુનાબાઇના મકાન પર પહોંચાડવા છે. તે સુસાન મેદાનમાં રાત્રિના વખતે ચાલવું ભયંકર છે. તેથી મેં પરમાનન્દની આશા મુકી, બકસને લુગડામાં લપેટી બગલમાં દબાવી હતાશ થઇ પીતાંબરને ત્યાં ચાલ્યો જ્યારે ત્યાં પહોંચ્યો ત્યારે સાડાચાર વાગી ગયા હતા.

## દ્વાદશ પરિચ્છેદ.

પીતાંમ્બર ઘેરજ હતો. મને આવતાં જોઇને તે ઘણો ખુશી થયો અને મારો ઘણો આદર સત્કાર કર્યો. " આવો આવો ડૉકટર સાહેબ, હું ઘણા વખતથી તમારા આવવાના રસ્તા તરફ જોઇ રહ્યો હતો. શી વાત છે, આટલું મોડું કેમ થયું ? " મેં અવીજ બે ચાર વાતોથી તેમને સંતુષ્ટ કરી કહ્યું. " લ્યો આપની બકસ, અને કૃપા કરી રૂપીઆ આપી દ્યો. હમણાં જવા ચાહું છું. કેમકે રાત્રિ થવાનો (પડવાનો) વખત થઇ ગયો છે. "

આ સમય હમો બન્ને કમરાની અન્દર ગયા. તે તેની બેઠક છે. પીતામ્બરે તે બકસના ઘણા આગ્રહથી મારા હાથમાંથી ખુંચવી લીધી. તુરત અજવાળા–બારી પાસે જઇ તેને જોવા લાગ્યો. તેની આંખોમાં એક અસાધારણ જ્યોતિ મેં જોઇ કેમકે સાધારણતઃ પશુઓમાં તે સમક્ષ જોવામાં આવે છે. જ્યારે તે શિકાર પર તુટી પડે છે. તેવી જ્યોતિમાં પાટાલોના નેત્રોમા પણ જોઇ છે. તેવી અવસ્થામાં તે ભયાનક હોય છે તથા અલૌકિક કાર્ય કરી બેસે છે. તે વખત પરમાનન્દની તે વાત યાદ આવી. બીકને લીધે મારૂં શરીર ઠંડુ થઇ ગયું. યદિ તેનું મસ્તક વિકૃત થયું તો કંઇ આશ્ચર્ય નથી કે તે મારા પર અત્યાચાર કરે, હુ સાવધાનીથી તેને જોતા લાગ્યો કંઇ વખત પછી તેણે તે બકસથી પોતાની દ્દષ્ટિ ખસેડી બકસને એક લોખન્ડની પેટીમાં મુકી તાળુ વાસી દીધું. પછી મારી સામે આવી બોલ્યો " હા, બકસ નિસન્દેહ બહુમુલ્ય છે,બલ્કે મેં જેવી ધારી હતી તેથી અધિક કિંમતી છે યમુનાબાઇ શું સમજતી હશે ? તે બકસ તો હાવે મારી છે, જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તે મારી પાસેથી કોઇ લઇ શકતુ નથી.

મેં " ઉત્તર આપ્યો " તે આપ જાણો અને યમુનાબાઇ જાણે, મારે તે વાતનો શો સમ્બન્ધ છે ? પરંતુ તેના ૨૦૦૦ રૂપીઆ આપી દો મારે બહુ દુર જવું છે. યદી રૂપીઆ નથી આપના તો બકસ પાછી લાવો, હું હવે થોભી શકતો નથી. "

પીતામ્બરે કહ્યુ " હા, હા, રૂપીઆ હમણાં હું આપી દઉં છુ આપ ગભરાવો છો કેમ ? ઘણા દુરથી આવ્યા છો જરા વિશ્રામ તો કરો. આવો હાથ મોઢું ધોઇ નાંખો, આપને માટે ખાવાનું તૈયાર રાખ્યું છે. કૃપા કરીથોડું ભોજન કરી લ્યો. "

મેં વિચાર્યું બીજી શી આપત્તિ છે ! ખાવામાં તો વાર થઇ જશે. યદિ ભોજન પર નહિં બેસું તો તેનામાં પૂર્વે જે ગાંડપણનાં ચિન્હ જણાતાં તે ફરી આવી જાય. મારે કોઇ પ્રકારે રૂપીઆ લેવા છે. બકસ પાછી મળવી તો હવે દુર રહી. વિચાર સમજી મેં જવાબ આપ્યો " ઠીક છે, આપે મારા માટે ભોજન બનાવવામાં મહેનત ઉઠાવી તેથી હું ઘણો આભારી છું. પરન્તુ શીઘ્રતા કરો. નોકરને બોલાવો, હાથ, મોં ધોવા પાણી લાવે."

"આ ઘટનાઓનો પૂરો હેવાલ પરમાનન્દને વિદિત નથી જેવી મેં દરમ્યાન કાઢી છે." રશ્મિકાન્તનો આ વિચાર સંપૂર્ણ અશુદ્ધ છે. પ્રિય વાંચક ! આપજ વિચાર કરી શકો છો કે યદિ આ ઘટનાઓ મને સારી રીતે વિદિત ન્હોતી તો હું કેવી રીતે યથા સમય પીતાંબરના મકાન પર હાજર રહેતો અને રશ્મિકાન્તને મૃત્યુના હાથ માંથી બચાવ્યો નહિ, નહિ, યથાર્થમાં ઘણી વાતો મને માલુમ હતી. પીતાંબર અને યમુના બાઇ બન્નેમાં વાતચીત, રશ્મિકાન્ત અને યમુના બાઇ તથા રશ્મિકાન્ત અને પીતાંબર વચ્ચે જે વાતચીત થઇ હતી એ મને વિદિત હતી. જાસૂદ માટે તે કઠિન કામ ન્હોતું, વીશેષ કરીને જ્યારે હું અને તે ત્રણે મનુષ્યો એકજ મકાનમાં રહેતા હતા,

પીતાંબર પર મારો સન્દેહ પહેલાંથીજ હતો. પરંતુ જે દિવસ હું છોટાલાલની માતાની આજ્ઞાનુસાર ઝરૂખામાં તેણે કહેલો દૃશ્ય જોવા ગયો ત્યારે ઝરૂખા સામે આવળનું વૃક્ષ જોઇ આવ્યો હતો તે દીવસથી મારો દૃઢ વીશ્વાસ થઇ ગયો હતો કે છોટાલાલનો ખુની પીતાંબર શીવાય બીજો કોઇ નથી. પરંતુ આ વાતે મારે સીદ્ધ કરી બતાવવી હતી.

પીતાંબર અને યમુનાબાઇ ફરી આશ્રમમાં આવ્યા જેથી મારા કામમા સરલતા થઇ હુ તેમના અજાનમાં તેમની પાસે રહેવા લાગ્યો અને આશ્રમમાં તેમના આવવાનો ઉદ્દેશ પ્રગટ થઇ ગયો પીતાંબરને નવો શીકાર મળ્યો છે તેની જે ચતુરાઇ છે તે શુક્રવારે પ્રગટ થઇ જશે તેથી હું તે દીવસની પ્રતિક્ષામાં રહ્યો. બે દીવસ સન્ધ્યા સમયે પીતાંબરના મકાને ચોરીથી ગયો અને બહારથી જ્યાં સુધી બન્ને મકાનની બનાવટ જોઇ લીધી પીતાંબરનો એકજ નોકર છે. પતો લગાવ્યો કે તે કયા સમયે બજારમાં જાય છે; એક દીવસ બજારમાં તેની સાથે દોસ્તી કરી હું પણ નોકરના વેશમાં હતો. વાતોમાં જાણી લીધું કે છોટાલાલની હત્યા સમય તે પીતાંબરના માટે પુને મોકલ્યો હતો ત્યારે તે નીશ્ચય થઇ ગયો કે આ સમય પણ નોકરને પીતાંબર કોઇ પણ બ્હાને બહાર મોકલી દેશે. યથાર્થમાં થયું પણ તેમ શુક્રવારે નોકર ચાલ્યો ગયો, અને મકાન પર પીતાંબરના ભયાનક પાપ કર્મનો એક સાક્ષી ના રહ્યો.

શુક્રવારનો પ્રભાત થતંજ હુ કે ટવાળીમાં ગયો. ઇન્સ્પેક્ટરને કંઇ વાતો કરી. સન્ધ્યા થવાના કંઇ પહેલાં ઇન્સ્પેક્ટર સાહેબ, હું અને ચાર અલગ્ગત કોન્સ્ટેબલ માધાસુ વેશમા પીતાંબરના મકાન પર પહોંચ્ય. પીતાંબરની વાડીકામાં આમતેમ સંતાઇ ગયા હું અને અને ઇન્સ્પેક્ટર દીવાલ ઓળંગી બગમાં ગયા. હમોએ દુરથી જોયુ કે રશ્મિકાન્ત અને પીતાંબર વાતો કરતા કરતા ઝરૂખામાં જઇ રહ્યા છે. એટલામાં કોન્સ્ટેબલ પણ અન્દર આવી ગયા. હમો બન્ને—ઇન્સ્પેક્ટર અને હું કોન્સ્ટેબલોને બહારપર ચોકી રાખવાનું કહી, મકાન પાછળથી તેની અંદર ઘુસ્યા દ્વાર અન્દરથી બન્ધ હતો, પરંતુ હમારી પાસે દ્વાર ઉઘાડવાના અસ્ત્ર હતા ઘણી આવચ તીથી હમો બન્ને દરેક કમરો જોતા આગળ વધવા લાગ્યા એટલામાં ઉપરથી આવવાનો કોઇનો પગનો શબ્દ સાંભળ્યો. હમો બન્ને એક બારણા પાછળ ચૂપકીથી સંતાઇ ગયા. જોયું કે પીતાંબર હાથમાં લેમ્પ લઇ એક કમરામાં ઘુસ્યો છે. હમો ફરી તેના પાછળ ચાલ્યા. બહારથી તે કમરા અન્દર જોવાથી હમો સ્તબ્ધ થઇ ગયા તે કમરો તે ઝરૂખા નીચે છે જ્યાં રશ્મિકાન્ત બેઠા છે. ઇન્સ્પેક્ટરને ત્યાંજ મુકી હું દોડતો દોડતો ઝરૂખે જઇ પહોંચ્યો અને બૂમ પાડી રશ્મિકાન્તને ખુરશીપરથી ઉઠવા માટે કહ્યું. આગળ જે થયું તે વાંચકોને વિદિત છે. યદિ એક પળવાર થતી તો રશ્મિકાન્તની તે દશા થાત જેવી છોટાલાલની થઇ હતી.

આ તરફ ઇન્સ્પેક્ટરે મારા ઉપર દોડી જવા પછી સીટી વગાડી. પરંતુ એટલું કરવામાં જે વિલંબ થયો તે સમય ભીતરજ પીતાંબરે તે ☞

સીટીનો અવાજ સાંભળતાંજ પીતાંબરે પાછળ જોયું. ઇન્સ્પેક્ટરને જોતાંજ સહસા તે અતિ વેગથી તૂટી પડ્યો અને ઇન્સ્પેક્ટરનું ગળું જોરથી દબાવવા લાગ્યો. ઇન્સ્પેક્ટર તેના હાથ છોડાવવાની ચેષ્ટા કરવા લાગ્યા, પરંતુ એટલામાં કાન્સ્ટેબલ દોડતા આવી પહોંચ્યા અને ઘણી કઠિનાઇથી ઇન્સ્પેક્ટરને છોડાવી પીતાંબરને પરાસ્ત કર્યો અને સજડ બાંધી દીધો. હું પણ રશ્મિકાન્તને લઇ ત્યાં આવી પહોંચ્યો. રશ્મિકાન્ત ઘણા વખત સુધી અચંબામાં રહ્યો. પીતાંબર બન્ધનની દશામાં ક્રોધને લીધે આંખો લાલ કરી દાંત પીસતો હતો. હમો તેને ત્રણ કાન્સ્ટેબલના હવાલે સોંપી તે કમરીમાં ગયા, જ્યાં તે મશીન રાખી હતી. હમોએ જોયું મશીન અદ્ભુત કારીગરીનો નમુનો છે. તેમાં એક લોખંડનો અત્યંત દ્રઢ સ્પ્રિંગ (Spring) જેવી ઘડીઆળમાં હોય છે બનેલી હતી જેના સંબંધ છત સાથેના એક પથ્થર સાથે તે ખુર્શી જડેલી હતી જેના પર અલ્પકાળ પહેલાં રશ્મિકાન્ત બેઠો હતો. એક ચાવી ફેરવવાથી સ્પ્રિંગ કસી જાય છે. અને બીજી એક ચાવી લગાવવાથી સ્પ્રિંગ ઘણા વેગથી ઉછળે છે, સાથેજ ખુર્શી સાથે પથ્થરની જે દશા થાય છે તે વાંચોને વિદિતજ છે. યદિ કોઇ માણસ તે સમય તે ખુરશી પર બેઠો રહેતો તે પણ બંદુકમાંથી જેમ ગોળી છુટે છે તેવી રીતે બહુ દુર જઇને પડે. તે ખુર્શી સામેજ તે બાવળનું વૃક્ષ હતું. અભાગીઓ મનુષ્ય ઉછળતાં સમય તે વૃક્ષની વચમાં થઇ પૃથ્વી પર પડે.

તપાસ કરતાં બકસ, મોતીનો હાર ઇત્યાદિ પીતાંબરના મકાનમાંથી જડ્યા જેથી સિદ્ધ થઇ ગયું કે છોટાલાલની હત્યા પીતાંબરેજ કરી હતી.

ન્યાયાધીશે પીતાંબરને ફાંશી દેવાનો હુકમ કર્યો અને મોતીનો હાર છોટાલાલની માતાને આપી દીધો.　　　　"સંપૂર્ણ."

"દીવાન."

# હિંદ નિર્ધન અને નિર્માલ્ય કેમ થતું જાય છે?

આ સવાલનો જવાબ "બાળલગ્ન" છે. એક બાર વર્ષની છોકરી બાળલગ્નથી સંતાન પેદા કરવા માંડે છે, તે જ્યારે ચોવીશ વર્ષની ઉમરે પહોંચે છે ત્યારે તેણી તથા તેણીની છોકરી પણ સંતાન, પ્રાપ્ત કરતી થાય છે અને જ્યારે તેણી ૩૬ વર્ષે પહોંચે છે ત્યારે મા, દીકરી અને તેની દીકરી ત્રણે ફરજંદ જણતી થાય છે અને ૪૮ વર્ષની ઉમરે તો મા, દીકરી, પૌત્રી અને પ્રપૌત્રી ચારે જણી સંતાન પ્રાપ્ત કરવાના મશીન હોય તેમ કામ કરતી થાય છે આના પરિણામે બાળલગ્નથી ઉપન્ન થયેલ સંતતી નબળીજ હોય એ તદન સંભવિત છે અને નબળી પ્રજા દેશને ભારરૂપ બની દેશની દોલત ખાઇ ખુટાડે અને નવી દોલત પેદા કરવાને અશક્ત હોવાથી દેશની પાયમાલી સિવાય બીજું પરિણામ આવેજ નહિ એ નિ:શંસય વાત છે.

( વીઝડમ. )

---

# ભીલડી તે ભીલડી!!!

મનહર.

ચીતરાના જેવા ચામડી ઉપર ચટાપટા  
ચાંય તેવી ચારૂ તોય બિલાડી તે બિલાડી!  
ફળ પૂરી ફાવે તેવી ફૂલેજ પીલુડી તોય  
ઉચરે ન આંબ કોય પીલડી તે પીલડી!  
ટીલડી કદાચ માન ચાન્દલાનું ચાંય તોય  
ચાંદલો તે ચાંદલો ને ટીલડી તે ટીલડી!  
તેમ "ચંદ્રમણિ"જાત ભીલડીની ભલે સજે  
સોળ શણગાર તોય "ભીલડી તે ભીલડી"

ચંદ્રમણિ-ઝવેરકર.

---

# ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન!!

ભુજંગી છંદ—પ્રકાશ્યો નથી ચંદ્ર આભે સુધી જ્યાં,  
કીડો આગીઓ રે! પ્રકાશે સુખી ત્યાં;  
પરંતુ અમે સૂર્યના ઉદયે તો,  
નથી આગીઓ કે કશી ત્યાં જણાતો!  
નથી સ્થાનમાં જ્યાંહી વિદ્વાન નામે,  
ખરે! મૂર્ખ વિદ્વાન છે તેજ ઠામે!  
નહિ વૃક્ષ જે દેશમાં ત્યાંહિ પામે,  
લઘુ વૃક્ષ એરંડનું માન જામે,



જુનાગઢ શહેરની બાજુમાં ગિરનારની તળેટીમાં પુરાણા કિલ્લામાં બાકી રહેલ એકલી એકજ મસજીદ કાઠિયાવાડમાંની એક જુનામાં જુની ઇમારત.



જુના સોમનાથના મંદિરનું ખંડેર જે કાઠિયાવાડના એક કીનારે વેરાવળ શહેરની બાજુમાં છે.

# તઅસ્સુબ=ધર્માન્ધતા.

( સર સૈયદના લેખોમાંથી * ).

મનુષ્યોની દુષ્ટમાં દુષ્ટ ટેવો પૈકી એક ટેવ ધર્માન્ધતા છે. આ ટેવ એવી તો દુષ્ટ છે કે જે મનુષ્યના સઘળા સદ્ગુણો અને ખુબીઓનો નાશ કરી નાંખે છે. ધર્માન્ધ મનુષ્ય, ભલે પોતાના મુખથી ન કહે, પરંતુ તેનું વર્તન એમ જણાવી આપે છે કે ન્યાય જેવી મનુષ્યને દીપાવનારી ઉત્તમ વસ્તુ તેનામાં નથી ધર્માન્ધ મનુષ્ય જ્યારે કેઇ ભુલમાં પડે છે ત્યારે પોતાના ધર્માન્ધપણાને લઇ તે ભુલમાંથી નીકળી શકતો નથી. કેમકે તેનું ધર્માન્ધપણું તેના વિચારથી ઉલટી વાત સાંભળવા અને વિચારવાની તેને રજાજ આપતું નથી અને જો તે કદાચ ભુલમાં ન હોય; એટલે કે સત્ય માર્ગપરજ હોય તો તે સત્ય માર્ગના લાભો તેને સમજવા અને તેનો પ્રચાર કરવા નથી આપતું; કેમકે તેના વિરોધીઓને પોતાની ભુલથી જાણીતા થવાનો પ્રસંગ નથી મળતો.

ધર્માન્ધપણું મનુષ્યોને અગણિત પ્રકારના લાભો પ્રાપ્ત કરવાથી વિમુખ રાખે છે. કેટલાક પ્રસંગોએ એમ બને છે કે મનુષ્ય કોઇ કામને અતિ ઉત્તમ અને લાભદાઇ સમજે છે પણ માત્ર ધર્માન્ધપણાથી તેને ગ્રહણ કરતો નથી અને જાણવા તથા સમજવા છતાં તે દુષ્ટતામાં સપડાઇ શુભ વાતથી વિમુખ રહે છે.

ધાર્મિક ધર્માન્ધતા વિશે પણ અમો કાંઇક થોડું વર્ણન કરીશું. પરંતુ પ્રથમ વ્યવહારિક બાબતોમાં જે જે હાનીઓ ધર્માન્ધતાથી થાય છે તેને જણાવીશું.

મનુષ્યો કુદરતના કાનુન પ્રમાણે એક સાથે વસવાટ કરી રહે તેવા ઉત્પન્ન થયા છે. તેઓ પોતાની હાજતો પોતે પોતાની મેળેજ એકલી નથી કરી શકતા. તેને પ્રેમ તથા મિત્રાચારીથી જે સહાયકો મળી આવે છે તેની સહાયતાની તેને પુરેપુરી અગત્ય રહે છે પણ ધર્માન્ધ પોતાની ધર્માન્ધતાને લઇ સઘળા લોકોથી અતડો અને નારાજ રહે છે અને માત્ર પોતાના જેવા વિચાર ધરાવતા થોડા લોકો મિત્ર ય બીજાઓ

---

* હિંદી મુસલમાન ભાઇઓને, પડતીના ખાડામાંથી ઉન્નતીના માર્ગે ચડાવનાર સર સૈયદ અહમદખાન ( કે. સી. એસ. આઇ. ) ના નામથી કોઈ અજાણ્યુ તો નથીજ; તેઓએ તેહ્ઝીબુલ અખ્લાક નામના ચોપાનિયામાં જે લેખો લખ્યા હતા તે સઘળા મે ૦૦ કરીમી. ફક્રુદ્દીન નામના ગૃહસ્થે તેનું પુસ્તક પ્રગટ કર્યું હતું પણ તે ઉર્દુમાં હોવાથી ગુજરાતી જાણનાર મુસલમાન ભાઇઓના હિતાર્થે અમારા સ્નેહી મી. એદલજી ધનજીભાઇ સાહેબે તેનું ભાષાન્તર કર્યું છે, અને તેનો ૧ લો ભાગ છપાઇને બહાર પડી ચુક્યો છે. એ ભાગમાં ૨૮૫ પૃષ્ઠ ઉપર ૩૫ લેખોનો સમાવેશ થએલો છે, લેખો કેવાં ઉત્તમ છે તેની તારીફ કરવાની કાંઈજ જરૂર નથી મોટામાં મોટા સર્ટીફીકેટ તરીકે લેખકનું નામ પુરતું છે. વળી એ લેખો મુસલમાનો સિવાય અન્ય વાંચકોને પણ મનન કરવા લાયક છે. ગ્લેઝ કાગળ, સફાઇદાર છપામણી અને પાકું બાઈન્ડીંગ જોતાં તેની કીંમત ૧ રૂપિયો વાજબી જ છે. ખોજા પ્રકાશ ઓફીસ અમરેલીથી મળી શકે છે.

આધપતિ.

પ્રત્યે પ્રેમ અને મિત્રાચારી તરફ તે ઢળી શકતો નથી.

બુદ્ધિ અને કુદરતના કાનુનનો હેતુ એમ માલુમ પડે છે કે વ્યવહારની જે જે વાતો લાભદાયક, સુખ આપનાર, જ્ઞાન આપનાર અને વિશેષ સન્માનની છે તેને મનુષ્યો ગ્રહણ કરે; પરંતુ ધર્માંધ પુરૂષ તે સઘળી અલૌકિક વાણીઓથી વિમુખ રહે છે.

વિદ્યા અને કળા કૌશલ્ય એવી ઉત્તમ વસ્તુઓ છે કે તેમાંની દરેકને અતિ ઉચ્ચ પાયરી સુધી પ્રાપ્ત કરવી જોઇએ પરંતુ ધર્માન્ધ પોતાની દુષ્ટ ટેવથી દરેક વિદ્યા અને કળા કૌશલ્યની ઉચ્ચતા સુધી પહોંચવાને બે નસીબ રહે છે.

તે એ ઉપયોગી બાબતો કે જે નવી શોધ અને નવી વિદ્યા-કળાથી પ્રાપ્ત થાય છે તેથી તદ્દન અજ્ઞાન અને અજાણ રહે છે. તેની બુદ્ધિ અને મગજ શક્તિ તદ્દન નકામી થઇ જાય છે. અને જે કાંઇ તેમાં ભરાઇ ગયું છે તે સિવાય બીજી કોઇ પણ વાત વિષે સમજવાની શક્તિ તેનામાં રહેતી નથી તે એક પશુ તુલ્ય થઇ જાય છે, કેમકે તેને પોતાની મેળે જે કાંઇ આવડ્યું છે તે સિવાય કોઇ પણ જ્ઞાન પ્રાપ્ત કરી શકવાને તે લાયક રહેતો નથી.

ઘણી કોમો એવી છે કે જે પોતાની ધર્માન્ધતાને લઇ સઘળી વાતોમાં, શું નીતિમાં કે શું વિદ્યા—કલામાં, શું વડપણ કે ડહાપણમાં, શું સુધારા કે શું જ્ઞાનમાં, અને શું જાહોજલાલીમાં કે શું સમૃદ્ધિમાં, પોતાની ઉચ્ચતાથી પડી જઇ પડતી અને પાયમાલીએ જઇ લાગી છે. અને ઘણી કોમો છે કે જેણે પોતાના નિષ્પક્ષપાત વર્તનથી પ્રત્યેક સ્થળે અને પ્રત્યેક કામથી સારી સારી બાબતો ગ્રહણ કીધી અને પડતીમાથી ઉન્નતિની ઉચ્ચમા ઉચ્ચ પાયરી સુધી જઇ પહોંચ્યા.

મારા મનમાં મારા સ્વદેશી બંધુઓ પ્રત્યેની એક બદગુમાની છે કે તેઓ પણ ધર્માન્ધતાની દુષ્ટ ટેવમાં જકડાયેલા છે. અને તેને લઇ અગણિત પ્રકારની શુભ બાબતો પ્રાપ્ત કરવાથી અને જગતમાં પોતાને એક કીર્તિવંત કોમ દેખાડવાથી બેનસીબ છે. તેમજ અપમાન, પાયમાલી, અજ્ઞાનતા અને નિર્ધનતાના દુઃખમાં ફસેલા છે. અને તેઓના માટેજ મારી ઇચ્છા છે કે તેઓ આવી દુષ્ટતાથી મુક્ત થાય અને વિદ્યાકલાની ઉચ્ચ પ્રકારની માન ભરેલી ડીગ્રીઓ સુધી જઇ પહોચે.

અમો મુસલમાનોમાં એક ભુલ એ આવી પડી છે કે કેટલીક વખતે એક ભુલાવામાં નાખનારી ઉપલક દેખાતી નેકીના ઉભરાથી ધર્માન્ધતાને સારી સમજી લઇએ છીએ. અને જે મનુષ્ય પોતાના ધર્મમાં ઘણોજ ધર્માન્ધ હોય, પોતાના ધર્મથી જુદો ધર્મ ધરાવતા સઘળા મનુષ્યોને અને સઘળા પ્રકારની વિદ્યા-કલા જે પોતાના ધર્મના લોકોમાં ન હોય તેને ઘણીજ ધિક્કાર ભરેલી દ્રષ્ટિથી જુએ અને દુષ્ટ સમજે છે. તેવા ધર્માન્ધ મનુષ્યને લોકો ઘણોજ બુદ્ધિશાળી, સદ્ગુણી અને પાકો ધર્મ ચુસ્ત સમજે છે. પરંતુ તેવી સમજ અતિ ભુલ ભરેલી છે અને તેવી ભુલ ભરેલી સમજેજ મુસલમાનોને પાયમાલ કરી આપ્યા છે.

અમારો ધર્મ તથા ધાર્મિક વિદ્યાઓ, અને દુનીયા તથા દુન્યવિ વિદ્યા—કલાઓ એ બન્ને જુદી જુદી વસ્તુઓ છે માટે દુન્યવી વિદ્યા કલા શીખવામા કોઇપણ પ્રકારની ધાર્મિક ધર્માન્ધનો ઉપયોગ કરવો એ કેવળ નાદાની છે.

જો એવી સમજ હોય કે દુન્યવી વિદ્યા-કલા શીખવાથી અમારા ધાર્મિક અકાયદો (સિધાન્તો) માં નબળાઇ આવે છે, કેમકે ધાર્મિક અકાયદો દુન્યવી વિદ્યા-કલા સંપાદન કરતાં શંકાશીલ અથવા ભુલ ભરેલા જણાય છે તો આવી સ્થિતિ વચ્ચે મોટી દીલગીરીની વાત છે કે મુસલમાનો પોતાના પ્રકાશીત, મજબુત અને સત્ય ધર્મને

એવો નિર્જળ સંમજે છે કે જે દુન્યાી વિદ્યા-કલાની ઉન્નતીથી તેના છીન્નભીન્ન થઇ ગવાની ધ્રસ્તી રાખે છે. (ન.ઊજીો ખીલ્લાહ મીન્હા) ઇસલામ ધર્મ એવો મજબુત અને સત્ય ધર્મ છે કે જેમ જેમ-અને જેટલા જેટલા પ્રમાણમાં દુન્યવી વિદ્યા-કલામાં ઉમેરો થતો જશે તેમ તેમ અને તેટલા તેટલા પ્રમાણમાં તેની સત્યતા સુધી વધુને વધુ સીદ્ધ થતી જશે.

હવે અમો એ વાત જણાવીએ છીએ કે પોતાના ધર્મમાં પાકટ થવું એ જુદીજ વાત છે. પોતાના ધર્મમાં પાકટ થવું એ પ્રત્યેક ધર્મની દ્રષ્ટીમાં ઉત્તમ સદ્દગુણ છે. અને ધર્માન્ધતા ભલે પછી તે ધર્મની બાબતમાંજ કાં ન હોય, પણ તે અનીષ્ટ અને ખુદ ધર્મનેજ હાની કર્તા છે.

ધર્માન્ધ નહી એવો મનુષ્ય, જો તે ધર્મમાં પાકટ હોય તો તે હમેશા તે ધર્મનો સાચો અને ડાહ્યો મિત્ર ગણાય છે. તે તેના રસ્તો તથા ખુબી-ઓનો પ્રચાર કરે છે. તેના મુળ તત્વોને દલીલો તથા ન્યાયથી સિદ્ધ કરે છે. વીરોધીઓ, આક્ષેપ મુકનારા અને નીંદા કરનારાની વાતો તે ઠંડે પેટે શાન્તીથી સાંભળે છે અને પોતે પણ તે દુર કરવાને તત્પર થઇ જાય છે તેમજ બીજા લોકોને પણ તેજ કરવાનો પ્રસંગ આપે છે.

તેથી તદન ઉલટું ધર્માન્ધ મનુષ્ય પોતાના ધર્મનો નાદાન મિત્ર હોય છે. તે સંપૂર્ણ નાદાનીથી પોતાના ધર્મને હાની કરે છે. આ દુષ્ટ ટેવ કે જે પ્રત્યેક બુદ્ધિશાળી મનુષ્યની દ્રષ્ટિમાં ધિક્કારને પાત્ર છે તે ગ્રહણ કરતાંજ તે ધર્મના નૈતીક સદ્દગુણો અને તેના પરિણામોને કલંક લગાડે છે. પોતાના ધર્મની ખુબીઓનો પ્રચાર થવા અને લોકોને તે તરફ ન્યાય ભરેલું વલણ લઇ જવાને બદલે, તેવી બાબતોને મજબુત રીતે રોકનાર બને છે. પોતાની ધર્માન્ધતાને લઇ અવીવેક, અવિષ્ટ અને કોઇની પણ પોતાથી ઉલટી વાત નહી સાંભળી શકે તેવો સખ્ત દીલનો થઇ જાય છે. અને મદુજ ઠીક એમ કહી શકાય કે તે આ આયત "લૌ કુન્તા ફઝ્ઝન ગલીઝલ કલ્બે લન ફઝુ મિન હૌલેક". એટલે "જો તમો કઠોર મન અને ઘટ્ટ વીચારના હતે તો લોકો તમારાથી વીખરાઇ જતે" થી ખુલ્લી રીતે વીરૂદ્ધતા કરે છે.

ધર્મમાં ધર્માન્ધ મનુષ્ય, બીજાઓના આક્ષેપોને, જે તેના ધર્મ ઉપર મુકવામાં આવ્યા છે તે, સાંભળવા કે ફેલાવાનું તે પસંદ કરતો નથી. અને તેથી તે એ વાતનું કારણ બને છે કે વીરોધિઓના સઘળા આક્ષેપો વગર તપાસમાં લીધેલા અને વગર જવાબ આપેલા બાકી રહી જાય. અને તે પોતાની નાદાનીથી જાણે સઘળા લોકોને એમ જાહેર કરે છે કે તેના ધર્મને વીરોધીઓના આક્ષેપોથી અતી ધાસ્તી અને તેના છીન્નભીન્ન થઇ જવાની બીક છે. આ ઉપરથી કહી શકાય છે કે આ સઘળી બાબતો ધર્મ પ્રત્યેના પ્રેમની નથી; પરંતુ વીરોધીઓના હીત અને ફતેહની છે.

તાત્પર્ય કે ધર્માન્ધતા ભલે પછી તે ધર્મની બાબતમાં હોય કે દુન્યવી બાબતમાં હોય પણ તે અતિ નિંદિત અને અનેક પ્રકારની ખરાબીઓને ઉત્પન્ન કરનાર છે.

ગર્વમાં ચકચુર થઇ જવું અને પોતાના લાગતા વળગતા થોડા શિવાય સઘળાને તુચ્છ સમજવા એ ધર્માન્ધ મનુષ્યનું ખાસ લક્ષણ થઇ જાય છે.

તેના ધારણનો ઉદ્દેશ એ હોય છે કે, પોતાના થોડા શિવાય દુનિયાના સઘળા લોકોથી દુર રહેવું; પરંતુ તે તેમ કરી શકતો નથી. અને લાચાર થઇ દરેક સાથે હળે મળે છે. અને ઉપલક મનથી તેમનો સત્કાર તથા જુઠી ખુશામદ પણ જાહેર કરે છે અને તેમ કરવાથી બીજા દુર્ગુણો જેવા કે કુસંપ, જુઠાણું અને દગલબાજીને પોતોમાં ઉત્પન્ન કરી આપે છે.

જગતમાં કોઇપણ કોમ એવી નથી કે જેણે માત્ર પોતેજ સઘળી ગોગતા અને આ

નંદો પ્રાપ્ત કરી લીધાં હોય, પરંતુ હમેશાં એમજ બનતું આવ્યું છે કે એક ઠેગે બીજી કેમ પાસેથી લાભ મેળવ્યો છે પણ ધર્માન્ધ પુરૂષ આવી સુંદર અને અલૌકિક બક્ષીસથી વિમુખ રહે છે.

વિદ્યામાં તે ઉન્નતિ પ્રાપ્ત કરી શકતો નથી. હુન્નર કળામાં તેનો હાથ પહોંચી શકતો નથી જગતના બનાવોથી તે અજાણ્યુ રહે છે. કુદરતની વિચિત્ર બાબતો જોવાથી તે વિમુખ રહે છે. નિર્વાહ, વેપાર અને માન વીગેરેના સાધનો હાથમાંથી છટકી જાય છે અને ધીમે ધીમે સઘળા મનુષ્ય વર્ગમાં દીનપ્રતિદીન કંગાલ, પાયમાલ અને તિરસ્કાર પમાએલો થતો જાય છે.

તેનું દ્રષ્ટાન્ત એક એવા પશુ જેવું છે કે જે પોતાના ટોળામાં પડયું રહે છે અને નથી જાણતું કે તેના બીજા સાથીઓ શું કરી રહ્યા છે. પોપટ શું પઢે છે ! કોયલ શું ટોકા કરે છે ! ભ્રમર શું ગુંજાર કરે છે ? કરોળીયો શું વણે છે ? અને માખી શું ચૂસે છે ?

તે માત્ર ઉકરડા પરતું ઘાસ ચરવા સિવાય કોઇપણ નથી જાણતો કે વાડી કેમ બની છે ? ફુલ શામાટે ખિલ્યું છે ? બુલબુલ શું જુએ છે ? ગુલાબ શું નિરખી રહ્યું છે ?

ધર્માન્ધતામાં એથી મોટું નુકસાન એ છે કે જ્યાં સુધી તે નથી જતું ત્યાં સુધી કોઇપણ પ્રકારની કુશળતા તેમાં આવવા પામતી નથી. સદ્દગુણોના અંકુરો, કુશળતા, સુધારો અને માણસાઇનું કિંચિત ચીન્હ પણ તેમાં નજરે પડતું નથી. અને જ્યારે તે ધર્મની ભુલાવો ખવડાવનારી નેકીના સ્વરૂપમાં પ્રકાશે છે ત્યારે તે હલાહલ ઝેરજ થઇ જાય છે; કેમકે ધર્મ તથા ધર્માન્ધતાને કાંઇપણ સબંધજ નથી મનુષ્યોને દુષ્ટ અને ખરાબ કરવા માટે શેતાનનો સૌથી મોટો દાવપેચ ધર્માન્ધતાને ધાર્મિક સ્વરૂપમાં દીલમાં નાખવો અને તે અંધકારના ફરીસ્તાને પ્રકાશનો ફરીસ્તો કરી દેખાડવો તે છે

માટે મારી વિનંતી મારા ભાઇઓ પ્રત્યે એ છે કે અમારો ખુદા ઘણોજ દયાળુ અને ન્યાયી છે અને સત્ય તથા સત્યતાને પસંદ કરવા વાળો છે, તે અમારા અંતરના ગુપ્ત ભેદોને જાણે છે તે અમારી અંતરની ઇચ્છાઓને ઓળખે છે માટે અમોએ પોતાના ધર્મમાં ઘણીજ સાધના સાથે મજબુત રહેવુ; પરંતુ ધર્માન્ધતાને કે જે એક દુષ્ટ ટેવ છે તને તજી આપવી જોઇએ સઘળાં મનુષ્યો અમારા ભાઇ છે અમારે સઘળાઓ સાથે પ્રેમ અને શુદ્ધ સબંધ રાખવો અને સઘળાઓ સાથે ખરી મિત્રાચારી અને અંતરની ખરી લાગણી રાખવી એ અમારી કુદરતી ફરજ છે. માટે અમારે તેનું અનુકરણ કરવું જોઇએ.

---

# ઇનામી ઉખ્ખાણું.

## ( ખાસ ભાઇબંધના ગ્રાહકો માટેજ ).

એક હૉટલમાં બે બાપ અને બે દીકરા જમવા બેઠા હતા, માણસ દીઠ ચાર આના ફી હતી ત્યારે તેઓએ બીલ શું ચુકાવ્યું ?—જવાબ લખી મોકલનારાઓના નામોની ચીઠ્ઠીઓમાંથી ૧૦ ચીઠ્ઠીઓ ઉપાડી દરેકને કાંઇક વાંચવા લાયક ચોપડી ભેટ મળશે. જવાબ સાથે એક આનાની ટીકીટ અને પોતાનો ગ્રાહક નબર લખી મોકલવો. ખોટો જવાબ લખનારને ટીકીટો પાછી મળશે નહિ.

જવાબ નીચેના શીરનામે લખવો.

અધિપતિ ભાઇબંધ—વડોદરા.

# જહાઝ આકર ભંવરમેં પડ ગયા ઇસ્લામ વાલોંકા.

( રચનાર—વલીઉલ્લહ અબ્બાસી—માંગરોલ ).

ગઝલ.

જહાઝ આકર ભંવરમેં પડ ગયા ઇસલામ વાલોંકા;
નહિ દુનિયામેં કોઇ એ ખુદા ! ઇસલામ વાલોંકા. ૧
બીરાદરસે બીરાદર દુશમની કરતાહે દેખો તો;
ઝમાના આ ગયા હે કયા બુરા ! ઇસલામ વાલોંકા. ૨
ખુદાકી અબ બચાએ તો બચેગા વર ન ડુબેગા;
જહાઝ આકર ભંવરમેં પડ ગયા ! ઇસલામ વાલોંકા. ૩
યે હાલત હે કે અબતો ભીખ ભી માંગી નહીં મીલતી;
ઝમાના વોહ ગયા જબ રાજ થા ! ઇસલામ વાલોંકા. ૪
ખુદા યા રહમ કરના તું મુસલમાનોંકી હાલત પર,
તુજહીસે ચાહતે હંયં હમ ભલા ! ઇસલામ વાલોંકા. ૫
ખુદા યા અબ કીધર જાએં સીવા તેરે કીસે સોંપેં;
ભલા ઇસલામ વાલોંકા બુરા ઇસલામ વાલોંકા. ૬
ઇસી ઉમેદપર ઝીતી હય અપની કોમ અએ " વલી "
કે હે હામી મોહંમદ મુસતુફા ઇસલામ વાલોંકા. ૭

# તજાએલી ત્રીયા અથવા ધર્મજ્ઞાન !

( મીસકીટનું ઇસલામ નામક નૉવેલમાંથી ).

મીસકીટ ખ્રીસ્તી ધર્મ છોડી મુસલમાન થઇ ગઇ હતી. જેથી તેણીની ખ્રીસ્તી માતા ઘણી નારાજ હતી એટલુંજ નહીં પણ તેણીને પાછી ખ્રીસ્તી બનાવાની કોશેશ કરતી હતી.એટલા માટે તેણીએ લંડનથી એક પાદરીને બોલાવ્યો હતો જે નિષ્ફળ પાછો ફર્યો હતો તે બાદ મીસકીટની માતાને એક નવી યુકતી સુઝી અને મી. જોસેફ નામક યુવાન સાથે મીસકીટનું વેવીશાળ થએલું હતું તેને પોતના હાથમાં લીધો જે બાદ મીસકીટ અને મી જોસેફ વચ્ચે થોડો પત્ર વહેવાર થયો હતો તે ઘણો વાંચવા લાયક હોવાથી અતરે ઉતારી લઇએ છીએ. અધિપતિ.

## અચાનક પત્ર

મીસકીટ પાદરી સાથેના વિવાદથી પરવારી પોતાના ઓરડામાં એકલી ગઇ તેણી પાદરીને હરાવી શકી તેથી ઘણી ખુશી થઇ હતી, અને પેલા બુઝુર્ગની બશારતનો [ કે તું ખુદાની રહાયથી પાદરી ઉપર વિજય પામીશ, ] વિચાર કરતી હતી, તેણીએ પોતના મનમાને મનમા કહ્યું કે એ પાદરીને પહોચી શકવા જેટલી મ્હારામાં શકિત નહતી, પણ ખરેખર મને ગેબી મદદ કરવામા આવી છે.

હમણાં આશરે પ ચ વાગ્યા હશે સૂર્ય પોતાની મુસાફરીનો છેલ્લો ભાગ ઘણી ઉતાવળથી કાપી રહ્યો છે સાંજરે ફરવા નીકળનારાઓ સાંજનો ડ્રેસ પ્હેરી શકે એટલી ગરમી ઓછી થઇ ચુકી છે,

મીસકીટ એક આરામ કુરસી ઉપર બેઠી બેઠી વિચારોના વમળમાં ગોથા ખાય છે ઇસ્લામ ધર્મજ ખરો છે એ વિશે તેને કાંઇ શંકા રહી નહતી કેમકે સ્વપ્નામાં આવેલા બુઝુર્ગની સર્વ વાતો ઇસ્લામને સિદ્ધ કરનાર હેવા ઉપરાંત ખરી પડી છે આ વખતે તેનું મન એક જુદાજ વિચારમાં રોકાએલું છે, તે પોતાના ભવિષ્યનો ખ્યાલ કરે છે, એને આવો ખ્યાલ કે વિચાર એક ધર્મને મુકી બીજો ધર્મ કબુલ કરતી વખતે આવવો તદન વ્યાજબી અને વસ્તવિક છે. જ્યારે ઘરનાજ માણસો એટલે સુધી કે ખુદ માતા શત્રુ બને ત્યારે મન કેવીરીતે નચિંત રહી શકે ?

આવા વિચારોમાં બેઠે થેડો વખત થયો હશે કે તેને કોઇના પગનો ધબકારો સંભળાયો તેથી તેણીએ પાછું ફરીને જોયું'તો તે ઘરના નોકરોમાંનો એક નોકર હતો. તેણે મીસકીટને એક પત્ર આપ્યો. જે ઉપર માત્ર "મીસકી." 'લીવરપુલ" જ લખેલું હતું મોકલનાર કે લખનારનું નામ નહતુ પણ તેણીના ચેહરા ઉપરની ઉદાસી અને ગમગીનીના ચિન્હ એકદમ દૂર થવાથી તે પત્ર તેણીના ઓળખાણવાળાનો હતો એટલું કળી શકાતું હતું. તેણીએ જલ્દી જલ્દી પરબીડીયુ ફાડી પત્ર બહાર કઢયો અને ઉલ્લાસ તથા આતુરતા પુર્વક વાચવો શરૂ કર્યો. જો કે પત્ર 'પ્રાઇવેટ' હતો તો પણ તેનો સબંધ આ નોવેલની સાથે છે તેથી અમે અહીં તેની નોંધ લઇએ છીએ,

મીસકીટ—

નિયમાનુસાર આપનાં નામની આગળ મે'

'ડીયર ' શબ્દ લખ્યો નથી એ જોઇ આપને ખચિત આશ્ચર્ય થશે, પણ આપને વિચાર કરે જણાશે કે મેં તેમ નહીં કરવામાં વ્યાજબીજ કીધું છે; કેમકે ( God is love ) ( પ્યાર ઇશ્ક ખુદા છે ) એ પવિત્ર શબ્દો મુજબ આસ્થા ઇમાન એ ( Love ) પ્યાર અથવા ઇશ્કનો પાયો છે, જે મનુસ આસ્થા અથવા ઇમાનનો ત્યાગ કરે છે તે મનુસના મનમાં પ્યાર અથવા ઇશ્ક રહી શકતો નથી, જયારે પાયોજ નિર્બળ હોય ત્યારે તે ઉપરની ઇમારતો સલામત રહેજ કયાંથી ?......આપ પણ એટલું તો કબુલ કરશો કે આપની સાથે મ્હારો પ્યાર બંધાવવાના કારણોમાં, આપની અત્યંત ખુબસુરતી ઉપરાંત આપની ઇમાનદારી, પવિત્રતા, અને સદાચારનો મ્હોટો ભાગ છે. આપની ન્યાય વૃત્તિ, વિદ્વતા, સમજ શક્તિ અને સત્યતા એ સર્વેએ મ્હારા મનને ખેંચી આપનો દાસ અને સેવક બનાવ્યો હતો એમ કહેવામાં હું કશું વધારે કહેતો નથી એમ હું માનુ છું......આપ સારી પેઠે જાણો છો કે હું એક ધર્મ ચુસ્ત ખ્રીસ્તી છું અને ખ્રીસ્તી રહેવામાં રાજી માનુ છું. હું જે કાંઇ સત્ય છે તેને કદી છુપાવી રાકું નહીં. અને તેથીજ લખું છું કે આપનો ખ્રીસ્તી ધર્મ ત્યાગનો વિચાર આપની ત્યાર સુધની ઇમાનદારી વિરૂધ અને મ્હારી અને આપની વચ્ચેની પ્રેમ ગાંઠને તોડનારો છે. હું આશા રાખું છું કે મ્હારા આ ન્હાના પત્રને માનની નજરથી જોશો. અને સત્વર ઉત્તર આપી આભારી કરશો.

હું છું,
આપનો શુભેચ્છક
જોસેફ.

વાંચકો ! આપણા નોવેલમાં મી. જોસેફ દાસ પહેલીજવાર દ્રષ્ટ્રે ગોચર થયા છે તેઓ લીવરપુલના એક માનવંતા સીટીઝન-( શેહરી ) ના જયેષ્ટ પુત્ર છે. કેટલાંક ખાનગી કામકાજોના પ્રસંગે તેઓ ઘણું ખરું લંડનમાંજ રહે છે. તેમનું વ્યેવિશાળ આપણા નોવેલની પાકબાઝ હીરોઇન [ મીસફીટ ] સાથે થએલું છે.

મીસફીટ આ પત્રને ઘણા લાંબા વખત સુધી વાંચતી રહી અને પછી કાંઇ વિચાર આવ વાથી તેનો ઉત્તર લખવા મેજ ઉપર જઇ બેઠી.

ભલા જોસેફ ! ખુદા તમને હીદાયત [સદ્બોધ] નો વારસ બનાવે. તમારો પત્ર પહોંચ્યો, ખરેખર હું તમને ધન્યવાદ આપુ છું. ધર્મ સંબંધી તમારા વિચારો ગમે તેવા હોય તેની મને કશી ચીંતા નથી. પરંતુ આ વખતે તમે એક વિરતથા ખરા નરને શોભતું કાર્ય કીધું છે, અલ્લાહના પ્યાર આગળ બંદાના પ્યારની કશી બીસાત ગણી નથી, એ. ખરેખર તમારા માટે મ્હારા મનમાં રહેલાં માનને વધારે છે, જોસેફ ! હું એક સ્વતંત્ર સ્વભાવની બાળા છું વિચારની સ્વતંત્રતા એ મ્હારો કુદરતી વારસો છે. તે સાથે હું સદાચારી છું એટલું તો તમે પણ કબુલ કરો છો હું કોઇ પણ વસ્તુને પછી ગમે તેવી હોય, તેના મુળ સ્થાનથી ખસેડવી પસંદ કરતી નથી. તમારામાં ન્યાય વૃત્તિ પ્રમાણે છે એની હું સાક્ષી આપું છું જાતે તમે પવિત્ર અને પાક બાઝ છો એને પણ કબુલ રાખું છું પણ એક ત્રીજો ગુણ તમારામાં નથી એ માટે દીલગીર છું, મને આશા છે કે હું એ ત્રીજો ગુણ તમારામાં ઉત્પન્ન કરવા શક્તિવાન થઇ શકીશ. તમે લખ્યું છે કે ( God is love )( પ્યાર—ઇશ્ક ખુદા છે ) એ સત્ય છે. પરંતુ દીલગીરી એટલીજ છે કે તમે હજુ સુધી તેના રહસ્યને સમજયા નથી. મ્હારા ખ્રીસ્તી ભાઇયો એ વાકયને છુભ થકી રટયા કરે છે, પણ એ વાકય ઉપર કદી અમલ કરતા નથી, જેમ એક મુસલમાન કુરાનથી ડરો છે તેમ ખ્રીસ્તી એ વાકયની વ્યવહારીક બાજુથી ડરો છે, મેં એના ઉપર ઘણો વિચાર કર્યો છે, અથવા અને જ્યાં સુધી મ્હારી બુદ્ધિ અને અનુભવે મ્હારી સહાય કીધી ત્યાં સુધી મને એમજ લાગતું ગયું કે તે વાકયને જો

કોઇ સમજ્યા હોય અને તે મુજબ અમલ કરી શકતા હોય તો તે માત્ર મુસલમાનોજ છે. હું તમારી ક્ષમા માંગુ છું, એ વાકય સંબંધે મેં જે કાંઇ લખ્યું તે મ્હારા ધારવા પ્રમાણે અપ્રાસંગિક છે. તમારા મનમાં મ્હારી ખુબસુરતી ઉપરાંત મ્હારી ઇમાનદારી અને પવિત્રવૃત્તિના કારણથી મ્હારા પ્રત્યેનો પ્યાર ઉદ્ભવ્યો છે એ હું કબુલ કરૂં છું.

તમો લખો છો કે આસ્થા-ઇમાન પ્યાર મોહોબતનો પાયો છે, એ જો ખરૂં છે તો મેં ઇસ્લામ ધર્મ સ્વિકારી મ્હારી આસ્થાને પુર્ણ કરી છે ખ્રીસ્તી ધર્મમાં મ્હારી આસ્થા પુર્ણ થઇ શકતી નહતી.........મ્હારા જોસેફ! અરે! પણ હજુ તમે મ્હારા થયા નથી. મ્હારે એ શબ્દ લખવો જોઇયે નહી મને ખાત્રિ છે કે જ્યારે તમો મ્હારા જે ગુણોએ તમારા મનને હર્યું છે તે ગુણો વધારે મજબુત થએલાં જોશો ત્યારે ખચિત ખુશ થશો, ઇસ્લામના નિરંકાર પ્રતાપે મ્હારો પવિત્રતા ( ઇસ્મત—ઇફ્ફત ) નો ગુણ એટલોતો-પરીપુર્ણતાએ પહોંચ્યો છે કે હું પારકા પુરૂષની મુલાકાત લેતા અથવા તેના સાથે બેધડક હસ્ત મેળાપ કરતા શરમાઉં છું, જ્યાં સુધી પાક અને પવિત્ર ઇસ્લામ મ્હારો હાથ તમારા હાથમાં મુકશે નહીં ત્યાં સુધી તમને પણ હું પ્રથમની પેઠે મળી શકીશ નહી! જ્યારે તમો અહીં પધારતા ત્યારે જેમ હું દોડી આવીને તમોને આલિંગન ( ભેટવું ) દેતી અને જ્યારે તમે વિદાય થતા ત્યારે તમને હેતનું ચુંબન કરતા દેતી તેમ હવે મ્હારાથી થઇ શકશે નહીં, પાક ઇસ્લામે, હવે મને શીખવ્યું છે કે જ્યાં સુધી 'નામહરમ' સ્ત્રી અને પુરૂષ શરીઅતના કાયદા મુજબ નિકાહની ગાંઠથી બંધાય નહીં ત્યાં સુધી અરસપરસ મુલાકાત કરવી આલિંગન દેવું તદ્દન ગૈર કાયદે અને હરામ છે તમે કદાચ 'નામહરમ' શબ્દને સમજી નહીં શકો, જે માણસની સાથે નીકાહની ક્રીયા થાય નહીં તે પહેલા "નામહરમ" ગણાય છે

મને તમારા સુલક્ષણ અને સદાચાર ઉપર વિશ્વાસ છે. તોપણ હું તમારી સચ્ચાઇની પરીક્ષા કરવા માંગુ છું, હું તમને કેટલાંક પ્રશ્ન પુછું છું મને આશા છે કે તમે તેના ઉત્તર સચ્ચાઇ અને ન્યાય પૂર્વ લખશો.

૧—ધર્મ-( મઝહબ ) શું છે?

૨—ધર્મની શી જરૂર છે?

૩—ધર્મના મુળ તત્વો ( ઉસુલ ) ન્યાય બુદ્ધિ અનુસાર શું હોવા જોઇયે?

૪—મુક્તિમાર્ગ-( તરીકે નજાત ) કોને કહેવો?

૫—ખુદાનાં ગુણો ( સિફાત ) શું હોવાં જોઇયે?

હાલનો હુ આ પાંચ પ્રશ્નોજ પુછું છું. એમનો પ્રશ્ને ઘણાં છે પણ એક વિચારવત અને બુદ્ધિશાળી પુરૂષ માટે આટલા પ્રશ્નોનુ નિરાકરણ પુરૂં છે. તેના ઉત્તર હુ પોતે લખી મોકલત પરંતુ હું આપની પરીક્ષા કરવા માંગુ છુ. તમારા વિચારો કેટલાં વિશાળ છે એ જોવા જાણવાની ઇચ્છા છે એટલેજ તેના જવાબો લખવાની તક આપુ છુ. મને આશા છે કે તમે આ તકને મોહટું મન રાખી કાંઇ પપલ કરશો નહી હવે હું આ પત્રને બંધ કરૂં છું અને તમારા માટે સર્વ શક્તિવાન લાશરીક લહુ, જેને કોઇ ભાગીદાર નથી અને જે મહા શક્તિવાન છે એવા પરવરદિગાર પાસે પ્રાર્થના કરૂ છું કે તે મહા કૃપાળુ અને દયાળુ ખુદા તમને ખ્રીસ્તીયોની તસ્લીસ ( Frinity ) ની માન્યતાના અંધારામાંથી બહાર કાઢી, જગતની ઉત્પત્તિથી અત્યાર સુધી તેના પાક અને પવિત્ર બંદાઓ મારફત શીખવવામાં આવેલ "તવહીદ" ( Unity ) ની માન્યતાના પ્રકાશમાં આણે. આમેન—સુમ્મ આમીન

વળી હું અલ્લાહ તઆલા પાસે પ્રાર્થના કરૂ છુ કે હું મ્હારા વ્હાલા જોસેફને મ્હારી નવી ઝીંદગીના દોરમાં મારો સરતાજ થએલ જોઉં એવો દીવસ તે મને નસીબ કરે મ્હાલ

જોસેફ ! આ શબ્દો હું કેવી રીતે ઉચારી શકીશ એ સંબંધે તમને આશ્ચર્ય થશે, હું તમને ખાત્રિ અપાવું છું કે હું આ વખતે શુદ્ધિમાં નથી. અને જે માણસ શુદ્ધિમાં નહોય તેના માટે ઇસ્લામ ધર્મ પ્રતિબંધ કર્તા નથી,

હું છું
તમારી ફ્રીટ.

---

## જોસેફનો પ્રત્યુત્તર.

રાતના દશ વાગ્યા હશે. લંડનની બજારોની રોનક કાંઇ ઓછી થતી ચાલી છે, બેચાર ગાડીઓ અથવા બેચાર માણસોની આવ જાવ કરતાં વધું હલચલ માલુમ પડતી નથી. ચાંદની નીકળવાથી વીજળીની બત્તીઓ ફીકી પડી ગઇ હતી, આલબર્ટ સ્ટ્રીટમાં આવેલાં એક શાનદાર મકાનના એક ઓરડામાં એક નવ જવાન માણસ એક લેમ્પની પાસે આરામ કુરસી ઉપર બેસી કોઇ પત્ર વાંચે છે. પત્રમાંનો મતલબ તેને કાંઇ ગભરાટમાં નાંખતો જણાય છે તે કદીતો પત્રને નીચે મુકી વીચારમાં પડે છે અને કદી તો તે ઉભો થઇ ઓરડામાં આમ તેમ ફરવું શરૂ કરે છે, થોડીવાર પછી તે એક ખુણામાં પડેલી મેજની પાસે કુરસી ઉપર બેસી કાંઇ લખવું શરૂ કરે છે—

તે—મીસફ્રીટના પત્રનો જવાબ લખતો હતો જે નીચે મુજબ છે.—' મીસફ્રીટ ! તમારો પત્ર પહોંચ્યો, જેના વાંચને મને ઘણી ચીંતામાં નાંખ્યો, તમારા વિચારો કેટલે દરજે અવળી માર્ગે દોરાયા છે તેની તુલના હું કરી શકતો નથી, જે ધર્મમાં છુટ મારફાડ અને લોહીની નદીઓ વહેવડાવવા વિના બીજું કશુ ગૌરવ ન હોય તે ધર્મનો કદી અંગિકાર થઇ શકે નહી તમારા જેવી સુશીલ, દાન અને નેક બાળા જે તેઓ શીવાય બીજું જાણતીજ નથી તે એવા ધર્મના ફંદમાં કેવી રીતે આવી ગઇ તે હું સમજી શકતો નથી, તમે ખ્રીસ્તી ધર્મની ઉંચાઇની કશી કદર કીધી નહીં એનો મને સખત અફસોસ થાય છે, ખ્રીસ્તી ધર્મે પુરૂષ અને સ્ત્રીને કેટલી સ્વતંત્રતા આપી છે, તે બન્નેને કેવાં એક સરખા અને એક પદવીએ મુકયાં છે તેનો તમે કશો વિચાર કર્યો હોય એમ લાગતું નથી, ખ્રીસ્તી ધર્મે સ્ત્રીઓને હરવા ફરવાની જે સ્વતંત્રતા અને છુટ આપી છે તેને બદલે તમે એક ઘરમાં બંધીવાનની જેમ બંધ રહેવાને પસંદ કરી શકો છો ? શું તમે મુસલમાન થઇને, જે પતિને તેનો ધર્મ ચાર પત્નિયો પરણવાનો અધિકાર આપે છે, તે પતિની પત્નિ બનવું ચાહશો ? શું તમે મુસલમાન થઇને પાંચ વખતની નમાઝ પઢતાં એક મુસલમાનને જે વિટંબણા વેઠવી પડે છે તે વિટંબણા તમે વેઠશો ? દરેક વર્ષે એક આખો મહીનો ભુખ્યા રહેવું પસંદ કરશો ?

હું ખાત્રિ પૂર્વક કહું છું કે તમે આ સર્વ સંબંધી ઉંડો વિચાર કર્યો નથી; નહિંતો તમે કદી ઇસ્લામ ધર્મને કબુલ કરત નહીં.

હું તમારા સદાચાર અને શીયળ વંત * હોવાને માન્ય રાખું છું, અને તે માટે તમારી મહા કદર કરૂં છું. પરંતુ તમે તમારા પત્રમાં જે સદાચાર શીયળવંતપણાનું વર્ણન કરેલું તેને હું સ્વિકારી શકતો નથી, હું ધર્મની વિરૂધ તમારા ઉપર કશો બળાત્કાર વાપરી શકતો નથી, મ્હારો ધારવા પ્રમાણે દરેક સ્ત્રીને પોતાનું મન ખુશ કરવા ગમે તે પુરૂષની સાથે હળવા મળવા અથવા શેકહેન્ડ કરવાની છુટ આપેલી છે,. અને જો એટલીએ છુટ લઇ લેવામાં આવે તો તેના કુદરતી હકો ઉપર તરાપ મારવા સમાનજ છે, એમ કહેવામાં હું કશી સદરોગત કરતો નથી.

* ઇસ્મત-ઇફ્ફત

હુ સ્વભાવે શુદ્ધ છુ અને તમે જે એક-રાર કર્યો તે માટે હુ તમારો આભારી છું, તમે જે સવાલો પુછ્યા તે ઘણા મુશ્કેલ નથી બલકે એતો ઘણાં સ્હેલા છે, પણ જ્યારે તમે એના જવાબ માગો છો ત્યારે તમારી ખાતર લખુ છુ.

પહેલો સવાલ—ધર્મ (મઝહબ) શું છે ?

જવાબ—ધર્મ (મઝહબ) એક એવો રસ્તો છે કે લોકો તે ઉપર શાન્તીની સાથે ચાલે એટલા માટે ખુદાએ પ્રથમથી મુકરર કરી રાખ્યો છે ?

બીજો સવાલ—ધર્મની શી જરૂર છે?

જવાબ—ધર્મની જરૂરત એટલા માટે છે કે ધર્મ શીવાય માણુસ નેકીના રસ્તે ચાલી શકતો નથી, જ્યાં સુંધી માણસ ઉપર કોઇ મહાન સત્તાની ધાક હેય નહિ ત્યાં સુધી માણુસ સલાહ શાંતીની સાથે નેકીના રસ્તે ચાલે નહીં.

ત્રીજો સવાલ-ધર્મના મુળતત્વો (ઉસુલ) ન્યાય બુદ્ધિ અનુસાર શું હોવા જોઇએ ?

જવાબ—ધર્મના મુળતત્વો ન્યાય બુદ્ધિ અનુસાર એ હોવા જોઇએ કે લોકો માત્ર 'એકજ કર્તા'નું પુજન કરે, નેકીના કાર્ય કરે, અને કશી બદી ન કરે, અદલ ઇન્સાફને આધીન રહે, 'કર્તા'ની આજ્ઞાઓનું પાલણ કરે.

ચોથો સવાલ—મુક્તિ માર્ગ (તરીકે નજાત) કોને કહેવો ?

જવાબ—ખ્રીસ્તીઓની માન્યતા એવી છે કે 'ઇસુ ખ્રીસ્ત' માં આસ્થા એજ મુક્તિ માર્ગ છે, ઇસુ ખ્રીસ્તનું વધસ્થભે (સલીબો) ચડવું એજ મુક્તિનું સાધન છે. કેમકે જગત-પીતા ન્યાયી અને કૃપાળુ છે, અને આદમના પાપથી આખું જગત પાપી થયું છે એટલુ તો તમે ખચિત માનશો. હવે જો તમે જગત પિતાના ન્યાય પ્રતિ જુવો તો તે આધારે આખા જગતને શિક્ષા થવી જોઇયે, કેમ ખરૂં કે નહી ? તેની શીક્ષાથી કોઇ બચવું જોઇયે નહીં, અને જો તમે એમ કહો કે તે સર્વના પાપ માફ કરી દેશે તો પછી તમે તેને ન્યાયી કહી શકશો નહી. કેમકે જે પાપ કરે તેને શીક્ષા કરવી એજ ન્યાય છે. આવી રીતે સમવડ હોવાથી ન્યાય અને કૃપા એ બન્ને ગુણો એક બીજાને બંધબેસતા કરવા સારૂં જગત પિતાએ ત્રીજોજ રસ્તો કઢ્યો અને તે એ છે કે તેણે પોતાના પ્યારા પુત્ર ઇસુને આખા જગતના પાપો સહિત વધસ્થંભે ચઢાવ્યો, અને તેના વધસ્થંભે ચઢવાના કારણે જગતનું તારણ કીધું. માટે જે માણુસ ઇસુ ઉપર આસ્થા આણે તે મુક્તિનો હકદાર વારસ બને.

પાંચમો સવાલ—ખુદાના ગુણો (સિફાતો) શુ હોવા જોઇયે ?

જવાબ— આ કઇ નવી વાત નથી. દરેક માણુસ જાણે છે કે ખુદા "એક" છે. સર્વ સત્તા ધરાવે છે જે કામ માણુસથી થઇ શકતું નથી તે તેનાથી સ્હેજમાં થાય છે. તે સર્વ છુપી વસ્તુઓને જાણનારો અને પોતે એકલો પોતાની મેળે સનાતન છે. તેની શક્તિની આંખ અંધારા અથવા અજવાળામાં એક સરખું જુવે છે, આ લોક તથા પરલોકમાં એવું એ કે સ્થળ નથી કે જેથી તે અજાણ્યો હોય, સક્ષેપ્તમાં ખુદાના ગુણો ઉપર મુજબ છે, નહિં તો કહેવા બેસું તો આરો આવે તેમ નથી.

લ્યો, હું તમારા પત્રનો પુર્ણ જવાબ લખી ચુકયો, હવે તમારે મારી સચ્ચાઇને જેવી રીતે અજમાવવી હોય તેવી રીતે અજમાવો, ઇસુ ખ્રીસ્ત પવિત્ર આત્મા વડે તમને સનમાર્ગે દોરે અને તમારા કઠોર મનને નરમ બનાવી પોતાના સેવકોમા કાયમ રાખે એવી અંતઃકરણ પુર્વક મ્હારી પ્રાર્થના સાથે આ પત્રને બંધ કરૂ છું.

લિ. હું છું. તમારો......જોસેફ.

મીસફીટને આ પત્ર ત્રીજે દીવસે લીવરપુરમાં મળ્યો તેથી તેને વાંચીને ઘણી દીલગીર થઇ. તે પોતાના કુટુંબોની નજરોમાં તો ક્યારની હલકી પડી ચુકી હતી, જોસેફ તેની મદદમાં રહેશે એવી તેને આશા હતી અને તે આશાના કારણે તેને હિમ્મત હતી, પણ આ પત્રથી તેણીની તે આશા નિરાશામાં બદલાઇ ગઇ. તેણીને લાગ્યું કે જોસેફ તેની મદદમાં નહીં રહેવાથી તેણી જોઇએ તેટલી ફાવી શકશે નહીં, તેથી આખો દહાડો ચિંતાગ્રસ્ત રહી અને સાંજ પડતાંજ ચિંતામાં ને ચિંતામાં સુઇ ગઇ...... સ્વપ્નમાં તેણીએ પેલા બુઝુર્ગને તેણીના માથા ઉપર હાથ મુકી ધીરજ દેતા જોયાં, તેથી તેમના કદમોમાં પડી ગઇ, બુઝુર્ગે તેને ઉભી કરી કહ્યું—પુત્રી તું ગભરા નહીં, અલ્લાહ ઉપર વિશ્વાસ રાખ, તે મહા કૃપાળુ અને દયાળુ સર્વ શક્તિમાન છે, લેશ માત્ર પણ ચીંતા કર નહીં તે સઉ સારા વાના કરશે. અલ્લાહને કૃપા કરતાં વાર લાગતી નથી, તે સર્વ બગડેલા કામોને જોત જોતામાં સુધારી દીયે છે. સર્વની વ્હારે તેજ ધાય છે તો શું તે ત્હારી કુમક નહીં કરે ? તે ખરેખર ત્હારી મદદ કરશે, તારા મનની આશાઓ પુર્ણ કરશે. તને સુખના દહાડા દેખાડશે, પણ અલ્લાહે સર્વ કાર્યોના માટે વખત મુકરર કરેલા હોય છે, જ્યાં સુધી તે વખત આવતો નથી ત્યાં સુધી કાર્યો થતા નથી, માટે તું ચીંતા તજી તેનાંજ ઉપર વિશ્વાસ રાખ.

બુઝુર્ગના આ ધીરજ દેનારા શબ્દો સાંભળી મીસફીટના ચિંતાતુર ચ્હેરા ઉપર હર્ષના ચિન્હ પ્રગટી નીકળ્યાં તે વળી તે બુઝુર્ગનાં કદમોમાં પડી. તેણીએ હથ જોડી કહ્યું કે ! આપ જાણતા હશો કે જે માણસના સંબંધમાં આપ મને ધીરજ આપોછો તે માણસ મ્હારો સગો છે, તે ઉપરાંત તેની સાથે મ્હારૂં વેવિશાળ થયું છે, મ્હારી અને તેની વચ્ચે બાળપણથી પ્યાર અને મોહબ્બત હતી, પણ વેવિશાળના સબંધી તે પ્યાર અને મોહબ્બત ઘણી વધી પડી હતી. આપ અલ્લાહની દરગાહમાં મ્હારા માટે ખચિત દોઆ કરશો. મને આશા છે કે આપની દોઆના પ્રતાપે અલ્લાહ તઆલા તેને સદબુદ્ધિ આપશે અને તે મ્હારી પેઠે ઇસ્લામ ધર્મને સ્વિકારશે.

બુઝુર્ગ—( મુસ્કરાઇને ) શાબાશ ! ધીરજ ધર ! અલ્લાહે ત્હારી અરજ, ત્હારી પ્રાર્થના સાંભળી લીધી. હું તને ખુશ ખબર આપું છું કે તે થોડાજ દહાડામાં ઇસ્લામ ધર્મને કબુલ કરી ત્હારો સાથી પ્રેમાળ પતિ બનશે, તું કાલ સવારે પત્ર લખે તે પત્રના મથાળા ઉપર " બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ " લખી " નસરૂમ મેનલ્લાહે વ ફત્હુન કરીબ " લખજે. જેની બરકતથી અલ્લાહ તને વિજય આપશે. પછી તે બુઝુર્ગ તેના માથા ઉપર આશીર્વાદ રૂપી હથ મુકી " અસ્સલામો અલયકુમ " કહી વિદાય થયા.

આ સ્વપ્નું જોઇ રહેતાંજ મીસફીટ જાગૃત થઇ. આ વખત લગભગ પાછલી રાતનો હતો, પાસેના ચર્ચના ' ક્લૉક ' માં હમણાંજ ત્રણ વાગ્યા હતા. તારામય આકાશ ચંદ્રના અદ્રશ્ય થવાથી કાળું ભાસતું હતું. ચારે તરફ ચુપકીદી પ્રસરેલી હતી, મીસફીટ હર્ષરૂપ ઉઠી આકાશ ગમ જોઇ ખુદાના શુક્ર બજાવી લાવી, પછી તરતજ તેણી પોતાના મેજની પાસે ગઇ અને જોસેફના પત્રનો જવાબ લખવા બેઠી.

તેણીએ નીચે મુજબ જવાબ લખ્યો—

**બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ;**
**નસરૂમ મેનલ્લાહે વ ફત્હુન કરીબ.**

ભલા જોસેફ—

ખુદા તમને સુમાર્ગે ગમન કરાવે, તમારો પત્ર પહોંચ્યો જેને વાંચી ઘણી દીલગીર થઇ, અફસોસ તમે સચ્ચાઇની અજમાયશમાં હું ધારતી હતી તેવા ઉતર્યા નહીં. હું તમારા પત્રના અક્ષર અક્ષરનો ઉત્તર વાળું તે અગાઉ ઇમાન (આસ્થા) શું છે એના સંબંધમાં કાંઇ લખવા ઇચ્છું છું.

હું તમને પુછું છું કે માણસ જે ધર્મમાં જન્મ પામે તેજ ધર્મમાં તે મર્ણ પર્યંત રહે એનું નામ શું સંપ્રદાય છે ?

તમે તે પત્રમાં લખ્યું છે કે ધર્મ એક એવો રસ્તો છે કે, લોકો ઉપર શાંતીની સાથે ચાલે એટલા માટે ખુદાએ તેને પ્રથમથી મુકરર કરી રાખ્યો છે એ " તમે જુદા હશો નહીં હું પણ એ વાત કબુલ કરૂં છું. ખરેખર ખુદાએ શાંતીથી ચાલવા એક રસ્તો મુકરર રાખ્યો છે અને તે રસ્તાનું જ નામ ધર્મ છે, જ્યારે આપણે બન્ને એટલે સુધી મળતા છીએ, ત્યારે આવો આપણે આપણા બન્નેના ધર્મને લક્ષ પુર્વક તપાસીયે, મને ખાત્રિ છે કે દરેક માણસ પોત પોતાના કૃત્યેનો જવાબદાર છે, એના સબબથી તમને કશી શંકા હશે નહીં, માણસ પોતાના કૃત્યનો જવાબદાર હોવા છતાં અને પોતાને એવો પામ્યા છતાં તેનો ઇન્કાર કરે તો તે મુર્ખ છે. હું તમને એક દાના અને બુદ્ધિશાળી પુરૂષ માનુ છુ. માણુસની જવાબદારીનો ઇન્કાર કરે એવા તમને માનતી નથી. જ્યારે માણસ પોતાના કૃત્યેનો જવાબદાર છે ત્યારે તે પોતાના ધર્મ માટે પણ જવાબદાર છે એમ કહેવામાં કશું ખોટું નથી. તમે જાણોછો કે જે માણસ પોતાને જવાબદાર ગણે છે તે કોઇ પણ કામ કરતાં પહેલાં અથવા કોઇ વસ્તુ સંભાળી લેતા પહેલા તેને તપાસી જુવે છે, પ્હેરગીર, જ્યારે પહેલાંના પ્હેરેગીરને નોકરીમાંથી મુકત કરી પેહ્રાપર ચઢવા ચાહે છે ત્યારે તે પોતાને સ્થાનિ લીધાં પહેલાં સર્વ વસ્તુઓના ટીપણને તપાશી લીયે છે, જો તે બરાબર હોય છે તો ઠીક, નહિંતો પોતાના ઉપરી અમલદારને તેની ખબર આપે છે, તો શું ધર્મ કે જેના માટે આપણે જવાબદાર છીયે તેનો અંગિકાર કરતા પહેલાં આપણે તેને તપાશી લેનો જોઇયે નહીં ? તમારે કહેવુંજ પડશે કે આપણે જે વસ્તુના જવાબદાર છીયે તે વસ્તુને તપાસ્યા વિના સંભાળી લેવામાં ડહાપણુ નહીં પણ મૂર્ખતા છે, આવી મુર્ખતા તમે કરો એ હું કોઇ કાળે માની શકું નહીં. તોપણુ આ સ્થળે હું આપણે જે ધર્મમાં જન્મ પામ્યા છીયે અને જેના માટે તમે તમને પોતાને જવાબદાર ગણોછો તે ધર્મને તપાસવા માગું છું, જો તે ધર્મની વસ્તુઓ ટીપણ અનુસાર નીકળેતો ખુદના લાખ લાખ શુક્ર કે તેણે આપણુને એવા સ્તુપમ અને ખરા ધર્મમાં જન્મ આપ્યો, અને જો તે ધર્મ ટીપણ અનુસાર ન નીકળે તો આપણે બીજા ધર્મોને ટીપણુની સાથે મેળવી તપાશી જોવા જોઇએ.

ધર્મના માટે દરેક માણસ જવાબદાર છે એ હુ કહી ચુકી છુ અને તમે પણ તેમ માનો છો. અને જ્યારે દરેક માણુસ ધર્મ માટે જવાબદાર છે ત્યારે તેના તત્વો દરેક માણુસ સમજી શકે એવા સ્હેલાં અને સરળ હોવાં જરૂરી છે. કેમકે જો તે સ્હેલાં અને સરળ ન હોય તો દરેક માણસ તેને સમજી શકે નહી અને જ્યારે દરેક માણુસ તેને સમજી શકે નહીં ત્યારે દરેક માણુસ તેનો જવાબદાર હોઇ શકે નહીં ઇસુ પ્રસ્તની પહેલાં જે જે મહાન ધર્મ શિક્ષકો–પૈગમ્બરો થઇ ગયા છે અને તેઓએ ધર્મની સચ્ચાઇની જે જે કસોટીયોનું ટીપણ આપણુને આપ્યુ છે તે ટીપણુ અનુસાર આપણુને જે ધર્મ લાગે તેજ ધર્મ આપણે સ્વીકારવો, અને બીજાનો ત્યાગ કરવો એજ આપણી ફરજ છે. આવો આપણે એ ટીપણુ અનુસાર ખ્રીસ્તી ધર્મને તપાસીએ. શું આદમથી તે ઇસુખ્રીસ્ત સુધી જેટલા પૈગમ્બરો થયા તેઓએ " માત્ર એકજ ખુદાને " માનવાનું, તેનેજ પુજવાનું, બદીયો સુરી નેકી કરવાનું સલાહ શાંતીથી રહેવાનું કહ્યું નથી ! ધાર્મીક ઐતિહાસીનો અભ્યાસી તેનો અંગિકાર કર્યા વિના રહી શકશે નહીં.

હું એ સર્વ શિક્ષણોમાં માત્ર એકજ ખુદાને માનવાના અને તેનેજ પુજવાના સંપ્રદાયને મોક્ષ અને અગત્યનો ગણુ છું; કારણુ કે

જ્યાં સુધી ખુદ બાદશાહ અથવા રાજ્યકર્ત્તાનો અંગીકાર કરવામાં આવે નહીં ત્યાં સુધી તેના કાનુનો અને કાયદાઓ મનાય નહી. જેના કાનુનો છે તેને માનવો નહીં અને કાનુનોને માનવા એ અસંભવિત છે, જે રાજ્યકર્ત્તાની સત્તાને માનતો નથી તે રાજદ્રોહી ગણાય છે, અને તે રાજદ્રોહી શિક્ષાને પાત્ર હોય છે. અને તે શિક્ષા ઘણી સખ્ત હોય છે.

મ્હારા ખ્રીસ્તી ભાઇઓ કાંઇ પણ વિચાર્યાં વગર આખા જગતના તારણહાર હઝરત મોહમ્મદ સ૦ ના સંબંધમાં જેમ આવ્યું તેમ બોલે છે, અને કહે છે કે તેઓએ નવો ધર્મ સ્થાપ્યો માટે ઠપકાને પાત્ર હતા. પણ તેઓએ પોતે પોતાના ધર્મમાં ઇસુખ્રીસ્તના તેમજ તેઓ અગાઉના સર્વ પૈગમ્બરોના શીક્ષણ વિરૂધ જે અસંખ્ય નવી બાબતો ઘડી દાખલ કીની છે તેવો લગારે ખ્યાલ કરતા નથી; આશું તેમની ચોખ્ખી અવળાઇ નથી ? ઇસુખ્રીસ્ત તથા તેઓ અગાઉના સર્વ પૈગમ્બરોએ એકજ ખુદાને માનવા પુજવાને સંપ્રદાય શીખવ્યો છે. કોઇએ સૃષ્ટ પદાર્થોનું પુજન શીખવ્યું નથી. સર્વ પૈગમ્બરો એમજ કહેતા આવ્યા છે કે "ખુદા એકજ છે. તેનો કોઇ ભાગીયો નથી, માત પિતા કે પુત્ર પુત્રિ રહિત છે તેની કોઇ પત્નિ નથી, તેમજ તેને પત્નીની કશી જરૂર નથી, ન તે કોઇથી જનમ્યો છે, તેમજ ન કોઇને જન્મ આપે છે." ઇસહાકે, યઅકુબે, દાઉદે, સુલયમાને, મુસાએ અને ઇસાએ એજ શીખવ્યું છે. અને જે તેઓએ શીખવ્યું છે તે હઝરત મોહમ્મદ સ૦ મે શીખવ્યું છે. એ સર્વ મહાન પેગમ્બરના શીક્ષણના ટીપણની સાથે હઝરતે મોહમ્મદ સ૦ ના શીક્ષણ મેળવી જુવો એટલે તમને જણાશે કે હઝરતે મોહમ્મદ સ૦ મે નવું કંઇ શીખવ્યું નથી અને તમે ખ્રીસ્તી ધર્મને એ ટીપણની સાથે મેળવી જુઓ તો માલુમ પડશે કે ખ્રીસ્તીઓ એ મહાન પેગમ્બરોના શીક્ષણોથી કેટલાં ઉલટાં છે, તેઓ કહે છે કે એકજ ખુદાને માનવું જોઇએ પણ કહે છે તે મુજબ કરતા નથી, એકતે મદલે ત્રણ ખુદાને માને છે, સલીબ ક્રોસની પુજા કરે છે મરયમ તથા ઇસુના પુતળાને પુજે છે, વિગેરે વિગેરે અનેક બાબતો, પેગમ્બરોના શિક્ષણ વિરૂધ કરે છે, જોસેફ ! તમે લગાર વિચારો જે બાબતનો તમારે જવાબ આપવાનો છે તે બાબતને તપાસી લો, અને જુવો મુસલમાનો પૈગમ્બરોના શીક્ષણ મુજબ વર્તે છે કે ખ્રીસ્તીઓ ? જ્યારે ખ્રીસ્તીઓ અવળે માર્ગે ચડયા, તેઓને ઇસુએ જે કાંઇ શીખવ્યું હતું તે વિસરી ગયા ત્યારેજ તેમને પાછા સવળે રસ્તે ચડાવવા હઝરત મોહમ્મદ સ૦ પ્રગટ થયા, અને તેઓએ આખા જગતને સનમાર્ગ દેખાડયો. તેઓના આ મહાન ઉપકારનો બદલો આવી રીતે વાળવો એ ગ્રહસ્થને નહીં છાજતું છે, તમે વિચારો ! ખુદાએ તમને બુદ્ધિ એટલાજ માટે આપી છે, જો તમે સમજુ હશો તો મ્હારૂં આટલુંજ લખવું પુરતું છે.

હવે હું ચોથા સવાલના સંબંધમાં લખીશ, મ્હારો સવાલ હતો કે મુકિત માર્ગ (નજાત) કોને કહેવો ? તેનો તમે જવાબ આપ્યો કે "ઇસુ ખ્રીસ્તમાં આસ્થા એજ મુકિત માર્ગ છે, ઇસુ ખ્રીસ્તનું વધસ્થંભે ચડવું એજ મુકિતનું સાધન છે,"........ઇત્યાદી, જોસેફ તમે વિશાળ બુદ્ધિના માલેક હોવા છતાં આવી અર્થ રહિત માન્યતાઓ ધરાવો એ ખરેખર ઘણુંજ અચરજ પામવા જેવું છે, જેને લગારે સમજ હશે તે કહેશે કે માત્ર ઇસુ ખ્રીસ્તમાં આસ્થા રાખવાથી 'મુકિત' થાય છે એમ માનવું એ મહા મોટી નાદાની અને મુર્ખાઇ છે, કારણ કે તેવી માન્યતા કેવળ બુદ્ધિની વિરૂધ છે.

મ્હારા, ધર્મની શી જરૂરત છે ? સવાલના જવાબમાં તમે લખ્યું છે કે " ધર્મ શીવાય માણસ નેકીના રસ્તે ચાલી શકતો નથી, જ્યાં સુધી માણસ ઉપર કોઇ મહાન સત્તાની ધાક હોય નહીં ત્યાં સુધી માણસ સલાહ શાંતીની

સાથે નેકીના રસતે ચાલે નહી" હવે તમે તમારા આ ધર્મની જરૂરતના જવાબને અને ઇસુ ખ્રીસ્ત જગતના પાપ પોતાને મથે લઇ વધસ્થંભે ચઢયો એ ઉપર આસ્થા અગર થી મુક્તિ થાય છે એવી માન્યતાને મેળવી વિચાર કરી જુવો, મુક્તિ ( નજાત ) પામવા માટે "ઇસુ ખ્રીસ્ત ઉપર આસ્થા રાખવીજ બસ છે એવી માન્યતા ધર્મની જે જરૂરત તમે લખી છે તેની તદન વિરૂધ જાય છે, એ માન્યતા તો ઉલ્ટી ધાક ઉપાડી માણસોને પાપ કરવા તરફ ઉશ્કેરનારી નેકીનો તથા સલાહ શાંતીનો રસતો મુકી જયારે ઇસુ ખ્રીસ્ત ઉપર આસ્થા રાખવાથી મુક્તિ મળતી હોયતો પછી સાચુ બોલવાની, વ્યભિચાર નહીં કરવાની, દગા ફસાદ ઇત્યાદી પાપાચાર નહીં કરવાની શી જરૂર છે ? માણસે શા માટે પોતાની ઇચ્છાઓને પોતાના મનોવિકારોને વશમાં રાખવા જોઇયે ? તે આ સંસારમાં ગમે તે કરે, તેની આસ્થા તેને મુક્તિ અપાવશે...... એવી માન્યતા ખરેખર બુદ્ધિ અને અક્કલને રૂચતી નથી......ખ્રીસ્ત પોતું કહેવું એવું છે કે "જો ખુદા તે મુજબ ન કરે તો તે 'ન્યાયી' ન કહેવાય કેમકે જે કોઇ પાપ કરે તેને શીક્ષા થવી જોઇયે ખુદા કૃપાળુ છે તે જગતને પાપ માટે શીક્ષા કરવા ચાહતો નથી માટે તેણે આવી યુક્તિ રચી, પોતના ન્યાય તથા પોતાના દયાના ધોરણોનું રક્ષણ કીધું" તેઓનુ આ કહેવું જો તકરારની ખાતર માની લેવામાં આવે તોપણ શંકાનુ સમાધાન થતુ નથી,ઇસુખ્રીસ્ત પહેલાં જે પાપી પ્રજાઓ થઇ ગઇ છે તે પ્રજાઓની મુક્તિ કેવી રીતે થશે ? જો ખુદાને ખ્રીસ્તીઓની માન્યતા મુજબનો "ન્યાય" કરવો હતો તો ઇસુ ખ્રીસ્તને સૃષ્ટિના આરંભમાં મોકલી વધસ્થંભે ચઢાવવો હતો કે જેથી સર્વ લોકો તેના ઉપર આસ્થા આણી મુક્તિના હકદાર થાત, પણ તેણે એમ કીધું નહીં જે ઉપરથી એમજ સિદ્ધ થાય છે કે આવી માન્યતા, એ ખ્રીસ્તીઓની પોતાના મનોવિકારો તૃપ્ત કરવા ખાતર ઘડી કહેલી માન્યતા છે, ખ્રીસ્તીઓ ખુદાના "ન્યાય" અને અને "દયા" ના ધોરણો સંભળાવવા નીકળ્યાં છે, પરંતુ તેઓ એટલું વિચારતાં નથી કે આખા જગતના પાપ એક સાધુ ( ઇસુખ્રીસ્ત ) ને માથે નાખી તેને બાપડાને ત્રણ દિવસ જહન્નમમાં બળાવો એ કયાનો ન્યાય છે ? પાપ કરનારને બચાવી લેવા અને તેની જગયાએ બીજાને શિક્ષા કરવી એ શું ન્યાય અને દયા ગણાય ? કદી નહીં, કદી નહીં, જોસેફ ! પ્યારા જોસેફ ! લગાર વિચાર ! આ કાગળ લખતી વખતે મ્હારા મનમાં એટલા વિચારો ઉભરાય છે કે હું ગભરાઉં છુ તેમ અનુક્રમે લખી શકતી નથી. તમારા પત્રમાં તમે મોહમ્મદ સ૦ ના ધર્મને મારફાડનો ધર્મ કહ્યો છે પણ તેમાં હુ તમને દોષ દેતી નથી એ દોષ તે ધર્મને એવો ચીતરનાર ખ્રીસ્તી પાદરીયો અને મહાત્માઓનો છે. ખરેખર સાધારણ બુદ્ધિ. માણસ પોતની આંખ ન જોતાં બીજાઓની ખુબીઓને એબ લખે છે પણ ડાહ્યા અને શાણા માણસો વિચારે છે, મુખમાંથી શબ્દનો ઉચ્ચાર કર્યા પહેલા સર્વ બાજુઓને તપસે છે, ધ્યાનમા લે છે અને વખોડના આંચકો ખાય છે, એવો ઇસુ ખ્રીસ્ત ઉપર આસ્થા રાખવાથી નિડર બની ગએલાં ખ્રીસ્તી મહાત્માઓજ બીજાઓની ખુબીયોને એબ ગણવા જેવા દોષ કરવાની હિમ્મત ધરે છે. ઓલ્ડ ટેસ્ટામેન્ટ ( તવરાત ) ની પોથીયો વાંચો ! તેમા લડાઇયો અને જેહાદ, અને મારફાડ તથા લુટફાટની જે જે આજ્ઞાઓ છે તેની સાથે કુરઆનની જેહાદ સબંધી આજ્ઞાઓનો મુકાબલો કરી જુવો. પછી કહો કે કયો ધર્મ નીતિ, નેકી અને દયાનો ધર્મ છે ? ઓલ્ડ ટેસ્ટમેન્ટ—ના Numbers પોથીનુ ૩૧ મું પ્રકરણ વાંચો તેની ૧૫ મી આયાતમાં મુસા, લડાઇમા સ્ત્રીઓને જીવતી મુકવામાં આવી હતી એટલા માટે ગુસ્સે થાય છે. * તે ઉપરાંત આખા ઓલ્ડટેસ્ટમેન્ટમાંની પોથીઓમાંથી અસંખ્ય આજ્ઞાઓ, આખી પ્રજાઓને હલાક કરવાની, આખા

ગામના ગામ બાળી મુકવાની, ઢેર ઢાંખર સ્ત્રીયો અને ન્હાના બચ્ચાને પાયમાલ કરવાની મળી આવશે. હઝરત મોહમ્મદ સ૦ ની આજ્ઞાઓ-માંથી એક એવી આજ્ઞા મળશે નહીં હઝરત મોહમ્મદ સ૦ એ જે જહાદની આજ્ઞા આપેલી છે તે Defensive (સ્વ રક્ષક) પોલીસીની રૂએ જરૂરતના પ્રસંગે આપેલી છે. સ્ત્રીયો, બાલબચ્ચાઓ, ખેતીયો, ઢેર ઢાંખર, જે લોકો મુસલમાનોને ઝીમ્મે હોય તે લોકો તથા જેઓ લડાઇના પ્રસંગે બન્ને પક્ષેથી અળગાં રહે તેવા લોકો સામે તલવાર ઉગામવાની કે તેમને કશી હાની પહોંચાડવાની સખત મનાઇ છે, તેરમી સદીના ખ્રીસ્તીયોએ દુન્યામાં જે ક્રુરતા અને જુલમી વર્તણું ધર્મના નામે દેખાડયું છે તેનું કશું ઇસ્લામે કીધું નથી. ખ્રીસ્તીઓએ પરધર્મીયો ઉપર જે જે જુલમો કીધાં છે જેમકે લોકોને જીવતાને જીવતા બાળી મુકવા, આરી વડે લોકોને ચીરી નાખવા, કતલે આમ ચલાવી ગર્ભવંતી સ્ત્રીઓના પેટ ચીરી નાખવા, ખેતીયો અને વાડીયોને બાળી ભસમ કરી નાખવી પરધર્મીયોની કબરોને ખોદાવી તેમના હાડકાં કઢાવી બળાવી મન તૃપ્ત કરવું ઇત્યાદી જુલમો મુસલમાનોની જાણ બહાર છે, જોસેફ! આ સર્વ બાબતોનો તમે વિચાર કરશો એવી ખાત્રી હોવાથી લખું છું.

---

## સ્ત્રી પુરૂષની સમાનતા.

તમે તમારા પત્રમાં ઇસ્લામે પુરૂષો અને સ્ત્રીઓના હકો સમાન ગણ્યા નથી એવો કટાક્ષ કીધો છે. પુરૂષો અને સ્ત્રીઓના હકોની સમાનતાને (જે ખ્રીસ્તીઓ હજુ સુધી સ્વીકારી શક્યા નથી) તમે પસંદ કરો છો એ જાણી મને હર્ષ થાય છે, પરંતુ મ્હારે કહેવું જોઇએ કે પુરૂષો અને સ્ત્રીઓના હકો એક સરખાં હોઇ શકેજ નહીં જેમ 'પુરૂષ' અને 'સ્ત્રી' એ બન્ને શબ્દોમાં તેની જાતિભેદના કારણથી ભેદ છે તેમ તેમના હકોમાં પણ ભેદ હોવો અવશ્યનો છે, જો હકોની સમાનતાના કાંઇ અર્થ થઇ શકતા હોય તો એટલાંજ છે કે પુરૂષ પોતાના ક્ષેત્રમાં રહી પોતાના હકનો ઉપભોગ કરે, અને સ્ત્રી પોતાના ક્ષેત્રમાં રહી પોતાના હકો ભોગવે, એજ ખરી સમાનતા છે. પુરૂષ તે સ્ત્રી બની શકતો નથી, અને સ્ત્રી તે પુરૂષ બની શકતી નથી, જે કાર્ય પુરૂષ કરી શકે છે તે સ્ત્રી કરી શકતી નથી, અને જે કાર્ય સ્ત્રીનું છે તે પુરૂષથી થઇ શકતું નથી, આવી રીતે બન્ને જાતિમાં કુદરતી ભેદ ચાલતો આવેલો છે અને ચાલતો રહેશે, જે હક પુરૂષને મળેલો છે તે સ્ત્રીને મળેલો નથી, અને જે સ્ત્રીને મળેલો છે તે પુરૂષને મળેલો નથી, દરેક જાતિને તેની જરૂરત અનુસાર હક મળેલો છે અને જ્યારે બન્નેને જોઇતું સર્વ મળેલું છે ત્યારે સમાનતા અથવા અસમાનતાનો સવાલજ વ્યર્થ છે, જો તમારો એવોજ આગ્રહ હોય કે—નહીં, જે પુરૂષને મળ્યું છે તે સ્ત્રીને મળવું જોઇયે, અને જે સ્ત્રીને મળેલું છે તે પુરૂષને મળવું જોઇયે, તો તે અસંભવિત અને અશક્ય છે, હા જ્યારે સર્વ સ્ત્રીયો પુરૂષ થઇ જાય અથવા સર્વ પુરૂષો સ્ત્રીયો બની જાય! અને સ્ત્રી પુરૂષ એવી બેજાતિ ન રહેતાં કાંતો એકલા પુરૂષજ રહે, અથવા કાંતો એકલી સ્ત્રીયોજ રહે ત્યારે એ મુજબ થઇ શકે ખરૂં, પણ તેવી સ્થિતિમાં સંસારનું ગાડું આગળ ચાલી શકેજ નહીં એ યાદ રાખવું જોઇયે, ખુદાએ સંસાર ચક્ર ચાલું રાખવા ભેદ મુકર્રર કરેલા કીધો છે, જો આ ભેદ ન હોતતો સંસારમાં કશી લીલા હોત નહીં.

જોસેફ! ઇસ્લામ ધર્મના ખુબીયોમાંની એજ મોટી ખુબીછે કે તે કુદરતનાં કાનુનોને અનુસરતુંજ શિક્ષણ આપે છે, તે નાતિનો એવો ઉચો ન મહત્વ કે જે માન સંપ્રદાય તરીકે

---

* And moses said unto them, Have ye saved all the women alive. 15–31–Numbers.

લખાએલો રહે અને કદી વ્યવહારમાં મુકી શકાય નહીં તેવો સંપ્રદાય શીખવતો નથી. ઇસ્લામે શીખવેલાં સંપ્રદાય તે વ્યવહારિક નીતિથી ભરપુર સંપ્રદાય છે, કુદરતના કાનુનો મુજબ દરેક જાતીને જે સર્વ હકો આપવા જોઇયે તે તેણે પુર્ણ આપેલાં છે ઇસ્લામી દુન્યામાં સ્ત્રીની જે પદવી છે તે પદવી મ્હારી ખ્રીસ્તી બ્હેનોને હજુ સુધી નસીબ થઇ નથી. જે લોકો સમાનતાનો પોકાર કરે છે તેઓ સમાનતાનો અર્થજ સમજ્યા નથી એમ મ્હારે દીલગીરી સાથે કહેવું પડે છે. સ્ત્રીવર્ગ ઉપર હજરત મોહમ્મદ સ૦મે જે ઉપકારો કર્યા છે તે ઉપકારોની તુલના સ્ત્રીવર્ગની તે હજરતના પ્રગટ થવા પહેલાંની સ્થીતિનું અવલોકન કર્યાથી થઇ શકે છે. દુન્યા સુધારામાં આગળ વધી છે યુરોપ સુધારામાં અગ્ર ભાગ ભોગવે છે, પરંતુ જે જે હકો હજરતે મોહમ્મદ સ૦ મે સ્ત્રીયોને આપ્યા છે તે હકો યુરોપ સ્ત્રીઓને હજુ સુધી આપી શક્યું નથી, આ સર્વ બાબતો ઇસ્લામી પુસ્તકોના વાંચનથી જાણવામાં આવે છે.

જોસેફ ! તમે તમારા પત્રમાં ઇસ્લામી 'પરદા સીસ્ટમ' ઉપર ટીકા કરેલી છે, તેનો હું જવાબ આપવા ચાહું છું; જો કે હજુ સુધી હું ઉત્તમ પરદા સીસ્ટમને પાળનારી થઇ નથી તો પણ હું તેની ખુબીયોને છુપાવી શકતી નથી. દુન્યામાં સલાહશાંતી જળવાઇ રહેવાની અગત્યતાને તમે સ્વિકારો છો. માટે જે જે સાધનોવડે સલાહશાંતી જળવાય, એક બીજાના હકોનું ઉલ્લંઘન થાય નહીં તે તે સાધનોનો ઉપયોગ કરવાની આવશ્યકતાને પણ સ્વિકાર્યા વિના રહેશો નહીં. સલાહશાંતીનાશ ચોરી, વ્યભિચાર, ખુન, જુગાર વિગેરે વિગેરે બદીઓને રોકનારો આવેલ છે. પરદા સીસ્ટમ પણ એજ ધોરણ સર માન્ય રાખવામાં આવેલ છે, જ્યાં સુધી પુરૂષ સ્ત્રીને જુવે નહીં ત્યાં સુધી પુરૂષનાં મનમાં સ્ત્રી પ્રતે કોઇ જુગો ખ્યાલ આવી શકતો નથી સ્ત્રીનું માન તેણીના સદાચારી અને શીયળવંત (આબરૂમંત) હોવામાંજ રહેલું છે. જો સ્ત્રી સદાચારી અને શીયળવંત હોય નહીં તો તે કદ્યા માનને લાયક નથી. આ સદાચારી અને શીયળના રક્ષણ અર્થે જો સ્ત્રી પરદામાં રહે તો તેમાં વખોડવા પાત્ર શું છે? એ હું સમજી શકતી નથી. જે માંદા માણસને બહાર ખુલ્લી હવામાં હરવું ફરવું હાનીકારક હોય તેને બહાર ન ફરવા દેવું શું વખોડવા પાત્ર અથવા નીંદા પાત્ર ગણાશે? કદી નહીં. મ્હારા ધારવા પ્રમાણે સ્ત્રી માટે સઘળી બહારની આફતોથી અને કામયુક્ત (શહવાની) ખ્યાલોથી બચવાનો આ (પરદો) એકજ રસ્તો અને ઉત્તમ ઉપાય છે મંદબુદ્ધિનો માણસ જે પુરૂષ અને સ્ત્રીયોના સ્વભાવથી અજાણ્યો હોય તેજ પરદા સીસ્ટમની વિરૂદ્ધ હોય. પણ જેણે સ્ત્રી તથા પુરૂષના એક બીજાને જોવાથી ઉત્પન્ન થતા ખ્યાલોનો, તે ખ્યાલોથી થતાં અસરોનો અભ્યાસ કર્યો છે તેનો પરદા સીસ્ટમને એક આશિર્વાદ સમાનજ લેખશે જે દેશોમાં પરદો નથી ત્યાં વ્યભિચારના અને વ્યભિચારને લીધે નિપજતી અનેક ખરાબીયોના જેટલા કેસો અને દાખલાઓ બને છે તેટલા પરદા સીસ્ટમવાળા, અરબ, ઇરાન, તુર્કસ્તાન વીગેરે દેશોમાં બનતા નથી. એવી બાબતો તરફ આંખમીંચામણી કરવી અને માત્ર સારૂં સારૂંજ બોલવું એ જુદી વાત છે, પરંતુ જે હકીકત છે તે કહ્યા વગર મ્હારાથી રહી શકાતું નથી, પરદા વગરનં જીવનને તમે સ્વતંત્રતા કહો છો, પરંતુ એ સ્વતંત્રતાના પરિણામે વ્યભિચાર જેવા આવતાં જોઇ હું તેને કનિષ્ટમાં કનિષ્ટ પરતંત્રતા ગણું છું. હું એમ કહેતી નથી કે પરદા વગરની દરેક સ્ત્રી દુરાચારી હોય છે, પરંતુ હું એમ કહું છું કે પરદો એ દુરાચારથી બચવાનો એક ઉત્તમ ઉપાય છે. તો એ ઉપાયને શા માટે કામમાં ન લાવવો? જ્યાં સુધી તેને છુપાવવામાં આવે નહીં ત્યાં સુધી લાર્યભિત સ્થીતિમાંજ રહે એવી સ્ત્રીના શરીરની રચના છે- ત્યારે તેને છુપાવવામાં શું સ્વતંત્રતા ચાલી જાય છે?

હવે હું તમારી ચાર સ્ત્રીયો પરણવા સંબંધીની ટીકાનો ખુલાસો કરૂં છું. ઇસ્લામ પુરૂષને

ચાર સ્ત્રીઓ સુધીની પરણવા પરવાનગી આપે છે એ વાત ખરી છે, પરંતુ દરેક મુસલમાને ચાર સ્ત્રીઓ પરણવી અવશ્ય છે એવો તેનો અર્થ નથી. આ ચાર સ્ત્રીઓ પરણવાનો રિવાજ ઇસ્લામીઓમાં સામાન્ય નથી. કેટલાક માણસો શરીરે એવા પુષ્ટ અને મજબુત હોય છે કે તેમને કુદરતી રીતે એક કરતાં વધારે સ્ત્રીની જરૂર રહે છે; જો તેવા માણસને એકથી વધુ સ્ત્રી કરવાની આજ્ઞા આપવામાં આવે નહીં, તો તે પાપમય—કર્મ એટલે વ્યભિચારમાં સપડાય એ તદ્દન સંભવિત તો શું ! આપણે એમ બનતું જોઇએ છીએ. તેનું એકથી વધુ સ્ત્રી પરણવું જેટલું તેના હિતને સારે છે તેટલુંજ હિત તે તેની પહેલી પત્નિનું પણ સારે છે, કેમકે એવા પુષ્ટ અને મજબુત માણસની કામગ્નિને એક સ્ત્રી શમાવી શકતી નથી, જો કદાચ તે શમાવે, પોતાના પતિની વારંવારની ઇચ્છાઓને સંતુષ્ટ કરવા જાય તો તેમાં તેને પોતાની તંદુરસ્તીનો ભોગ આપવો પડે, આવી રીતે એકથી ચાર પત્નિસુધી પરણવાની છુટ પુરૂષ અને સ્ત્રી બન્નેના હિતાર્થે લાભદાઇ અને સુખદાઇ છે. જયારે પરણવાની ક્રિયા અથવા નિકાહની જરૂરત સુલાહશાંતી જાળવવાની ખાતર પાપાચારનો પ્રચાર ન થાય એ માટે એકથી વધુ સ્ત્રી પરણવાની રજા પણ આપવી વધારે જરૂરી અને અવશ્યની છે, જો આવી રજા આપવામાં ન આવે તો વ્યભિચારનો પ્રચાર થતો અટકે નહીં ! અને જ્યારે વ્યભિચારનો પ્રચાર ન અટકે ત્યારે સલાહશાંતી પણ જળવાય નહીં અને પ્રજાઓ નિર્બળ થઇ નાશ પામે. વળી કોઇ માણસની સ્ત્રી હમેશા મંદવાડમાં રહેતી હોય, પોતાના જુવાન—પુષ્ટ પતિને લગ્નસુખ આપી શકતી ન હોય અથવા કેઇ માણસની પત્નિ વાંઝણી હોય, અને તે માણસ પ્રજા સુખ માટે ટળવળતો હોય તો તેવા માણસની ખાતર પણ એ હુકમ આપવો અવશ્યનો હતો આ ઉપરાંત વિચારવંત પુરૂષ માટે ઘણી દલીલો છે જે એમજ બતાવે છે કે એકથી વધુ સ્ત્રી નહીં કરવાની છુટ છીનવી લેવી એ મ્હોટામાં મોહટો જુલમ છે. આ સર્વ પરવાનગીઓ ઇસ્લામીઓને આપવામાં આવી છે, પણ તેની સાથે હજરતે મોહમ્મદ સ૦ મે એવી શરતો રાખી છે કે જેથી બન્ને પક્ષમાંના કોઇને કશું ખમવું પડે નહી હજરતે મોહમ્મદ સ૦ ના પ્રગટ થવા પહેલાં સ્ત્રીઓ પરણવાની કશી સીમા હતી નહીં. જેમ માણસ પોતાની મરજીમાં આવે તેટલાં ઢોર ઢાંખર પાળવા સ્વતંત્ર છે તેવીજ રીતે તે પોતાની મરજીમાં આવે તેટલી સ્ત્રીઓ પરણવાનો અધિકાર ધરાવતો હતો. હજરતે મોહમ્મદ સ૦ મે, પુરૂષોનો એ હક—એ સ્વતંત્રપણું છીનવી લીધું. તેઓએ સોસાઇટીમાં જેટલી પદવી વધારી શકાય તેટલી સ્ત્રીઓની પદવી વધારી. સ્ત્રીઓને જેટલા હકો આપી શકાય તેટલાં બધાં હકો આપ્યા. જે સ્ત્રીઓ ઘરના રાચરચીલાં અથવા ઢોરઢાંખર કરતાં વિશેષ ગણાતી નહતી તે સ્ત્રીઓને "માતા" નો ટાઇટલ આપ્યો અને ફરમાવ્યું કે "સ્વર્ગ એ **તમારી માતાઓના પગ નીચે છે,"** પુરૂષ ચારથી વધુ પત્નિયો ન પરણી શકે એવો તેના માટે પ્રતિબંધ કીધો. અને સ્ત્રીઓના હિતની ખાતર ચાર પત્નિઓની સાથે ન્યાય, સમાનતા અને સમાનભાવથી વર્તવાની આજ્ઞા કીધી.

જોસેફ ! તમે જે ન્હાનપણથી સાંભળતા આવ્યા છો કે હજરતે મોહમ્મદ સ૦ મે પોલીગેમી ( એકથી વધુ સ્ત્રી કરવાનો રીવાજ ) શીખવી છે માટે તેમનો ધર્મ લક્ષ દેવા જેમ નથી, તેજ તમારી ન્હાનપણની બંધાએલી ગેરમાન્યતાના આધારે તમે ઇસ્લામ ઉપર હુમલો કરો છો. પરંતુ 'પોલીગેમી'—જે હજરતે મોહમ્મદ સ૦ મે શીખવી છે, તે સારી છે કે નરસી, સોસાઇટીના હિતની ખાતર સુખદાઇ છે કે દુખદાઇ છે તેનો તમે કદી વિચાર કર્યો નથી જો તમે એ વિષય ઉપર વિચાર કરત તો તમને એકથી વધુ સ્ત્રી પરણવાનો રીવાજ પસંદ આવ્યા વિના રહેત નહીં. જેઓએ એ સંપ્રદાય ઉપર વિચાર કીધો છે તેઓ તેની ખુબીને સ્વિકાર્યા વિના રહી શકાયા નથી, મ્હારા પત્ર

ઘણો લાંબો થઇ ગયો છે, નહીં તો હું તે સંબંધે મોહટા મોહટા અંગ્રેજ શાસ્ત્રરોના મત અહીં ટાંકત આ બધું છતાં ઇસ્લામમાં એકજ સ્ત્રી પરણવાને વધારે પસંદ કરેલું છે, ઉપર મેં કહ્યા એવા કારણોથીજ, જો ન્યાય અને સમાન ભાવથી વરતી શકવાની ખાતરી હોય તોજ એકથી વધુ ચાર સુધી પરણવાની પરવાનગી છે. જો ન્યાય અને સમાનભાવ પુર્વક વર્તવાની ખાતરી ન હોય અથવા તેમ ન વર્તી શકતો હોય તો એકથી વધુ સ્ત્રી કરવી જાયઝ નથી. ઇસ્લામ દુન્યામાંથી પાપનો નાશ કરવા આવેલ છે, પાપ જેમ ઓછું થાય તેમ કરવું એ ઇસલામની મુખ્ય નેમ રહેલી છે, ખ્રસ્તીયો માત્ર મુખથીજ એક સ્ત્રી પરણવાનું કહેછે, નહિ તો એકથી વધુ નહીં પરણવાના પ્રતિબંધના કારણે જે જે પાપાચાર તેમનામાં થાય છે તે નજ કહ્યા સારા—

આ સ્થળે તમે કહેશો કે જ્યારે પુરૂષને ચાર સુધી પરણવાની પરવાનગી આપી ત્યારે સ્ત્રીને એકથી વધુ પુરૂષ પરણવાની રજા કેમ આપી નહીં, તો તેના જવાબમાં એટલુંજ કહેવું બસ થશે કે સ્ત્રીના શરીરની રચના ખુદાએ એવી બનાવી છે કે તેના માટે એકજ પુરૂષ પુરતો છે, પુરૂષ ચાર સ્ત્રીથી ચાર સંતાનોની પ્રાપ્તિ કરી શકે છે, પરંતુ સ્ત્રી ચાર પુરૂષો પરણી એકી વખતે પોતાના જુદા જુદા પતિ માટે ચાર સંતાનો આપી શકતી નથી, વળી તેના શરીરનો બાંધો એકથી વધુ પુરૂષને લાયક નથી

જોસેફ ! તમે પત્રમાં નમાઝ રોઝા વીગેરે ઇસ્લામની એબાદતને વિટબણા સમાન લેખેલ છે તે વિશે એટલુંજ કહું છું કે જ્યાં સુધી તમે તેની લઝ્ઝત ( સ્વાદ ) ને ચાખેલ નથી, તમે તેઇબાદતથી ઉપજતા આનંદનો અનુભવ લીધો નથી એ એબાદતોની અનુપમતા અને તેના ગૌરવ જાણ્યા નથી ત્યાં સુધીજ તેવો અભિપ્રાય ધરાવી શકોછો; હું નમાઝ, રોઝા, ઝકાત, હજ વિગેરેની ફીલસોફી ઉપર લંબાણપુર્વક લખત પરંતુ પત્ર ઘણો લાંબો થઇ ગયો છે, એટલે હું એ બીજા પ્રસંગ સુધી મુલતવી રાખું છું.

જોસેફ ! વ્હાલા ! જોસેફ ! આ દુન્યા બેદીવસની છે, આખરે ખુદા સનમુખ જઇ ઉભું રહેવું છે, કર્યા કર્મનો હિસાબ આપવાનો છે. ધર્મ શોધન એ ન્હાની સુની અને નજીવી બાબત નથી, તે એક અગત્યનો સવાલ છે સગાં વ્હાલાં અને કુંટુંબીયોની મોહબત ધર્મ બદલતાં આડે આવે છે, પણ તે ( મોહબત ) કયામતમા જ્યારે ખુદા તરફથી સવાલ થશે ત્યારે આડે આવનાર નથી, જોસેફ ! કાલ કયામતમાં તમે પકડાઓ અને સપડાઓ એ હું પસંદ કરતી નથી. ખુદાનો રસ્તો ખુલ્લો છે તે ઉપર ચાલતાં શરમાવું મિથ્યા છે. સગાસ્નેહીયો અને કુંટુમીઓના હક કરતાં ખુદાનો હક મોહટો છે, તેના હકનો ખ્યાલ રાખવો અવશ્યનો છે કેમકે તે આપણો પૈદા કરનાર અને પાળનાર છે, જોસેફ ! મેં જે કાંઇ લખ્યું છે તે કેટલે દરજ્જે સત્ય છે તેનો વિચાર કરજો, હવે હું પત્ર બંધ કરૂં છુ, ખુદા તમને હિદાયત ( સદબોધ ) નો વારસ કરે, આમીન.

હું છું
તમારી સેવક
મીસકીટ

તા. ક આવતા શુક્રવારે બપોરે ( નમાઝની બાદ ) " મોસલેમ ઇન્સ્ટીટ્યુટમાં મી. અબદુલ્લાહ ક્વીલીયમ " પુનર્જન્મ " થીયરી વિરૂધ ભાષણ આપનારાં છે. જો તે પ્રસંગે આવશો તો મુલાકાતના લાભ ઉપરાંત આપણી વચ્ચે જે કાંઇ લખાણુ ચલ્યું છે તે સંબંધે પણ ચર્ચા થઇ શકશે, **મીસકીટ.**

\+ \+ \+ \+

આ શુક્રવારનો દીવસ છે, બાર વાગી ગયા છે, મીસકીટ કોઇના આવવાની વાટ જોતી હોય એમ લાગે છે, તે વારંવાર બારીની પાસે જાય છે અને પાછી આવે છે, એટલામાં તેને એક પત્ર મળે છે, આ પત્ર મી. જોસેફની

તરફથી આવેલો છે એમ તે તેના અક્ષરો ઉપરથી સમજી તેને ફોડી વાંચવો શરૂ કરે છે,

**ડીયર મીસકીટ—**

પત્ર મળ્યો, વાંચી આનંદ થયો, તમારી દલીલોએ ખ્રીસ્તિ ધર્મ ઉપરની મ્હારી આસ્થાને ડગમગાવી મુકી છે, તો પણ હું તે સંબંધિ રૂબરૂ મળી કેટલીક શંકાઓનું સમાધાન કરવા ચાહું છું, હું આજે ઘણી ખુશીથી આવ્યો હોત અને તમારી મુલાકાતનો લાભ પામ્યો હોત પરંતુ એક અચાનક આવી પડેલાં કામે મને રોકી લીધો, જો કે હું ચોક્કસ તારીખ આપી શકતો નથી તો પણ આ અઠવાડીયામાં હું ખચિત તમારી પાસે આવીશ.

હું ......છું
તમારો-જોસેફ.

આ પત્ર વાંચી મીસકીટ તરત ઘરની બહાર નીકળી મોસ્લેમ ઇન્સ્ટીટ્યુટને રસ્તે ચાલી, જ્યારે તે ત્યાં પહોંચી ત્યારે જુમ્માની નમાઝ માટે ત્યાંના ગણ્યા ગાંઠ્યા મુસલમાનો એકઠા થઇ ચુકયા હતા, ખુત્બો તથા નમાઝ ભણ્યા બાદ લેકચરનો ટાઇમ હતો, એટલે બીજા ગૃહસ્થો પણ જેઓ "પૂનર્જન્મ" સંબંધિ વિવેચન સાંભળવા ઉત્સુક હતા તેઓ પણ આવવા શરૂ થઇ ગયા હતા, તેમાં કેટલીક લેડીઓ પણ હતી, મઝહબી ઇબાદતથી પરવારી મી. અબ્દુલ્લાહ કવીલીયમ ભાષણ આપવા ઉભા થયા, તેઓએ ખુદા અને તેની રસુલના વખાણ બાદ નીચે મુજબ બોલવું શરૂ કીધું.

---

"મીસકીટનું ઇસલામ" નામક નોવેલ મારા મિત્ર મી. વલીમહમદ સી. મોમિને (પ્રાઇવેટ સેક્રેટરી ટુ ધી ચીફ ઓફ માનાવદર) રચી છે. અને "રાહેનજાત" માસિકપત્રના અધિપતિ મે. હાજી ગુલામ અલી સાહેબે તે પ્રગટ કીધી છે તે દેખાવમાં રોયલ સોળપેજી, ગ્લેઝડ કાગળ ઉપર સ્વચ્છ છાપ કામવાળી, પાકા પુંઠા પર સોનેરી નામની એક સુંદર ચોપડી છે તેમ તેનું વાંચન પણ ઘણી રસીલું છે. જે લોકો ન્યાયવૃત્તીથી ધર્માંધપણું ન રાખી પોતાનું જ્ઞાન વધારવાની જીજ્ઞાસા રાખે છે તેઓને તે ચોપડી મંગાવી વાંચવાની અમે ભલામણ કરી એ છીએ. બાર આનાની કીંમતે "રાહેનજાત ઓફીસ ભાવનગરથી મળી શકશે.

અધિપતિ.

---

## સુખી દાંટીનું ભયંકર પરિણામ.

એક લેડી પોતાના બાળકો સાથે વહાણમાં મુસાફરી કરતી હતી. દુધ પીતું બાળક ઘણું રડતું હતું તેથી કંટાળીને તે લેડી બીજા બાળકોની રૂબરૂ તેને ધમકાવ્યું અને બોલીઃ—

"જો તમે ચુપ નહીં રહો તો તમને દરિયામાં નાંખી દઇશ !"

તે પછી કાંઇ કામસર તેણી વહાણના બીજા ભાગ ઉપર ગઇ અને જ્યારે કેટલીક મીનીટ પછી પાંછી આવી ત્યારે બાળક ત્યાં નહોતું !

લેડી—(બીજા બાળકને) "હાં બચ્ચું કયાં છે ?"

બાળક—"મા......અમે તેને છાનો રાખવાની ઘણી કોશેશ કીધી, પણ જ્યારે તે ચુપ ન રહ્યું તો........તેને દરિયામાં નાંખી દીધું !"

વહાણ રોકીને તેજ વખત ડુબકી મારનારાંઓને ઉતારવામાં આવ્યા, પણ બચ્ચું ત્યાં ક્યાં ધરી રાખ્યું હતું !

માતાઓ કાંઇ સમજી ?

---

# માયા.

લેખક—પુનમચંદ પીતામ્બર શાહ—ડીસા. ધાનેરા—

( માહારૂ અહળેનો છે નામ. મારે મોજમજાનુ કામ-એ રાગ )

માયા ખવરાવે છે માર, નીશ્ચયમાનો સાચું યાર, એ. ટેક.
મ ક્રોધ બે કટ્ટા શત્રુ, ત્રીજો લોભને જાણો,
યાને મુકી દો સૌએ, આત્માને પીછાણો, માયા૦ ૧
વૃદ્ધ અને બાળક સઘળાંને, લાગે માયા પ્યારી,
જ્યાં ત્યાં તેનું જોર ઘણું છે, સમજી કરો ન્યારી. માયા૦ ૨
કાયા ને માયા છે જુઠી, શીદ માનો છો સાચી;
સૃષ્ટીની આ ગહન ગતીમાં, કેમ રહ્યા એ રાચી. માયા૦ ૩
આ અવનીના ભુતળમાહે, છે સઘળાનો નાથ;
અવિનાસી જે જ્ઞાન એક છે પુરો મનની આથ, માયા૦ ૪
પુરણ સુખ લેવા ચાહો તો, જોડો પ્રભુથી પ્રીતી,
જ્ઞાન લોશ કરો ને કોઈ, ટાળી અતર ભીતી. માયા૦ ૫
દુનીયાના વૈભવમા રાચી, શીદ વાળો છો ઉંધું;
જ્ઞાન ખજાનો કરી એકઠો, હજુ કરી લ્યો સીધું. માયા૦ ૬
જ્ઞાન રૂપી કોઈ આ અવનીમા, તરવા નથી નાવ;
તેને છોડી સીદ ભટકો છો, ખાલી જાસે દાવ. માયા૦ ૭
ધાનેરાનો વાસી સેવક, જ્ઞાનીના પાય વંદે,
અનુભવથી આ નકી કર્યું છે, શ્રાવક પુનમચદે માયા૦ ૮

દરબાર હૉલ.
તા. ૧-૭-૧૯૧૫.

ડીસા—ધાનેરા.

---

# અફસોસ તો છે પણ—

મેજીસ્ટ્રેટ—તમે પોતે કબુલ કરો છો કે તમે તમારી સ્ત્રીના માથાપર એટલી જોરથી કુરસી મારી કે તે તુટી ગઇ, શું તમને એ વાતનો અફસોસ નથી ?

આરોપી—અફસોસ કેમ નથી સાહેબ ? કુરસી તદ્દન નવીજ હતી !

# શિક્ષણ અને શિક્ષણ પદ્ધતિ ઉપર શાહેનશાહ ઔરંગઝેબનું લેકચર.

અનુવાદક—મે૦ એદલજી ધનજી કાબા—અમરેલી.

દીલ્લીપતિ મોગલ શહેનશાહ શાહજહાએ પોતાના શાહજાદા ઔરંગઝેબના વિદ્યા ગુરૂ તરીકે મુલ્લાં મલક સાલેહને મુકરર કીધો હતો. આ હોદ્દાથી તે ફારેગ થઈ પોતાના વતન કાબુલમાં જઈ રહ્યો હતો, શાહજહાંએ મુલ્લાને વાલીવાયું મુકરર કરી આપી તેને સંતોષ આપ્યો હતો અને તેથી તે પોતાના દીવસો સુખ શાન્તીમાં ગુજારતો હતો, જ્યારે ઔરંગઝેબ તખ્તનશીન થયો ત્યારે મુલ્લાંને ઘણીજ ખુશી હાંસલ થઈ તે સમજ્યો કે મારો શાગીર્દ તખ્તપર બિરાજમાન થયો છે તેવો તેને ઇનામ અકરામની મોટી આશાઓ ઉત્પન થવા પામી. તે માટે દીલ્લી તરફ રવાને થવાને તત્પર થઇ ગયો, પરંતુ સાથેજ તે સમજતો હતો કે તખ્તપર બિરાજમાન થતાં, શાહજાદાઓને રાજ્ય ખટપટથી એટલો અવકાશ નથી મળતો કે જેથી વગર જરૂરના કામો તરફ પોતાનું લક્ષ રોકી જાય તેટલા માટે તેણે શરૂઆતમાં ઔરંગઝેબને મળવાનું મુનાસબ ન ધાર્યું. પરંતુ ઉંવટે ઇનામ અકરામની લાલચ તેને દીલ્લીમાં ખેંચી લાવી. અહીં પહોંચતાં તેણે અમીર ઉમરાવોની મુલાકાતો લઇ તેમને પોતા માટે સીફારસ કરવાને વીનંતી કીધી. ઔરંગઝેબને જ્યારે મુલ્લાના આવવાનાં સમાચાર મળ્યા ત્યારે તેણે તેના તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ તેમ કરવાનું કારણું માત્ર એટલુંજ હતું કે પોતાના આ ઉસ્તાદની શીક્ષણ પદ્ધતિથી તે ખુશી નહીં હતો, અને તેને તે એક નકામો તથા બેહુદ મુલ્લાં સમજતો હતો, તેને ખાત્રી હતી કે તેના પીતાએ ઉસ્તાદ તરીકે કરેલી પસંદગી દીર્ઘ દ્રષ્ટી ઉપર યોજાએલી ન હતી. ઔરંગઝેબે તેટલા માટેજ પોતાના શાહજાદાઓને પોતાની ઇચ્છાનુસાર શિક્ષણ અપાવવા માટે નિશ્ચય કરી લીધો હતો. મુલ્લાઓને પોતાના શાહજાદાઓની રૂબરૂમાં પોતાની હજુરમાં બોલાવી શિક્ષણ પદ્ધતિના ગુણદોષો તેમના પર તેણે જાહેર કરી આપ્યા અને તે શિક્ષણ પદ્ધતિનુંજ અનુકરણ કરવાને તેમને સુચના કરી આપી,

ગરીબ મુલ્લાને ખુશામદો કરતાં કરતાં ચાર મહીના પસાર થઇ ગયા; પરંતુ હજુરમાં પહોંચવાનો કોઇ પણ માર્ગ નીકળી શકયો નહિ ઉંવટે ઔરંગઝેબની માનીતી બેગમ રોશનઆરાની સીફારસનો વિચારથી તે તેણીની સેવામાં ગયો અને તેનો આ પ્રયાસ ઇચ્છાનુસાર પરિણામ લાવ્યો, બેગમની સીફારસથી બાદશાહે દરબાર ભરવાનો હુકમ કીધો, કે વઝીરો, અમીરો અને શાહજાદાઓના ઉસતાદો દરબારમાં હાજર થાય અને મુલ્લાં સાલેહને પણ તે વખતે હાજર થવા ખબર આપી જ્યારે આ બાબતના સમાચાર મુલ્લાં મલેક સાલેહને મળ્યા ત્યારે તેની ખુશાલીનો પાર રહ્યો નહીં તે સમજ્યો કે, ઇનામ અકરામથી નવાજાઇ જવાનો શુભ અવસર હાથ લાગ્યો છે. મુકરર કરેલે દીવસે તે દરબારમાં જઇ હાજર થયો. શહેનશાહને નમન કરવાની ધારાસરની ક્રીયા પુર્ણ થતાં હજુ મુલ્લાં એક શબ્દ પણ કહેવા નહોતો પામ્યો, તેટલામાં ઔરંગઝેબે પોતાનું નીચેનું લેકચર સંભળાવવું શરૂ કીધું.

# લેક્ચર.

"મુલ્લાં સાહેબ ! જગતમાં પ્રત્યેક બાદશાહની ફરજ છે કે, તે પોતાની ઓલાદની પરવરીશ માટે એવી દાયા મુકરર કરે કે, જે દરેક રીતે મજબુત અને તનદુરસ્ત હોય એ તો સિધ્ધ થઇ ચુક્યું છે કે બાળકની તનદુરસ્તી દાયાની તનદુરસ્તીપર અવલંબી રહેલી છે અને વળી ખાસ કરીને શાહજાદાઓની દાયાનું મજબુત અને તનદુરસ્ત હોવુ ફરજીઆત છે તે એટલા માટે કે તેનું દુધ પીધેલું બાળક યુવાવસ્થામાં મજબુત અને તનદુરસ્ત થઇ તખ્તનશીન થતાં પ્રજાપર હદના મજબુતાઇ અને સત્તાથી રાજ્ય કરી શકે, પરંતુ દાયાની પસંદગીની અગત્યતાથી ઉસ્તાદની અગત્યતા ઘણી ધ્યાન ખેંચનારી છે તે એટલા માટે કે, જેવી રીતે શારીરિક શક્તિઓની મજબુતીનો આધાર દુધ ઉપર છે તેવીજ રીતે બુદ્ધિની શક્તિઓની મજબુતીનો આધાર સારી કેળવણી અને દેખરેખ ઉપર છે. શારિરીક તનદુરસ્તી કરતાં મગજની તનદુરસ્તીનો દરજ્જો અતિ વિશેષ છે. પ્રખ્યાત અને કીર્તિવંત સુલતાનો અને બાદશાહોના વૃતાન્તોના અભ્યાસથી એ વાત સ્પષ્ટ જણાઇ આવે છે કે તેઓ પોતાની ઓલાદના શિક્ષણને આવા દરજ્જે પહોંચાડવા માટે કેવા કેવા કુશળ ઉસ્તાદો મુકરર કરતા હતા, તેઓ તે વાતને સારી પેઠે સમજતા હતા કે, જો બાળકની પ્રથમીક કેળવણી ખામી ભરેલી રહી ગઇ તો તેઓ વડીલો તરફની સારી રીતભાતો અને સદગુણોના વારસાથી બેનસીબ રહી જશે અને જ્યારે ઉમ્મર લાયક થઇ રાજ્યની લગામ હાથમાં લેશે ત્યારે તેમના ઘડેલા કાયદાઓ પ્રજા તથા દેશની ઉન્નતિના કારણરૂપ નહિ થઇ પડશે હું તેના ટેકામા ઇતિહાસનો દાખલો રજુ કરી શકું છું કે મેસીડોનીઆના શાહ ફીલીપે પોતાના પુત્ર એલેકઝાન્ડરના શિક્ષણ માટે એરિસ્ટોટલ જેવા નામાંકિત વિદ્વાનને અરજ કીધી હતી, અને તેને પોતાના પુત્રનો ઉસ્તાદ બનાવી શકવામાં ફતેહમંદ નીવડયો હતો. આ એરિસ્ટોટલના શિક્ષણનોજ અસર હતો કે, વડો એલેકઝાન્ડર એવો બહાદુર, વિદ્વાન, દેશો જીતનાર અને કીર્તિવંત બાદશાહ થયો કે, જેનું દ્રષ્ટાંત ઇતિહાસોમાં ભાગ્યેજ મળી શકશે.

"બનવા જોગ છે કે. એક શાહજાદો સારા ઉસ્તાદની દેખરેખ નીચે સારૂં શિક્ષણ હાંસલ કરવાની સાથે પણ યુવાવસ્થામાં પ્રવેશ કરી હલકા પ્રકારના સુધરેલા કાર્યોમાં સપડાય જાય, પરતુ હું એ વાતને તો એક મીનીટ માટે પણ માન્ય ગણી શકતો નથી કે. એક અધગધ કેળવાયેલો શાહજાદો પોતાની યુવાવસ્થામાં ભલો. શુદ્ધ મનનો, ન્યાયી અને પ્રજાપ્રિય રાજકર્તા થઇ શકે છે ! એરિસ્ટોટલ કહે છે કે, વિદ્યાર્થી પોતાના માબાપ જેટલોજ ઉસ્તાદનો આભારી છે, કેમકે માબાપો તેના શારીરિક ખીલવણીના અને ઉસ્તાદ બુદ્ધિ અને આત્મિક શક્તિઓની ખીલવણીના કારણરૂપ છે. માટે આ ઉપરથી તો મારા અભિપ્રાયની સચ્ચાઇ જાહેર થાય છે કે બાળકોએ માબાપો કરતાં ઉસ્તાદના વધુ આભારી રહેવું જોઇએ જાહેર જગતમાં કંઇ પણ મનુષ્યની શારીરિક જીંદગીની કાંઇ પણ હેસીયત નથી. જો તેઓ રૂહાની અને બુદ્ધિના સત્ય જીવનથી સુશોભિત થતાં હોય તો પણ, છેવટે જીંદગીના નાશ વખતે તેની હસ્તીનો અંતજ આવે છે. રૂહાની જીંદગી ઉંચા પ્રકારની કેળવણીથીજ હાંસલ થાય છે અને તેવી જીંદગી વિના બાદશાહ રાજ્ય ચલાવવાને યોગ્ય થઇ શકતો નથી એજ કારણ હતુ કે હજરત સુલેમાન પોતના પીતા તરફના મળેલા બાલ્યાવસ્થાના શિક્ષણ માટે સંતોષ પામી હમેશાં એવીજ દોઆ માગતા હતા કે ખુદાવંદા ! તારો આ

સેવક જાહોજલાલી કે રાજય સત્તાની ખાહેશ રાખતો નથી ખ્યાતિ અને માન પાનનો ભુખ્યો નથી. પણ હા, માત્ર બુધ્ધિના વધારા અને યોગ્યતાની ઉન્નતિનો ઉમેદવાર છે. ઇલાહિ! ઉંચા પ્રકારની યોગ્યતાથી મને સુશોભિત કર" તેમની માન્યતા હતી કે, જો બાદશાહ પોતાની ફરજને પરિપુર્ણ રીતે ન બજાવી શકે તો તેનું બાદશાહ થવુંજ નિરર્થક છે. તેઓ જાણતા હતા કે, ઉંચા પ્રકારની કેળવણી વિના ન્યાય થઇ શકતો નથી. અને ન્યાય વિના દેશમાં સુલેહ શાન્તી કાયમ રહેવી મુશ્કેલ છે."

"ઉંચા પ્રકારની કેળવણી શત્રુતાને દુર કરનાર ચોજક શક્તિનો વિશ્વાસપાત્ર કોટ, દુખીયાનું રક્ષણ સ્થાન, નોધારાનો આધાર અને દુષ્ટ લોકોના મુળો ઉખેડી નાંખનાર હથીયાર પણ છે. દાનાઇ તે વસ્તુ છે કે જેનાથી રાજદ્વારી અને પ્રજાકીય હકોનો પાયો નંખાય છે અને તે દરેક પ્રકારના સંકટના વનમાં પ્રકાશિત દીવાની ગરજ સારે છે, અને તે આકાશની છત ઉપર ચંદરણાંઓની વચમાં ચળકતા સુર્યનો પ્રકાશ દેખાડે છે સદભાગી હતા તે શાહજાદાઓ કે જેમને તેવા ઉસ્તાદો પ્રાપ્ત થયા, કે જેમણે સ્નેહ તથા શુદ્ધ ભાવનાથી ઉંચા પ્રકારનું શિક્ષણ આપ્યું કે, જેથી તેઓ સુંદર સદગુણોથી સુશોભિત થઇ મહાન પરાક્રમી બાદશાહો થઇ જવા પામ્યા પ્રચીન ઇતિહાસમાં એવા શાહજાદાઓ, અનુભવી અને કુશળ ઉસ્તાદોના શિક્ષણના પ્રતાપે સુશોભિત થઇ રાજદરબારમાં પોતાના ન્યાયી વર્તનનો સીક્કો જમાવી ગયા, તેના અનેક દ્રષ્ટાન્તો ઇતિહાસમાં જણાઇ આવે છે. તેમના વૃતાન્તોનો અભ્યાસ કરતાં મને એક એવી તો ખુશાલી હાંસલ થાય છે કે જે ખુશાલીને હું કોઇ પણ હદમાં સંકુચિત કરી શકતો નથી હાય, હું એકલો છું કે જ્યારે મારી બાલ્યાવસ્થાનો સમય યાદ કરૂં છું ત્યારે રડતું આવી જાય છે. હું એક એવા ઉસ્તાદના હાથમાં સુપ્રત કરાયો હતો કે જેણે મારી બુદ્ધિ અને અનુ-

રાગ કે જે ખુદાતાલાની અમુલ્ય બક્ષીસ હતી તેનેજ માત્ર તેણે બરબાદ નહિ કરી આપી પરંતુ મારા કીમતી વખતને એવા ઉપલક અને નિરર્થક પ્રશ્નો શીખવાડવામાં બરબાદ કીધો કે જેનાથી કોઇ પણ પ્રકારનો લાભ થયેજ ન શકે."

"મુલ્લાં સાહેબ! આપે મારામાં અર્થ યોગ્યતા પણ ઉતપન્ન કરી આપવાની તરફ ન લીધી કે હું લાયક લોકોની સોબતમ બેશી કાંઇ નહિં તો માત્ર ચતુરાઇ વાતચિત તો કરી લેતે. જે બાબતનું શિક્ષણ શાહજાદાઓ માટે જરૂરનું છે તેની તો હું વાતજ શી કરૂં દ્રષ્ટાન્ત રૂપે, શું આપે મને કદી પણ પેર રાજ્યોન હકીકતથી જાણીતો કીધો હતો? શું કોઇ વખતે ઇરાનીઓ તથા શામીઓ કે જેઓ જંગલ લોકો જેવી જીંદગીઓ ગુજારે છે અને આજે તુર્ક નામથી ઓળખાય છે અને સઘળા એશીઅ તથા આફ્રીકાને સત્તામાં લઇ બેઠા છે તેમન હકીકત ભુલે ચુકે પણ કહી હતી! શું આપે કદી તે ખ્રિસ્તીઓની બુદ્ધી, વિશાળ દ્રષ્ટિ અને બહાદુરીનું વર્ણન પણ કીધું હતું કે જેઓએ થોડી સામગ્રીથી તુર્કો સાથે લડાઇ કરી તેમને હર આપી હતી? શું આપે કદી ચીનની દોલત અને જાહોજલાલીનો પણ ઇશારો કીધો હતો? નવાઇ અને અફસોસની વાત છે કે આપે સઘળી બાબતોને છુપાવી રાખી મને અજ્ઞાનતાના ઉંડા કુવામાં કેદ કરી રાખ્યો હતો જ્યારે વિચાર કરૂં છું ત્યારે માલુમ પડે છે કે આપને જ્ઞાનની હદ હિંદુસ્તાનની ચાર બીતો સુધીમ સંકુચિત હતી; કેમકે આપે હિન્દના બાદશાહોનું વર્ણન કરતાં જણાવ્યું હતું કે, તેમના કરતાં કેઇ પણ મહાન રાજ્ય સૃષ્ટિ ઉપર નથી. પરરાજ્યના બાદશાહોની સ્થીતી સાધારણ નવાબો જેવી જણાવી હતી. તેમના રીત રીવાજો, ફોજની સંખ્યા, લડાયક પદ્ધતિઓ યુદ્ધકળાઓ અને તેમના ધર્મોની વાત તો ભુલથી પણ નહીં કીધી હતી અને તે એટલે સુધી કે, તૈમુરનંગ

અને બાબર કે જે માગ વડીલો છે તેમના નામોથી પણ મને જાણીતો નહી કીધો હતો. તેઓએ તો હાલના રાજ્યનો પાયો નાંખ્યો હતો. તેમની અચરજમાં નાખી આપનારી ફતેહો અને પરાક્રમી લડાઇઓ તરફ તમોએ મારૂં લક્ષ પણ ન ખેંચ્યું. આપના શીક્ષણનો ઉદ્દેશ મને એટલોજ હતો કે હું એક સારો આરબ મુલ્લાં બની જાઉં ! આપે અરબી ઇલ્મો શીખવાડવામાં મારી ઉમરનો કીમતી ભાગ બરબાદજ કીધો, એટલુંજ નહિ પણ શાહજાદાઓ માટે તેવા નિરર્થક ઇલ્મ કે જેની પછળ દસ બાર કરતાં ઓછાં વર્ષો બરબાદ નથી જતા તેથી મારી યુવાવસ્થાજ બરબાદ થઇ, પરંતુ સાથે સાથે મારી બુદ્ધિ તથા યોગ્યતાપર પણ પાણી ફરી ગયું હજુ સુધી મારી સમજમાં નથી આવી શકતું કે; એક શાહજાદને આવું શિક્ષણ આપવાને આપને કેણે 'શીખવાડયું' હતું ? તે સઘળી વાતોને એક બાજુએ મુકતાં, શું આપની એ અગત્યની ફરજ નહિ હતી કે મને મોગલ ખાનદાનના પરાક્રમો અને રીતભાતથી જાણીતો કરતે ? અને એ બાબતનું શિક્ષણ આપતે કે, એક દીવસ એવો આવશે કે, જ્યારે તને લડાઇના મેદાનમાં ઉતરવું પડશે અને લડાઇઓ સામે તલવાર ઉઠાવવા પડશે ! આપ એવું બહાનું કહી શકો છો કે, ભાઇઓની સામે તલવાર ઉઠાવવી માણસાઇ સદગુણથી ઉલટું છે પરંતુ શું તેવા વીચારથી પણ યુધ્ધકળા શીખવાડવી ગુનેહ હતો કે, નાજુક પ્રપંચોએ પોતાના આપણું રક્ષણ કરી શકાય ? હું હેરાન છું કે આવી ભુલોને મારા પીતાની ગફલત સમજું કે તમારી અજ્ઞાનતા ".

" હું શેખ મીરઝીના ઉપકાર તળે દબાયલો છું. તેનેજ મારો ઉસ્તાદ કહી શકું છું તેણે મને યુદ્ધકળાનું શિક્ષણ આપ્યું. આ એજ માણસ છે કે જેણે મારા સ્નેહમાં પોતાનો પ્યારો પ્રાણ અજમેરની નજીક મારા ભાઇ દારા સાથેની થયેલી લડાઇમાં કુરબાન કરી આપ્યો. જો યુદ્ધકળાનું તમોને કંઇ જ્ઞાનજ ન હતું તો, મને રાજદ્વારી અને રાજ્ય ચલાવવાના ગુપ્ત ભેદોની તો તાલીમ આપવી હતી ? કે જેથી મારા પીતા મારાથી ખુશી થઇ મને એક પ્રાંતનો ગવરનર તો નીમી આપતે ? શું આપપર એ ફરજ નહિ હતી કે, એવા વીચારો મારા મગજમાં ઠસાવી આપતે કે જેથી રાજ્ય વહીવટના કામને હું સારી રીતે ચલાવી શકતે ? અને પ્રજા મારી ઇજત તથા કદર કરતે ! આપે મને એ પણ બતાવવું જોઇતું હતું કે, કયા કયા પ્રસંગોએ તરવારથી કામ લેવું જોઇએ કે જેથી રૈયત તથા અમીરો જો કોઇ પ્રસંગે બળવો કે પ્રજાની શાન્તીમાં ખલેલ કરતે તો, તેમના બળવાને દબાવી દેવા તથા શાન્તી પ્રસારવાની પુરી આવડત મારામાં દાખલ થઇ જતે. આ સઘળી એવી બાબતો હતી કે જેની તાલીમ મારા માટે ફરજીઆત રૂપ હોવી જોઇતી હતી. પરંતુ આપને ભુલ્યે ચુકયે પણ વિચાર થઇ આવ્યો નહોતો. એ વાતને કહેવાની કાંઇ પણ જરૂર રહી નથી કે, આપનો કેઇપણ પ્રકારનો ઉપકાર મારી ગરદન ઉપર નથી. કેમકે આપે ખરેખર મને ગુમરાહ કીધો છે, જે વર્ષાસન મારા પીતાએ આપના માટે કરી આપ્યું છે તેના પર સંતોષ પામો અને ભવિષ્યમાં મારી પાસે પધારવાની તસ્દી ન લેશો હું તમારથી ઘણોજ દીલગીર છું, તે એટલા માટે કે આપે મારા ઘણા કીમતી વર્ષોનું ખુન કીધું છે અને આજના દહાડાની મારી અધોગતિ પણ આપનેજ આભારી છે. "

ઔરંગઝેબ પોતાનું લેકચર સમાપ્ત કરતાં ઉઠયો અને સીધો મહેલમાં ચાલ્યો ગયો. અમીર ઉમરાવો અને ખાસ કરીને શાહજાદાઓના ઉસ્તાદો તો તે સાંભળી દંગજ થઇ ગયા.

# ओवरकोट.

મુસાફરીની મઝા તો આનંદીઓની સાથેજ ગમે તો બસેં ગાઉની હોય અગર ચારસો ગાઉની હોય પણ તબીયત જરા પણ ગભરાતી નથી. પરંતુ જો સ્ત્રીઓ સાથે હોય છે ત્યારે બે ત્રણ સ્ટેશનમાંજ નાકે દમ આવે છે. તે વખતે કાંઇ સમજ પડતી નથી. હેલકરીઓ તો માથાપર ધમાલ મચાવે છે તે વખતે એક ભલો માણસ શું કરે ? મનમાંને મનમાંજ બીચારો સમજી બેસી રહે છે. ગુસ્સા અને શરમના વાદળથી ઘેરાઇ જાય છે આંખો લાલ થઇ જાય છે પણ ઉઘડતી નથી. હાથ તલપાપડ થાય છે પણ કાંઇ બનતું નથી જોવા જેવી હાલત થઇ રહે છે. જાણી બુઝીને આંખમીચાડા કાન કરવા પડે છે. લુચ્ચાઓની જબરજસ્તી જોઇએ છીએ તો પણ આંખ આડી કરવી પડે છે. એમ ન કરે તો કરે પણ શું ? જો તેનાથી તોફાન કરે તો પોતાની ઘરવાળી આગળ બે ઇજ્જત થાય.

એમાં મ્હારો કસુર નહીં, તેમ આપનોએ નહિ, તેમજ સમાજનોય નહિ. એ બધી ગરબડ ગીટપીટ કરવા વાળાઓનીજ છે. ઓછી વતી કસર તો દરેક ચીજમાં હોય છે. પણ કદી કદી અંગ્રેજી જે અધુરા કુતુહલનો રંગ લાવે છે તેનું તો કહેવુંજ શું. જ્યાં 'યસ' ને 'નો' મોઢામાંથી નીકળવા લાગ્યા કે લોક તેની સોબતમાં અંજાઇ જાય છે.

અકકલ અને સમાજની વાતો તો દુર રહી પણ જે કાંઇ મલમનસાઇ લોહીમાં હોય છે તે પણ ધુળમાં ભળી જાય છે. શરીરમાં આળસતો આવેજ છે, પણ કમબખ્ત નજર પણ ઇતરાજીવાળી થઇ જાય છે. બજારોમાં તેમજ સ્ટેશનપર ઓરતો તરફ નજર ફરતી ફરે છે. દરેક વાતમાં અંગ્રેજની ડંફાસ ઇશ્વર જાણે કે એ કુતરા, બીલાડી વાળી ચોપડીઓ કેવી રીતે અને કઇ એમની ચાલાકી વધારે છે એ માલુમ નથી પડતું કે દિન પ્રતિદીન શિક્ષણની સખ્તાઇ વધતી જાય છે તેમ ભણવા વાળા વધુ નીકળતા જાય છે જેન્ટલમેનોની એવી હાલત છે કે કોઇ બુઢ્ઢી ખખ પણ પગ પટકતી ચાલતી હોય અને તેના ઝાંઝરનો જરી પણ ઝણકાર કાન પર પડે કે એક સામટા સેંકડો મનુષ્યોની દ્રષ્ટી તેની તરફ દોડે છે, અને લાંબે લગી નિહાળે છે. ત્યારે ઇશ્વર 'પડદાસીસ્ટમ' તોડવા વાળાઓની આકાંક્ષા પુર્ણ કરે છે.

હું પટનાથી લખનૌ આવતો હતો. સાથે સ્ત્રીઓ પણ હતી. રાતના દશ વાગે ગાડી સોનાપુરમાં બદલી સ્ત્રીઓને બૈરાના ડબ્બામાં બેસાડી પાસેના ડબ્બામાં હું બેઠો કે તરત એક બેસાડી 'ઓવરકોટ' પહેરેલો મારા ડબ્બામાં ઘુસી આવ્યો, જો કે ઠંડીથી મારૂં હૃદય કંપી ઉઠતું હતું પણ આવનાર મનુષ્ય ! ઓવરકોટનાં બટન બધાંજ ખુલ્લાં હતાં એ હજુર ફેનના ઉપાસક હોવાથી અંદર પહેરણ પહેરી રાખ્યું હતું. વળી માથે ટોપી પણ નહોતી કોણ જાણે કે આ બંગાળીઓની સોબતનું પરિણામ હતું ! પણ જમાનમાં તેમ ન હતું. આવતાંની સાથે મને સલામ કરી અને તરત મારી જગ્યા ઉપર બેસવાના ઇરાદાથી મને ઉઠાડવાનો ઇરાદો કર્યો.

"જનાબ ! ક્યાં જાઓ છો ? ઉઠીને બેસો."

તેની બાણી અસ્લીલ વર્ણકથી મેં ગુસ્સાથી તેના તરફ જોયું મોંઢા ઉપરથી તો અઢંગ ઢંગવગીર માલમ પડતો હતો, તેમ બોલવા ચાલવા પરથી તેની સંપુર્ણ ખાતરી થઇ.

"ઉઠો છો કે નહિ ?"

"કેમ સારા તો છો !"

"જાણો છો કે આ રેલવે ગાડી છે."

"તો પછી !"

" ટીકીટ બતાઓ—ટીકટ ! "

" શાને માટે ? "

" હું ટીકીટ કલેકટર છું "

" ઓહો ! તમારો હોદ્દો કલેકટરની બરોબર હો કે ન હો, પણ તમારી બોલવાની જીભ તો તેનાથી પણ ચાર હાથ લાંબી છે."

" હું નો'તો ધારતો કે ટીકીટ બતાવવી પડતી હશે " મેં મશકરીના રૂપમાં કહ્યું કે, " ટીકીટ તો મારા ઓવર કોટમાં છે. "

" ઓવરકોટમાં "—તમારી પાસે ! ? "

" ઇશ્વર જાણે કે એ બેવકુફની એ સવાલથી શી મતલબ હશે, તે મારા સમજવામાં ન આવી " મેં તેને કહ્યું, જો કદાચ ઓવર કોટ નહીં હોય તો શું થયું ? પણ આ લોંગ કોટ મોજુદ છે. "

જ્યારે એણે જાણ્યું કે મારી પાસે લાલ ટીકીટ છે, ત્યારે મારો જીવ ખાતો મટયો. "

" ઓવર કોટ વેદી કમ્ફર્ટેબીલ. "

મેં મનમાં વિચાર્યું કે કોઇ બડા બદમાસ જોડે પાનુ પડયું છે! હવે એવી મઝા આવવા લાગી કે સાહેબના અંતરમાંથી ઇંગ્રેજી ઉભરાવા લાગ્યું, પણ વિના કારણ તે ગાડીમાંથી ઉતરી પ્લેટફાર્મ ઉપર ફરવા લાગ્યો પછી જ્યાં ગાડી ચાલવા લાગી કે ઓવરકોટ વહેલો વહેલો આવીને ગાડીને વળગી પડયો. એવીજ રીતે દરેક સ્ટેશનપર તે કરતો કીસ્મતનો જોરાવર ! નહિ તો કયારનોએ સાફ થઇ ગયો હોત. ત્રીજા સ્ટેશન ઉપર હું મારી સ્ત્રીઓને જોવાને ઉતર્યો જેવો હું પાછો આવ્યો, કે તરતજ ઓવરકોટ બોલી ઉઠયો " હા ! હા ! હા ! કેવું મઝાનું ? ( એ ગુડબર્ડ, એ ગુડબર્ડ, ! ડીયર ? ) "

એના બોલેલા શબ્દોનો અર્થ સમજવા વાસ્તે કયા વ્યાકરણ કે કોષની મદદ લેઉં અને સમજ પડી નહિ, બર્ડનું નામ સાંભળી હું ચોંકયો, અને આકાશ તરફ જોવા લાગ્યો " હા ! હા ! હા ! વોનો મેન ડિયર ! " ગાડી ઉભી રહી ઓવર કોટે મારો હાથ પકડીને મને નીચે ઉતાર્યો અને જનાના ગાડીની સામે મને મારીજ બીબી દેખાડી કહેવા લાગ્યો; ' હુરૂ ! હુરૂ ! ગુરૂ ! "

હવે હું એનો શું જવાબ દઉં જો સાહેબ હોત તો જાણે કે ' થેન્કયુ " કહે તે. એટલે ખુશીથી છુટકારો થઇ જતો રાતની વખતે અંદરના દિવાના અજવાળે અંદરની દરેક ચીજો સાફ દેખતી હતી. પણ અંદર રહેલાઓને બહારની કાંઇ ખબર પડતી નહોતી. જો કોઇ સમજદાર હોત તો વળી કાંઇ કહેત પણ ખરો પરતુ એવા નિર્લજ અને બદમાશ માણસને ખરીવાત કહેવી એ આપણેજ બેવકુફ બનના જેવું છે. વાત વાતમાં તેની બદદાનત માલમ પડી ગઇ, અને એવું પણ માલમ પડયું કે એ એવા ફંદનો ઉસ્તાદ છે, અને એવીજ રીતના શિકારની શોધમાં મંડયો રહે છે. મે વિચાર્યું કે એને સમજાવવાથી એના ઉપર કાંઇપણ અસર થશે નહિ. એની સાથે એવી કોઇ બાજી ખેલવી જોઇએ, કે મરતા સુધી યાદ કરે ઓવર કોટ કહે.—"ગુડ્ યુ લાઇક ? સ્ટોર. હા, હા, હા ! " મેં:— " એમને ન પુછો." ઓવર, કોટ કહે: " સાચું કહો: મઝેદારતો છે ને ? અરે ! યુ, યુ, હા ! હા ! હા ! આઇ નો. "

એવું જણાય છે કે હાલના અંગ્રેજી લેખકોને " હા ! હા ! હા ! " નો ફાયદો માલમ પડયો નથી નહિ તો આજ સુધીમાં તો " અન સાઇકલોપીડીઆ બ્રીટાનિકાને " મહિને એક પોકેટ એડિશનમાં છાપી દીધી હોત. હું વિચારમાંજ હતો, કે આને કોઇપણ રીતે એવો ઉલ્લુ બનાવું કે જેથી એની આદત છુટે પણ આપણે તો એ જ્યાં જશે ત્યાંજ જઇશું. આપણને પુછે, તેને માતા પુછે ગાડી કોના બાપની છે ? "

મેં કહ્યું. "આપ તો રાજન છો? પણ હું તો ટીકીટ વિના લાચાર છું. એટલે મારે છપરાના સ્ટેશને ઉતરવુંજ પડશે. બીજા પૈસા પણ નથી, કે આગળ જવા માટેની ટિકિટ ખરીદી શકું"

– ઓવર કોટ કહેઃ " પણ એની તો તપાસ કરો કે એ જાય છે ક્યાં ?" મેં કહ્યું. "વખતે ગોરખપુર જવાની હશે પછી તો કોણ જાણે."

ઓવર કોટ કહે–ચાલો હું તમને ટીકીટ ખરીદી આપું." એટલું કહીને તેણે પાકીટમાંથી દસ રૂપીઆ કહાડીને બતાવ્યા. પહેલાં તો મેં બહું કહ્યું કે મારે એથી કરીને મારી પોતાની સ્ત્રીનો સંબંધ ગાડીવાળને માટે તોડવો ઠીક લાગ્યો. ઓવર કોટ કહેઃ " એની સાથે કોઈ મરદ પણ છે કે ?" મેં કહ્યુંઃ "ખબર નહિ પણ રંગ ઢંગથી તો એ એકલીજ માલમ પડે છે ઓવર કોટ કહેઃ " અહાહા ત્યારે શું બધું ઓલ રઈટ છે? દોસ્ત! એને કોઈ પણ તરકીબથી ફસાવીને ઉતારવીજ જોઈએ." હવે જુવો ? એના ધણીથી એની દલાલી કરાવા ચહાય છે અને ઉતારવાની સલાહ પુછે છે,

મેં કહ્યુંઃ "એનેઉતારવી એ કાંઇ મુશ્કેલ નથી. એ ખાતે લાંબી મુસાફરી કરવાની હોત તો......" ઓવર કોટ કહેઃ "ક્યાં જવાના છો ?"—અહીંઆ છપરાના સ્ટેશને ઉતરવાનો છું" ઓવર કોટ કહેઃ "આ સાહેબ ! એ તમે શું કહો છો ? અગાડી ચાલો એવું કાંઇ રોજ રોજ નજરે પડે છે કે ?"–મેં કહ્યુંઃ પણ મુશકેલી એ છે કે મારી પાસે તો ત્યાં સુધીનીજ ટીકીટ છે. બીજા પૈસા નથી." ઓવર કોટ કહેઃ "મારી ટીકીટ પણ ત્યાં સુધીનીજ છે." ઓવર કોટે કહ્યું.

પણ જરૂરી કામ છે, પણ પછીથી સાથે જવાને કબુલ થયો એ દોસ્તો જઈને ટીકિટ કઇ આવ્યો મારે તો ચરકુંજ જોતું હતું, કે કોઈ પણ રીતે એના બધા રૂપીઆ ખરચાઇ જાય પછી મજા બતાવું. મેં કહ્યું. અરે, ઓરત તે ઓરતજ છે; મેં મોટી મોટી ઓરતોને ઉતારી છે ઓવર કોટ 'કહે' સાચું કહો છો તો તો પછી ધીસ નાઇસ થીંગ સ્પોર ! હા ! હા ! હા ! " મેં કહ્યું "આપ જુએ.તો ખરા કે એને સાથે લઈને ઉતરૂં છું કે નહિ"

બે એક વખત મારે જનાનાની ગાડીની પાસે જવાની જરૂર પડી. પોતે પણ મારી સાથેજ ઉતર્યા, ને એકવાર તો બારીમાં મો ઘાલવાની પણ કોશીશ કરી. ઓવરકોટ કહેઃ અરે! આપે તો ગજબ કર્યોઃ તમે તો વાત કરી આવ્યા ને અમારી સાથે તો કંઈએ વાત કરાવી નહિ." મેં કહ્યું; "જરા રંગ જામવા દો ઉતાવળી બાજી ઠીક નહિ. એમાં ખરાબી થાય, અને જો વધારે હાથ પગ ફેલાવીએ તો ખાસડાં ખાવાં પડે." ઓવરકોટ કહે! "એ શું કહો છો ? મને મારવા વાળો કોણ છે ? હું કાંઇ જેવો તેવો માણસ નથી."

મેં કહ્યું "ઠીક, ત્યારે તો આપ જાણો ને આપનું કામ જાણે મારે શું લેવા દેવા છે." ઓવરકોટઃ—અરે ? આપ એટલામાં નારાજ થઇ ગયા કે ? હુંતો સાધારણ વાત કહું છું મેં કહ્યુંઃ—" આપની પાસે કેટલા રૂપીઆ છે." ઓવરકોટ કહેઃ—"પુછવાનું કંઇ કામ " મેં:—" અમથોજ પુછુંછું." હવે આઠ રૂપીઆ છે" મેં કહ્યુ, "બસ! આટલા ઉપર આટલું બધું જોર ! ? એટલામાં શું થશે. "બાપરે બાપ ? આઠ રૂપીઆતે કાંઇ હિસાબમાંજ નહિ ? એમાં તો જે કરી એ તે થાય," મેં કહ્યું કોઇ સારાની સાથે આપને પ્રસંગ પડ્યો નહિ હોય ? નહિ તો ખર્ચનો અંદાજ માલમ પડે અરે મીઆં! એવા મામલામાંતો હજારો ગરક થઇ જાય ઓવરકોટ—" હમે તો હજારો રૂપીઆ સામા કઢાવ્યા છે." મેં કહ્યુંઃ—', અરે કેવી રીતે

તે શું ? વારૂ તો મને સાફ સાફ આપની મતલબ કહી દો, કે તેવી રીતે કામ શરૂ થાય."

" માફ કરજો હજુ આપે દુનિયા જોઇ નથી."

' એથી જ મેં પુછ્યું. " આવરકોટ-કહે:—

" સાંભળો સાહેબ ? એકલા કઇ રીતે કયા સ્ટેશન ઉતરવાના છો ? હા, હા, હા ! આ લયલાને ફોસલાવી ઉતારીને એકલા છોડી ચાલ્યા અવાય, એ કહો તમે ઘણા વૃદ્ધ છો તમારી તદબીર તો પહેલા નબંરની " મે કહ્યું " આ આવરકોટ તમે એજ કમાઇમાથી બનાવ્યો હશે.' પણ તેણે કાંઇ ઉત્તર દીધો નહિ. " સારા ખાનદાનોના ધરની આપે ઘણી વખત સહેલ કરી હશે; મેં કહ્યું

આવરકોટ—' એ શું વાત કરો છો સાહેબ ! એમાં તે શું વીસાત છે. મેં જોયું કે હવે આને વધારે કહેવામાં લાભ નથી જો ચેતી જશે તો મઝા જતી રહેશે મે જોયુ ' હું તો આપનું દીલ જોઇ રહયો હતો, અને તપસતો હતો, કે આપ કાચા તો નથી પણ ઘરેણા વાળી તદબીર તો તમે મને ખુબ સમજાવી હવે તો પોબાર છે, એજ સુડીમાથી આપનો છ માસનો ખર્ચ નીકળી જશે સારૂ બે રૂપીઆ જલ્દી કહાડો પુછ પાછ પછી કરજો બીજા સ્ટેશન ઉપર હું આમ તેમ ફરીને પાછો આવ્યો. " કહો શું હકીકત છે, " આવરકોટે એમ પુછ્યું " થર્ડ કલાસમા એક બુઢી સ્ત્રીને મે હાથ પર લીધી છે. હમણાજ બે રૂપીઆ આપી આવ્યો છું, બીજા સ્ટેશન ઉપર હું તેને તેની સાથે બેસારીશ પછી એ તેને ઠગપર લાવશે પણ તેને માટે દેવહાની ટીકીટ જોઇએ. બે રૂપીઆ બીજા ઓછા થયા હવે બ કી ચાર રહ્યા પછી તે વૃદ્ધાને જોવાને ઉતર્યો. મેં કહયું કે, " કાંતું પીંજયું તમે બગાડી નાખશો. તમને જોઇનેજ વૃદ્ધા ભડકી જશે. ખબરદાર !"

એના પછી હું તો કામળી ઓઢીને સુઇ ગયો, પણ આવરકોટ સરદીમાં હેરાન થતો હતો. વારે વારે તે ઉતરતો હતો, પણ તીજી સાહેબ સુઇ ગયા હતાં, તેથી બીચારો તેને જોવાને પણ શક્તિમાન થયો નહિ.

ભટની સ્ટેશને ઉતરી સર્વને જોઇ પાછો આવીને બેઠો. આવરકોટ શુઇ રહયો હતો, તેણે ચમકીને પુછયું શું હકીકત છે. ? મેં કહ્યું "સર્વ ઠીક છે અને પૂછવાને જેવું શીખવ્યુ હતું તેવુંજ કર્યું છે." શું કર્યું ? શું કર્યું ? તેની પાસે માત્ર ગોરખપુરનીજ ટીકીટ છે પણ વૃદ્ધા એ તેને લખનો આવવા રજી કરી છે. ગાડી લખનૌ દીવસના પાંચ વાગે પહોંચશે, ત્યાં પછી શું પૂછવું ઘણાં હોટલો છે. ત્યા ગોઠવણ પણ કરી નાંખીશું અને રાત્ર વેચવાનો પણ ફાવશે. પછી તેને છોડી નાસી જઇશુ કે પત્તોજ નહિ. વાહ ! વાહ વાહ ! પણ હવે જઇને લખનૌ સુધીની ત્રણ ટીકીટ લઇ આવો તમારે ન જોઇએ તો ન લાવશો પણ મારી ન ભુલશો " આ ! રૂપીઆ કયાં છે ? હા એટલા માટેજ વરંવાર પુછતો હતો—સોનાની ચકલી હાથમાં આવેલી ઉડી જશે. " ગોરખપુર સુધીમા તો બિડી તથા ચસમા પાંચ રૂપીઆમાં વેચાવી દીધાં બધા રૂપીઆની ટીકીટ ખરીદાવી અને ટીકીટ લઇને છુપી રીતે નાંખી દીધી એની પાસે એક પૈસો પણ ન રહેવા દીધો આખો દિવસ એને ભુખો રાખ્યો પણ આપણે તો ખાઇ લીધું. વખત જોઇને મેં ગાર્ડને કહી દીધું. "કે આ આદમી સોનપુરથી આવે છે ટીકીટ માત્ર છપરે સુધીની છે, પણ લખનૌ ઉતરવાનો છે " લખનૌ સ્ટેશન ઉપર હું જનાનાને ડોળીમાં ઉતારવા લાગ્યો. એટલામાં આવરકોટ ભુખે મરેલા જેવો થઇ રહયો હતો, છતાં દોડતો દોડતો આવી પહોચ્યો, અને મારો ખભો ઠોકી કહેવા લાગ્યો, " વાહરે દોસતદાર કયાં જાઓ છો ? મેં કહ્યું." મારે ઘેર સામાન અને આ ડોળી પણ ત્યાંજ " આવરકોટે કહ્યું:— " એ કેવી રીતે ? " અરે એમાં એવું તેવું શું છે ? એ તો મારી સ્ત્રી છે. " શું, શું, શું એના ચહેરાનો રંગ એકદમ ઉડી ગયો મોઢું ફીક્કું પડી ગયું. છબ તાળવે ચોંટી ગઇ

મેં કહ્યું. "આપ તો રાજા છો? પણ હું તો ટીકીટ વિના લાચાર છું. એટલે મારે છપરાના સ્ટેશને ઉતરવુંજ પડશે. બીજા પૈસા પણ નથી, કે આગળ જવા માટેની ટિકિટ ખરીદી શકું"

- ઓવર કોટ કહે: "પણ એની તો તલાસ કરો કે એ જાય છે ક્યાં?" મેં કહ્યું. "વખતે ગોરખપુર જવાની હશે પછી તો કેણુ જાણે."

ઓવર કોટ કહે—ચાલો હું તમને ટીકીટ ખરીદી આપું." એટલું કહીને તેણે ખીસામાંથી દસ રૂપીઆ કહાડીને બતાવ્યા. પહેલાં તો મેં બહું કહ્યું કે મારે એવી કીને મારી પોતાની સ્ત્રીનો સંબંધ ચોડીવારને માટે તોડવો ઠીક લાગ્યો. ઓવર કોટ કહે: "એની સાથે કોઇ મરદ પણ છે કે?" મેં કહ્યું: "ખબર નહિ પણ રંગ ઢંગથી તો એ એકલીજ માલમ પડે છે ઓવર કોટ કહે: "અહાહા ત્યારે શું બધું ઓલ રાઇટ છે? દોસ્ત! એને કોઇ પણ તરફથી ફસાવીને ઉતારવીજ જોઇએ." હવે જુઓ? એના ધણીથી એની દલાલી કરાવા ચહાય છે અને ઉતારવાની સલાહ પુછે છે,

મેં કહ્યું: "એને ઉતારવી એ કાંઇ મુશ્કેલ નથી. જો મારે લાંબી મુસાફરી કરવાની હોત. તો......" ઓવર કોટ કહે: "ક્યાં જવાના છો?"—અહીંઆ છપરાના સ્ટેશને ઉતરવાનો છું" ઓવર કોટ કહે: "ઓ સાહેબ! એ તમે શું કહો છો? અગાડી ચાલો એવું કાંઇ રોજ રોજ નજરે પડે છે કે?"—મેં કહ્યું: પણ મુશ્કેલી એ છે કે મારી પાસે તો ત્યાં સુધીનીજ ટીકીટ છે. બીજા પૈસા નથી." ઓવર કોટ કહે: "મારી ટીકીટ પણ ત્યાં સુધીનીજ છે." ઓવર કોટે કહ્યું.

પણ જ જરૂરી કામ છે, પણ પછીથી સાથે જવાને કબુલ થયો એ દોડતો જઇને ટીકિટ લઇ આવ્યો મારે તો ફકતુંજ જોતું હતું, કે કોઇ પણ રીતે એનાં બધા રૂપીઆ ખરચાઇ જાય પછી મઝા બતાવું. મેં કહ્યું. અરે, ઓરત તે ઓરતજ છે; મેં મોટી મોટી ઓરતોને ઉતારી છે ઓવર કોટ 'કહે' સાચું કહો છો તો તો પછી 'ધીસ નાઇસ થીંગ સ્યોર! હા! હા! હા!" મેં કહ્યું "આપ જુએ તો ખરા કે એને સાથે લઇને ઉતરૂં છું કે નહિ"

બે એક વખત મારે જનાનાની ગાડીની પાસે જવાની જરૂર પડી. પોતે પણ મારી સાથેજ ઉતર્યા, ને એકવાર તો બારીમાં મોં ઘાલવાની પણ કોશીશ કરી. ઓવરકોટ કહે: અરે! આપે તો ગજબ કર્યો: તમે તો વાત કરી આવ્યા ને અમારી સાથે તો કંઇએ વાત કરાવી નહિ." મેં કહ્યું; "જરા રંગ જામવા દો. ઉતાવળી બાજી ઠીક નહિ. એમાં ખરાબી થાય, અને જો વધારે હાથ પગ ફેલાવીએ તો ખાસડાં ખાવાં પડે." ઓવરકોટ કહે! "એ શું કહો છો! મને મારવા વાળો કોણ છે? હું કાંઇ જેવો તેવો માણસ નથી."

મેં કહ્યું "ઠીક, ત્યારે તો આપ જાણો ને આપનું કામ જાણે મારે શું લેવા દેવા છે." ઓવરકોટ:—અરે? આપ એટલામાં નારાજ થઇ ગયા કે? હું તો સાધારણ વાત કહું છું મેં કહ્યું:—"આપની પાસે કેટલા રૂપીઆ છે." ઓવરકોટ કહે:—"પુછવાનું કંઇ કામ" મેં:—"અમથોજ પુછું છું." હવે આઠ રૂપીઆ છે" મેં કહ્યું, "બસ! આટલા ઉપર આટલું બધું જોર!? એટલામાં શું થશે. "બાપરે બાપ? આઠ રૂપીઆતે કાંઇ હિસાબમાંજ નહિ? એમાં તો જે કરી એ તે થાય!" મેં કહ્યું કોઇ સારાની સાથે આપને પ્રસંગ પડ્યો નહિ હોય? નહિ તો ખર્ચનો અંદાજ માલમ પડે અરે મીઆં! એવા મામલામાં તો હજારો ગજાત થઇ જાય ઓવરકોટ—"હમે તો હજારો રૂપીઆ સામ કઢાવ્યા છે." મેં કહ્યું:—"અરે કેવી રીતે

તે શુ ? વાઉ તો મને સાફ સાફ આપની મતનજ કહી દો, કે તેવી રીતે કાન શરૂ થાય

"માફ કરજો હજુ આપે દુનિયા જોઇ નથી"

'એથી જ મે પુછયુ' આવરકોટ કહે:—

"સાંભળો સહેબ ? એકના કઇ રીતે કયા સ્ટેશન ઉતરવાના છો ? હા, હા, હા ! આ લગ્નનાને ટ્રેઇનમાંથી ઉતારીને એકલા છોડી ચાલ્યા અવાય, એ કહો તમે ઘણા દ્રઢ છો તમારી તદબીર તો પહેલા નબંરની' મે કહ્યુ "આ આવરકોટ તમે એજ કમાટમાથી બનાવ્યો હશે' પણ તેણે કાઇ ઉત્તર દીધા નહિ "આગ ખાનદાનોના ઘરની આપે ઘણી વખત સહેલ કરી હશે મે કહ્યુ

આવરકોટ—'એ શુ વાત કરો છો સાહેબ ! એમા તે શુ વીસાત છે મે જોયુ કે હવે આને વધારે કહેવામા લાભ નથી જો ચેતી જશે તો મઝા જતી રહેશે મે જોયુ હું તો આપનું દીન જોઇ રહ્યો હતો, અને તરસતો હતો, કે આપ કાચા તો નથી પણ ઘરેલુ વાળી તદબીર તો તમે મને ખુબ સમજાવી હવે તો પોબાર છે, એ જ ચુડીમાથી આપને છ માસનો ખર્ચ નીકળી જશે ચાર બે રૂપીઆ જલ્દી કહાડો પુછ પાછ પછી કરજો ણી ન સ્ટેશન ઉપર હુ આમ તેમ ફરીને પાછો આવ્યો "કહો શુ હકીકત છે," આવરકોટે એમ પુછ્યુ "થર્ડ કલાસમા એક બુઢી સ્ત્રીને મે હાથ પર તીવી છે હમણાજ બે રૂપીઆ આપી આવ્યો છુ, બીજા સ્ટેશન ઉપર હુ તેને તેની સાથે બેસારીશ પછી એ તેને ઠેગપર લાવશે પણ તેને માટે દેવઢાની ટીકીટ જોઇએ બે રૂપીઆ બીજા ઓછા થયા હવે બાકી ચાર રહ્યા પછી તે વૃદ્ધાને જોવાને ઉતર્યો મે કહ્યુ કે "કાંઇ પીટયુ તમે બગાડી નાખશો તમને જોઇનેજ વૃદ્ધા ભડકી જશે ખબરદાર !"

એના પછી હુ તો કામળી ઓઢીને સુઇ ગયો, પણ આવરકોટ સરદીમા હેરાન થતો હતો વારે વાર તે ઉતરતો હતો, પણ બીજી સાહેબ સુઇ ગયા હતા તેથી બીચારો તેને જોવાને પણ શક્તિમાન થયો નહિ

ભગ્ની સ્ટેશને ઉતરી સર્વને જોઇ પાછો આવીને બેઠો આવરકોટ સુઇ રહયો હતો, તેણે ચમકીને પુછ્યુ શુ હકીકત છે ? મે કહ્યુ સર્વ ઠીક છે અને વૃધ્ધાને જેવુ શીખવ્યુ હતુ તેવુંજ ક્યુ શુ કર્યું ? શુ ક્યુઁ ? તેની પાસે માત્ર ગોરખપુરનીજ ટીકીટ છે પણ વૃદ્ધા એ તેને લખનૌ આવવા રજી કરી છે. ગાડી લખનૌ દીવસના પાંચ વાગે પહોંચશે, ત્યાં પકીસુ પૂછવું ઘણા ટેટલા છે ત્યા ગોઠવણ પણ કરી નાખીશુ અને રાન વેચવાનો પણ ફાવશે પછી તેને છોડી નાસી જઇશુ કે પતોજ નહિ વહુ ! વાહ ! વાહ ! પણ હવે જઇને લખનૌ સુધીની ત્રણ ટીકીટ નઇ આવો તમે ન જોઇએ તો ન લાવશો પણ ભાગી ન ભુલશો આ રૂપી આ કયા છે ? હા એટલા નાટેજ વરવાર પુછતો હતો—સોનાની ચની હાથમા આવેલી કરી જશે "ગોરખપુર સુધીમા તો કિરી તથા ચશ્મા પાચ રૂપીએ મા વેચાવી દીધા બધા રૂપીઆની ટીકીટ ખરીદાવી અને ટીકીટ લઇને છુપી રીતે નાખી દીધી એની પાસે એક પૈસો પણ ન રહેવા દીધો આખો દિવસ એને ભુખો રાખ્યો પણ આપણે તો ખાઇ લીધુ વખત જોઇને મે ગાર્ડને કહી દીધુ "કે આ આદમી સોનાપુરથી આવે છે ટીકીટ માત્ર છપરે સુધીની છે, પણ લખનૌ ઉતરવાનો છે' લખનૌ સ્ટેશન ઉપર હુ જનાનાને ડોળીમા ઉતરવા લાગ્યો એટલામા આવરકોટ ભુખે મરેલા જેવો થઇ રહયો હતો, છતા દોડતો દોડતો આવી પહોચ્યો, અને મારો ખભો દેખી કહેવા લાગ્યો, "વાહરે દોસતદાર કયા જાઓ છો ? મે કહ્યુ 'મારે ઘર સામાન અને આ ડોળી પણ લઇ જ," આવરકોટે કહ્યુ — "એ કેવી રીતે ?' અરે એમા એવુ તેવુ શુ છે ? એ તો મારી સ્ત્રી છે. શુ, શુ, શુ અના ચહરાનો રંગ એકદમ ઉડી ગયો મોઢુ ફીકકું પડી ગયુ ઉભ તાળવે ચોટી ગઇ

એટલામાં ટીકીટ કલેકટરે આવીને એને ઘેરી લીધા મેં એકને અલગ બોલાવી તેના હાથમાં બે રૂપીઆ આપી કહ્યું કે એનો ઓવરકોટ લીલામ થાય તો ઠીક."

વાત વાતમાં ટીકીટ કલેકટરે ઓવરકોટ ઉતરાવ્યો, અને લીલામ કરી દીધો; અને બધું એકસેસ ફેરમાં લઇ લીધું, હું તેની પાસે ગયો અને ઝુકીને સલામ કરીને કહ્યું." બાબુ સાહેબ આપનાથી મુસાફરીમાં બહુ આનંદ થયો, માટે હું આપને બહુજ ધન્યવાદ આપું છું જો આપ એને મળવા ઇચ્છા રાખતા હો તો તો મકાનપર પધારજો. ઠીક હવે હું રજા લઊં છું, બંદગી" શરમથી તદન બે કામ થઇ ગયો જેમનો તેમ ઉભો રહયો નીચી નજરે જોઇ રહયો હું તો ત્યાંથી ચાલી નીકળ્યો, પણ મને એ વાતની ચિંતા હજુ સુધી થાય છે કે ઓવર કોટ વિના એની રાત કેમ જતી હશે ? અને પૈસા વગર પાછો કેમ કરી ગયો હશે ખરે! ગમે તેમ પણ બાબુસાહેબને બીચારી નીરાધાર અબળાઓને દુર્દશા કરીને છોડી દેવાનો સંતીજો મળી ગયો.

અનુવાદક—અગડમબગડમ.

## લાજના ખોટા ખ્યાલ.

લેખક-સ્વ. સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી—ભાવનગર.

જૂના વિચારના સ્ત્રી પુરૂષો ખાલી બબડાટ કરી મુકે છે કે "સ્ત્રીઓને છુટ નહિ જોઈએ, સ્ત્રીઓએ બહાર ફરવું નહિ; બાગબગીચે કે મેળાવડામાં સ્ત્રીઓએ જવું નહિ, લખવું નહિ, વાંચવું નહિ, જાહેર રીતે મેળાવડામાં કે કન્યાશાળામાં ગાવું નહિ, લાજ તો કાઢવીજ જોઈએ! આ શું થોડો અન્યાય ?—ને તેમની થોડી ગેરસમજુતી ?

શું આપણી સ્ત્રીઓ છુટથી નાતજાતના પુરૂષોના સંસર્ગમાં આવીને નથી બોલતી ? બગીચાઓમાં ફરવાને બદલે હમ્મેશાં મંદીરનો ઉંમરામાં મરદોના ધક્કા વચ્ચે નથી દોડતી ? મેળાવડાને બદલે ઓટલે બેસી આઠ દશ જણી રોવા કુટવા ને મસે ભેગી થઇ નાંદા કુથલી નથી કરતી ? લખવા વાંચવાના કરતાં વાતોના ચડસથી પુરૂષોમાં પ્રસિધ્ધ નથી થતી—સારૂં કુટવા માટે કે ફટાણાં માટે પ્રતિષ્ઠા નથી માનતી ? કન્યાશાળા કે મહિલા સમાજના મેળાવડાને બદલે ગરબા કાઢીને નવરાતમાં કે બીજા દીવસોએ પુરૂષોની મેદની વચ્ચે ગરબીઓ નથી ગાતી—અને કેટલીક નાતોમાં તો ઉપર કાંકરા પડે તોયે નિર્લજ્જ ગરબીઓમાં ભાગ નથી લેતી ? ભર બજારે લગ્ન પ્રસંગે નથી ગાતી--કે મરણને મશે ઉઘાડી છાતી મુકી નથી કુટતી ?

લાજ કાઢ્યા વગરના સુધારામાં જેટલી અનીતિ છે તેટલી અગર-તેથી વધારે શું લાજનાં ઘુમટામાં નથી હોતી ? જેઠ, સસરો, કાકા, મામાજી ઇત્યાદિ અનેક મરદો લાજ હોય છે, તથાપિ "જનાનાની બીબીઓ" ની માફક અનીતિનો કાળો કોપ નથી શું ? છે જ, લોકો નજરે જુવે છે- જ્યાં ત્યાં સાંભળે છે! સુધારા કરતાં કુધારાની લાજમાં અનીતિ વિશેષ છે.      "સુંદરી સુબોધ."

# વર્તમાનકાળમાં શિક્ષાનું મહત્વ.

પાશ્ચાત્ય દેશોમાં જેવા પ્રકારનો કેળવણીનો પ્રચાર થઇ રહ્યો છે તેનો યથાર્થ અનુભવ જે ભારતવાસીઓ તે દેશોમાં પોતાની મોજ ગયા હોય છે તેમને થાય છે દરેક સભ્ય દેશ બીજા દેશ કરતાં વિદ્યોન્નતિમાં વધવાનો પ્રયત્ન કરી રહ્યો છે. એક દેશનો વિદ્યારસિક બીજા દેશમાં ફરવાને જાય છે, ત્યાંની કેળવણીનું નીરિક્ષણ કરે છે, અને તેવીજ બાબતો પોતાના દેશમાં જારી કરવાની ચેષ્ટા કરે છે અખિલવિશ્વના કોઇ પણ સભ્યદેશની કેળવણી કેવી રીતે ચાલે છે તેની ખાં[illegible] ર..[illegible] [illegible] પુસ્તકોથી મળે છે. જે લોકો પોતાની ફુરસદનો સમય પરદેશગમનમાં વ્યતીત કરીને ત્યાંથી મળેલા અનુભવનું વીગતવાર પુસ્તક લખી પોતાના સ્વદેશી અધ્યાપકો અને વિદ્યાર્થીઓને સંભળાવે છે, તેવા લોકોની સંખ્યા વધતી જાય છે.

આવા સભ્યદેશોમાં પ્રતિદિન નવી નવી પાઠશાળાઓ ઉઘડે છે. વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જાય છે, અને હજારો રૂપીયા કેળવણીની પાછળ ખરચાય છે. આમ જોઇને સ્વભાવીક રીતે એવો પ્રશ્ન ઉઠે છે કે આખર આ ઉન્નતિનું ફળ શું છે ? ઉપરોકત સભ્ય દેશોની પદ્ધતિ કેમ દિન પ્રતિદિન નવો નવો સ્વાંગ ધારણ કરે છે ? એવી કયી યુક્તિ છે કે જેથી એ દેશોમાં હજારો સ્ત્રી પુરુષો વિદ્યાપ્રચાર્થ પોતાનું જીવન અર્પણ કરવાને ઉત્સુક થાય છે ? એવો સિદ્ધાંત છે કે જેવી રીતે દરેક મનુષ્યને પોતાના શરિરની રક્ષાને માટે ભોજન અને વ[illegible]ની [illegible] [illegible] છે તેવી-રીતે જ્ઞાનોન્નતિને માટે એ વાતની પણ આવશ્યકતા છે કે મનુસ પોતાની ભાષામાં લખી વાંચી શકે અને હીસાબ રાખી શકે આને પ્રારંભિક શિક્ષા કહે છે. જે માણુસ પોતાની ભાષામાં લખી વાંચી જાણતો નથી, તેનું જીવન વૃથા છે. જે બાળકોને માતા-પિતા કેળવણી આપી શકે નહિં, તેવાની કેળવણીનો ભાર રાજા અને જન સમાજ પર છે. આ સિધ્ધાંત ઘણું હૃદય ગ્રાહી છે. દેશ ઉપર એનો મહાપ્રભાવ પડે છે. આપણા દેશમાં હજુ સુધી હજારો મનુષ્ય એમ માને છે કે સમાજનો એક વિશેષ ભાગ વિદ્યા પ્રાપ્ત કરવાનો અધિકારી છે, અને કોઇ ભાગ નથી પણ તે દેશોમાં તો દરેક સ્ત્રી પુરુષ, પોતાનું સ્વતઃ-પોતાના અધિકારને સમજે છે. તેઓ જાણે છે કે કેળવણી પ્રાપ્ત કરવાનો દરેકને અધિકાર છે પછી તે રંક હોય-કે રાજા હોય મ્યુનીસીપલીટી અને ડિસ્ટ્રીક્ટ બૉર્ડ જે કરે છે તેથી વધુ, પોતાની હદમાં શાળાઓ ખોલવાને તેઓ યત્ન કરે છે.

દેશના બાળકને ત્યાંના લોકો સમાજની પુંજી સમજે છે. દેશનું પ્રત્યેક બાળક પછી તે ધનવાન હોય કે ગરીબ હોય પણ તે સમાજનું એક અંગ છે તેઓ એમ સમજે છે કે જેવા પ્રકારનું વર્તન આપણે એમની સાથે કરીશું તેવા પ્રકારની જાતિ ભવિષ્યમાં થશે કારણ કે જે આજે બાળક છે તેજ થોડા વખતમાં મોટો માણસ થશે. અનેક-માબાપો પોતાનું સર્વધન બાળકોની કેળવણીની પાછળ વ્યતીત કરે છે. પોતે થોડું ખાઇને, સાદાં કપડાં પહેરીને, પોતાનો નિર્વાહ કરે છે. પણ બાળકોની કેળવણીમાં જરાક, પણ કચ શ પડવા દેતા નથી ! અહા ! ભારતવર્ષનું કેવું દુર્ભાગ્ય ! આપણાં માબાપો બાળકોને કેળવણી આપવાના યતા ખર્ચ માટે કેટલા બધા બુમ બરાડા પાડે છે, અને માત્ર પોતાનું

નહિ કિંતુ જ્ઞાતિને એક ભોજન આપવા પાછળ જોઇએ તે કરતાં વધુ પૈસા ખર્ચે છે—પછી ભલે સ્વગૃહે હાંલ્લા કુસ્તી કરતાં હોય !

જેવી રીતે ઘણાંક માણસો સન્તનહીન હોય છે તેવી રીતે ઘણાં બાળકો માબાપ વગરનાં અનાથ હોય છે. પાશ્ચાત્ય દેશોમાં નિ:સંતાન પુરૂષો અનાથ બાળકોને માટે લાખો રૂપિયા ખરચીને પાઠશાળાઓ ઉઘડાવે છે અને તે એટલે સુધી કે કદાચ કોઇ અવિવાહીતા (કુમારી) અથવા વિધવા સ્ત્રીને સંતાન પ્રાપ્તી થાય તો તેવાં બાળકોનાં પાલણપોષણ અને શિક્ષણની વ્યવસ્થા કરવાને પણ સંસ્થાઓ સ્થપાયલી છે. વિદ્યાના મહત્વની સાથે સંબંધ રાખવાવાળાં બીજાં બે સિદ્ધાંતો છે અને તે જનસમાજમાં સારી રીતે પ્રખ્યાત છે. પહેલું એ કે થોડી ઘણી વિદ્યા પ્રાપ્ત કરવાનો હક દરેક સ્ત્રી પુરૂષને છે પછી તેની સામાજીક અવસ્થા ગમે તેવી હોય. બીજું એ કે દેશનાં બાળક અને બાળકીઓ જાતિનું ધન છે. એમની રક્ષા કરવી એમનું પાલણપોષણ કરવું અને એમનાં શિક્ષણનો પ્રબંધ કરવો તે માતા—પીતા અને શાસનનો, અને સમાજનો ધર્મ છે.

ગામોમાં શાળાઓ, અધમ શ્રેણીના લોકોને માટે શાળાઓ, હલકી જાતિના બચ્ચાઓને માટે શાળાઓ, નાની વયના કેદિઓને માટે શાળાઓ એવા પ્રકારની શાળાઓનું નિર્માણ વર્તમાન કાળની સભ્યતાની વિશેષતા છે. પ્રારંભિક શિક્ષાના પ્રચારને માટે કાયદા બનાવાય છે કેટલાક દેશોમાં કોઇ બાળક છ સાત વર્ષની ઉમ્મરનો થયા પછી ઘરમાં વગર ભણ્યે રહી શકતો નથી. જો રહે તો તેના બાપનો દંડ થાય છે અથવા તો જન સમૂહ તેમનો તિરસ્કાર કરે છે.

જે લોકો દિવસે મજુરી કરે છે તેમને માટે સાંજરે અથવા રાત્રે શિક્ષા આપવાની ગોઠવણ કરવામાં આવે છે આંધળાં, બહેરાં, અને મુગાં બાળકોને માટે શાળાઓ ઉઘાડવામાં આવે છે, આંધળાઓના અભ્યાસને માટેના અક્ષરો મોટા અને ઉપસાવેલા હોય છે. હાથથી તે અક્ષરો શોધી કહાડીને આંધળા વિદ્યાર્થીઓ ભણે છે અને તેઓ દેશની વિલક્ષણ ઉન્નતિ કરે છે મુંગા વિદ્યાર્થિઓને પ્રકારતથી શિક્ષણ આપવામાં આવે છે. આવા મુંગા અને આંધળા વિદ્યાર્થીઓમાં પણ અનેક પ્રતિભાશાળી પુરૂષો થયા છે.

આ તો પ્રારંભિક શિક્ષાની અવસ્થા થઇ. માણસને જ્યારે પોતાની માતૃ ભાષામાં લખવાનું અને વાંચવાનું, અને હિસાબ રાખવાનું આવડી ગયું ત્યાર પછી તેને કેવા પ્રકારના શિક્ષણની આવશ્યકતા છે તે વિચાર થાય છે જો તે ધનવાન હોય અને ગૂઢશાસ્ત્રોનું અવલોકન કરવા ચહાતો હોય તો એને માટે વિશ્વવિદ્યાલયો ( Universities ) ખુલ્લાં છે. જો તે પોતાના નિર્વાહને માટે ધનપ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતો હોય તો જે રોજગારમાં તેનું મન લાગે તેનું શિક્ષણ તેને આપવાનો રિવાજ છે. શૉર્ટ હાન્ડ્રીંગ (ક્ષિપ્ર લેખન પ્રણાલી) ટાઇપથી લખવાની પદ્ધતિ, સુથાર, લવાર, ઇત્યાદિ અને પ્રકારના કાર્યો શાળાઓમાં શિખવવામાં આવે છે.

જો કોઇ માણસને પ્રારંભિક શિક્ષણ સારી રીતે મળી જાય છે તો તેનો વિદ્યાપ્રત્યેનો પ્રેમ દિનપ્રતિદિન વૃદ્ધિંગત થાય છે. તે નિરર્થક અને નિર્મૂળ વાતોને માનતો નથી. સંસારની જેટલી ઘટના છે તે દરેકનું કારણ જાણ્યા સિવાય એને સંતોષ થતો નથી. તેનામાં વિચાર કરવાની શક્તિનો વધારો થાય છે આપણા દેશમાં જો કોઇ પ્રકારની પ્રાકૃતિક ઘટનાનું કારણ કોઇને માલમ ન હોય તો તેને એમ સમજાવવામાં આવે છે કે તે તો ભૂત પ્રેત ઇત્યાદિનાં કરતૂક છે, અગર તો ઇશ્વરીય ચમત્કાર છે, પણ ઉપરોક્ત દેશોમાં ઉંચી કેળવણી પામેલા માણસો, મજુરો, ગામના લોકો અને અંદાજ સાધારણ લોકોને વિજ્ઞાન શાસ્ત્ર

ગૂઢતત્વોને સરળ કરીને સમજાવવું એ પોતાનું કર્તવ્ય માને છે તેનો પ્રબંધ ત્યાં વિશ્વવિદ્યાલયો કરે છે મોટા મોટા વિદ્વાનો, મૅજીકલૅન્ટર્નની સહાયતાવડે સાધારણ જનસમૂહને દેશ-આપામાં ઘણી કઠણ કઠણ વાતો, પોતાના વ્યાખ્યાનોને અનુકુળ બનાવી સમજાવે છે. એવાં વ્યાખ્યાનોના વિષય "જાયના" "ગૃહણ" "હાથ" "આંખો" "સ્નાયુ" ઇત્યાદિ હોય છે એ વ્યાખ્યાનોનું ફળ દેશ પર ઘણું અદ્ભુત થાય છે. ત્યાંના લોકોને ભૂત—પ્રેતની કથા કહી ડરાવવા એ અસંભવીત છે એવાં વ્યાખ્યાનો સાંભળવાને કોઇ કોઇ વાર મોટાં વિદ્વાનો પણ આવે છે. ધારો કે એક માણસ દર્શન શાસ્ત્રમાં વિદ્વાન છે પરંતુ વિજ્ઞાન—શાસ્ત્રના ગ્રંથોનો અભ્યાસ કરવાનો એને વખત ન મળ્યો એવા લોકો પણ આ વ્યાખ્યાનોમાં આવીને વિજ્ઞાનશાસ્ત્રનાં તત્વોનો અભ્યાસ કરે છે વર્તમાન કાળની શિક્ષાનું આ પણ એક સિધ્ધાંત છે કે દરેક વિદ્વાનને એક વિષયનું તો સંપૂર્ણ જ્ઞાન હોવુંજ જોઇએ, પણ તે સાથે અન્ય વિષયોનું પણ થોડું જ્ઞાન આવશ્યક છે એક શાસ્ત્રનો સંબંધ બીજા શાસ્ત્રથી છે, આપણા દેશની માફક માત્ર વ્યાકરણ જાણ્યું એટલે વિદ્વાન થયા, એમ ત્યાંના લોક નથી સમજતા. વ્યાકરણ વગર સાહિત્યનું, સાહિત્ય વિના ઇતિહાસનું જ્ઞાન અધુરૂં ગણાય છે.

વર્તમાન કાળની શિક્ષામાં એક વધું વિશેષતા છે આજકાલ શાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓમાં જાતીયતાનો ભાવ ઉત્પન્ન થાય છે તે પોતાના દેશની દશાનો વિચાર કરે છે અને દેશમાં સુધારાની ચળવળ કરે છે. એનું કોઇ કારણ છે. ઇતિહાસ, ભુગોળ, અને વિજ્ઞાનનું શિક્ષણ એના વિચારોના ક્ષિતિજને-કેન્દ્રસ્થાનને-વિસ્તૃત કરી દે છે. અન્વેષણ કરવાની શક્તિ તેનામાં ઉત્પન્ન કરી દે છે, યાદ રાખજો કે, કેઇ દેશમાં કેઇ પ્રકારની બુરી કુટેવો હોય છે અથવા કેઇ પ્રકારનો મિથ્યા વિશ્વાસ ફેલાઇ રહેલો હોય છે. આજકાલના વિદ્વાનો અન્ય દેશોની અવસ્થાનો મુકાબલો કરીને અથવા આ દેશોના પ્રાચિન ઇતિહાસની શોધખોળ કરીને તરત જાણે સે છે. કે આવી ટેવો અને વિશ્વાસ ખરાબ છે. શિક્ષણની આ વિલક્ષણતાનો પ્રભાવ સમાજ રાજનિતિ ઉદ્યોગ ધંધા સર્વ પર પડે છે. ચીનમાં અફીણના દુર્વ્યસનો ઘટતા જાય છે. જાપાન સંસારના અગ્રગણ્ય દેશ તરીકે મનાય છે, અને પુણ્યશાલી ભારતભુમિમાં પણ જાગૃતિનાં જે કાંઇક લક્ષણો જણાય છે તે બધો શીક્ષણનોજ પ્રભાવ છે.+

અનુવાદક રમણલાલ નાનાલાલ શાહ
મુ. વડોદરા બાજવાડા.

+ "સરસ્વતી" નામના હિંદી માસિકમાં રામનારાયણ મિશ્રના એક હિંદી લેખ પરથી સ્હેજ ફેરફાર સાથે,

ડૉકટર—" જુઓ આ બચ્ચાને રોજ ૧॥ શેરજ ગાયનું દુધ આપ્યા કરો ! "

મા—" પણ ડૉકટર સાહેબ તે એટલું દુધ કેવી રીતે પચાવી સકશે ! "

(૬૬)

# નેપોલિયન બોનાપાર્ટ

યા

રીનાલ્ડસ કે નાવેલ "મેઝડૉનલ"માં એક પાર્ટ:

ગનીમત જાન ઇશ મિલ બયઠને કો
જુદાઇ કી ઘડી સરપર ખડી હય. "

કુચરેને નેકાયત ખંદાહ પેશાની[1]સે મુસ્કુરાને[2] હુએ જવાબ દિયા બેશક દોસ્ત ઑલફ્રેડ સચ હય—

અબ તો જાતે હયેં મયકદે[3]સે અમીર
ફિર મિલેંગે અગર ખુદા લાયા.

જનાબે મન[4] બંદેકી તો એહી દોઆ હય કેહ ફિર જલ્દ આનમિલે. ઔર ઇસી તરેહ દિનરાત આપકી અશરતકી બઝમ્[5] આરાસ્તા હો. "

હેનરીને જવાબ દિયા—" હમ અક્ષરસઆહ[6] સબ અપની રેજીમેન્ટકો રૂખસત દે દી જાએંગે કામિન[7] પાંચ સાલ તક રેહને સેહને કા ઇત્તેફાક[8] હુવા, ઔર ફિર ઇસ તરેહ સે જુદા હોનેકા કલક[9] મેરે દિલપર નહો, ઇસકે ક્યા મઅને[10] ?

ઑલફ્રેડ—" અરે મિયા અબ ફુઝુલ[11] બાતોંકા ઝિક છોડો ઔર બહારે વકત[12] કો દેખો, ક્યોં કેહ રહા હય ઔર ઇસકો નહીં સમઝા ? સુનો !

* બિયાર બાદહ કેઃ અય્યામે ગમ ન ખ્વાહદ માંદ
ચુનાં નમાનદ ચુનીં નીઝ હમ ન ખ્વાહદ માંદ*

ગેરઝેકઃ[13] મેઝબાન[14] ને ખુશી ખુશી જામહાએ નાદિર શરાબે નાબસે ભરભર કર અપને દોસ્તોં કે પેશે નઝર કરકે કહા—કે " લો હુબ્બેવતન[15] હમ દર્દીએ કોમ વ શુજાઅત[16] કે નામ પર બિસ્મિલ્લાહ[17] કરકે યેહ જામ નોશ કીજીયે ( ગ્લાસ હાથમે લે કર મુસ્કુરાતે હુવે ) વલ્લાહ[18] ઇસ વકત તો યેહ શેઅર હસ્બે હાલ હો રહા હય—

દીદ કે કાબિલ નહો કિયુ મેહફિલે રિંદાન આજ
દુખ્તરે રઝ[19] કો લિયે હય ગોદ મેં પયમાનઃ[20] આજ"

હેન્રી—" જો કુચ્છ આપ કહે સબ દુરસ્ત હય "

ઑલફ્રેડ—( મેઝબાનસે ) " તુમતો શુરૂહીસે ઇસકે મિસદાક[21] હો, ' હોનહાર બિરવાકે ચિકને ચિકને પાત ' ગ્યારહ[22] બરસકી ઉમ્રથી, જબ તુમ આએ હો "

ઑલફ્રેડ યહીં તક કેહને પાયા થા કે બાત કાટકર મેઝબાનને કહા " અરે ભાઇ ગ્યારેહ કહાં, દસહી બરસ કા તો થા—"

ઑલફ્રેડ—" હા દસ સાલકી ઉમ્રમે જબ તુમ આએથે તો જંગો-જદલ લડાઇ ભિડાઇ કા ઇસ્તરેહ ઝિક કરતે થે, જૈસે કોઇ અચ્છા ખાસઃ તજરૂબકાર[23] જવાન સિપાહી કરતા હય ખુદા જાને બીસ બરસ તક તો તુમ કુચ્છ ઔર કે ઐસા હી હો જાઓગે "

હેન્રીને હંસકર કહા—" ખુદાકે ફઝલસે હમ તુમ સબ કર્નલ હોંગે, ગભરાતે કિયું હો ? "

---

૧ ખુરતા કપાળે, ૨ હસતે ચહેરે. ૩ પીઠુ. ૪ મારા સાહેબ, ૫ જલસો, ૬ મળરકામાં, ૭ પુરેપુરા, ૮ પ્રસંગ, ૯ રંજ, ૧૦ અર્થ, ૧૧ નકામી, ૧૨ વખતની ખુબી * શરાબ લાવો કે રંજના દીવસો નહી રહે આતુ નથી રહ્યું, એવુ પણ નહી રહે* ૧૩ મતલબકે, ૧૪ યજમાન, ૧૫ સ્વદેશી પ્રેમ, ૧૬ બહાદુરી, ૧૭ ખુદાના નામ સાથે ૧૮ ખુદાની કસમ, ૨૧ દાખલા રૂપ, ૨૨ અગ્યાર. ૨૩ અનુભવી.

" અરે મુવા જુસબા ખુદા પાક મારે ત્યાં તારો જન્મ આપી મને દુઃખી કીધી છે અરે મારા કુળનું નામ ડુબાવ્યું છે પીટીયા પથ્થર અવતર્યો હોત તો પણ કામ આવત જનેતા ઉપર હાથ ઉગારતાં તારા હાથ પણ ધ્રુજતા નથી હાય આંજ તારો બાપ જીવતો હોય તો તને દીકરા વીનાજ ચલાવી લેત અફસોસ દીકરા મેં તને આ પાણી પોઈને મોટો કર્યો તે આમ માર ખાવાને માટે કેઃ— એક ડોસી રડતાં રડતાં બોલી "

ત્યારે સેવકને જણાયું કેઃ— પેલા વોહરાજી વાત કરતા તેજ આ જુસબો અને ફકરન નીસ્સો ડોસી છે.

" સાલી રોકે મુડી ટુંડી હોતી હે તો દે કયું નહીં દેતી? લા નહીં તો માર ડાલું ગા " એમ કહી તે બાપડી ડોસીની તે હાંરના નીચામા ચકચુર થયેલા જુસબાએ ગલચી પકડી ત્યાં તો આજુ બાજુના પાડોશીઓ દોડી આવ્યા અને ફકરનનીસ્સા ડોસીને છોડાવી દીલાસો આપી ત્યાંથી વીદાય કર્યો,

આ તમાસો જોઈ સેવકને બહુ લાગી આવ્યું તેથી આજ કાલના કુધરેલા આવા રડીયા સિપાઈ જુવાનીયાઓની જીંદગીને ફીટકાર આપતો ઘેર જઈ પહોંચ્યો જ્યાં જમને માટે બધા રાહ જોઈ રહ્યા હતા. હું તો મીને તરતજ ( મારા નાઇટ વોક માટે ) હાથમાં સ્ટીક લઈ બહાર નીકળ્યો બજારમાં થઈ અબદુલા તાઈની હોટલ પાસે આવ્યો ત્યાં લોકોનો ઠઠ જામેલો જોયો હું પણ ત્યાં અટકી પડયો પાંચ સાત સિપાહી તથા બે ચાર મેમણ તેમજ બીજા કેટલાક માણસો હોટલની અંદર ખુરશીઓ નાંખી બેઠા બેઠા મોટેથી કંઇક ધડ કરતા જણાયા હું પણ અંદર ગયો તો ત્યાં પણ પેલા જુસબા જુગારી ઉપર મારી દ્રષ્ટી પડી તે હાથમાં ઇદના માટે બુટ તથા દરજીને ત્યાંથી પોતાના લુગડા લઈને બેઠો હતો તેવામાં ફરીથી એક જમાદારે કહ્યું.

" આસમાનમેં ગુબાર હોનેસે યહાં ચાંદ દીખા નહીં હે મગર ગદુંર ગામમેં ચાંદ દીખનેકા તાર આયા હે સબબ યહાં ભી કલજ ઇદ હોની ચાહીયે.

તેને જુસબા જુગારીએ ટેકો આપ્યો "હા યાર હમને ડોસીકુ માર કુટકે યે બુટ કપડે લીયે હે ઔર ઇદકે લીયે હમને આપા પચાર ઔર પાંચ રૂપીયે જ્યાદે ખર્ચ કીયે હેં સબબ કલજ ઇદ હોવે તો ઠીક હો જમાદાર જરૂર આપ કહતે હો ઇસ મવાફીક કલજ ઇદ હોની ચહીયે પન યે મેમનભાઇ માનેંગે જબને યાર" ઇદ ઉજવવાની અધીરાઇથી જુસબ જુગારી બોલ્યો.

" મેમણ દીનમેં કુરો કર સરેહ મુજબ જો કાલ થીની હોય તો કાલે ઐસા કે દીનમેં કુરો વોધો આય " આસમોણુ શેઠ નામના મેમણે મહત્વતાનો જવાબ આપ્યો.

" યાર સરેહ તો ચોખા બોલતી હે કે અપને ગાઉંમે ચાંદ નહીં દેખાતો દુસરે ગામેંકા તાર આયા તો બસ ઉસપે ઇમાન લાકર ઇદ કરેં જાહિલ જારૂએ ઇદ જલદી ઉજવવાના ઉદ્દેશથી કહ્યું "

" યાર તુમ યું " ઇતની જીદ મત કરો મગર મોલવી અબદુલ રહીમ કે જો બડે આલમાહે વો અભી નમાઝ કે વાસ્તે યહાંસે નીકલેંગે તો ઇનકુ મસલા પુછ કે મશલત કરોનકામી મગજ મારીસે કયા નફા હોગા એક સરેહના પાબંદ મીયાં એ કહ્યું. "

" હો વાત ખરી આપ. હીજ થીલું ખપે કે જીનમેંથી પોકે રસ્તો મીલે " આસમોણુ કાકાએ કહ્યું.

તેટલામાં તો મોલવી અબદુર રહીમ કાશમીરી ત્યાંથી પસાર થયા અને તેમને ઇદની જીદનો નીવેડો લાવવા મસલો પુછવામાં આવ્યો:

" દેખો સાહેબો યહ તારપેજ ભરોસા લાના મંઝુર નહીં હે સરેહ સાફના બોલતી હે

મગર અરછે મઝહબ કે પાબંદ પાંચો વકતકી બીગર કઝા નમાઝ ગુજારતે હો. વૈસે ચાર આદમીઓંકી ગવાહીસે જય ખત મીલે તો ઉસપે યકીનલાના મુનાસીબહે મગર તારપે કુછભી યકીન લા નહી શકતે સોચ કરો કે કભી કોઇ હીન્દુ યા શીયા મઝહબવાલેને મશકરી કી હો તો કીતના બુરા હોવે વાસ્તે હદીસનો ના બોલતી હે મગર મેરે સુનનેમેં આયા હે કે યહાં કે જામે મસજીદ પેશઇ મામપે ગવાહી સાયકા ખત આયા હે જો યે બાતમેં કુચ્છ વજુદ હોવે તો કલજ ઇદ હોની ચાયે. ”

આવી રીતે મોલવી સાહેબે સંબોધીને લંબાણથી મસલાનો બયાન કરી સમજાવી નમાઝ પડવા પલાયન થયા.

“ સો સુસે ખાયે મોલ્વીને મસલાદીયા યાર હદીસતો સાફ હીમાયત કરતી હે કે તાર ઓર ખત સુનકે ઉસપર અમલ કરના જાયઝ હે મગર મોલવી સાબતો જો દો રોઝ સુફતમે ખાનેકા મીલે ઉસ વાસતે એસી હદીસ સુના તે ફીરતે હે તોબા તોબા એસે મોલવી કી હદીસકો. હમ તો કલજ ઇદ કરસેગે. દેખા હમને યે ખડે ખડે સબ કપડે હમારે ડબલ સીલાઇ દે કે સીલાયે હેં તો સબ ખર્ચ હમારે શીર પડને દેગે કયા પાનીમે ડાલ દેંગે જો કલ ઇદ ન હોયે તો હમારા સબ કામ મહેનત બરબાદ ઓર ગુલામ લાઝીમ જેસા હોવે નહીં નહીં યાર હમ તો કલજ ઇદ કરેગે. ”

નીસાની ધુનમા અને જુવાનીના મદમાં કપ રાખવાના સંગેમરમરના ટેબલ ઉપર ઘાકો મારી ટેબલ તોડી પાડતાં જુસબ બોલ્યો.

“ હણે વીનને સાલા જુગારી જાહેલ દરૂડીયા ઇબલીસ હીન ઘડીજ ઇદ કરને તો કે કેર ઝટકા મારે તો દીનમેં ફી બીચારે હોટલ વારેકો ટેબલ તુરેસઇ ભછ વીછ” એક મેનણે ગુસ્સામાં આવી હોટલવાળાને નુકશાન થતો જોઇ પોતાની લાગણી દર્શાવતા કહ્યું.

“ હું સાલે હમકો ગાલી દેતા હે એમ કહી બીચારા ગરીબ મેમણ ઉપર ફટકો બજાવ્યો. ”

જોત જોતામાં ઇદની જીદ એ રમખાણનું રૂપ ધારણ કર્યું આખી હોટલ સોડી સોડાણ થઇ ગઇ હોટલના કીંમતી ફરનીચરના કુચ્ચા ઉડી ગયા અને પોલીસની સીટીના સુસવાટાએ તો મારા કાન પણ બહેરા કરી દીધા થોડીવારમાં ફોજદાર. જમાદાર, હવાલદાર તથા કોનસટેબલો વીગેરે આવી પહોંચ્યા અને જુસબ જુગારીને [illegible]થી મોડે મોડે પોલીસ સ્ટેશન ઉપર લઇ ગયા જ્યાં તેને ખુબ મેથી પાક જમાડવામાં આવ્યો.

બીજે દીવસે ઇદ નકી થવાથી બધા ઇસ્લામી લતામાં ધુમધડાકા થઇ રહ્યા છે પણ આપણા જુસબ જુગારીનું ઘર સુન્ય અને શોકમાં ગરકાવ થએલું જણાય છે તે બાપડી બોલી બટાક ફકરનતીરસાથી ઇદ જેવા પનોતા દહાડે પુત્રની જુદાઇ સહન થઇ શકી નહી.

પ્રીય વાંચનાર ખરેખર દાના પુરૂષોએ કહેલું છે કેઃ—

“ છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર થતા નથી ” આ ડોશીનું હૈયું ભરાઇ આવ્યું આ મરે તે એક જામીન લઇ ચબુતરા ઉપર ગઇ અને જુસબને જામીન ઉપર છોડવી ઘેર લવી ખુશીથી ઇદ ઉજવી ઇદગાહ ઉપર ખુતબો ખતમ થઇ રહ્યા બાદ હું ઘેર આવતો હતો ત્યારે ‘ અલાઉદીનનો અખાડો ” કે જે જુગાર રમવાનાજ કામમાં આવે છે ત્યાં “ છકો બાર નવો અંદર વીગેરે અવાજ મારા કાન ઉપર પડયો હું જરાક નજદીક ગયો તો પના પીસાતાં જોયાં અને તેમાં એપર આપણા જુસબ જુગારીને જોયો તેનું માથું ઉઘાડું હતું. પગ ખુલા હતા અને એક પહેરન ભ રમતો જોવામાં આવ્યો એટલે મને જણાયું કે આવા પગારના લીધેલા ત્રુશાં છકા પંજામાં ગુમાવેલા છે. લેખ.

અબદુલાખાન બુદખાન—પોરબંદર.




( લેખક—ચંદ્રમણિ જયોરકર. )

## મનહર.

પિંગળના પાઠગણુ આઠનો ન ઠાઠ જાણું
ઝડને ઝમક તે શું .જાણું ન જરાયરે
કવિતાના નવ રસ સરસ કોવિદ કહે
પણુ તે ન મારાથી સહજ સમજાયરે
વળી અલંકાર એકસોને આઠ કવિતાના
તેનું પણુ નથી મને ભાન ઉર માંગરે
કહે " ચંદ્રમણિ " પણુ પરમ પુરૂષ તણી
પૂરે પૂરી કૃપા વડે કવિતા કરાયરે ૧

જૂઓ જૂઓ નીચ કામ કરનારી નારીઓના
કરમાંય તુલસીની માળા દરશાય છે
જાળને પ્રજાળી જૂએ મચ્છીમારના મુખેથી
જસોદાના જાયા તણા જાપતો જપાય છે.
નીચ ભંગીઆને ભીલ જુઓ દારૂ તાડીત,
ગોવિંદના ગાઇ ગાઇ ખુશ થાય છે
કહે "ચંદ્રમણી" ત્યારે અનાચાર ઉંચમાંય
એક પછી એક દેતો ડાકીયું દેખાય છે ૨.

ખાતરના પાડનાર જાતર જવાને શીખ્યા
પાતરની જાત તે સુપાતર પેખાય છે
ગાતર પશુઓ તણાં કાપતા કસાઇ તેના
દીલમાંય દયા કૈંક દ્રવતી દેખાય છે
નાતરનો ચાલ જેની ન્યાતમાં છે છતાં પણ
નાય નિપાત થતાં હૈયા વીંધે હાય છે
કહે "ચંદ્રમણી" ત્યારે અનાચાર ઉંચમાંય
એક પછી એક દેતો ડાકીયું દેખાય છે. ૩

વ્યભીચાર હલકી વરણુમાં વીશેષ હતો
ક્રમે ક્રમે તેહ ખરે ! કમી થતો જાય છે
છલને કપટ જૂઠ જૂઠનો વેપાર જેને
તેને મુખે સાર રૂપ સત્ય ઉચરાય છે
અભક્ષ આરોગવાનો ઘરથી અભ્યાસ જેને
તેહ સત્વ ગુણી ખાજ ખાઇ ખુશ થાય છે
કહે "ચંદ્રમણી" ત્યારે અનાચર ઉંચમાંય
એક પછી એક દેતો ડાકીયું દેખાય છે ૪

ઉત્તમ વરણ અરજ્ઞક ખટ કરમ ને
ધરમ તે સહુ માની બેઠા ભીખ માંય છે
રાજપુત ગાય વિપ્રતણી વારે ચડનાર
તેહ દુરવ્યસનમાં વહુંધ્યા .વીંટાય છે
વણિક તે શાહ મટી ખરે ! સહુકાર બન્યાં
ક્રુર કૃત્ય કરતાં ન લેશ લજવાય છે
કહે "ચંદ્રમણિ" એમ અનાચાર ઉંચમાંય
એક પછી એક દેતો ડાકીયું દેખાય છે ૫

સવારમાં સવિતાને અર્ધ્ય આપતા તે ઠામે
ચાહ કાવી જઠરને આજ તો અપાય છે
સુવાસિત ધુપ કેરા ધુમ્રને ઠેકાણે આજ
ચીરૂટના ધૂમાડાને ચાર ગણા ચાય છે
વેદના ધ્વનીને ઠામે ગ્રામેફોન ગાન સુણે
મુકી દેવ મદિરને નાટ્ય જેવા જાય છે
કહે "ચંદ્રમણિ" એમ અનાચાર ઉંચમાંય
એક પછી એક દેતો ડાકીયું દેખાય છે. ૬

ક્ષય રોગ લાગુ થાય પાત્ર સહુ ગળી જાય
ત્યારે તેનો કાળ કને આવેલો મનાય છે
ભુવન છે ભવ્ય પણ મરામત થાય નહિ
તો તો વેલું રોડું પડવાનું સમજાય છે
ખેતરમાં ખાતર ન પૂરે સારૂં ખેડ નહિ
ઉતરી જવાનું તેહ અનુમાન થાય છે
કહે "ચંદ્રમણિ" તેમ અનાચાર આગમને
અવગતિ થાય એમાં જૂઠ ન જરાય છે ૭

# પ્રભુ કરે તે સારા માટેજ.

## આ મહાસુત્રને હમ્મેશાં દ્રઢ કરો.

( લેખક—ચંદ્રમણિ જશોરકર. )



પૂર્વે " નિર્મોહા " નામની નગરીને વિષે નિર્મળદાસ " કરીને એક અરૂઢ ભકત વસતો હતો જેની આંતરવૃત્તિ કેવળ " કેશવ " પ્રતિજ વળેલી હતી. " यथा नामा तथा गुणा " એ ઉત્તમોત્તમ સુત્રને તેણે પોતીકા વિશુદ્ધ કૃતવ્ય કર્મથી સિધ્ધ કરી આપ્યું હતું. વગર વિવાસી પુરૂષ યા સ્ત્રી વ્યકિત તમામનો તેના પર અપ્રતિમ પ્યાર હતે. પ્યાર સથે વિશ્વાસ પણ તેટલોજ હતો. " નિર્મળદાસ " જે વચન કહેતા તેને તેઓ પ્રભુ વચન ગણી પુષ્પવત્ ઘણાજ માનથી ગૃહણ કરતા. તેમની આજીવિકા માત્ર એક " શ્રી હરિનું " સ્મરણ કરવામાંજ હતી. સંસારની સઘળી દ્રશ્ય અનિત્ય વસ્તુ પર તેમના લક્ષનો તદન અભાવ હતો. તેમનું લક્ષતો અહો રાત્રી " લક્ષ્મી વર"માંજ લાગી રહેલું હતું. અર્થાત તેમના રૂવે રૂંવે " રામ રામ " નોજ ધ્વનિ પ્રચલિત થતો હતો. દશેંદ્રિય તેમ મન બુદ્ધિને તેઓ સંયમનાર હતા ભગવદગીતામાં કહ્યા પ્રમાણે.—

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहित।
शीतोष्ण सुखदुःखेषु तथा मानापमानयो॥

ટાઢું, ઉનું, સુખ દુ:ખ, માન તથા અપમાન તેમને સમાન હતુ. જે પળે તે જે સ્થળે તેમનું પ્રેક્ષણ કરેવામાં આવતુ તે તેમની દ્રષ્ટિ નિરંતર નાશીકના અગ્ર ભાગ પ્રતિજ વળેલી દ્રશ્ય થતી સ્ત્રીનું નામ નિર્મળા" હતું નામાભિધાન પ્રમાણે તે પોતાના પ્રિતમને પ્રભુ સમાન સમજી પ્રતિદિન તેમની સુશ્રુષા કરવામાંજ પ્રવૃત રહેતી એટલુંજ નહિ પણ—

**મનહર.**

તન મન ધન પોતે ગણે નીજ પ્રાણનાથ
દેવ તથા દેવ દીસે ચહે દીલદારને
કાશીને કેદાર હરદાર દ્વારકાંજ આદિ
અડસઠ તિરથ તે ગણે હૈયાહારને
અષ્ટમી એકાદશીને શિવરાત વ્રત આદિ
ભણાય તે પણ ગણે પ્રિય પ્રાણાધારને
હિરા મોતી માણેકને મણિ મુલ્યવાન માન
રતિ ગણે તે તમામ પાણિ ગ્રહનારને

આ રીતે ભિન્નાભિન્ન પ્રકારનાં વ્રત તેમ તિર્થોનુ ફળ પણ તે સ્વામીની સેવા કરવામાંજ સમજતી અર્થાત તે આનંદી જોડું ઇશ્વરની ભકિત કરવામાંજ કાળ ક્રમણ કરતું હતું.

સુર્યાસ્ત થતાં વાળુ કરવાના કાર્યથી નિવૃત થઇ કેટલાક ભાવિક ભકતો તેમ સ્ત્રીઓ પણ સતસંગ નિમિત્તે પ્રસ્તુત ભકતના આવાસે આવતાં અને મોડી રાત સુધી ભગવદ્ ભજન કરી અત્યાનંદ પામતાં રાગાનુરાગી તેમ વિષયવાસના સ્ત્રી પુરૂષો પણ તેટલાંજ આવી ભરતા હતાં પ્રશ્ન ઉપસ્થિત થશે કે તેવાં લંપટ સ્ત્રી પુરૂષોને તેઓ શા માટે આવવા દેતા હતા ? તો દેખીતુંજ છે કે " દુર્યોધન "ની સભામાં ' ધર્મરાય " ( યુધિષ્ઠિર ) ને પુછવામાં આવેલા પ્રશ્નના ઉત્તર મુજબ જેનું હ્રદય વિશુદ્ધ છે તે સર્વત્ર વિશુદ્ધતાજ વિલોકે છે જે વ્યકિત જેવાં કર્મ કરે છે. તેને તેવાં ફળ

" नभूतो न भविष्यति સુત્રાનુસાર અવશ્યમેવ મુકતમાન કરવા પડે છે. આપણા " નિર્મળદાસ " નું હૃદય પણ તેવુંજ અમલિન છે તે તેમને હરકોઇ વ્યકિતનો અટકાવ કરવાનું શું પ્રેયોજન છે ? અસ્તુ.

તેમની પાડોશમાં એક " શોભીદાસ " નામનો વણિક રહેતો હતો કાળના મુખમાં જવાની તૈયારી જેટલું તેનું વય થયું હતું તદપિ માયાની મધલાસે તુષ્ણાના પુરમાં તણાયો જતો હતો કવચિત કોઇ સાધુ સંત કાઢવાને પ્રયત્ન કરતા તો તેમનો કરેલો પરિશ્રમ પત્થર પર પાણી રેડવા જેવો થતો. તે ઘણો પ્રપંચી ને દગાબાજ હતો. ધંધો વ્યાજવટાનો હતો. બિચારા અજ્ઞાત માણસોથી અનેક પ્રપંચ રચી તેણે ઘણી લક્ષ્મી ભેગી કીધી હતી, અને અહોરાત્રી હાય પૈસો ! હાય પૈસો ! એજ તેનો મનો વ્યાપાર હતો. કિન્તુ બિચારો જાણતો નથી કે સતકર્મ સિવાય અવસાન કાળે એમાંની કોડી પણ સાથે આવનાર નથી. !

મોડી રાત સુધી થતા ભગવદ્ ભજનથી તે હતભાગીની કર્ણેદ્રિય બહેર મારી જતી અર્થાત તેની પ્રપંચિક વિચાર સંકલના તેમ નિંદ્રાનો ભંગ થતો જેથી તેણે આપણા " નિર્મળદાસ " થી પણ પ્રપંચ રચી થોડા ઘણા પૈસા આપી તેમનું ગ્રહ " यावत् चंद्र दिवा करो " વેચાણ રાખી લઇ મનની પિડા મટાડી. કહોકે એક અધોગતિની કૃતિમાં વધારો કીધો.

ભકતરાજ પછી આવેલા પૈસા વડે નગરથી સહજ દુર એક સાધારણ મકાન બંધાવી નિશ્ચિંત પણે તેમાં રહેવા લાગ્યા. અને ભાવિક ભકતજનોથી પ્રતિદિન પ્રભુ સ્તવન કરી પરમાનંદ માનવા લાગ્યા

એ આનંદી ભકત ઇશ્વર પ્રતિ એટલા તો શ્રધ્ધાળુ હતા કે એક વખત તેમને ૧૦૫ ડીગ્રી સુધી જ્વર ચડેલો જોઇ એક ભાવિક ભકતે કહ્યું કે મહારાજજી ! તાવ ઘણોજ સખત છે આજે ઇશ્વર સ્મરણ બંધ રાખો અને કંઇક દવા દારૂ કરો કે જટ આપને આરામ થાય.

દવા ! દવા એક દિનબંધુ દયાળુ પ્રભુની ! આ દરરોજ શું ઓછી દવા થાય છે ? બાપુ ! " પ્રભુ કરે તે સારા માટે " એમ કહી.

પદ

ગોવિંદ ગુણ ગાઇલો મન ઘેલા;
તમે થાવની વે'લા વે'લા
તારી કાયા હાંહરિ તારી કાયા
હો પડતાની પે'લાંરે-ગોવિંદ.

ઇત્યાદિ એક પછી એક ભજનની પુર્ણાવાજે આનંદ સહિત ધુન મચાવી મુકતા કિન્તુ ભજન ખંડિત થવા પામતું નહિ. ગમે તેવી સ્થિતિમાં તેમને કંઇ કહેવામાં આવતું તો તેમના તરફથી ફકત ભજન કરો " પ્રભુ કરે તે સારા માટેજ " એજ પ્રત્યુત્તર મળતો. આથી ભકતોમાં તેમની મહત્વતાની વાહ વાહ બોલાતી જ્યારે કેટલાક પ્રકૃતિ રૂપ શૃંખલા બદ્ધ થએલા નિર્ભાગી જીવો બોલતા કેટલો બધો પાખંડી—ઢોંગી છે ? તાવ ચડયો છે. કાયા કંપે છે. શ્વાસ માતો નથી. છતાં મારો બેટો કહે છે શું કે " પ્રભુ કરે તે સારા માટેજ એમાં તે પ્રભુએ શું સારૂં કર્યું કપાળ ? એમ લવી પરસ્પર નિંદા પણ કરતા. કહો કે પાપ રૂપ પત્થરનો વધુ બોજો શીર પર ધરતા.

ભજન કાર્યથી મુકત થઇ જે વખતે સૌ પુરૂષોનાં ટોળે ટોળાં સ્વગૃહપ્રતિ ગમન કરતાં તે સમય ચોર લોકોને ચોરી કરવાનો હોવાથી તેમનું કાર્ય નિષ્ફળ નિવડતું. આથી આપણા નિરંતર નૈષ્ટિક ભકત " નિર્મળદાસ " ઉપર તેમના મનમાં અતિશય ઇર્ષા ઉત્પન્ન થઇ ઇર્ષા ઉદ્દભવ પામતાં તેમણે એક દિવસ સમય સાધી અગ્નિ સંસ્કારથી ભકતગૃહને ભસ્મીભુત કીધું સારા ભાગ્યે, આનંદી જોડું અગ્ની ભક્ષ બચી ગયું પરંતુ ગૃહમાંનું તમામ ઝર્ણાદિક પ્રબળ પ્રકોપથી બળીને રાખ થયું. ખબર થતાં નગર નીવાસીઓ એક પછી એક એમ એકત્ર થવા લાગ્યાં. પ્રેમીઓનો પસ્તાવો

કરતાં અન્યોન્ય કથવા લાગ્યાં કે ઘણુંજ માઠું થયું " ધર્મીને ધાડ ને કસાઇને કુશળ " એ કહેવત ખોટી નથી ! બીચારા ભક્તનું કંઇજ ઉગર્યું નહી ત્યારે પણ—

## ગઝલ.

ભવ્ય રે'વાને મળે મે'લાત જો આનંદ છે
વા ઝુંપડી જૂની મળે રે'વા ભલે આનંદ છે
સુવા પલંગો શ્રેષ્ટ સેયા શોભિતિ આનંદ છે
વા ભૂ પરે સુવા મળે જો તોય ઉર આનંદ છે
રૂડી રસોઇ જો કદિ આવી મળે આનંદ છે
વા રોટલો સૂકો મળે આરોગવા આનંદ છે
કે દિવ્ય વસ્ત્રાભૂષણો આવી મળે આનંદ છે
વા ભસ્મ સર્વાંગે ભલેતે ચોળવા આનંદ છે
પુંજા કરે જો પ્રેમથી કો પુષ્પ લઇ આનંદ છે
વા ભૂંડી ગાળોએ વધાવે તોય ઉર આનંદ છે
સ્તુતિ કરે એકે અવાજે વ્યક્તિ સૌ આનંદ છે
વા રાત દિન નિંદા કરે કોઇ ભલે આનંદ છે
છૂટે વધાઇ પૂત્ર જન્માની કદિ આનંદ છે
વા કાળના મુખમાં પડે જઇ તોય ઉર આનંદ છે
લાભ લાખેણો કદિ આવી મળે આનંદ છે
વા. હાનિ કદિ થાયે હજારોની ભલે આનંદ છે
મિત્રો મળે માં'શુણથી અંકિત જો આનંદ છે
વા કોટિ શત્રુ શીર ભલે ગાજી રહે આનંદ છે
આવી મળે સૌ સુખનાં સાધન કદિ આનંદ છે
વા દુઃખના ડુંગર પડે તૂટી ભલે આનંદ છે
આ'ધ તે સ્થિતિ સમામાં " યોગી" ઉર આનંદ છે
દરકાર કોની એમને હરનામમાં આનંદ છે

એ રીતે " પ્રભુ કરે તે સારા માટે " બાપુ ! ભજન કરો એજ ઉદ્ગાર હર્ષોંને પ્રેમ પૂર્વક બાળ શ્રવતા.

હજી પણ ભગતની પૂછડી હઠ કર્યા મૂકે છે જો ! હાથે પગે થયો તર્દપિતો " પ્રભુ કરે તે સારા માટે " ? પ્રભુએ સારું કર્યું શીકારાં ? પણ ભૂલ્યો ભગતને શી ભુખ? બે ઘર વધારે ધૂત-શે ? કેટલાક અણુધીર મનોગત એવી પણ વીચાર શ્રેણી ચલાવતા ચોર લોકો પોતીકા પ્રતિકારમા ઝપૂળ થતાં નિમગ્ન થતા.

આ હૃદય દ્રાવક ઘટનાને અવલોકી એક ગર્ભ શ્રીમંત પ્રેમી ભક્તના અંતઃકરણમાં પૂર ધ્યાની લાગણી ઉભરાઇ આવી. પ્રાર્થના કરી ભક્તરાજને સ્વભૂવન તેડી ગયો.

તત્પશ્ચાત્ તેમના નિવાસાર્થે પોતીકા ગૃહથી થોડેક અંતરે પોતાની પડતર જમીનમાં એક સુશોભિત મકાન ઉભું કરવા નિશ્ચિત કીધું. કામ શરૂ થયું. પાયો આઠેક હાથ ઉંડો જતાં ખોદ કામ કરનારને એક અદ્ભુત ચમત્કાર દશ્ય થયો. ચમત્કાર ? લક્ષ્મિથી છલોછલ ભરેલું એક ભુગર્ભ તેના જોવામાં આવ્યું. જોતાંજ તે ચકિત થયો. અંજાઇ ગયો. અને તતક્ષણ તે ખુશખબર પહોંચાડવા અર્થે હર્ષયુક્ત ભક્ત રાજ પાસે પહોંચી ગયો હકિકત નિવેદન કરી ત્યારે પણ ભક્તરાજ તો " પ્રભુ કરે તે સારા માટે" બાપુ ! ભજન કરો એજ ઉદ્ગાર કાઢવા લાગ્યા, ભાવિક ભક્ત ત્યાં દોડી ગયો. જોતાંજ તેની અજાયબીનો પાર રહ્યો નહી. અજાયબી ? ભુગર્ભના દ્વાર આગળ એક વીકાળ વીષધર ફેંણ માંડી ડોલી રહ્યો હતો. અનેકાનેક ઉપાય કરવા છતાં પણ તે ત્યાંથી ખસ્યો નહી. અને ફું ઉં ઉં ઉં કરી ભયંકર ફુંફાડા મારવા મંડ્યો. ભક્ત બીન્યો પ્રસ્તુત ઘટના ભક્તરાજને નીવેદન કરવા એક અનુચરને દોડાવ્યો. ભક્તરાજ પધાર્યા ભુગ-ર્ભના દ્વાર આગળ ગયા, ત્યાં પણ. " પ્રભુ કરે તે સાર માટે "બાપુ ! ભજન કરો. એજ ઉદ્ગાર તેમના આનનદ્વારા નીકળતા. સાંભળનારની કર્ણેંદ્રિયપર આવી અથડાયા. કોણ જાણે તેમાં શો દૈવી ચમત્કાર હશે, કે તત્કાળ તે ફણીધર ભક્તરાજને શીરસાવદ્ય કરી નીનિંમેષમાં અદ્દશ્ય થઇ ગયો અને કયાં ગયો તે કોઇને પણ દ્દષ્ટી ગત થયું નહી ઉક્ત ચમત્કારથી અંજાઇ ભાવીક ભક્તે આપણા " નીમંળદાસ " ભક્તરાજને સાક્ષાત પરિબ્રહ્મ નારાયણ સમજી પોતાની તેમ ઇશ્વર ઇચ્છાથી વર્તમાનકાળે પ્રાપ્ત થ-યેલી તમામ લક્ષ્મી નમ્ર આજીજી સાથે તેમના પાદારવિંદને વિષે પરોપકારાર્થે આનંદે અર્પણ કરી. અસ્તુ !

અર્પણ થતાં લક્ષ્મિ ઉલેચતા માંડી શું ઉલેચે! અખુટ લક્ષ્મિ! ત્યાં તો પછી આરંભેલું મકાન તૈયાર થયું. સાથેની જમીન તેના માલીકને મોં માગ્યા દામ આપી વેચાણ રાખી તેનાપર એક ભવ્ય મંદિર સ્થાપવામાં આવ્યું. મોરલીધરની પ્રતિષ્ઠા કરી યજ્ઞયાગાદિ કરવામાં આવ્યાં.

બ્રહ્મભોજન પણ થયું મંદિરની લગોલગ એક અસાધારણ મકાન ઉભું કરવામાં આવ્યું. અને ત્યાં " આનંદ ભુવન નામનું કેપીટલ સોનેરી હાથપથી શણગારેલું સુશોભીત બોર્ડ ચોડાવ્યું. નગરની બહાર એક વિશાળ પથિકાશ્રમ પણ બંધાયું તે પાછળ પથિકોની સગવડ માટે એક માતબર કુવો પણ તઇયાર થયો. સંત સાધુના ટોળે ટોળાં આવવા લાગ્યાં રામધુન મચી રહી અને આનંદ આનંદ ને આનંદનો ઉદધિ ઉછળી રહયો. ભકત ગૃહને હરિમગ્ન કરનારે ચોર લે. કોના તેમજ આપણા ભકતરાજ " નિર્મળદાસ "ની ફાટે હચે નિંદા કરનાર નિરક્ષર જનોના પણ અંધ ચરમ ખુલ્લાં થયાં ચરમ ખુલ્લાં થતાં તેપણ આલ્હાદ પૂર્વક રામધુન લગાવા અહર્નિશ આનંદભુવનમાં આવવા લાગ્યા.

વાંચકવૃંદ! તમે ગ્રહસ્થાશ્રમી હો કિંવા સંસારનો સંન્યાસ કર્યો હોય વા સંન્યાસની ગમે તે સ્થિતીમાં હો તો પણ તમારાં હૃદયને પ્રસ્તુત ભકતરાજના વદનાંબુજથી શ્રવતા 'પ્રભુ કરે તે સારા માટેજ' એ સુવર્ણમય વાકયમાં સમાએલી ગર્ભિત ઉંચ ભાવનાનું અધિષ્ઠાન બનાવી દૃઢ શ્રધ્ધા—વિશ્વાસથી તમે તમારૂં પ્રત્યેક કાર્ય કર્યે જાઓ અસ્તુ! ૐ શાન્તિ શાન્તિ!! શાન્તિ!!!

---

# શોભાના સત્તાવિશ ચિન્હ.

### રાગ મનહર.

[1]ચક્ષુ, [2]દંત, [3]ચામડીની, સફેદીતો સારી દીસે,
[4]પાંપણ, [5]ભવાં ને [6]કીકી, કાળીજ કહેવાય છે;
[7]હોઠ, [8]ગાલ, [9]હાથ, [10]નખ, સુરાખી મોટા સરીખા,
[11]પેશાની, [12]છાતી, નિદાર, પહોળી પરખાય છે.
[13]મોઢું, [14]નાક, [15]માથું નાનું, [16]નાળ, [17]હાથ [18]કદ લાંબા.
[19]કાન, [20]પાગ, [21]દાંત, ત્રણે સરખા સમાય છે,
[22]આંગળાં ને [23]હોઠ, [24]બાલ, નાજુકીનો એવો તાલ,
[25]પાટલી, [26]કમર, [27]ચીરો, સાંકડા સોહાય છે.

જેશંકર શ્રીકૃષ્ણ ભટ્ટ.
મુકામ વડોદરા-ઘંટીઆડા.

# હું ક્યાં છું ?

છે ઈશ્કનું બાંધેલ બીયા બાન જ્યાં,
ખુદ ઇશ્કનાં બુલ બુલ કરે છે ગાન જ્યાં.
હીલતા તરૂ એ તાંનમાં મસ્તાન જ્યાં
રમુજી જીગરનું આ સમય છે સ્થાન ત્યાં
વહેતાં ઝરણના ધોધમાં પડઘા પડે પ્રેમના
પુકારતા પહાડી અવાજે જ્યાં ખુદાઇ રહેમના
ઘોર ઝાડી પહાડ મધ્યે રમ્ય રૂડું ધામ છે
આ સમય ત્યાં હું જીગરના પંથનો વિશ્રામ છે
મધુરાં સદા અનહદ વાજાં વાગતાં
મંજુલ મૃદુરવ કર્ણને પ્રીય લાગતાં
સ્નેહે ભર્યાં પ્રણયી જનોના વાસ જ્યાં
રમુજી હ્રદયનો આ સમય છે શ્વાસ ત્યાં
ગગનમાંથી નાદ ગેબી જે સ્થળે અથડાય છે
બ્રહ્મના ભેદી અવાજો જ્યાં સદા સંભળાય છે
જે સ્થળેથી ખેચરો ખબરો શુની લઇ જાય છે
તે સ્થળે રમુજી જીગર સુદ્ધ પ્રેમનાં ગીત ગાય છે
જ્યાં જન જનાવર નીડર ને મસ્તાન છે
પશુ પક્ષીને નિજ ભાનનું જ્યાં માન છે
જડ વસ્તુમાં રમણીયતાનું જ્ઞાન છે
તે સ્થળે રમુજી જીગર મહેમાન છે
જ્યાં ખ્વહ્દની ખુબી તણા અવનવા રંગ રચાય છે
આનંદ સાગરની મધુરી લહરીઓ અથડાય છે
કુદરતી ગેબી ખુબીના ગુપ્ત ભેદ પમાય છે
ત્યાં પ્રેમ પારાવારમાં બેશી રમુજી ન્હાય છે

(રમુજી.)

# બિન માંગે મોતી મીલે માંગી મીલે ન ભીક.

## ( પરિણામમય ઇતિહાસિક વાર્તા. )

દિલ્લીના રાજકર્તા મહમદશાહના વખતમાં એક સાહુકાર બહુ પૈસાદાર હતો જે ત્યાંના સઘળા સાહુકારોમાં આગેવાન ગણાતો હતો. પણ આટલી બધી દોલત અને ધન હોવા છતાં એટલોતો કંજુસ હતો, કે કાઇનું પણ તેનું ચિબ્બપણું કરતો એના ત્યાં ફકત એક બ્રાહ્મણ બે રૂપીઆના માસિક પગાર પર નોકર હતો કે જે રસોઇ રાંધવા સિવાય બીજું કામકાજ પણ કરતો તેમ રોકડ લાવવા લઇ જવામાં મદદગાર થતો. એ બ્રાહ્મણની એકની એક પુત્રી કે જે માણસની દ્રઢતાને પાણીમાં મેળવીદે તેવી હતી. જેની ઇચ્છાનુસીપ આશાના ટીપાથી ભરાયું ન હતું. બ્રાહ્મણનો એવો વિચાર હતો, કે આ ખુબીના ફુલને કોઇ ભમર સાથે મેળવીદે, કેમકે તેની જીંદગીની પુંજીમાં આ એકજ પુત્રી હતી; પણ એના પાસે એટલા રૂપીઆ ન હતા કે તે પોતાની મરજી મુજબ લગ્ન કરે. શેઠ તરફનીએ એટલી પણ આશા ન હતી કે સો બસો રૂપીઆ તે પોતાનાં હાથથી ઉધાર આપીને એને મદદ કરે; તેથી તેણે પોતાના મનમાં વિચાર કર્યો, કે ત્રીજોરીમાંથી થોડાક રૂપીઆ ઉપલક લઇ પોતાની મરજી માફક લગ્ન કરે અને તે રકમ થોડી થોડી કરી ખજાનામાં પાછી મૂકી દે અને તેની કોઇને કાનોકાન ખબર ન પડે, તે પરથી તેણે પોતાના મનને મજબુત કરીને ખજાનો ખોલી હાથ નાખવાનો ઇરાદો કીધો, કે એક ઝેરી નાગ ફુંફાડા મારતો તેની તરફ આવ્યો. બ્રાહ્મણ દહેશત ખાઇને એમ બોલતો બોલતો પાછળ હઠયો કે " હે સરપ દેવતા હું ચોરીતો કરતો નથી, જવાન પુત્રીના લગ્ન માટે આ રૂપીઆ કરજે લઉં છું, હું ખરાબ દાનતથી નથી લેતો, જે વખત આવશે તે વખત આ બધા રૂપીઆ એમાં પાછા મૂકી દઇશ ! " મતલબ કે બ્રાહ્મણ પર સાપની હેબત એવી છવાઇ કે આખી રાત પણ એનાજ વિચારમાં ગુંથાઇ રહ્યો અને તેજ વિચારની ખ્યાલી છબીથી આજીજી કરતો કે " કન્યાના વિવાહ માટે જરૂરત છે, અગર આપો તો બહુ કામ લાગે. " સ્વપ્નામાં સાપે માણસરૂપમાં દેખાવ આપ્યો અને કહ્યું કે "આ બ્રાહ્મણ એ સાચું છે કે તું ચોર નથી પણ એ રૂપીઆ આપવાનો મને અધિકાર નથી; હું ફકત રખવાળની પેઠે એની ચોકી ભરૂં છું જ્યાં સુધી આ રૂપીઆના ખરા માલિકની તું રજા ન લે ત્યાં સુધી તને તેમાંથી એક રૂપીઓ પણ મળી શકવાનો નથી. " બ્રાહ્મણે લાચાર થઇને કહ્યું કે " લાલાજીતો એવા કપા સુંઠયા સરાફ છે કે બશો ચારશો રૂપીઆ મને કરજે આપશે તે પરથી તેણે જવાબ આપ્યો કે " આ તારી ભૂલ છે ! એ લાલાજી પણ મારી પેઠે આ રૂપીઆના રખવાળજ છે ! તેને પણ મારી પેઠે એક રૂપીઓ પણ આપવાની સત્તા નથી ! જો તને રૂપીઆ જોઇએ છે તો કાબુલના શીરાજી મોહલ્લામાં જઇ ત્યાં ઇબ્રાહીમ નામનું એક નાની વયનું બાળક છે તેની પાસેથી તને જેટલા રૂપીઆ જોઇએ તેટલાની ચીઠ્ઠી લાલાજીના નામે લખાવી લાવ, પછી ખુશીથી લેજે!" એવા આશ્ચર્યકારક જવાબથી બ્રાહ્મણના આશાવંત હૃદયપર પુરતો અસર થયો. તેણે સવારમાં ઉઠી મહાજન પાસેથી ત્રણમાસની રજા લીધી અને પોતાની બદલીપર બીજા માણસને મુકી કાબુલ તરફ રવાના થયો, હજારો મુસીબતો સહન કરતો અને સખત રસ્તા કાપતો કાપતો કાબુલ પહોંચી

શોરાજી મોહલ્લો શોધી કાઢયો જ્યાં બહુજ ગરીબ માણુસો વસતા હતા, પછી એક નાની ગલીમાં જઇ બ્રાહ્મણે જોરથી મીયાં ઇબ્રાહીમ મીયાં ઇબ્રાહીમ કરી બુમો પાડવા માંડી, જેથી એક આઠ વર્ષની વયનો બાળક આવી મળ્યો જે ઘાસ ખોદીને કે લાકડાં વિણી લાવી મજુરીથી પોતાનું પેટ ભરતો હતો ! તે બ્રાહ્મણ પેલા છોકરાને ઘેર ગયે ત્યાં કેટલાક છોકરા રમતા હતા બ્રાહ્મણે મીયાં ઇબ્રાહીમને બોલાવ્યો એટલે ઇબ્રાહીમ પોતાના મિત્રો છોડી તેની પાસે આવ્યો અને પુછયું :-" તમે કોણ છો અને ક્યાંથી આવ્યા છો ?" બ્રાહ્મણે કહ્યું કે "હું ગરીબ બ્રાહ્મણ દીલ્લી શહેરનો રહેવાસી છું, મારી કન્યા જવાન થઇ ગઇ છે, તેના લગ્ન માટે રૂપીઆ નથી તે માટે તમે મને ચારસો રૂપીઆની ચીઠ્ઠી તમારા પોતાના મુનીમના નામપર મહેરબાની કરી લખી આપો તો હું જીવીશ ત્યાં સુધી તમને આશીશ આપનો રહીશ તે પરથી બધા છોકરા ખડખડ હસી પડયાને બોલ્યા કે હા મીયાં ઇબ્રાહીમ દીલ્હી પતિના નામે આ વખતે હુકુમ લખો કે ચારસો અસરફીઓ આ બ્રાહ્મણ પહોંચે તે વખતજ ગણી આપે" ઇબ્રાહીમે કહ્યુ " મહારાજ તમે ભૂલ્યા છો કોઇએ તમને ખોટું સમજાવ્યું છે હું પોતે અન્ન પાણીનો મોહતાજ છું જો કદાચ મારી પાસે એટલી પુજી હોત તો શા માટે લાકડીઓ વેચવાની મહેનત વેઠી સુખી સુખી રોટલીથી મારૂં પેટ ભરત ?" બ્રાહ્મણે કહ્યુ " મીયાં ઇબ્રાહીમ એતો હું સારી પેઠે જાણું છું કે મારા લાલાજીનો કુલ માલ અને ધન તમારોજ છે માટે હું ચીઠ્ઠી લીધા વગર અહીંથી જરાપણુ ખસવાનો નથી !" આ સાંભળી પેલા છોકરા પાછા ફરયા, મતલબ કે જેમ તે પોતાનો મતનબ જાહેર કરતો તેમ તે છોકરા વધારે હસતા હતા તેમનો મશ્તી તોફાનનો અવાજ સાંભળતા એક સમજુ અને પરોપકારી માણુસ આવ્યો તેણે કહ્યુ કે " આ માણુસ રૂપીઆ પૈસા રોકડા માંગતો નથી અને ફક્ત ચારસો રૂપીઆની ચીઠ્ઠી લાલાજીને નામે જોઇએ છે વળી એતો બધાને ખબર છે કે લાલાજીને ત્યાં તમારી કાંઇ થાપણ નથી અને તમને ચીઠ્ઠી લખતાં પણુ આવડતી નથી, માટે લાલાજીના નામ પર કોઇના સાથે ચારસો રૂપીઆની ચીઠ્ઠી લખાવી લી. ની જગ્યાએ ઇબ્રાહીમનુ નામ લખી આપો મુસાફરનું મન ખુશ થઇ જશે અને તમારા પાસેથી કંઇ ખરચવું નહી પડે !" આ વાતને ઇબ્રાહીમે પસંદ કરી લાલાના નામ પર ચીઠ્ઠી લખાવી આપી બ્રાહ્મણુ તે ચીઠ્ઠી લઇ એટલો તો ખુશ થયો કે જાણે રામજીના નાયા મળી ગઇ અને તેના બદલામા ઇબ્રાહીમને થોડા પૈસા આપવા લાગ્યો પણુ તેણે લીધા નહિ કેટલાક મહીના પછી તે બ્રાહ્મણ ખજાનાની કોઠડીમાં ગયો અને રૂપીઆની કોથળી ઉપાડવાનો વિચાર કીધો કે તરતજ પેલો સાપ પાછો આવ્યો બ્રાહ્મણે તે ચીઠ્ઠી તેને આપી દીધી સાપ તે કાગળના કટકાને લઇ ચાલતો થયો બ્રાહ્મણે ચારસો રૂપીઆ વગર આચકે લઇ લીધા અને પોતાની મરજી મુજબ પુત્રીનું લગ્ન કર્યું, આ વાતને દશ વરસ વિત્યા પછી નાદિરશાહ હિંદુસ્તાન પર ચઢાઇ કરી આવ્યો અને કાબુલ, કંદહાર, હિંદુકુશની બધી લડનારી ફોજ તેના સાથે થઇ કરનાલના નજદીક બહુ જબરૂં યુધ્ધ થયા પછી મહંમદ શાહે હાર ખાધી અને નાદિરશાહ પોતાના ફતેહમંદ સીપાઇઓ સાથે દિલ્હીમાં દાખલ થયો અને સોનેરી મસજીદમાં બેસી કતલે આમનો હુકુમ આપી દીધો તથા લુટવાને માટે શહેરના મોહલ્લા વહેંચી આપ્યા મહંમદ ઇબ્રાહીમ સવારના હિસ્સામાં તેજ નસીબ હિન મહાજનનું મકાન આવ્યુ બ્રાહ્મણુ તેજ લાલાજીના મકાનના દરવાજા પર જીવથી નિરાશ થઇ ઉભો હતો મહંમદ ઇબ્રાહીમને ઓળખ્યો અને માથુ ઝુકાવી નમસ્કાર કર્યો. ઇબ્રાહીમે પણ તેનું મોઢું જોઇ ઓળખ્યો અને વિચાર કરી બોલ્યો કે " તું તેજ

બ્રાહ્મણ છે, જે મારી પાસેથી ચારસો રૂપીઆની ચીઠ્ઠી લખાવી લાવ્યો હતો" બ્રાહ્મણે કહ્યું " હુજુર હું તેજ છું મુજ અજાણ્યાને જેવીરીતે આપે ચારસો રૂપીઆ આપ્યા હતા, હવે તેવીજરીતે મને ઓળખીને મારા જીવની પણ સલામતી આપો મહમદ ઇબ્રહીમે તેને જલદી કર્યો અને પોતાના કરજાતી પણ માફી આપી, વળી ખજાનાના માલિકનો પત્તો પુછયો બ્રાહ્મણ તેજ મકાનની અંદર લઇ ગયો અને લાલાજી જે એક ચોરખાનામાં દબી રહ્યા હતા તે દેખાડી દીધા મહમદ ઇબ્રાહીમે મહાજનનું ડોકું પોતાની તલવારથી ઉડાવી દઇ ખજાના પર કબજો કીધો અને એક હજાર રૂપીઆ રોકડનો તે બ્રાહ્મણને વધુ બક્ષીસ આપ્યો !

Translated by
Mr. N. G. Mohram
from Intikhab.



## હા ! હા ! !

### ગઝલ.

તમે જે બોલ બોલો તે, વિચારી બોલજો વા'લા
વદિને જો ૫ફરયા જૂઠા; થશો કોડિ તણા હા ! હા !
કરીને ક્રોધથી યારી; ઉતારી કુંપમાં ઉંડા
વચન વાટી પળેપીને; થશો કોડી તણા હા ! હા ! !
કરમનો મુકીને કાંઠો; પુરો ખાવા કદિ ધાશો
પળી ખોયો સમુળો તો; થશો કોડી તણા હા! હા!!
જાણીમાયા જૂઠી જગની; વખોડી શાનમાં ધાયા
પછી લક્ષ્યાઇ લપટાયા; થશો કોડી તણા હા! હા!!
મતી શાંત પ્રાપ્ત કરનારો, તજી સત્યાંગને સાણા
ચઢયા કુસંગ ચોંટે તો થશો કોડી તણા હા! હા!!
ભજો પરી પ્રેમ પરણીનો, રાખી રવા દેખતા પાણી
પછી પરનાર સેવી તો થશો કોડી તણા હા! હા!!
જનમ જુકિત ભર્યાં કીધાં, ઉડાવ્યાં ખંતથી ઉંચા
કદિ જર કાઢી કરજે તો થશો કોડિ તણા હા! હા!!
કરી મિત્રાઇ મોટાથી; ફુલીને ફાળકા બનીઆ
પછી કરી કામ ઓછાં તો થશો કોડિ તણા હા! હા!!
તમારા સ્વાર્થને માટે લઇને દામ દલિતાના
દીધી જો રોકડાને તો; થશો કોડિ તણા હા ! હા ! !
ફરીને ચાર પામ્યા છો અરે અવતાર ઉત્તમ આ
છતાં નીજધર્મ ચુક્યા તો થશો કોડિતણા હા!હા!!
ફરી ફરીને જૂઓ જગમાં; ખરું સુખ સત્યમાં ભારે
વદ્યું જો ચંદ્રમણિ તેને થશો કોડીતણા હા!હા!!

ચંદ્રમણિ—જલેશ્વર.

## * હિમ્મતે મરદાનહ.

અય હિમ્મતે મરદાનહ તેરી શાન બડી હય
પારિસ હય તું અકસીર હયતુ લાખોં જડી હય
શોહરત તેરે દરબારમેં હર વકત ખડી હય
તુ જશને મુકદ્દર કે લિયે ફુલ ઝડી હય
ઔર હાથમેં ઈકાબાલ કે જાદુ કી છડી હય ....૧
કુરબાન તેરે નામ કે ઓર કામકે હિમ્મત
સદ્કે તેરી બક્ષિશ તેરે ઇન્આમ કે હિમ્મત

* શબ્દાર્થ.

હે પુરૂષની હિમ્મત તારી વડાઇ ભારી છે, તુ પારસ છે તુ અકસીર છે અને તુ લાખોથી મહેની છે વિખ્યાતિ હમેશ તારા દરબારમાં ઉભેલીજ છે, તુ સદ્‌ભાગ્યના ભાવડાઓને માટે ફુલઝડી છે અને નસીબ દારીના હાથમાં તુ જાણે જાદુની લાકડી છે... ૧

વારી તેરે અફઆલકે ઇકરામ કે હિમ્મત
મફ્તૂં તેરે આગાઝકે અંજામ કે હિમ્મત
તુ તિશ્નહ લબોંકે લિયે રેહમતકી ઝડી હય ....૨
બેડોં કે લિયે આતિશે મીનાર તુહી હય
ખેતી કે લિયે અબ્રે ગોહર બાર તુહી હય
ઇઝ્ઝત કે લિયે ગરમિયે બાઝાર તુહી હય
શાહોં કે લિયે રૈનકે દરબાર તુહી હય
ઈસ વાસ્તે કેહતા હું કેહ તુ લાલોં જડી હય ....૩
કેહતે હયઁ ઝમાને કે જો મશહૂર હયઁ ઉસ્તાદ

હે હિમ્મત તારા નામ અને કામ ઉપર અમારા જીવ કુરબાન છે, તારી બક્ષિસ અને તારા ઇનામ પણ હે હિમ્મત અમો ફિદા થઇએ છીએ; હે હિમ્મત તારા કૃત્યો અને તારી શરૂઆત ઉપર અમો નિસાર થઇએ છીએ, અને વળી હે હિમ્મત તારી શરૂઆત અને તારા પરિણામના અમે આશક છીએ. કારણ કે તું વીચારોને માટે ખુદાઇ મેહેરબાનીની ઝડી છે...૨

તુનેહી કિયે આલમે ઇજાદ મેં ઇજાદ
તુનેહી સમંદર મેં હય કીં બસ્તિયાં આબાદ
તુને હી કમર બસ્તહ કિયા નહર પે ફરહાદ
ઔર તુહી મુસીબતમેં મદદગાર ખડી હય ....૪
હિમ્મત ! તેરી જો બાત હય દુનિયામેં ખરી હય
તુ ગુલ્શને અફઆલ કી એક શાખ હરી હય
તુ ઈત્ર હય તુ મુશ્ક હય તુ મુલસરી હય
ઇકમાલ હય ગુલ્શામ તો તુ સબ્જ પરી હય
જોગન કો લિયે સામને ઇંદર ખડી હય ...૫

વહાણોને માટે તુજ દીવા દાંડી છે, ખેતીને માટે તુજ મોતી વરસાવનારી વાદળી છે. બાબરના બજારની તેજી પણ તુજ છે, અને રાજાઓને માટે દરબારની શોભા પણ તુજ છે, એટલા માટેજ કહું છું કે તુ માણેકમાં મહાયની છે ..૩

દુનિયાના જે પ્રખ્યાત ઉસ્તાદો છે તેઓ કહે છે કે શોધ ખોળના જમનામા તેંજ ાપ કીધી છે. મહા સાગરોમા તુ એજ વસ્તીઓ આબાદ કીધી છે અને તું એજ ફરહાદને દૂર ખોદના ર તૈયાર કરી દીધો, અને તુજ મુસીબતામા મોટી મદદગાર છે...૪

હિમ્મત ને હી પાની પે ચલાયા હય સ્ટીમર
હિમ્મત હીને બેલૂન ઉડાયા હય હવા પર
હિમ્મત ને રખી મૂજમિરે અંતરશત બનાકર
હિમ્મત હીને મિટ્ટીસે લિયા તેલ બરાબર
હિમ્મત હીને હલ કી હય જો ઉકુતાદ પડી હય ....૬
તૈમુરકા દુન્યામેં હુવા નામ ઇસીસે
ઔર કાતિલે સીઝરકા બના કામ ઈસીસે
નેપોલિયની મચ ગયા કોહરામ ઈસીસે
ઔર નેક વિલિંગટનકા થા અંજામ ઈસીસે
ઔર ઇસીસે કોલમ્બસ કી હુઇ બાત બડી હય ....૭

હે હિમ્મત તારી જે વાત છે તે દુનિયામાં ખરી છે, તું મહેરબાનીયોનાં બગીચાની એક લીલી ડગાલી છે. તુ અતર છે તુ કસ્તુરી છે અને તુ બારસલી છે. નર્ગીસ ગુલફામ છે. તો તુ રાજપરી છે. ને જોબનને લઇને ઇંદરની સામે ઉભી છે. ૫

હીંમતેજ પાણી ઉપર સ્ટીમરો ચલાવ્યાં છે. હિમ્મતેજ હવા ઉપર બલુન ઉડાવ્યા છે. હીંમતેજ માટીમાંથી અંબર તેલ કઢયું છે. અને જે મુશ્કેલી પડી છે તે હીંમતેજ ઉકેલી છે.

વોહ કૌન હય ઇન્સાંકો હુઈ જીસસે લિયાકીત
વોહ કૌન હય જો રન મે હુઇ બાઈસે ઇજ્જત
વોહ કૌન હય જો બન મેં હુઇ મુજીબે શોહરત
વોહ કૌન હય મઝહબ કી હુઈ જીસસે ઇશાઅત
યારો યેહી હિમ્મત હય નઝર જીસપે પડી હય ...૮
જીસ વક્ત હો માયુસીહી માયુસીકા આલમ
જીસ વક્ત હો શમશેર બકફ સરપે ખડા ગમ

૭ તૈમુરનુ નામ એનાથીજ જગતમા પ્રકાશ્યું અને સીઝરના ખુનીનુ કામ પણ એનાથીજ બન્યુ. નેપોલીયનની એનાથીજ ધુમ મચી ગઇ અને વીલીંગટનનુ સારૂ પરીણામ પણ એનાથીજ થયું. અને કોલંબસની પણ એનાથીજ વાત વધી ગઇ છે.

૮ તે કોણ છે જેનાથી માણસને લાયકાત મળી તે કોણ છે જે રણસંગ્રામમાં કિર્તીનું કારણ બન્યુ. તે કોણ છે જે જગતમા વિખ્યાતીનુ સાધન થયુ? તે કોણ છે જેનાથી ધર્મનો પ્રચાર થયો? વાલેલો એજ હિમ્મત છે જેની તરફ લક્ષ દોરાયુ છે

હિમ્મત ને હી પાની પે ચલાયા હય સ્ટીમર
હિમ્મત હીને બેલૂન ઉડાયા હય હવા પર
હિમ્મત ને રખી મૂજબિરે ઝરતરત બનાકર
હિમ્મત હીને મિટ્ટીસે લિયા તેલ બરાબર
હિમ્મત હીને હલ કી હય જો ઉકૂતાદ પડી હય ....૬
તૈમુરકા દુન્યામેં હુવા નામે ઇસીસે
ઔર કાતિબે સીઝરકા બના કામ ઈસીસે
નેપોલિયનની મચ ગયા કોહરામ ઈસીસે
ઔર નેક વિલિંગટનકા થા અંજામ ઈસીસે
ઔર ઇસીસે કોલમ્બસ કી હુઇ બાત બડી હય ....૭

---

હે હિમ્મત તારી જે વાત છે તે દુનિયામાં ખરી છે. તું મહેરબાનીયોના બગીચાની એક લીલી ડગાલી છે. તુ અત્તર છે તુ કસ્તુરી છે અને તુ બોરસલી છે. નશીબો ગુલફામ છે. તો તુ સબ્ઝપરી છે. ને જોઇને લઇને ઇંદ્રની સામે ઉભી છે. ૫

હીંમતેજ પાણી ઉપર સ્ટીમરો ચલાવ્યાં છે. હિમ્મતેજ હવા ઉપર બલુંન ઉડાવ્યા છે. હીંમતેજ માટીમાંથી બરાબર તેલ કઢ્યું છે. અને જે મુઝવણ પડી છે તે હીંમતેજ ઉકેલી છે.

---

વોહ કૌન હય ઇન્સાંકો હુઈ જીસસે લિયાકાત
વોહ કૌન હય જો રન મે હુઇ બાઈસે ઇજ્જત
વોહ કૌન હય જો બન મેં હુઇ મુજીબે શોહરત
વોહ કૌન હય મઝહબ કી હુઈ જીસસે ઇશાઅત
યારો યેહી હિમ્મત હય નઝર જીસપે પડી હય ...૮
જીસ વક્ત હો માયુસીહી માયુસીકા આલમ
જીસ વક્ત હો શમશેર બકફ સરપે ખડા ગમ

૭ તૈમુરનુ નામ એનાથીજ જગતમા પ્રકાશ્યું અને સીઝરના ખુનીનુ કામ પણ એનાથીજ બન્યું. નેપોલીયનની એનાથીજ ધુમ મચી ગઇ અને વીલીંગટનનુ સારૂ પરીણામ પણ એનાથીજ થયું. અને હાલબરાની પણ એનાથીજ વાત વધી ગઇ છે

૮ તે કોણ છે જેનાથી માણસને લાયકાત મળી તે કોણ છે જે રણસગ્રામમાં કિર્તીનુ કારણ બન્યુ. તે કોણ છે જે જગતમા વિખ્યાતીનુ સાધન થયુ? તે કોણ છે જેનાથી ધર્મનો પ્રચાર થયો? યારો!સો એજ હિમ્મત છે જેની તરફ લક્ષ દોરાયું છે

જીસ વક્ત નહો પાસ કોઇ મુનિસો હમદમ
જીસ વકત મસાએબને કિયા નાકમે હો દમ
ઉસ વકત મેં હિમ્મત હી સુલયમાંકી છડી હય ...૯

અય દુઃખમેં તસલ્લી એ મૂસીબતમેં સહારા
તુ બહુરે હવાદીસમેં દિખાતી હય કનારા
કેહતે હયેં ખિરદ મંદ તુઝે આંખોંકા તારા
તુભી મુઝે પ્યારી હય તેરા નામ ભી પ્યારા
કહેને કો તો છોટીસી મગર બાત બડી હય ...૧૦

૯ જ્યારે નિરાશા અને નીરાશાનોજ સમય હોય, જે વખતે હાથમાં તલવાર લઇને દુઃખ માથા પર ઉભું હોય. જે વખતે પાસે કોઇ હીમત આપનાર કે દીલાસો આપનાર પણ ન હોય અને જે વખતે મુસીબતોએ દમ નાકમાં લાવી રાખ્યું હોય તે વખતમાં પણ હીમતજ સુલયમા નથી છડી છે.

૧૦ હે દુઃખમાં દીલાસો હે મુસીબતમાં આશરો તુંજ તોફાનના દરીઆમાં કીનારો દેખાડે છે, બુદ્ધિવાનો તને આંખોનો તારો કહે છે તું પણ મને વહાલી છે અને તારૂં નામ પણ વહાલું છે કહેવાને તો નહાની સરખી પણ વાત મોટી છે.

તુ જવહેરે શમશીરે શુન્નઅત હય કસમ હય
તુ મંઝરએ અફઝાલે કરામત હય કસમ હય
તુ ગાઝએ રૂખસારે હુકુમત હય કસમ હય
તુ એખકને ઝુલમતે હય કસમ હય
વલ્લાહ બહાદુર કે તુ તમગે કી કડી હય ....૧૧
આપ ઝુલમતે કુલફત મે મેરે ઘરકા દિયા હો
ઇસ વાદીયે હસ્તી મે મેરે સાથ સદા હો

૧૧ સોગદ છે કે તુ બહાદુરીની તલવારનુ પાણી છે. સોગદ છે કે તુ ઉત્તમોત્તમ ચમત્કારોની ખેતી છે સોગદ છે કે તુ હુકુમતના ગાલોની લાલી છે સોગદ છે કે તુ જુલમના અંધારની જડ ઉખાડનાર છે, ખુદાના કસમ તું બહાદુરન બીલ્લાની કડી છે.

૧૨ હવે થાકના અંધારામાં મારા ઘરનો દીવો થા ! આહસ્તીના જંગલ તુ હમેશ મારી સોબતી થા ? દરેક જગ્યાએ ખિઝરની પેઠે રસ્તો બતાવનાર થા ( તો ) પછી સિકંદરના નસીબ

# THE EASIEST WAY TO ATTAIN TO RICHES

AND

# A STORE OF ADWERTISEMENT.

From Page No 1 to 34

---

# શ્રીમંતાઇનો સરળમાર્ગ

અને

# જાહેરાતનો ભંડાર.



પૃષ્ઠ ૧ થી ૩૪



# શ્રીમંતાઈનો સરળ માર્ગ

## (ભાગ ૧ લો) (પ્રથમ વિભાગ)

## પ્રકરણ ૧ લું

### ધન પ્રાપ્ત કરવું એ માણસની ફરજ છે!

કારણ

( ઉર્દુ શેઅર )

પયસેહી સે જહાનમે નક્શા નગીન હયઁ
પયસા નહો તો કોડી કે બસતી નતીન હયઁ.




નજીલમાં પણ ચુહમ્માએ ફરમાવ્યું છે કે જો એક ભાઇ કે બહેન નાગું ભુખ્યું હોય અને તમારામાંથી કોઇ તેને કહીદે કે " ખુદા તમારી ઉપર મેહેરબાની કરે અને તમારૂં કલ્યાણ થાએ !" એટલું કહેવા સિવાય એવી ચીજ જે શરિરની સંભાળ માટે ઉપયોગી છે, તેમાંનું કાંઇ પણ તેને ન આપે. તો તેથી શું લાભ?" ખુલ્લુંજ છે કે જ્યાં સુધી પ્રથમ ખુદ આપણી પાસેજ કાંઇ હાજર ન હોય તો આપણે કોઇને કાંઇ પણ આપીએજ ક્યાંથી ? પણ જ્યારે આપણે એવી ચીજો મેળવી શકીએ છીએ તો પછી ન મેળવવાનું શું બહાનું કરી શકીએ ! આથી સાબીત થાય છે, કે જેમ દુનિયાની જરૂરીયાત પુરી કરવા માટે રૂપિયા કમાવું અગત્યનું છે. તેમ તે એક ધાર્મીક ફરજ પણ છે.

---

એમાં તો કાંઇ શક નથી કે મોહતાજ અપંગને ખેરાત આપવી એ એક ધાર્મીક ફરજ છે! પણ પ્રથમ ખુદ આપણે પોતે જરૂરીયાતથી તવંગર થવું અને બીજાઓને ખેરાત આપવાની શકિત પ્રાપ્ત કરવી એ પણ અગત્યનુ છે. અને તે માટે જરૂર કરતાં વધારે દ્રવ્ય આપણી પાસે હોવુંજ જોઇએ; તેથીજ કોઇને નૈતિક અધિકાર નથી કે પોતાને જરૂર પુરતું કમાઇને બેસી રહે, પણ તેથી વધારે તેને મહેનત કરવી જોઇએ!

દરેક સમજુ માણસ સમજી શકે છે કે ખુદાએ તેને દુનિયામાં કોઇ ઉપયોગી કામને માટેજ જીવન આપ્યું છે. કે જે કામ તરફ સ્વાભાવીક રીતે તેનું મન દોરાય છે. તેજ મુજબ મહેનત કરીને તે રૂપિયા કમાઇ શકે છે. જો કે તે દુઃખ અને આપદા જેવું જણાય છે. પણ રૂપિયા એકઠા કરવામાં એક જાતની એવી ખુશી સમાયલી છે, કે જે ધન ભેગું કરનારને અવશ્ય પ્રાપ્ત થાય છે! એથી આપણે એવા નિર્ણય ઉપર આવી શકતા નથી, કે એક માણસ

# રેડ જામીકા.
# સારસા પેરેલા.

ઘણા માણસો નબળાઈ સુસ્તી માથાનું દુઃખવું, મંદ અગ્ની દરરોજ કામ કરવામાં અશકિત વગેરે દરદોથી પીડાય છે. મુળ લોહીના બીગાડથી આવા દરદો ઉત્પન્ન થાય છે. ગરભવંતી સ્ત્રીઓને પણ અપાય છે. કોઈ પણ પ્રકારનું સાંધાનું દરદ મટાડે છે એવા ભયંકર દરદો મટાડવા માટે ખાસ એન. હમીદનુંજ સાર્સા પરેલા ઘણુંજ ઉપયોગી થઈ પડ્યું છે.

લોહી સુધારક છે તથા ચામડીના રોગ, ગુમડાં, ખીલ અને ચાઠાં, નાસુર, ભગંદર અને જુનો, પરમેહ વિગેરેનો ખાસ ઈલાજ.




બનાવનાર.
એન. હમીદ બ્રધર્સની કંપની.
ઇન્ડીયા.

સોલ. એજંટ.
ઈબ્રાહીમ હસનઅલી.
નજરબાગ–વડોદરા.

એજન્સી.
મુબઈ, કરાંચી, મદ્રાસ,
કાનપુર.

મોટું કેટલોગ
મંગાવો.

પોતાની જરૂર કરતાં વધારે કમાય છે; માટે બીજાઓને મોહતાજ થવું પડશે. ખુદાએ જમીન ને એવી નેઅમતોની ખાણ બનાવી મુકી છે, જે કદી પણ ખલાસ થવાની નથી. જો હું અને મારા કુટુંબીઓ મળીને દરરોજ ચાર કલાક કામ કરીશું તો ઘણું કરી ને અમે અમારી જરૂર પુરતું પેદા કરી શકીશું. પરંતુ જો હું તેઓ કરતાં વધારે સમય સુધી કામ કરીશ અથવા તેમના કરતાં વધારે કારીગરીથી કામ કરીશ, તો હું કેટલુંક વધારેજ કમાઇ લઇશ. મતલબ કે રૂપિયા પેદા કરવા અગત્યના છે. અને જેટલા રૂપિયા જે શખસ ઇચ્છશે એટલા વાજબી મહેનતથી કમાઇ શકશે ! કેટલાક લોકો કહ્યા કરેછે "કે સંસાર દુઃખનું ઘરછે" અને એ તકલીફો માત્ર એજ કારણથી છે કે અમોએ ( માણસોએ ) આમારી જરૂરીયાત ને વગર કારણે વધારી રાખીછે એવા લોકોના મતમાં જરૂરીયાત પ્રાપ્ત કરવા અને દોલત કમાવાને માટે મહેનત કરવાથી બચવું એખુશી પ્રાત્પ કરવાની મુળ રીત છે.

---

પણ જો સહેજ વિચાર કરવામાં આવે તો એવી સમજ એ નાહીમ્મતી ની સાબીતી છે. કેમકે જ્યારે અમારૂં જીવન મહેનતનું છે. અને હસ્તી કાયમ રાખવાને મહેનત કરવીજ જોઇએ છે. અનેકુદરતનો એ કાયદો છે કે શ્રમ કર્યા વગર જીંદગી ( પછી તે માણસની હોય, પશુ પક્ષીની હોય કે ઝાડ પાન ની હોય, તે ) કાયમ રહી શકતી નથી, તો મહેનતથી બચવું એ કુદરત વિરૂધ્ધછે, અને જે ફીલસુફી લોકોને જરૂરીયાત પ્રાપ્ત કરવાથી રોકેછે તે જાણે આળસાઇની અને મુર્ખાઇની ફીલસુફી છે. આ સવાલના સંબંધમાં પ્રખ્યાત લેખક જર્મી ટેલર ફરમાવે છે કે તે, ફીલસુફી જે દુનિયાના માલ અને ધન ને એવા વિચારથી કે અહીંની થોડીજ વસ્તુઓ વધારે ઉપયોગનીછે, ધિકારની નજરથી જોવાનો પાઠ ભણાવે છે, તે ઉપર સામાન્ય લોકો કરતાં સમજુ લોકોએ વધારે કારબંદ થવું જોઇએ. કેમકે માણસ જાતની દરરોજ શારીરીક અને વ્યવહારી રીતની સાથે રૂપિયાનો એવો પાકો સંબંધ અને એવું મજબુત નાતું છે—કે એક વિચારવંત નજર જે માણસની જીંદ-

ગીની દરેક સ્થીતી, ખાવા પહેરવા વિગેરે સાથે તો બારીકાઇથી વિચાર કરે, તે એવા નિર્ણય પર આવ્યા વગર રહી સકતી નથી કે માણુસની જીંદગી અને ધન એ એક બીજા પર અરસપરસ આધાર રાખેછે. માણુસ યોગ્ય અયોગ્ય ની રીતે ધન ના ઓછા વધતા ઉપયોગ પર સત્તા ધરાવે છે તે ખરેખર એક મહા ભારી વિદ્યા રાખે છે. કેમકે જે આપણે સઘળી ખુબીઓ જેવીકે પ્રમાણીક પણું, ન્યાય, ઉદારતા, ખેરાત, કર કસર, આગળ ઉપર નજર, વીવેક નમ્રતાઇ વિગેરે અને એના જેવીજ ખુબીઓ ને જેની હાજરી દોલતની હાજરી સાથેજ ચોટલી છે, ગણત્રી કરીએ તો એ એક એવી વિદ્યાછે કે જેના પ્રાપ્ત કરવાથી માણસાઇની તારીફની સંપૂર્ણતા થઇ શકે છે. એટલે માણસ તેજ ખરો માણુસ છે કે જે પોતાની જરૂરીયાત પ્રાપ્ત કરવાના સાધનો પર વિચાર કરે. તે વગર જેમ માણુસ કાયમ રહી શકતો નથી તેમ તેની સોસાયટી અને તેનો વ્યવહાર પણ ટકી શકતો નથી.

અફસોસ છે કે હિંદુસ્તાનમાં હજુ સુધી લોકો વસ્તુ પુષ્કળ અંગ્રેજોની સાથે રહેવા છતાં દોલતના હુનરની જુદી જુદી રીત ઉપર વિચાર કરવાને આકર્ષાયા નથી. હિંદીઓ અસલથી નસીબના સવાલને સ્વીકારે છે. અને આ દેશના ધર્મગુરૂઓ પણ હમેશ તકદીર પર રાજી અને સંતોષી રહેવાનું શીખવતા આવ્યાછે. આદેશમાં કોઇ માણસ ઉન્નતી કરી જાય એ ખુદાના ફજલનો ચમતકાર સમજવામાં આવેછે ! દરેક એવી કોશેશને જે માણસ ને ખુદાની મહેરબાની પર ભરોસો કરવાથી રોકે, હું વિરૂધ્ધ છું. પણ એમ કહેવું કે માણસની ખુશ નસીબી અને ફતેહમંદીમાં તેના બાજુની તાકાતનો કાંઇ પણ ભાગ હોતોજ નથી; એ તદ્દન ભુલ ભરેલું છે. અને ભુલ પણ એવી કે જેના નુકસાનો ને કોઇ હદમાં ઘેરવું મુશ્કેલ થઇ પડશે. ઑલીવર ક્રોમેવેલ ( ઇંગલંડના રાજા )નું કહેવું ઘણું સંગીન અને અમલ કરવાને પાત્ર

છે. એ મહાન પુરૂષે એક વેળા પોતાના હાથ નીચેના સીપેહ સાલાર ને ફરમાવ્યું હતું કેઃ– " બેશક ખુદાપર ભરોસો કરો! પણ સાથેજ દારૂને પણ સુકું રાખો " એની મતલબ એવી છેકે અલબત ખુદા પર ભરોસો કરે પણ જો ફતે મેળવવી હોય તો દારૂને ભીંગાઇ જવાથી બચાવો. જે શખસ ફતેહમંદ થવા, દોલત કમાવા, અને બીજાઓનો લીડર તથા આગેવાન થવા ઇચ્છતો હોય તેણે મેહેનતથી પાછી પાની કરવી જોઇએ નહિં- અને જો તે મહેનતથી ગભરાય છે, અને જરૂરીયાતને છાંટવાની ફીલસુફીથી ખુશ થાયછે તો તેણે ફતેહમંદ થવાનો વિચાર પોતાના મગજમાંથી કાઢી નાખવો જોઇએ.



## પ્રકરણ બીજું.

ધનની કુંચી



પિયા કમાવાનું કામ મુશ્કેલ નથી! દુનિયામાં કોણ એવો શખ્સ છે? જેણે કદી રૂપિયા ન કમાયા હોય! એક કરોડપતીથી લઇને એક સાધારણ મજુર સુધી ને રૂપિયા કમાવાનો અનુભવ હોય છે. બેનજામેન ફ્રેંકલેન! જે પ્રથમ એક છાપખાનામાં મજુર હતો અને છેવટે પાંચ રાજાઓ સાથે એક ટેબલ ઉપર ખાણું લઇ શકવાની પદ્વી સુધી તેણે આપ બળથી ઉન્નતી કીધી હતી! તેનું કહેવુ છે કે, "રૂપિયા કમાવાનો રસ્તો એવો ચોખો અને સીધો છે કે, જાણે આપણા ગામની પવન ચક્કી તરફ જવાની સડક છે!" અમેરીકન કરોડ પતી પીટી બા-

રટને એમ કહ્યું હતું કે દોલત કમાવાની રીતનો ભેદ માત્ર એટલોજ છે કે માણસ ધન કમાવા ચાહે! સાર માત્ર એટલોજ કે, દોલત પેદા કરવી એ કાંઇ મુશ્કેલ કામ નથી. પણ તે કમાવાની રીતના કેટલાક ભેદ પણ છે, અને માણસાઇ સંસારની સંબંધમાં જે અનુભવ વિદ્વાનો ને પ્રાપ્ત થએલાં છે, તેમાંના કેટલાંક એવાં છે કે જે દાખલા સાથે ધન કમાવાના શાહ માર્ગનો પતો આપે છે.

કોઇ પણ મતની વિરૂદ્ધતાની ડર વગર એમ કહી શકાય છે કે, "વ્યાપાર એજ ધનની કુંચી છે." એક સાધારણ કારકુન અને એક ઉંચી પદ્વી ધરાવનાર સરકારી ઓધ્ધેદાર એ બન્ને અનુક્રમે સાધારણ અને ઉંચા પ્રકારની ખુશાલીની જીંદગી પસાર કરે છે. અને છેલો માણસ કાંઇક ધન પણ ભેગું કરી શકે છે. પરંતુ જો મોટા પ્રમાણમાં પેદા કરવાની ઇચ્છા હોય અને લક્ષાધિપતિ થવાની ધારણા હોય તો, વ્યાપારની દેવીનો આસરો લેવો પડશે. આપણા દેશમાં કે પરદેશમાં જ્યાં જુઓ ત્યાં લાખો અને

કરોડોના માલેક માત્ર વહેપારીજ હશે. ત્રીસ ત્રીસ લાખની ફોજ રાખનારી ગવર્નમેંટો, પણ રોથસેલ્ડ અને તેના જેવા સાહુકારોના ઓશીયાળા છે. જે રાજ્યોની વાર્ષીક આવક ખર્વે અરબની છે. તેમના ખજાના પણ ખાલી રહે છે. અને તેમનું દેવું પણ તેટલાંજ પ્રમાણમાં હોય છે. પરંતુ સોદાગરોને ઘેર સોના ચાંદીની ગંગા જમના વહે છે. કેમકે "વહેપાર એજ ધનની કુંચી છે." વહેપારજ કંગાળીયતની આફતમાંથી મુકત કરનાર છે. અને દોલત તેની લોંડી માત્ર છે.

ઘણા ફેરીયાઓને જોયાછે કે એક બે રૂપિયાની પુંજીથી કારોબાર ચાલુ કરે છે. તેમના વહેપારનો નફો ગુણાકારની રીતે વધતો જાય છે. જો દર સેંકડે દર વરસે એક રૂપીયોજ નફો થાયતો ચક્રવર્તી વ્યાજના હીસાબે એક સદીમાં પૂરા એક કરોડ થઇ જાય છે. પણ જ્યારે નફો દશ વીસ કે પચાસ દર સેંકડે હોયતો પછી તેનો પારજ ક્યાં રહે !! આ મહોટી રકમ કેટલાકોને અચંબામાં નાંખી દેશે પણ હિસાબ સમજનારાઓ માટે કાંઇ મુશ્કેલ નથી.

---

અને તેઓ તરતજ કહેશે કે એમાં કાંઇ પણ અતિશયોક્તી નથી. વેહેપારી રીતના ફાયદાને સવિસ્તર સમજવા માટે સંસ્કૃત ગ્રંથોમાં એક સુંદર દંત કથા લખાયલી છે. કે એક ડોશી એક મહાજનની પાસે આવી અને બોલી કે:— "દીકરા મારી પાસે થોડીક પુંજી છે અને હું તેને કામે વેહેપારી કારોબારમાં રોકવા માંગું છું. તુ મને કુલીન અને પ્રમાણીક જણાયો છે. જો હું મારી પુંજી તારે હવાલે કરી દઉં તો મારે ક્યા પ્રમાણમાં નફો કમાવાની આશા રાખવી જોઇએ ! લાલચુ વાણીયાના મોઢામાં પાણી ભરાઇ આવ્યું. કે ઘેર બેઠા શીકાર હાથ આવ્યો છે. તેણે કહ્યું કે માજી મેં બસો રૂપિયાથી દુકાન ચાલુ કીધી, અને એક છ માસમાં તો મારી પુંજી બમણી થઇ ગઇ, અને એક વરસ પછી ચારગણી થઇ ગઇ, આથી મને અનુભવ થયો છે કે મારી પુંજી દર છ માસે બમણી થતી જાય છે, માટે તમે મને જેટલી રકમ આપસો, તે એક છ માસે બમણી થઇ જશે ડોસીએ કહ્યું કે, "બેટા આ નફો જો કે થોડો છે, પણ તું

મને પ્રમાણીક જણાય છે, તેથી તને રકમ સોંપતાં મને કાંઇ અડચણ જણાતી નથી. એમ કહીને એક ઢબ્બુ (અડધો આનો) કાઢીને વાણીયાના હાથમાં મુકયો અને બોલી કે લે આ તારા ખાતામાં મારે નામે જમે કર, જ્યારે હું આવીશ ત્યારે હીસાબ કરીને કોડીએ કોડી નફા સાથે વસુલ લઇશ. વાણીયો ડોશીનું મોઢું જોવા લાગ્યો, એમ જાણીને કે ગાંડી અગર મશ્કરી કરતી હશે, તે હસીને ચુપ થઇ ગયો અને બે પૈસા લઇ ગલ્લામાં નાખ્યા.

ડોસી ચાલતી થઇ અને જતાં જતાં તાકીદ કરતી ગઇ કે એ દીકરા ભુલી ના જતો, ને મારી રકમ જરૂર ખાતામાં જમે કરી લેજે. આ વાતને ૧૨ વરસ થઇ ગયા અને એક દીવસે તેજ ડોસી મહાજનની દુકાને આવી ઉભી અને કહેવા લાગી કેઃ—

" દીકરા, મારો હીસાબ કરી આપ, અને જે કાંઇ મારૂં લેહેણું હોય તે મને ચુકવી આપ; કેમકે હવે મારે મારી પુંજીને ધરમાદામાં ખરચ

કરી નાખવી છે. મહાજને પ્રથમતો તેને ઓળખીજ નહિ. પરંતુ ડોસીએ ૧૨ વરસ પુર્વેની વાત ચીત, અને એક ડબ્બુ જમે કરાવવાની બીના યાદ દેવડાવી, ત્યારે વેહપારીને પણ કાંઇ સ્મરણ થયું. અને તેણે કહ્યું કે બેશક એક ડબ્બુ તમારો મારી પાસે અમાનત છે. અને બે પૈસા ઉચકીને ડોસીને આપવા લાગ્યો. ડોસી બોલી, દીકરા, જુલમ ના કર, હીસાબ કરીને આપ! શું તેં કહ્યું નહોતું કે દુકાનદારીમાં દર છમાસે પુંજી ખમણી થઇ જાય છે. અને એજ આશાએ મે મારી રકમ તને સોંપી હતી પણ તારી નીય્યતમાં તો ફસાદ માલુમ પડે છે. શું તું વિધવા નિરાધારનો માલ પચાવી પડી બે જહાનમાં મોઢું કાળું કરીશ? ડોસીએ રડી કુટીને ધરતી અને આકાશ ગજાવી મુકયાં, વટેમાર્ગુઓ ભેગા થઇ ગયા અને પૂછવા લાગ્યા કે શું બીના છે? દુકાનદારે વહેપારમાં ખલલ ન થાય એવા વિચારથી કહ્યું કે—ડોસીમા તારો એકજ ડબ્બુ હતો, પણ લે બે લઇ જા, ત્રણ

| | |
|---|---|
| બીજા છ માસે બે આના. | ત્રીજા છ માસે ચાર આના |
| ચોથા છ માસે આઠ આના. | પાંચમા છ માસે એક રૂપિયો |
| છઠ્ઠા છ માસે બે રૂપિયા. | સાતમા છ માસે ચાર રૂપિયા |
| આઠમા છ માસે આઠ રૂપિયા. | નવમા છ માસે સોળ રૂપિયા |
| દસમા છ માસે બત્રીસ રૂપિયા. | અગ્યારમા છ માસે ચોસઠ રૂપિયા |
| ૧૨મા છ માસે ૧૨૮ રૂપિયા. | ૧૩મા છ માસે ૨૫૬ રૂપિયા |
| ૧૪મા છ માસે ૫૧૨ રૂપિયા. | ૧૫મા છ માસે ૧૦૨૪ રૂપિયા |
| ૧૬મા " ૨૦૪૮ " | ૧૭મા " ૪૦૯૬ " |
| ૧૮મા " ૮૧૯૨ " | ૧૯મા " ૧૬૩૮૪ " |
| ૨૦મા " ૩૨૭૬૮ " | ૨૧મા " ૬૫૫૩૬ " |
| ૨૨મા " ૧૩૧૦૭૨ " | ૨૩મા " ૨૬૨૧૪૪ " |

અને

૨૪માં છ માસે રૂપિયા ૫૨૪૨૮૮ થયા.

આ દંત કથા કહેવાથી મતલબ માત્ર એ છે કે વ્યાપારનું મહત્વ સમજવામાં આવે અને એવું સાબીત થાય કે માત્ર વહેપારમાંજ ખુદાએ આ ખુબી રાખી છે કે જેથી નાણું પોતાની મેળે Geometrical progresser ની પેઠે વધતું જાય છે.

વહેપાર કરવાથી એક અમુક શખ્સનેજ લાભ નથી મળતો પરંતુ એના સંબંધથી આખી સોસાયટી (કોમ) લાભ મેળવી શકે છે. વેહેપાર અને વીવેકતા પુર્વકાળથીજ ગોઠયા રહેતા આવ્યા છે. કોઇ પણ કોમે વીવેકની પોષાકથી પોતાનું શરીર શોભાવ્યું નથી જ્યાં સુધી કોતેણે વહેપારને ઉંચી પાયરીએ ન પહોંચાડયું હોય અને કોઇ કોમ વહેપારમાં ફતેહમંદ નીવડેલી સાબીત નથી થઇ જ્યાં સુધી કે તે વીવેકી અને સુધરેલી નહોતી. એટલે વહેપાર અને સુધારો એ બન્નેનું ચોળી દામનનું સાથ છે. અને જે શખ્સ પોતાના દેશના વહેપારને ઉત્તેજન આપે છે, તે જો કે જાહેરમાં પોતે એકલોજ તે વહેપારનો લાભ મેળવે છે પણ ખરૂં જોતાં એમ

---

નથી પરંતુ તેની આખી કોમને તેથી ફાયદો પોંહચે છે એડીમન સાહેબનું કેહેવુ છે. " વહેપાર કરનારી કોમને મોટો લાભ એ છે કે કોમમાં જવલ્લેજ કોઇ માણસો રહી જતા હશે જે વગર કામના અને આળસુ હોય. અને તેમને જીદગીમાં એવી તક ન મળી શકે જેથી તેઓ પોતાને માટે પુરતી પુંજી એકઠી કરી શકે " એવીજ રીતે એક બીજા વિદ્વાને કહ્યુ છે કે, વહેપારીઓ કોઈ કોમની હોડીના ખલાસી હોય છે કેમ કે જો તેઓ ન હોય તો કોમી સુધારાનો પાયો પડી ભાગે.

પરંતુ જોવામાં આવ્યું છે કે કેટલાક લોકો જેઓ વિદ્યા અને લાયકાત અથવા ઓહદેદારીની સેવા પુરતી બજાવવાથી અગ્રેસર થઇ ગયા છે. તેઓ વહેપારથી અણગમો રાખી દુકાનદારીને મગજ શકિત તેમજ નીતીના હકમાં અતિશય નુકશાન કરતા બતાવે છે. પણ વહેપારને નિતિ અને અકલ માટે નુકસાન કારક બનાવવુ એ મોટી ભુલ છે. વહેપારના જેવી બીજી કોઇ પણ ચીજ માણસની નિતિની કસોટી નથી. એક વિદ્વાન જે માત્ર

ચોપડીઓ વાંચવામાં અને ફીલસુફી દલીલોની તકરારમાં રાત દીવસ રોકાઈ રહે છે. તે પોતે, નથી જાણતો કે હું શું ચીજ છું ? જોતે પોતાની હકીકતથી વાકેફ થવા માંગતો હોય અગર પોતાની બુદ્ધિ અને નિતિની પરિક્ષા કરવા ઇચ્છતો હોય, તો તેણે બજારમાં આવવું જોઇએ, તેને બહુજ જલદી જણાઇ આવશે કે તે સમજદાર અને ભલો માણસ છે અથવા બેવકુફ ઠગારો. તેની હાર અને જીત પોતાની હકીકતથી વાકેફ કરી દેશે, તેમજ જે કોમ વહેપાર સાથે સંબંધ ધરાવે છે તેના કોઇ મેમ્બર માટે ચુકાદો આપી શકાય નહીં કે તે બુદ્ધિવાન અને નિતિવાન છે કે અણુજાણ અને વ્યભિચારી.

જો કે વેહેપારી હમેશ ધર્મ અથવા અંતઃકરણના બોધથી પોતાની નૈતિક સુધારણા કરતો નથી પરંતુ તે પોતાની ફતેહમંદી એમાંજ માને છે કે તેના પ્રમાણિક પણા, સીધા વહેવાર, અને સચાઇ ઉપર લોકોને વિશ્વાસ આવે. પરંતુ જેમ કુદરતનો કાયદો છે તેમ ધીમે ધીમે તે વર્ણિક જે મા-

ણુસે જરૂર માટે ધારણ કીધી હતી તેજ તેનો સ્વભાવ થઇ જાય છે.

એમ કહેવું કે વહેપાર તે બુદ્ધી માટે નુકશાન કરતા છે એ ખરા પણાથી ઉલટું છે. કેમકે જેટલી એક વહેપારીને પોતાની બુદ્ધિ અને કુનેહથી કામ લેવાની જરૂર હોય છે; એટલી બીજા કોઈ ધંધા વાળાને હોતી નથી ! નોકરી કરનારાઓને પોતાની નોકરી પર કાયમ રહેવાને અથવા ચઢતી પદ્વીએ જવાને પોતાની ચાલુ ફરજ બજાવવાનીજ જરૂર રહે છે અને ખેડુતની ફતેહમંદી માત્ર તેની મહેનત અને કીસ્મત ઉપર આધાર રાખે છે. પરંતુ વેહપારીને એક શતરંજબાજની પેઠે નિત નવી ચાલ ચાલવાની જરૂરત હોય છે. તે દર વખતે જમાનાનો રંગ જુવે છે અને પબ્લીકનું મન તપાસે છે. એક વખત એને કરજ લઇને કામ ચલાવવાનુ લાભકારક હોય છે અને બીજી બખત તેને કરજને લીધે ભારે જોખમ ખેડવુ પડે છે. તેને પોતાના ગ્રાહકોના સંબંધમાં પણ નિર્ણય કરવો પડે છે કે કોને રોકડેથી માલ આપવો જોઇએ અને કોની સાથે ઉધાર સોદા કરવો જોઇએ ! કોઈ વેળા ઘણા

થોડા નફે અથવા પડતલ ભાવે પણ માલનો નિકાલ કરવો બેહતર હોય છે. અને કોઈ વખત જેમ માલ વેચવામાં ઢીલ કરવામાં આવે તેમ તેની કીંમત વધતી જાય છે. ઘણી વખતે તેને તડાકા બંધ ફાયદાની લાલચમાં સચ્ચાઇ વિરૂદ્ધ કામ કરવાનું મન થાય છે પરંતુ સાથેજ તેને એ વાતની ધાસ્તી પણ હોય છે કે જો આ ભેદ ખુલ્લો થઇ જશે તો શાખને ધકકો લાગશે. મતલબકે એવી અસંખ્ય સ્થીતી જેમાં માણસ આગળ પાછળ થાય છે કે કંઇ રીતે કામ કરવું જોઇએ, વહેપારીને ડગલે પગલે સપડામણ રહે છે. અને તેને અકલ તથા કુનેહથી કામ લેવા પર અને મગજ શક્તિનો પુરતો ઉપયોગ કરવા પર લાચાર બનાવે છે. અને એવી રીતે વેહપારીની બુદ્ધિ દિન પ્રતિદિન કેળવાતી જાય છે. બીજી તરફ નોકરી કરનારાઓ અને ખેડુતોને એવા સમયનો સંજોગ ઘણોજ થોડો આવે છે. તેઓ સાધારણ બંધારણના શાહમાર્ગપર આંખો બંધ કરીને ચાલ્યા જાય છે. નોકરી કરનારાઓ પોતાનું કર્તવ્ય પ્રમાણિક પણા અને મહેનતથી બજાવે છે ત્યારે તેને લેશ માત્ર

પણ ધાસ્તી નથી હોતી કે મારી ઠગવેલી કમાઈમાં કાંઇ કમી થઈ જશે. ખેડુતની ફતેહમંદી મોટે ભાગે આકાશી મદદ પર અટકેલી છે જેમાં માણસની બુદ્ધિ અને કુનેહને કાંઈ સબંધ નથી. આથી પહેલો માણસ અગત્યની ગેર હાજરીને લીધે અને બીજો સત્તાની ગેર હાજરીને લીધે બુદ્ધિ અને કુનેહનો વધારે ઉપયોગ કરતો નથી. પરંતુ વેહેપારી ચોક્કસ જાણે છે કે જરા પણ ભૂલ ખાતાં આફતમાં સપડાઇ જઈશ. માટે તેને ફુંકી ફુંકીને પગ મુકવો પડે છે.

એજ કારણ છે કે જે કોમ વ્યાપાર સાથે કાંઈ સબંધ ધરાવતી નથી અને નોકરી સિવાય બીજા કોઇ પણ આધારથી પોતાનો નિર્વાહ નથી કરતી તેમાં થોડીક પેઢીઓ પછી કળા કૌશલ્યની શક્તિ બાકી રહેતી નથી જેવી રીતે કોઇ અવયવનો ઉપયોગ ન કરવાથી તેમાની શકિત નાબુદ થઈ જાય છે અને તેમાં શકિત રહેતી નથી, એવીજ રીતે મગજ શકિતનો પણ ઉપયોગ ન કરવાથી તે પણ ધિમે ધિમે નષ્ટ થઈ જાય છે. જોકે એગ

બાદ જે કાંઇ બાકી રહયા કરે તે દરરોજ વહીમાં લખી લેજે. અને આજનો હીસાબ કાલે અને કાલનો પરમદીવસે જોતા રહેજે." પોતાના બાપની આ છેલ્લી શીખામણને માન આપ્યું અને તેના જમ તે કરતો રહયો. થોડાજ દીવસમાં જ્યારે તેણે જોયું કે પુંજી પ્રતિદિન ઘટતી જાય છે. ત્યારે એકાએક તે ચોંકયો અને પોતાની સંભાળી લીધી.

જેવી રીતે વ્યાપારથી નાહની ખાંણદાનો વીચાર અને પાયો આ બી કામમાં મજબુત થાય છે એવીજ રીતે એના પ્રતાપે શીલતા, ધીરજ. અને જાતી લાયકાત પણ ધારણ થવા માંડે છે.

જેવી રીતે રાજ્ય અને હકુમતની વલણ સખ્તાઇ અને તરફ હોય છે. તેવીજ રીતે વ્યાપરનો ગુણ છે કે તે અટકચાળાઓને લસ, મગરૂરોને નમ્ર, અને તોછડાઇથી બોલનારને મીઠું બાપણું તથા નિર્દયને દયાળુ બનાવી દે છે. વ્યાપારીની જરૂરીયાત એવી છે કે

સુધી ધૈર્ય, દૃઢતા અને નમ્ર બોલચાલ ધારણ ન કરે ત્યાં સુધી પોતાના ધંધામાં હરગેઝ ફતેહમંદ થઇ શકતો નથી એક ગ્રંથ કર્તા લખે છે "કે દુનિયામાં સર્વેથી વધારે વિવેક વાળા અને મીઠું બોલનારા યહુદી લોકો છે, ના ફ્રાન્સીસી ના ઇટાલિયન, ના જરમની વાળા. એજ કારણ છે કે દુનિયામાં કોઈ કોમ યહુદી કોમ કરતાં વિશેષ ધનવાન નથી," માટેજ જે કોમ વ્યાપારી હોય છે, તેમની ઓલાદ પણ કુદરતી રીતે એક જમાના પછી એવી ખુબીઓથી આલંકારિત થાય છે.

વ્યાપારની મહાન બરકતોનું વિવેચન કરતાં એક અંગ્રેજ ગ્રંથ કર્તા લખે છે કે "લડાઇ એક ભયકર બલા છે. એ વર્તમાન સમયમાં પણ તેવીજ લોહી મિશ્રીત માણસની ખૂની અને ક્રુર છે જેવી કે પ્રખ્યાત કવિ "માહેર"ના જમાનામાં હતી. અમને ખાત્રી છે કે માત્ર વ્યાપારનીજ ખૂબીથી લોહી પીનારી તલવારોની વાઢ કાપ બંધ થઇ શકે છે વ્યાપાર જે વડેવારની એક અગત્યની શાખા છે

તે સુધારો અને વિવેક પ્રસારે છે! દુનિયાના સઘળા ભાગ ઉપર સુખ અને આરામના સામાનને સમાન પ્રમાણે વહેંચે છે. વિદ્યા તથા હુન્નર કળાની કીમતી અને સર્વ-લાભ કર્તા નવ નવી શોધોને રિવાજ આપે છે. અને શોધકો તેમજ કારીગરો ને નિત નવા અખતરા માટે બેચેન અને હાંસીલા બનાવે છે. સર્વ પ્રકારની વિદ્યા કળા અને ધર્મનો પ્રસાર કરનારી સંસ્થાઓના હકમાં એ ફાયદો બક્ષનાર છે. અને હમેશ હરેક સ્થળે એની અગત્યતા ચોંટેલીજ છે. જેમકે મન અને રીત ભાતની ઉન્નતી, સામાન્ય જ્ઞાન, સદ્વિવેક, સુધારો, કાયદા અને સ્વતંત્રતાની ઉન્નતી, મતલબ કે સર્વ પ્રકારની ઉન્નતીજ ઉન્નતી એનો હેતુ છે હમેશ એવુંજ બન્યું છે, કે જેવી સ્થીતીમાં એણે કોઇ પણ ચીજને મેળવીછે તેનાથી છુટા પડતી વખતે તે ચીજને ઉંચાથી ઉંચી પંકતી ઉપર છોડી છે, એ હમેંશથી માણસાઇ સુધારાનો મિત્ર અને સાથી રહ્યો છે એટલુંજ નહીં પણ નકીબની પેઠે આગળ આગળ ચાલીને રસ્તો સાફ કરતો રહ્યો છે.

કોણ નથી જાણતુ કે જે કોમોએ પોતાના વ્યાપારના બજારોને શોભા આપી, તેમના નામ રોશન થઇ પોતે રોનક પ્રાપ્ત કરી ગયા વ્યાપારે જ ગલીઓને માણસ બનાવ્યા સામાન્યને સરદાર અને સરદારોને રાજા બનાવ્યા. હજરત હઝરદખાલ બની શહર તિરાઇના વ્યાપાર અને સુખી સ્થીતીના સબંધમાં પોતાની પોથીમાં લખે છે કે "ત્યાંના સોદાગરો તે શાહજાદા અને તેમના માલની વખારો તે બાદશાહી ખજાંનાં છે" એ હેવાલ તે વખતનો છે કે જે લોકો સિકંદરશાહ નકદુનિયાના જમાનાથી કંઈ પુર્વે હતાં. એમના વ્યાપારે પોતાની શકતીનો ચમત્કાર કાંઇ થોડો બતાવ્યો નથી. વ્યાપારે મુરો (અરબો) ને પોતાના જમાનામા દુનિયાના બુધ્ધિવાન બનાવી દીધા. અને અંગ્રેજોને જેણે હિંદુસ્થાનના એકલા વારેસ બનાવી દીધા તે પણ વ્યાપારજ છે.

પરંતુ વ્યાપાર માણસને માટે માત્ર લાભ દાયક છે એટલુંજ નહિ. પણ હું કહીશ કે તે અગત્યનો અને અતિશય અગત્યનો છે. અને આ દાવો

કેવળ બનાવોની સાબિતી ધરાવે છે. કે માણસાઈ હસ્તી વ્યાપાર વગર સ્થીર રહી શકતીજ નથી. સંસારના પાયાનો માહિતગારો એ બાબતથી વાકેફ છે. કે દરેક દરેક માણસની જીંદગીની જરૂરિયાત એટલી બહોળી અને જુદા જુદા પ્રકારની હોય છે કે તેની એકલાની શક્તિ અને લાયકાત તે સર્વને તેને માટે બનાવી શકતી નથી. તેમજ કુદરતી રીતે દરેક કારીગર જે વસ્તુને તૈયાર કરે છે તે તેના પોતાના ઉપયોગ કરતાં ઘણા વધુ પ્રમાણમાં હોય છે. તેથી તે તેને પોતાના ઉપયોગની બીજી વસ્તુઓ સાથે બદલી લેવા માટે લાચાર થાય છે. દાખલા તરીકે જે શખ્સ અનાજનો વ્યાપાર કરે છે, તેની પાસે અનાજ પોતાના ખવાના ઉપયોગમાં આવે તેથી ઘણો વધારે હોય છે. પણ બીજી ઘણી વસ્તુઓ જેની તેને અગત્ય હોવા છતાં તેની પાસે હોતી નથી. સોય બનાવનાર તરફ જુઓ કે આખા વર્ષમાં તે પોતાની બનાવેલી વસ્તુ એક રૂપિયાની કીંમતની પણ વાપરી શકતો નથી પણ ચાર હજાર નવસો નેઉ રૂપિયાની વસ્તુઓ બીજા લોકોની બનાવેલી વાપરી નાખે છે. જે તે પોતાની કારીગરીના વેચાણથી

પ્રાપ્ત કરી છે. જેમ જેમ માણસ સુધારા અને વિવેકમાં ઉન્નતી કરતો જાય છે તેમ તેમ તેની જીંદગીની જરૂરિયાતો પણ જુદી જુદી અને બહોળી થતી જાય છે. માટે તે મહેનત વધારે વધારે કરે છે અને બદલો પણ વધારે વધારેજ મેળવછે. પણ એ સઘળી જરૂરિયાત માત્ર વ્યાપારની જ ખુબીથી પુરી પડી શકે છે. અને જો વ્યાપાર ન હોય તો માણસની સઘળી વ્યવસ્થા એક પલાકમાં બગડી જાય માટે એક મશખરા ગ્રંથકારે માણસની સ્તુતી બે શબ્દોમાં કીધી છે કે " માણસ તે, જનાવર છે જે વ્યારપાર કરે છે. "



## પ્રકરણ ત્રીજું.



વે એતો સ્પષ્ટ છે કે વ્યાપાર માત્ર વ્યાપાર કરનારને માટેજ નહીં પણ આખી સોસાયટીને માટે લાભકારક ઝરી છે અને જો કોઇ શખ્સ ઘણા મોટા પ્રમાણમાં રૂપિયા કમાવા ચાહતો હોય તો તેણે વ્યપાર તરફ લક્ષ આપવું જોઇએ. પરંતુ વ્યાપારનું ચલાવવું અને તેમાં ફતેહમંદ થવું કાંઇ સ્હેલું કામ નથી. તેમ આજ સુધી કોઇએ વ્યાપારમાં ફતેહમંદી મેળવી પણ નથી જ્યાં સુધી કે તેણે વ્યાપાર માટે ફતેહ સુચક રસ્તા ઉપર ચાલવાનું કબુલ નથી કર્યું.

દુનિયામાં આજ સુધી કોઈ એવો ભાગ્યશાળી માણસ નિવડ્યો નથી જે સ્હવાર પડતાં બારણે જાય અને આજે એક ગલીમાંથી તેને મોહોરો ની એક કોઠળી મલી જાય. કાલે ફરીથી જાએ અને વળી એક કોઠળી મલી જાય. એવીજ રીતે દર રોજ તેને કોઠળીઓ મળતીજ ચાલી જાય. બનવાજોગ છે કે જીંદગીમાં એકાદ રોજ તેને કોથળી મલી પણ જાય પરંતુ નિત નવી

કેટલીઓનું મળવું ત્યારેજ બની શકે કે વ્યાપારના ફળદાયક ઝાડ તળે આવવાનું સ્વીકારે. અને વ્યાપારમાં ફાવી જવા અગર બીજા શબ્દોમાં કહીએ તો શ્રીમંત થવાને માટે જે માણસ વ્યાપારના મેદાનમાં નિકળે છે તે અંતરે હેઠળ દર્શાવેલી રીત ભાતનું અચુક ધ્યાન રાખશે, જો તે ફતેહમંદીની ઇચ્છા રાખતો હશે.

## ધંધાની પસંદગી

યાદ રાખવું જોઇએ કે સંપુર્ણ કુદરતે આપણ સર્વને કોઈ ખાસ હેતુથી જન્મ આપ્યો છે. અને આપણા મગજોમાં પણ એટલીજ ભીન્નતા છે જેટલીકે અમારા ચેહેરાઓમાં છે. કેઇક બાળકો સાંચાના શોખીન હોય છે. કોઈક લખવા વાંચવાના, અને કેટલાક રમત ગમતના માટે મોટી ભૂલ થશે જો છેલ્લા છોકરાઓ કોઇ કારીગરીના કારખાનામાં અને પહેલી બે જાતના છોકરાઓને દુકાનદારી વિગેરેના કામમાં દાખલ કરવામાં આવે. એનું પરિણામ નિષ્ફળતા, નિચતા, અને દુખી જીંદગી સિવાય કાંઇ આવી શકતું નથી. એક અમેરીકન ગ્રંથ કરતાનું વચન છે કે “ ભિન્ન ભિન્ન ધંધા અને



( આગળનું પૃષ્ઠ જુઓ )

કારીગરીઓના પ્રમાણમાં લોકોની બુધ્ધિ અને સ્વભાવમાં એટલોજ તફાવત છે જેટલોકે જુદા જુદા કામો માટે જુદા જુદા હથિયારોમાં ?? અમો દાવાથી કહી શકીએ છીએ કે જરૂર એવુંજ છે. જુઓ સુથાર આરસીથી કાણું પાડે છે. આરીથી ચીરે છે રંદા કરવાનો હથિયાર જુદો હોય છે ઠોકવા અને જડવાનો જુદો. પેચ કાઢવા અને કસવાના જુદા, હવે જો સુથારને જે પોતાના અવજારોથી પુર્ણ રીતે વાકેફ છે તેને એમ કહેવામાં આવે કે ફલાણા કામને જરૂર કરતાં અડધાં હથિયારોથી કરી આપોતો તમો જોઈ લેશો કે તે બાપડો કટલી કઢંગી અને અસ્વચ્છ રીતે તે કામને મહા મુસીબતે કરીશકે છે.

જે શખ્સ મનુષ્ય પરિક્ષા કરી જાણે છે. અને જે તેના ગુણોથી વાકેફ છે. જેની જુદી જુદી વિદ્યાકળામાં જરૂર છે. તે કેટલાક માણસોને પોતાના સ્વભાવથી ઉલટા ધંધાઓમાં ફતેહમંદી માટે કઢંગી કોશેશ કરતા જોઇને અફસોસ કરેછે, અને જો આ સવાલ ઉકેળાઇ જશે તો દુનિયાને માટે એક આશિર્વાદ રૂપ થઇ પડશે.

કહેવા હેતુ એજ કે લોકોના સ્વભાવથી ઉલટુ કામ કરવું એવુંજ છે જેવું કે વાંસલાથી આરીનું અને બરમાથી ફેરવણીનું કામ લેવું.

# ભૂખે મરતા અનાથોને

# બચાવો!!

ભુખ્યને ભોજન, તરસ્યાને પાણી ને રખડતાને નિવાસ આપવો એ હિન્દુ ધર્મનો મહાન્ સિદ્ધાંત છે તેને અનુસરીને નડીઆદ હિન્દુ અનાથાશ્રમમાં ભુખે મરતાં નિરાધાર બાળકે, વૃદ્ધ અપંગો, નિરાશ્રિત વિધવાઓ આદીને પાળી પોષણ કરવામાં આવે છે.

એક વખતે રૂ. ૨૦૦ આપનાર ગૃહસ્થના નામની એ.ડ આ.સી. તરફથી ઓફીસમાં ચોડી નક્કી કરેલા દીવસે વર્ષમાં એક વખત દાતાના સ્મરણમાં અનાથોને જમાડવામાં આવે છે આવા ૫૫ દાતાઓ અત્યાર સુધીમાં મળ્યા છે.

જે દાતા રૂ. ૨૫ આપશે તે "ગોદાન" ખાતે ગણી તેના ફંડમાં અનાથોને દુધ આપવામાં આવશે.

એક રૂપીઓ ને તેથી વધુ દાન મોકલનારનાં નામ વાર્ષિક રીપોર્ટમાં પ્રગટ થાય છે રીપોર્ટ દરેકને મફત મળે છે.

મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

(બનામે ખુદા)

# ખીઝાબે હમદાની

યાને

## બાલ કાળા કરવાનો કલપ

આ તેલ મેં જ્યારે કાઢવાનો વિચાર કીધો ત્યારે હમેશા ખોદાને યાદ કરતો આથી મને ખોદાએ વધારે ખુબી આપીને મને ઇલાજ દેખાડયો કે મારી મદદથી તારૂ કામ ફતેહ થશે. મદીના તો ખોદાતાલાએ પાક સરજમીન ઉપર પેદા કીધું ત્યારે ખાનાકાબા અને મકકામાં મદીના જેવાં બીજાં મોટાં મોટાં શેહેરો જોવાથી રૂહાની હાંસલ કરવાની સાથે ખોદાતાલાનો હજારો હજાર ઉપકાર માનવો જોઇએ કે મને એક બુજરૅગ આદમીની સાથે મેલાપ થયો અને એનો ઇલાજ મલ્યો.

જે ખાસ બેહેસ્ત જેવા દમેસ્તીક મુલકનો રહેવાશી છે. એ બુજરેગે કેટલીક ચીજ મને બક્ષી એ શેહેર કેટલીક બાબતોમાં તથા તારીખમાં વખણાયલું છે. વળી ખીઝાબે હમદાની બધી ઉમદા ચીજમાં એક ઉમદા ચીજ છે એ તેલ દાઢીના તથા માથાંના બાલને લગાડવાથી ત્રણ મીનીટમાં ખાસ કાળા, ચળકતા અને રેશમ જેવા મુલાયમ થઇ જાય છે. એ તેલથી બીલકુલ ડાઘા પડવાની ધાસ્તી નથી. સુગંધમાં ખુશબો-દાર છે. એ તેલ લગાડવાથી ઘણા દીવસો સુધી બાલ કાળા રહે છે. એનો રંગ પાકો છે, અમીરો કે ગરીબોને સવડ પડે તેથી એની કીંમત થોડી રાખી છે. દુવા આમીન !

કીંમત બૉકસના રૂ. ૩ એક બૉકસ સાત મહીના ચાલે છે.

પોસ્ટેજ જુદું વી. પી. થી મોકલીશું.

લખો:—

હઝરત મોલાના આશકે યઝદાની

હાજી પીર સૈયદ નુરશાહ સાહેબ હમદાની

મેમનવાડા રોડ, અત્તાર ગલી—મુંબઈપોસ્ટ નં. ૯

સ્વર્ગની અલૌકિક બક્ષિસ.

# કામીનીઆ ઑઈલ. (રજીસ્ટર્ડ.)



સ્ત્રીયોનો આનંદ હેમની સૌંદર્યતાને લીધે છે: સૌંદર્યના સુંદર વાળના અંગે રહેલી છે અને સુંદર વાળો પ્રાપ્ત કરવા માટે તેમજ તેને સુંદર રીતે જાળવી રાખવા તમો આજથીજ એક બાટલી ખરીદી વાપરવાનું શરૂ કરો. હિંદુસ્તાનની સ્ત્રીઓ કામીનીયા ઑઈલજ વાપરે છે.

કિંમત બાટલી ૧ નો રૂ. ૧—૦—૦ વી. પી. ખર્ચના રૂ. ૦—૪—૦
,, ,, ૩ ના રૂ. ૨—૧૦—૦ ,, ,, ,, રૂ. ૦—૭—૦

## ધી એંગ્લો. ઇંડિયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની,

દરેક વેપારી પાસેથી પણ મળી શકશે. ૫૫, જુમા મસજીદ, મુંબઈ.